# બ્રિટિશ લોકોનો ઇતિહાસ

## ( રાજ્યતંત્ર સાથે )

લેખક,

પ્રોફેસર કેશવલાલ હિંમતરામ કામદાર,

એમ. એ.

કિંમત ૨-૦-૦

# બ્રિટિશ લોકોનો ઇતિહાસ

( રાજ્યતંત્ર સાથે )



લેખક,

કેશવલાલ હિંમતરામ કામદાર, એમ. એ.,

વડોદરા કૉલેજમાં પ્રોફેસર

ને

કહાનદાસ મંછારામ તથા ધીરજલાલ મથુરાદાસ સ્કૉલર.



પ્રકાશક,

કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ, નાણાવટ, સુરત.



૧૯૨૯



કિંમત, રૂા. ૨.

પ્રોફેસર કામદારનાં બીજાં પુસ્તકો—

**A Survey of Indian History, 1757–1858,** **Rs. 3**

**A History of India, political and administrative, 1757–1920,** **Rs. 2-8-0.**

**A History of the Mogul Rule in India, 1526–1761,** **Rs. 3.**

હિંદુસ્તાનનો શાળોપયોગી ઇતિહાસ, રૂ. ૨.

હિંદની પ્રજાનો ટૂંકો ઇતિહાસ. રૂ. ૦-૧૧-૦.

અર્થશાસ્ત્ર.



PRINTED BY
VAJERAM MANSINGH AT THE "SURAT CITY" PRINTING PRESS,
NEAR CHOUTA BRIDGE, SURAT.
&
PUBLISHED BY
BALUBHAI KARSANDAS OF MESSRS. KARSANDAS NARANDAS
AND SONS, BOOK-SELLERS AND PUBLISHERS, NANAVAT, SURAT.

# પ્રસ્તાવના.

**કર્તા તરફથી.** તા. ૧૧-૮-૧૯૨૯, **મુ. વડોદરા.**

“ શું હવે તમારે સાહેબલોકનો ઇતિહાસ સાંભળવો છે ? તો બહુ સારૂં, હું તે કહું છું. તમારી એ ઇચ્છા સ્વાભાવિક અને વખાણવાજોગ છે. અંગ્રેજો આપણા દેશમાં એકચક્રી રાજ્ય કરે છે અને વળી તેમની ચતુરાઈ બધી બાબતમાં બેહદ છે, તેથી એવા લોકનો ઇતિહાસ આપણે અમૂસ જાણવો જોઈએ.” આવાં સાદાં વાક્યોથી આરંભ કરી સ્વ. નવલરામભાઈએ “ શાળાપત્ર ”માં ઇ. સ. ૧૮૮૦ના ઑગસ્ટ માસથી તે ઠેઠ ઈ. સ. ૧૮૮૭ના માર્ચ માસ સુધી ઇંગ્લંડનો ઇ. સ. ૧૭૨૦ સુધીનો ઇતિહાસ આપ્યો હતો તેને આજે ૪૧ વર્ષો પૂરાં થઈ ગયાં છે. ત્યાર પછી તો ઠેઠ ઇ. સ. ૧૯૨૮ સુધીના ઇંગ્લંડના ઇતિહાસ ઉપર કેટલાંએક પુસ્તકો લખાયાં છે. આ પુસ્તક પણ એ સાહિત્યમાં એક નવી કૃતિ તરીકે બહાર પાડવામાં આવ્યું છે.

પુસ્તકને લખવાનાં ને બહાર પાડવાનાં બે કારણો અહિં જણાવવામાં વાંધો હોઈ શકે નહિ. પહેલું તો, આવી એક કૃતિની મને ખાસ આવશ્યકતા લાગી; બીજું, “ હિંદુસ્તાનનો શાળોપયોગી ઇતિહાસ ” ને “ હિંદની પ્રજાનો ટૂંકો ઇતિહાસ ” એ બે પુસ્તકોને શાળાઓમાં મળેલા ઉત્તેજનથી તેવી જ શૈલી ઉપર ઇંગ્લંડનો ઇતિહાસ લખવાનું મને પ્રોત્સાહન મળ્યું.

એક જ વિષય ઉપર વધારે પાઠ્ય પુસ્તકો શા માટે લખાતાં હશે ? આવો સવાલ ઘણી વાર જુદી જુદી મનોવૃત્તિવાળાં માણસો કરે છે. તે સવાલનાં ઉત્તરો ઘણાં છે. બીજા દેશોમાં દર વર્ષે કેટલાં પાઠ્ય પુસ્તકો બહાર પડે છે ? તેમના લખનારાઓ કોણ હોય છે ? વિષયના સારા અભ્યાસ પછી વિદ્યાર્થીઓને ને શિક્ષકોને ઉપયોગી નીવડે તેવું સાહિત્ય શા માટે ન આપવું ? ઇતિહાસના શાસ્ત્રીય અભ્યાસનો પાયો શાળા નહિ તો બીજી

કઈ સંસ્થા ? છેલ્લો જવાબ તો એ છે કે સેકડો વર્ષોના ઇતિહાસનું યોગ્ય પાઠ્ય પુસ્તક લખતાં જેટલા સાહિત્યને જોવાની ને વિચારવાની જરૂર પડે છે તેટલું સાહિત્ય સંશોધન—Research—ના કાર્ય અર્થે જોવું કે વિચારવું પડતું નથી એ અનુભવસિદ્ધ બાબત છે.

આ પુસ્તક વિદ્યાર્થીઓ માટે લખવામાં આવ્યું છે. આપણી યુનિવ્હર્સિટિએ માધ્યમિક અભ્યાસક્રમની પરાકાષ્ઠા—સ્કૂલ લીવિંગ પરીક્ષા માટે અત્યારે ઇંગ્લંડનો ઇ. સ. ૧૪૮૫થી તે ઇ. સ. ૧૯૦૧ સુધીનો ઇતિહાસ મૂકયો છે. હવે ઇ. સ. ૧૪૮૫ પહેલાંનો ઇંગ્લંડનો ઇતિહાસ શાળાઓમાં ચોથાં ધોરણોમાં એક વર્ષ સુધી શીખવાય છે; વળી ઇ. સ. ૧૪૮૫ પછીનો ઇંગ્લંડનો ઇતિહાસ તે સાલની પહેલાંનો વૃત્તાંત વાંચ્યા સિવાય બરોબર સમજી શકાય નહિ; આ કારણોથી આ પુસ્તકનાં થોડાં-એક પાનાંમાં ઇ. સ. ૧૪૮૫ પહેલાંનો ઇતિહાસ સરળતાથી સમજાવવામાં આવ્યો છે. ટ્યૂડર રાજાઓના અમલ પછીનો ઇતિહાસ સ્કૂલ લીવિંગ પરીક્ષામાં મૂકવામાં આવ્યો છે; તે ઉપરાંત કૉલેજોમાં પણ અર્વાચીન યુગનો કેટલોક ઇતિહાસ શીખવાય છે. આ યુગનો ઇતિહાસ વિદ્યાર્થીએ વધારે વિચારપૂર્વક જોવો જોઈએ. પુસ્તકમાં આ બાબતની ઉપયોગિતા સ્વીકારવામાં આવી છે ને લખાણની યોજના પણ એ વિચાર ઉપર ઘડાઈ છે.

ઇંગ્લંડના ઇતિહાસનાં કેટલાંએક પારિભાષિકો અહિં મૂળમાં જ મે આપ્યાં છે; તેમનું બેડોળ "ગુજરાતી" કરવાની ધૃષ્ટતા મે કરી નથી, કારણ કે તેની જરૂર જ નહોતી.

ઇ. સ. ૧૪૮૫ પછીનો ઇતિહાસ લખતાં કોઈ કોઈ પ્રસંગે અંગ્રેજી સાહિત્યમાંથી ને ઇતિહાસનાં પુસ્તકોમાંથી અનુકૂળ પ્રસાદીઓ ઉમેરવામાં આવી છે, પણ ઇ. સ. ૧૪૮૫ પહેલાના ઇતિહાસ માટે નહિ; કારણ કે ચોથાં ધોરણોનાં બાળકો માટે તે યોગ્ય કહેવાય નહિ.

આ ઇતિહાસમાં નીચેની હકીકતો ઉપર મેં ખાસ લક્ષ આપ્યું છેઃ— (૧) સ્ત્રીપુરુષોનાં ચરિત્રોનું નિરૂપણ. (૨) કાર્યકારણુનો સાંકળના આંકડાઓ જેવો પૂર્વાપર સંબંધ. (૩) રાજ્યકીય, આર્થિક ને સામાજિક સંસ્થાઓ. (૪) દેશાવર સાથેનો સંબંધ (૫) માત્ર પરીક્ષામાં "પાસ" થવાય તેટલું નહિ પણ ઇંગ્લંડના ઇતિહાસનું યોગ્ય જ્ઞાન. (૬) નકશાઓ.

ઇતિહાસ એ યાદદાસ્તનો વિષય છે–ક્યા વિષયનું જ્ઞાન શાસ્ત્રીય યાદદાસ્તનો વિષય નથી? અત્યારે ઇંગ્લંડની શાળાઓમાં ઇતિહાસ કેમ શીખવાય છે તે, સી. ઇ. રૉબિન્‌સને લખેલાં, ને હમણાં જ બહાર પાડેલાં, પણ પાંચ પાંચ આવૃત્તિઓ જેની નીકળી ગઈ છે, તે ચાર પુસ્તકોની દરેક પ્રસ્તાવનાનો એક ઉપયોગી ભાગ નીચે આપ્યો છે તેથી તુરત જણાઈ આવશેઃ—

"Too often progress flags for want of it (memory); and a course of history leaves but a vague and inaccurate impression after the lapse of six months' time. × × × The memory of them ( the main facts ) will gain rather than lose by ample illustration and discussion. Here therefore there is no excuse for economy of detail; and what space has been gained by the suppression of smaller issues may usefully be given to a more generous treatment of the large. Detail is of two sorts or rather may serve a double purpose. It supplies the means to a completer judgment, discovers the springs of human character and action, reveals the concrete beginnings from which great historical movements have been born. But besides this, there is another gain. Detail clothes the dry bones of fact with the warm

substance of reality. It will make even the dull tale live: and the trifling gossip of a Froissart or a Pepys stirs in us an interest which the vague generalisations of a textbook fail to move. Such details will not confuse the main impressions, but rather strengthen them; and so, whenever an episode seems worth mentioning at all, I have tried within the limits of my space to tell it properly".

આપણા પૂર્વજોએ ઇતિહાસને **पूर्ववृत्तं कथायुक्तं** કહ્યો હતો ને આપણે શું ભૂલી જઇશું ?

# અનુક્રમણિકા

## નકશાઓ

પાનું



## વંશવૃક્ષો

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૫ | ચોથી | લોકો | લોકોનો |
| ૬૨ | ૧૬મી | Jean | Joan |
| ૬૪ | ૨૦મી | Fardinand | Ferdinand |
| ૮૪ | પાંચમી | સુલેહ હતી. | સુલેહ જોઈતી હતી. |
| ૧૬૪ | ૨૩મી | પણ ખાતર | પણ |
| ૧૭૯ | ૧૪મી | પક્ષકારોએ | પક્ષકારો |
| ૧૯૨ | છેલ્લી | frame | frame of the Corsican |
| ૨૩૮ | ૮મી | પૂરેપૂરો | પૂરેપૂરા |
| ૨૬૭ | બીજી | સ્વછંદી | સ્વચ્છંદી |
| ૩૭૬ | નોંધમાં પહેલી | રાજ્યનીતિનું | રાજ્યનીતિ |
| ૩૭૯ | ,, | Parliamenterian | Parliamentarian |
| ૪૦૦ | ૮મી | Kichener | Kit-chener |
| ૪૩૨ | ૨૩મી | ત્રીજી વાર | બીજી વાર |

# બ્રિટિશ લોકોનો ઇતિહાસ

## ખંડ ૧લો. ઈ. સ. ૧૪૮૫ સૂધી

### પ્રકરણ ૧લું

#### પ્રસ્તાવના

**બ્રિટિશ ઇતિહાસ**—યૂરોપની પશ્ચિમ દિશામાં વાયવ્ય કોણમાં આવેલા અને દરિયાથી તે ખંડથી એકદમ જુદા પડતા જુદા જુદા ટાપુઓની હારને બ્રિટિશ ટાપુઓ કહેવામાં આવે છે. એ ટાપુઓમાં ગ્રેઇટ બ્રિટન Great Britain–અથવા ઈંગ્લંડ ને સ્કૉટ્લંડ, ને આયર્લંડ મુખ્ય છે. ઈંગ્લંડના લોકોનો ઇતિહાસ અંગ્રેજોનો ઇતિહાસ કહેવાય છે, જો કે કેટલાક વખત થયાં આ ઇતિહાસમાં સ્કૉટ્લંડ ને આયર્લંડના લોકોના ઇતિહાસનો પણ સમાવેશ કરવામાં આવે છે. અત્યારે તો અંગ્રેજ લોકોનો ઇતિહાસ એટલે ઈંગ્લંડ, સ્કૉટ્લંડ ને આયર્લંડના લોકોનો ઇતિહાસ ગણાય છે. એ લોકોએ છેલ્લાં બસો વર્ષો દરમ્યાન દુનિયાના જુદા જુદા ભાગો ઉપર પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું છે તેથી તેમના ઇતિહાસમાં તેમની આ પ્રવૃત્તિઓનું વર્ણન પણ આવી જવું જોઈએ. એ ઉપરાંત, તેમની ધાર્મિક, આર્થિક, ને સામાજિક પ્રવૃત્તિઓનો વિચાર પણ આપણે આ પુસ્તકમાં થોડે અંશે કરી જઈશું.

**બ્રિટિશ ઇતિહાસ શીખવાનું પ્રયોજનઃ**—વિદ્યાર્થી ને વાચક એકદમ પૂછશે કે યૂરોપના ખુણામાં આવેલા એક નાના દેશના લોકોનો ઇતિહાસ વાંચી હિંદુસ્તાન દેશનાં બાળકો શું કરશે? આ સવાલ બરોબર છે અને તેનો જવાબ આપવાની ખાસ જરૂર છે. આપણે ઈંગ્લંડનો ને તેની પ્રજાનો ઇતિહાસ ખરેખર સમજવો જોઈએ. પહેલું કારણ તો ચોખ્ખું છે. આપણે ત્યાં અત્યારે અંગ્રેજ સરકારનું રાજ્ય ચાલે છે. અંગ્રેજોનો

ઇતિહાસ, તેમના રીવાજો, ને તે પ્રજાનાં જુદાં જુદાં લક્ષણો આપણે જાણવાની ખાસ અગત્ય છે, કારણ કે આપણા રાજ્યતંત્રમાં તેમનો જ હાથ છે. યૂરોપના બીજા દેશો કરતાં ઇંગ્લંડની સાથે આપણે ઘણા નિકટ સંબંધમાં આવ્યા છીએ ને હજુ પણ છીએ. તે લોકોનો ઇતિહાસ આપણે જેટલી સ્હેલાઇથી વાંચી ને સમજી શકશું તેટલી સ્હેલાઇથી અત્યારે આપણે બીજા કોઈ પણ દેશનો ઇતિહાસ વાંચી કે સમજી શકશું નહિ. આપણે હવે નાનપણથી જ અંગ્રેજી ભાષા વાંચી ને સમજી શકીએ છીએ. ઇંગ્લંડે આખી દુનિયામાં પોતાનું રાજ્ય ને પોતાનો વેપાર એવી સુંદર રીતે અત્યારે જમાવ્યાં છે કે આપણા દેશમાં તેમનું રાજ્ય ન હોત તો પણ આપણે તે દેશનો ઇતિહાસ વાંચવા લલચાત. ઇંગ્લંડનો ઇતિહાસ કાંઈ પૃથ્વીના ખુણામાં આવેલા એક અજાણ્યા દેશનો ઇતિહાસ નથી. રાજ્યવહિવટમાં, અર્થશાસ્ત્રમાં, સાહિત્યમાં ને સ્વતંત્રતાની લડતમાં ઇંગ્લંડના ઇતિહાસના વાચનથી હરકોઈ માણસને ઉત્તમ બોધ મળી શકશે. ઇંગ્લંડે આખા યૂરોપને રાજ્યતંત્રના ને સ્વતંત્રતાના પાઠો શીખવ્યા છે. ઇંગ્લંડની પાર્લમેંટનું અનુકરણ બીજાં તમામ રાજ્યોએ કર્યું છે. આ કારણથી પણ આપણે ઇંગ્લંડનો ઇતિહાસ સમજવો જોઈએ. સ્વતંત્રતા. આત્મભોગ, રાજ્યવહિવટની કળા, વેપારની વૃદ્ધિ વગેરે માટે આપણે કોઈ પણ ઉપાયો લેવા જોઈએ તો તે માટે ઇંગ્લંડ પાસેથી આપણે ઘણું શીખીએ એમ છે. વળી છેલ્લાં બસો વર્ષોથી ઇંગ્લંડ યૂરોપમાં મુખ્ય રાજ્ય ગણાતું આવ્યું છે ને છેલ્લાં સો વર્ષથી તો તે આખી પૃથ્વી ઉપર એક પહેલી પંક્તિનું રાજ્ય ગણાય છે.

ઇંગ્લંડનો હમણાંનો ઇતિહાસ એટલે બીજાં રાજ્યોના પરસ્પર સંબંધના ઇતિહાસનો ટૂંકો સાર, એમ કહેતાં જરાય ખોટું નહિ કહેવાય. વળી ઇંગ્લંડનો છેલ્લાં વર્ષોનો ઇતિહાસ, એટલે યૂરોપનાં રાજ્યોના પરસ્પર વ્યવહારના ઇતિહાસનો ટૂંકો સાર એમ કહીએ તો ખોટું કહેવાશે નહિ. આ કારણથી પણ આપણે ઇંગ્લંડના ઇતિહાસનું વાચન અવશ્ય રાખવું જોઈએ. એ ઇતિહાસની હકીકતો જાણવાથી આપણે "એક પંથ ને દો કાજ" નહિ પણ એક પંથ ને અનેક કાર્યો સાધશું—આપણે ઇંગ્લંડનો ઇતિહાસ જોઇશું એટલું જ નહિ પણ સાથે સાથે ઘણી વાર આપણે યૂરોપનાં રાજ્યોનો પણ

ઇતિહાસ, ને તેથી સંસ્કૃતિ–પ્રગતિ–Progress–નો પણ ઇતિહાસ જોઇ શકશું, કારણ કે સંસ્કૃતિ કે પ્રગતિમાં અત્યારે યૂરોપનાં રાજ્યો આગેવાની ધરાવે છે અને એશિઆના ને આફ્રિકાના મોટા મોટા મુત્સદ્દીઓ ને આગેવાનો તેમને પગલે ચાલે છે. ઉપરાંત વિજ્ઞાન, સાહિત્ય, દેશાવરનો વ્યવહાર ને હુન્નરઉદ્યોગનો વિકાસ, એટલાં વાનાં સમજવા માટે પણ અંગ્રેજી ઇતિહાસ વાંચવાની ખાસ અગત્ય છે.

**બ્રિટિશ ટાપુઓ**:—બ્રિટિશ ટાપુઓનું કુલ ક્ષેત્રફળ આશરે ૧૨૧,૦૦૦ ચોરસ માઇલ છે ને તેમાં આયર્લંડનું ૩૨૬૦૦ ચોરસ ફૂટ માઇલનું ક્ષેત્રફળ સમાઈ જાય છે. તેમાં પ્રથમ ગ્રેટ બ્રિટન અથવા ઇંગ્લંડ ને સ્કૉટ્લંડ આવે છે ને તેમાં પ્રથમ ઇંગ્લંડ આવે છે. ઇંગ્લંડનું ક્ષેત્રફળ ચૅનલના ટાપુઓ ને વેઇલ્સ–Wales સહિત ૫૮૬૧૧ ચોરસ માઇલ છે અને તેની લંબાઈ પહોળાઈ અનુક્રમે લગભગ ૪૨૦ ને ૩૬૦ માઇલ છે. ટવીડ નદીની ઉત્તરનો ભાગ સ્કૉટલંડ ને દક્ષિણનો ભાગ ઇંગ્લંડ કહેવાય છે. તેની ઉત્તરે આર્ક્ટિક સમુદ્ર, પૂર્વે ઉત્તર સમુદ્ર, દક્ષિણે બ્રિટિશ સામુદ્રધુની, અને પશ્ચિમે ઍટ્લૅંટિક મહાસાગર, આઇરિશ સમુદ્ર ને સેઇન્ટ જ્યૉર્જની સામુદ્રધુની, આવેલાં છે. ઇંગ્લંડની પશ્ચિમ દિશા તરફ ને સ્કૉટલંડની ઉત્તર દિશામાં નાના પર્વતો આવેલા છે પણ તે પર્વતોમાં કોઈ પણ ગિરનાર કે પાવાગઢના ડુંગરથી બહુ વધારે ઊંચો તો નહિ હોય. ટાપુઓના ચારે કિનારાઓ ભાંગ્યાતુટ્યા છે તેથી તે ઠેકાણે બંદરો, ગોદીઓ, વગેરે માટે પૂરતાં સાધનો મળી શકે છે. આ જ કારણથી બ્રિટિશ સમૃદ્ધિ દેશાવરના વેપાર ઉપર ને નૌકાબળ ઉપર રહી છે અને બ્રિટિશ લોકો નૌકાબળમાં પ્રથમ પંક્તિમા રહેવા પ્રયત્ન કરે છે.

ઇંગ્લંડનાં આબોહવા શીતળ ને તંદુરસ્ત છે. ત્યાં ઠંડી ઘણી પડે છે પણ કામ ન કરી શકાય એટલી સખ્ત ઠંડી પડતી નથી. ઇંગ્લંડના ઉનાળો તે આપણો શીયાળો જાણવો. વર્ષાદ પણ ત્યાં સામાન્ય રહે છે; તેથી ખેતી ને હુન્નરઉદ્યોગને પુષ્ટિ મળી શકે છે. આ ટાપુઓમાં કેટલાંક સુંદર સરોવરો છે. ઘઉં, વટાણા, જવ, ઓટ્–Oat, બટાટાં, ગાજર,

કોબીચ, ઍપલ, શાકભાજી ને લીલો મેવો ઇગ્લંડમાં પાકે છે પણ હાલ મુખ્યત્વે તો અંગ્રેજો દેશાવરના વેપાર ઉપર ને પોતાનાં કારખાનાંઓમાં તૈયાર થતા માલની નિકાસ ઉપર જીવે છે. ખાધા-ખોરાકીની વસ્તુઓ અત્યારે ઇંગ્લંડમાં બહુ નીપજતી નથી. દરિયામાં ને નદીઓમાં સરસ માછલીઓ નીપજે છે તેના ઉપર હજારો માણસો નીભે છે. આખા દેશમાં સુતરાઉ, રેશમી, ને ગરમ ને સણનું કાપડ તૈયાર કરવાનાં અનેક કારખાનાંઓ છે, જેમકે, મૅંચેસ્ટર, લીડ્ઝ, ગ્લાસગો, ડંડી, ને ડર્બિમાં. બર્મિંગહૅમ જેવે સ્થળે પહેલા દરજ્જાનાં લોઢાનાં કારખાનાંઓ છે. કોલસો, લોઢું, કલઈ, મીઠું, સીસું, તાંબુ, જસત, વગેરે પણ પુષ્કળ મળી શકે છે. ઇંગ્લંડનું વહાણવટું આખી દુનિયામાં મશહૂર છે. ઇંગ્લંડના લોકો મોટે ભાગે પ્રોટેસ્ટંટો છે ને તેના જુદા જુદા પંથો પાળે છે. આયર્લંડના લોકો રોમન કૅથૉલિક છે; અલસ્ટરના પ્રદેશમાં પ્રોટેસ્ટંટ પંથનું સારૂં બળ છે. આયર્લંડ ખેડુતોનો મુલક કહી શકાય.

આ બધા ટાપુઓમાં રાજ્યભાષા અંગ્રેજી છે, ને ઇંગ્લંડના લોકો અંગ્રેજી ભાષા બોલે છે; પણ વેઇલ્સમાં જુની વેલ્શ – Welsh ભાષા બોલાય છે અને સ્કૉટ્લંડમાં ને આયર્લંડમાં જુદી જુદી ગેઇલિક ભાષાઓ બોલાય છે.

ગ્રેઇટ બ્રિટન પહેલાં તો યૂરોપખંડ સાથે જમીનવાટે જોડાએલું હતું, પણ કરોડો વર્ષો અગાઉ તે પ્રદેશ યૂરોપના ખંડથી વીખુટો પડી ગયો. એ ટાપુઓના લોકોમાં બ્રિટન, રોમન, સૅક્સન, ડેઇન, ને નૉર્મન, લોકોના વંશજો છે અને તે દરેક જાતની જુદી જુદી ખાસીઅતો હજુ પણ બ્રિટિશ લોકોના ચરિત્રમાં જોવામાં આવે છે.

**અંગ્રેજી ઇતિહાસનું વિવિધપણું:**—ઇંગ્લંડની ઉત્તરે જ સ્કૉટ્લંડનો દેશ આવેલો છે તેથી ઇ. સ. ૧૬૦૩ સુધી ઇંગ્લંડના દરેક રાજાનું મુખ્ય કર્તવ્ય એ હતું કે સ્કૉટ્લંડમાં વિરુદ્ધ સત્તા જામે નહિ. આયર્લંડ પણ તદ્દન નજીક હોવાથી તે દેશ ઉપર ઇંગ્લંડના રાજ્યકર્તાઓ પહેલેથીજ ચોક્કસ નજર રાખતા આવ્યા છે ને ત્યાં પણ પરદેશી સત્તા ન સ્થપાય તે માટે તેઓએ ચીવટ રાખી છે. ઉત્તર સમુદ્ર તરફ પોતાનો ચોખ્ખો સ્વાર્થ

હોવાથી ઇંગ્લંડે તે ભાગમાં કોઈ પરદેશી રાજ્યને બહુ બળવાળું થવા દીધું નથી. ડોવર મુકામેથી યૂરોપ માત્ર બાર ગાઉ જ છેટો રહી જાય છે. તેથી હૉલ્લંડ ને બેલ્જિઅમ ઉપર પણ અંગ્રેજો હમેશાં સ્વાર્થની દૃષ્ટિથી જોતા આવ્યા છે. ફ્રાંસ ઇંગ્લંડની એકદમ પડોશમાંજ છે; તેથી તે રાજ્ય યૂરોપમાં બહુ પ્રબળ ન થાય તે માટે પણ અંગ્રેજ મુત્સદ્દીઓ કાળજી રાખે છે. અત્યારે ભૂમધ્ય સમુદ્રમાં જિબ્રાલ્ટર, માલ્ટા ને ગોઝો ઉપર અંગ્રેજોનું સામ્રાજ્ય છે તેથી તે દિશામાં ફ્રાંસ, ઇટલિ, સ્પેઇન, ગ્રીસ, તુર્કી, ને રશિઆને ઇંગ્લંડ બળ જમાવવા દેતું નથી. હિંદુસ્તાન અત્યારે ઇંગ્લંડના સામ્રાજ્યનો એક ઉપયોગી ભાગ છે; હિંદ ને ઇગ્લંડ વચ્ચેના ધોરી માર્ગો ઇંગ્લંડની સત્તામાં રહે એ કારણથી માત્ર ભૂમધ્ય સમુદ્ર ઉપર જ નહિ પણ રાતા સમુદ્ર ઉપર, ઇજિપ્ત ઉપર, ઇરાનના અખાત ઉપર, અફ્ઘાનીસ્તાન ઉપર, અરબી સમુદ્ર ઉપર, હિંદી મહાસાગર ઉપર, આફ્રિકાના પૂર્વ ને પશ્ચિમ કિનારાઓ ઉપર, અને બંગાળાના ઉપસાગર ઉપર પણ અંગ્રેજો નજર રાખે છે. અમેરિકામાં કૅનેડા, વેસ્ટ ઇન્ડીઝના કેટલાક ટાપુઓ, ને મધ્ય અમેરિકામાં કેટલોક પ્રદેશ ઇંગ્લંડના કબજામાં છે તેથી ત્યાં પણ ઇંગ્લંડની સરકારને સાવચેત રહેવું પડે છે. ચીનમાં પણ ઇંગ્લંડ કેટલાએક ઉપયોગી હક્કો ધરાવે છે; ઑસ્ટ્રેલિઆ, ને ન્યૂ ઝીલંડ તેના જ મહારાજ્યમાં આવી જાય છે; તેથી પૅસિફિક મહાસાગરમાં ને પીળા સમુદ્રમાં પણ ઇંગ્લંડ લાગવગ ધરાવે છે ને તે વગ ઓછી ન થાય તેનું ધ્યાન રાખે છે. છેવટે આફ્રિકામાં પણ અંગ્રેજ સંસ્થાનો ને મુલકો છે તેથી ત્યાં પણ ઇંગ્લંડની સરકારને પોતાનો અર્થ સાધવો પડે છે. આવી રીતે અંગ્રેજ સામ્રાજ્ય દુનિયાના જુદા જુદા પ્રદેશોમાં આવેલું હોવાથી ને તે સામ્રાજ્યના લોકો, તેમની સામાજિક સંસ્થાઓ, વગેરે, જુદા જુદા પ્રકારનાં હોવાથી, ઇંગ્લંડની સરકારને રાજ્ય વહિવટમાં જુદા જુદા પ્રકારોની સંસ્થાઓની યોજનાઓ દાખલ કરવી પડે છે. દુનિયાના ઇતિહાસમાં હજુ સૂધી એના જેવું એક પણ મહારાજ્ય થયું નથી. આ કારણોથી અંગ્રેજોનો ઇતિહાસ વિવિધ, રસિક ને બોધમય બને છે.

---

# પ્રકરણ ૨જું

## કેલ્ટ, બ્રિટન ને રોમન.

**પુરાતન ઇંગ્લંડ. કેલ્ટ ને બ્રિટન:—** ઇસુ ખ્રિસ્તના જન્મ પહેલાં હજારો વર્ષો અગાઉ ઇંગ્લંડમાં પૂર્વ ને દક્ષિણ દિશાએથી કેટલાએક લોકો વસ્યા. તેઓ વર્ણે કાળા ને કદે ઠીંગણા હતા. ઘણાં વર્ષો સુધી તેમણે ઇંગ્લંડમાં પોતાનું વતન કર્યું. હજુ પણ તેમના કેટલાએક વંશજો વેઇલ્સમાં જોવામાં આવે છે. તેમના પછી તે જ દિશાએથી બીજા લોકો ઇંગ્લંડમાં દાખલ થયા. તેઓ કેલ્ટ–Celt–કહેવાય છે ને તેમની ભાષા ફ્રાંસના લોકોની ભાષા સાથે મળતી આવે છે. આ કેલ્ટ લોકો ઇંગ્લંડના પુરાતન લોકો સાથે ભળી ગયા. તેઓ Brythons કહેવાતા ને તેમના ઉપરથી ઇંગ્લંડનું નામ Britannica પડ્યું. આ લોકો વર્ણે ગોરા ને કદે ઊંચા હતા. યુદ્ધમાં તેઓ ઘણા શૂરવીર હતા. તેઓ સોનું, રૂપું, કલઈ, વગેરે ધાતુઓનો ઉપયોગ કરતા ને દેશાવરના લોકો સાથે વેપાર ખેડતા. તેઓ ગામડાઓમાં રહેતા ને ઢોર ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા. તેમની જુદી જુદી ટોળીઓ પરસ્પર લડતી. તેઓ દ્રવિડ–Druid–ધર્મગુરુઓથી ઘણા જ ડરતા, સૂર્ય વગેરેને પૂજતા, યજ્ઞો કરતા ને તેમાં જીવતાં માણસોને પણ હોમી દેતા. આ વખતે ગ્રીક લોકો યૂરોપમાં સુધરેલા લોકો ગણાતા. પણ તેમને બ્રિટનનો ટાપુ અજાણ્યો હતો, જો કે ઇ. સ. પૂર્વે ૩૦૦ની સાલમાં પિથિઆસ નામનો એક ગ્રીક મુસાફર બ્રિટનની આસપાસ ફરી ગયો હતો.

**બ્રિટનમાં રોમનું રાજ્ય:—** ઇ. સ. પૂર્વે પહેલા સૈકામાં રોમના કે ઇટલિના લોકોએ જર્મનિ અને રશિઆ સિવાય આખો યૂરોપ પોતાને તાબે કરી દીધો હતો. તેમના સામ્રાજ્યની પૂર્વ દિશાએ ટાઇગ્રિસ ને યુફ્રેટિસ નદીઓ, દક્ષિણે નીલ નદી ને સહરાનું રણ, પશ્ચિમે એટ્લૅંટિક મહાસાગર ને ઉત્તરે ડૅન્યૂબ ને ર્‌હાઇન નદીઓ ને બ્રિટિશ સામુદ્રધુની આવેલાં હતાં. રોમ નગરના એક મહાપુરુષ–Caesar–સીઝરે ગૉલ અથવા ફ્રાંસનો દેશ જીતી લીધો. ગૉલના વતની-

ઓને બ્રિટનો મદદ મોકલતા હતા તેથી સીઝરે ઇ. સ. પૂર્વે ૫૪ની સાલમાં બ્રિટનના ટાપુમાં ૧૫૦૦૦ માણસોનું લશ્કર ઉતાર્યું; પણ તેણે ત્યાંના લોકોને



પૂરેપૂરા જીતી લીધા નહિ. સીઝર નેપોલિઅન જેવો મહાન્ યોદ્ધો ને મુત્સદ્દી હતો. તેણે પોતાનાં નિવેદનો–Commentaries–લખ્યાં છે ને તે ઉપરથી આપણે ઇંગ્લંડના રહેવાસીઓ–બ્રિટનો–ની પરિસ્થિતિ જાણી શકીએ છીએ. સીઝર પછી રોમના પ્રજાસત્તાક રાજ્યનો નાશ થયો ને તેના સામ્રાજ્યમાં પાદશાહી–Empire–સ્થપાઈ. રોમન સરદારોએ હવે ઇંગ્લંડના ઘણાએક ભાગો કાયમને માટે સર કર્યા, ઇ. સ. ૪૩–૮૫. એક બ્રિટન ટોળીની રાણી બોઍડિશિઆ–Boadicea–એ આ વખતે રોમના લશ્કર સાથે લડવામાં ઘણી બહાદુરી બતાવી, ઇ. સ. ૬૦–૬૧.

ઇંગ્લંડમાં રોમની પાદશાહીનું મુખ્ય નગર યૉર્ક હતું. રોમનો સ્કૉટ્લંડ, વેલ્સ ને આયર્લંડ તાબે કરી શક્યા નહિ; છતાં તેઓએ ઇંગ્લંડ ઉપર લગભગ સવાચારસો વર્ષો સુધી રાજ્ય કર્યું. જે લોકો હિંદુસ્તાનને પરાજિત દેશ કહે છે તે લોકોએ આ હકીકત યાદ રાખવાની જરૂર છે.

ચાર સૈકાઓ દરમ્યાન રોમનોએ ઇંગ્લંડમાં પોતાની સંસ્કૃતિ વસાવી. તેઓએ બચાવ માટે સરહદો ઉપર મોટી દીવાલો ઉભી કરી, નિશાળો ઉઘાડી, શહેરો વસાવ્યાં, મંદિરો કર્યાં, બજારો ઉભાં કર્યાં, મોટા મોટા રસ્તાઓ બંધાવ્યા, નહેરો ખોદાવી, જુદે જુદે સ્થળે સિપાઈઓનાં થાણાંઓ ગોઠવ્યાં, ખેતી, વેપાર, ને કળાને ઉત્તેજન આપ્યું, ખ્રિસ્તી ધર્મની સ્થાપના કરી, પોતાનો પોશાક, પોતાની ભાષા, કાયદાઓ વગેરે નવા પ્રાંતમાં દાખલ કર્યાં, અને સ્થાનિક સ્વરાજ્ય પણ પોષ્યું; પણ બ્રિટનો યુદ્ધકળા ભૂલી ગયા. તેનું પરિણામ ઘણું ભયંકર આવ્યું.

---

## પ્રકરણ ૩જું

### એંગ્લોસૅક્સનો–Anglo-Saxons.

**જ્યૂટ, ઍંગલ, ને સૅકસન વસવાટ. ઇ. સ. ૪૫૦–૬૦૦.** Jutes. Angles. Saxons.

પાંચમા સૈકામાં રોમના મહારાજ્યની પડતી શરૂ થઈ; જર્મનિના પ્રદેશમાંથી જંગલી લોકોની ટોળીઓ તે રાજ્યના પ્રાંતો ઉપર ધસી આવવા લાગી; રોમના પાદશાહો રાજ્યકારભાર ઉપર પૂરતું લક્ષ આપી શક્યા નહિ; બ્રિટનના પ્રાંતમાંથી પાદશાહી લશ્કરો ખેંચાવાં લાગ્યાં. આ કારણોથી બ્રિટનો ઉપર ઉત્તર તરફથી પિક્ટ–Picts–લોકો, પશ્ચિમ તરફથી Scotts–સ્કૉટ્ લોકો, ને જર્મનિના કિનારા તરફથી સૅકસન લોકો ચડી આવવા લાગ્યા. પહેલાં તો સૅકસનોએ બ્રિટનનો અગ્નિ કોણનો ભાગ દબાવ્યો. એક બ્રિટન સરદારે હેંગિસ્ટ–Hengist ને હૉર્સા Horsa નામના જ્યૂટ–Jute જાતિના સરદારોને દુશ્મનો સામે બચાવ કરવા મદદે બોલાવ્યા. તે સરદારોએ પહેલાં બ્રિટનોના શત્રુઓને ને પછી બ્રિટનોને પોતાને પણ તાબે કર્યા ને બ્રિટન પ્રાંતમાં કાયમ વાસ કર્યો, ઈ. સ. ૪૪૯. જ્યૂટ લોકો સૅક્સન લોકોના એક વિભાગના હતા. સૅક્સનોએ સસ્સેક્સ, વેસ્સેક્સ, Sussex, Wessex, વગેરે પરગણાંઓ દક્ષિણમાં ને પશ્ચિમમાં વસાવ્યાં. પૂર્વમાં તેઓ Essex-

એસ્સેક્સમાં વસ્યા. Angles–ઍંગલ નામની તેમની એક ટોળી East Anglia–પૂર્વ ઍંગ્લિઆમાં ને Mercia–મર્શિઆમાં જઈ ચડી. ઇ. સ.



૫૭૭માં ને ઇ. સ. ૬૨૩માં એ લોકોએ અસલ વતનીઓ–બ્રિટનોને સખ્ત ને છેલ્લી હારો ખવરાવી એટલે જીતાએલા બ્રિટનો વેઇલ્સમાં ભરાઈ ગયા. કેટલાએકો એમ પણ કહે છે કે છેલ્લા બ્રિટન રાજા આર્થરે ને તેના સરદારોએ ઇંગ્લંડના નૈઋત કોણમાં સૅકસનો સામે બહાદુરીથી બચાવ કર્યો હતો. કવિ ટેનિસને આર્થર રાજાના આ પરાક્રમોને સુંદર કાવ્ય–Idylis of the King–માં વર્ણવ્યાં છે. આ સૅક્સન લોકોએ રોમન રાજ્યની દરેક યાદગીરીનો નાશ કર્યો ને અત્યારે થોડાંએક જુનાં નામો ને કોઈ જૂના રસ્તાઓ ને ક્યાંક ક્યાંય ખોદકામથી જડી આવતા તે વખતના અવશેષો સિવાય ઇંગ્લંડમાં રોમન સંસ્કૃતિની યાદગીરીરૂપે કાંઈ પણ મળતું નથી.

Angleની ટોળી ઉપરથી બ્રિટનનું નામ Angle-kin અથવા Enlgand પડયું અને રોમનોને ને બ્રિટનોને જીતનાર લોકો ઍંગ્લો-સૅક્સનો કહેવાયા.

**ઍંગ્લો-સૅક્સનો. Anglo-Saxons. Northumbria: Mercia. Wessex.** ઍંગ્લો સૅક્સનો જર્મન ભાષા બોલતા, શૂરવીરપણે




લડાઈઓ કરતા, ઢોર ઉછેરતા, માછીમારોનો ધંધો કરતા અને ક્રૂર દેવદેવીઓમાં માનતા. અંગ્રેજી ભાષામાં અઠવાડીઆના કેટલાક દિવસોનાં નામ આ દેવોનાં નામો ઉપરથી પડયાં છે, દાખલા તરીકે Tig દેવનો વાર Tuesday; Wodenના નામ ઉપરથી Wednesday, Thor ઉપરથી Thursday,

ને Frig ઉપરથી Friday. તેઓ ઘણા ક્રૂર હતા. તેઓ કુટુંબ ને સગાંઓ ઉપર ઘણી પ્રીતિ રાખતા ને સ્ત્રીઓને પુરુષો સાથે સમાન ભાવે ગણતા. ગુલામીની સંસ્થા તેમનામાં હતી. પોતાની જાતમાંથી કોઈ પણ બળવાન્ સરદારને તેઓ રાજા બનાવતા ને તેના કહેવા પ્રમાણે વર્તતા. આ રાજા King કહેવાતો. મોટા મોટા સરદારો Eorls અર્લ કહેવાતા ને નાના સરદારો Ceorls કર્લ કહેવાતા. તેમનું ને ધર્મગુરુઓનું મહામંડળ Witen કહેવાતું ને એ વિટનની સલાહ રાજા બનતાં સૂધી લેતો. તમામ લોકોની સભા Witanagemot કહેવાતી. દેશનાં નાનાં પરગણાંઓ Shires કહેવાતાં ને તેનાથી નાના વિભાગો Hundreds કહેવાતા. ગામડાંઓ Tun કહેવાતાં. ઇંગ્લંડમાં પહેલાં તો અનેક રાજાઓ થયા પણ ધીમે ધીમે તે બધાને એક છત્ર નીચે આવવાની ફરજ પડી. પરિણામે ઇંગ્લંડમાં ત્રણ મુખ્ય રાજ્યો થયાં-ઉત્તરમાં નૉર્થંબ્રિઆ, મધ્યદેશમાં મર્શિઆ Mercia, ને દક્ષિણમાં વેસ્સેક્સ. પહેલાં તો Northumbriaના રાજા એડ્વિને આખા ઇંગ્લંડમાં એકચક્રી રાજ્યની સ્થાપના કરી. Edinburg–એડિનબરો શહેર હજુ પણ તેના નામને યાદ દેવરાવે છે; ઇ. સ. ૬૨૦. આ એડ્વિને ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો હતો. સો વર્ષો પછી Mercia-મર્શિઆનો ઓફ્ફા–Offa–ઇંગ્લંડનો સાર્વભૌમ રાજા થયો. તે પણ ખ્રિસ્તી ધર્મમાં ભળ્યો હતો. ઇ. સ. ૭૫૭-૯૬. મર્શિઆ પછી વેસ્સેક્સનો વારો આવ્યો. ઇ. સ. ૮૨૩માં વેસ્સેક્સના રાજા Egbert–એગબર્ટે (ઇ. સ. ૮૦૦-૩૯) આખા ઇંગ્લંડને પોતાના છત્ર નીચે આણ્યું. તેના વખતમાં આખા દેશને ઇંગ્લંડનું નામ આપવામાં આવ્યું ને વિંચેસ્ટર પાટનગર બન્યું. અલબત, આ વખત દરમ્યાન નાના નાના રાજાઓને રાજ્ય કરવા દેવામાં આવતું; પણ જેમ અત્યારે આપણા દેશમાં નાનાં મોટાં ઘણાં સંસ્થાનો છે પણ તેમના બધા ઉપર ઇંગ્લંડના શહેનશાહની આણ ફરે છે તેમ તે વખતે પણ થોડા સમય માટે Northumbria કે Mercia કે Wessexના રાજાની આખા ઇંગ્લંડના નાના મોટા રાજાઓ ઉપર આણ ફરતી.

**ઇંગ્લંડ ને ખ્રિસ્તી ધર્મ:**—ઇસુ ખ્રિસ્તના જન્મ સૂધી રોમન

મહારાજ્યના લોકો જુદા જુદા ધર્મો પાળતા. ઇસુ પછી તેના અનુયાયીઓએ ઘણાં દુઃખો વેઠીને પણ યૂરોપમાં ને એશિઆમાં ખ્રિસ્તી ધર્મ ફેલાવ્યો. ઇ. સ. ૩૨૩માં રોમનો એક પાદશાહ ખ્રિસ્તી થયો. ખ્રિસ્તી ધર્મ ઇંગ્લંડના અસલ વતનીઓએ પણ સ્વીકાર્યો હતો તે આપણે ઉપર જોઈ ગયા છીએ; પણ પાંચમા સૈકામાં રોમના રાજ્યનો નાશ થયો એટલે સાથે ખ્રિસ્તી ધર્મ પણ ઇંગ્લંડમાંથી લગભગ નાબુદ થઈ ગયો. માત્ર વેઇલ્સના બ્રિટનોએ તે ધર્મ પોતાના નવા વતનમાં ટકાવી રાખ્યો. ત્યાંથી સેઇન્ટ પૅટ્રિકે Patrick આયર્લંડમાં તે પંથ ફેલાવ્યો. ઇ. સ. ૫૯૭માં રોમના પોપે ઑગસ્ટિન નામના ધર્મગુરુને ઇંગ્લંડ મોકલ્યો. તેણે કેન્ટના રાજાને ખ્રિસ્તી કર્યો. ત્યારપછી મર્શિઆ, વેસ્સેક્સ ને નૉર્થમ્બ્રિઆના રાજાઓ પણ રોમના ધર્મમાં ભળ્યા. ખ્રિસ્તી ધર્મમાં ભળવાથી ઇંગ્લંડના લોકોમાં એકત્વની ભાવના પ્રકટ થવા પામી અને તેઓએ પોતાની જંગલી કુટેવોનો ત્યાગ કર્યો. ઉપરાંત, યૂરોપના ઘણા મોટા મોટા રાજાઓ એ વખતે તે ધર્મ પાળતા હતા. તેથી ઇંગ્લંડના રાજાઓ તેમના નિકટ સંબંધમાં આવ્યા ને પરિણામે ઇંગ્લંડ ને યૂરોપ વચ્ચેનો વ્યવહાર વધ્યો. રોમ એ વખતે ખ્રિસ્તી ચર્ચનું પાટનગર હતું. તેથી રોમના વિચારો ને આચારો પણ ઇંગ્લંડમાં ફેલાયા. ચર્ચની સાથેના નિકટ સંબંધથી રાજાની સત્તા વધી. ધર્મગુરુઓ રાજ્યકારભારમાં ને ખાસ કરીને અદાલતોમાં કામકાજ કરવા માંડ્યા. ચર્ચ–Churchને ઘણી જમીન બક્ષીસ આપવામાં આવી તેથી પણ ધર્મગુરુઓની સત્તા વધી.

---

## પ્રકરણ ૪થું

## ડેઇનો ને સૅક્સનો, ઇ. સ. ૭૮૭–૧૦૬૬.

**ડેઇન લોકોની સવારીઓ:**—ડેન્માર્કમાં અને સ્કૅન્ડિનેવિઆના દ્વીપકલ્પના કિનારા ઉપર ઘણા વખત થયાં ડેઇન Dane અથવા Viking–વિકિંગ–નામના લોકો રહેતા હતા. આઠમા સૈકાની આખરના ભાગમાં ફ્રાંસના રાજા મહાન્ ચાર્લ્સે જર્મનિના ઉત્તર કિનારાના પ્રદેશને જીતી લીધો ને પછી તેણે આ લોકોને પણ છંછેડયા. ત્યારથી ડેઇનો પશ્ચિમ યૂરોપના જુદા જુદા ભાગો ઉપર હુમલાઓ કરવા લાગ્યા. રાજા ઓફ્ફાના વખતમાં

તેઓ ઇંગ્લંડમાં દાખલ થયા ને પછી તો તીડનાં ટોળાંની માફક દર-



વર્ષ ઇંગ્લંડ ઉપર ધસી આવવા લાગ્યા. ઇંગ્લંડનો ઉત્તર ને પૂર્વ ભાગ તેઓએ દબાવ્યો. માત્ર દક્ષિણમાં વેસ્સેક્સનું રાજ્ય જ બાકી રહ્યું અને જો ત્યાં આલ્ફ્રેડ જેવો મહાન્ યોધ્ધો ને મુત્સદ્દી રાજા ન હોત તો તે ભાગને પણ ડેઇનિ લોકોએ પોતાને તાબે કરી દીધો હોત. ઇ. સ. ૭૮૭-૮૭૧.

**મહાન્ આલ્ફ્રેડ, ઇ. સ. ૮૭૧-૯૦૦-ડેઇનોની સખ્ત હારઃ—** ડેઇનિ લોકોને હરાવનાર, ઇંગ્લંડને જંગલી રાજ્યથી બચાવનાર, ઍંગ્લો-સૅક્સનોને ને ડેઇનોને એકત્વની ભાવના પ્રેરનાર, કેળવણી, સાહિત્ય, ધર્મ, રાજ્યવ્યવસ્થા, વગેરે રાષ્ટ્રીય જીવનના દરેક ક્ષેત્રને વ્યવસ્થિત કરનાર, અને તે જ સાથે ચરિત્રમાં તદ્દન ચોખ્ખા, આ ઇંગ્લંડના પહેલા મહાપુરુષનો જન્મ ઈ. સ. ૮૪૯માં થયો હતો. તેનો બાપ વેસ્સેક્સનો રાજા હતો. ઘણી નાની ઉંમરે તે રોમ ગયો હતો. બાર વર્ષ

સુધી તો તેને લખતાં વાંચતાં આવડતું નહિ પણ અકબરની માફક તેની યાદદાસ્ત ઘણી જ સુંદર હતી અને તે જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ પોતાની માતૃભાષા ને ઉપરાંત લૅટિન પણ શીખતો ગયો. નાનપણમાં જ તેનાં માબાપ મરી ગયાં. તેનું શરીર કસાએલું હતું; પણ પહેલેથી જ આલ્ફ્રેડને કેટલાએક ભયંકર ને જીવલેણ રોગો લાગુ પડયા હતા; છતાં છેવટ સુધી તે પોતાનું શરીર સારી રીતે સાચવી શકયો હતો. ઓગણીસમા વર્ષની ઉમરે તે મર્શિઆના રાજાની કુંવરી સાથે પરણ્યો. આ વખતે ડેઇનિ લોકો ટોળાંબંધ મર્શિઆ ઉપર ચડી આવતા હતા. આલ્ ફ્રેડ તેમની સામે ગયો હતો. તેનો ભાઈ આ સામાન્ય શત્રુ સામે લડતાં ઘવાયો ને મરી ગયો; આલ્ ફ્રેડ સૌથી નાનો કુંવર હતો છતાં વિટને તેને વેસ્સેકસનો રાજા બનાવ્યો. અમલના પહેલા જ વર્ષમાં ડેઇન લોકોએ તેને હરાવ્યો. આલ્ ફ્રેડે તેમને મોટો દંડ ભર્યો ને ચાર વર્ષો સુધી તો શત્રુઓએ વેસ્સેકસ ઉપર મીટ માંડી નહિ.પણ લડાઈના પહેલા અનુભવથી યુવાન્ રાજાએ જાણી લીધું કે વેસ્સેકસનું નૌકાસૈન્ય ઘણુંજ નબળું છે. તેથી તેણે નૌકાસૈન્યને ને જમીન ઉપરના લશ્કરને સુધારી દીધાં. ડેઇનિ લોકોએ મર્શિઆ ને નૉર્થંબ્રિઆ જીતી લીધાં. ઈ. સ. ૮૭૬માં ડેઇનિ રાજા વેસ્સેકસ ઉપર ચડી આવ્યો પણ આલ્ ફ્રેડની તૈયારી જોઈ લડાઈ ન કરતાં તે પાછો ચાલ્યો ગયો. ઈ. સ. ૮૭૮માં એ રાજા ફરી આલ્ફ્રેડ ઉપર ચડી આવ્યો. રાજા પહેલાં તો નાસી ગયો; પણ તેના અમીરોએ છેવટે શત્રુઓને હરાવ્યા; આલ્ફ્રેડે પણ દુશ્મનોને હરાવ્યા. ડેન રાજાએ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો ને વેસ્સેકસ ઉપર ફરી સવારી ન કરવાનું વચન આપ્યું; ઇ. સ. ૮૭૯. આ સમાધાની તેર વર્ષ સુધી ચાલી ને તે દરમ્યાન ડેઇનિ લોકોએ આલ્ ફ્રેડને છંછેડયો નહિ. ઇ. સ. ૮૯૧માં ડેઇનિ સરદાર હેસ્ટિંગે વળી ઇંગ્લંડ ઉપર સવારી કરી; પણ તેમાં તે ફાવ્યો નહિ.

**આલ્ફ્રેડના સુધારાઓ:**—અત્યાર સુધી આલ્ફ્રેડ માત્ર વેસ્સેકસ, સસ્સેકસ ને કેન્ટનો રાજા હતો; હવે તેણે પોતાની એક પુત્રીને પશ્ચિમ મર્શિઆના રાજા વેરે પરણાવી ને તે રાજાને પોતાનો માંડળિક બનાવ્યો. વેઇલ્સના નાના રાજાઓએ પણ આલ્ ફ્રેડની સત્તાને માન્ય કરી. ડેઈનોના

રાજ્યની ને વેસ્સેકસના રાજ્યની પરસ્પર સરહદો નક્કી કરવામાં આવી. બંને પક્ષો વચ્ચે બીજા અગત્યના કરારો પણ થયા. રાજાએ નૌકાસૈન્ય તૈયાર કર્યું તેણે પોતાના લશ્કરની ભરતી સુધારી અને સિપાઈઓની સંખ્યામાં મોટો વધારો કર્યો. દેશના અગત્યના ભાગમાં કિલ્લાઓ તૈયાર કરવામાં આવ્યા ને તેમના બચાવ માટે ઉપયોગી નિયમો રચવામાં આવ્યા. લશ્કરમાં ઘણે ભાગે ખેડુતો આવતા તેથી ખેતીને નુકસાન ન પહોંચે તેમ ખેડુતોને લશ્કરી નોકરીમાં લેવાનો નિયમ થયો. પોતાના અંગરક્ષકોની સંખ્યામાં પણ રાજાએ વધારો કર્યો અને માત્ર અમીરોને જ નહિ પણ મધ્યમ વર્ગના લોકોને પણ એ અગત્યની નોકરી આપવાનો ચાલ તેણે શરૂ કર્યો. આગલા રાજાઓએ કરેલા કાયદાઓનું આલ્ફ્રેડે એકીકરણ કરાવ્યું. પ્રજાની પરસ્પર તકરારોનું સમાધાન આલ્ફ્રેડ સુંદર રીતે કરી શકતો; આ વિષયમાં તેની કીર્તિ આખા યૂરોપમાં ફેલાઈ ગઈ હતી. રાજ્યના ઉત્પન્નના તે બે સરખા ભાગો કરતો. એક ભાગ ધર્માદા ખાતે વપરાતો ને બીજો ભાગ રાજકારણ માટે વપરાતો. આ બીજા ભાગના તે ત્રણ સરખા ભાગો કરતો. પહેલો ભાગ લશ્કરમાં વપરાતો; બીજો ભાગ વેપારઉદ્યોગ ઉપર વપરાતો; ને છેલ્લો ભાગ પરદેશીઓ માટે અલગ રાખવામાં આવતો. ધર્માદાના ભાગમાંથી ગરીબો માટે, મઠો માટે, કેળવણી માટે, ને ખાસ દાનમાં, એમ ચાર સરખા હિસ્સાઓ પડતા. આલ્ફ્રેડ મોટો દાનેશ્વરી હતો. તેનો પૈસો યૂરોપના જુદા જુદા મઠોમાં જતો; તેણે જેરુસલેમ, મલબાર, વગેરે જગ્યાઓના ખ્રિસ્તી મઠોને જુદી જુદી રીતે સારી મદદ કરી. ઇંગ્લંડના ને યૂરોપના વિદ્વાનોને તે પોતાના દરબારમાં નોતરતો. તેણે પુસ્તકાલયો સ્થાપ્યાં, નિશાળો ઉભી કરી, લોકોને કેળવણી આપવા ઉપાયો લીધા, લૅટિન પુસ્તકોનો અંગ્રેજીમાં અનુવાદ કરાવ્યો, ભણેલાઓને મોટી મોટી જગ્યાઓ આપી, ઘણા હુન્નરો ઇંગ્લંડમાં દાખલ કર્યા રાજા પોતે એક સારો ઝવેરી હતો–સ્થાપત્ય Architecture–ને ઉત્તેજન આપ્યું, ને કેટલાંએક નવાં યંત્રો દેશમાં ચાલુ કર્યાં.

આલ્ફ્રેડ મોટો સરદાર, મુત્સદ્દી, રાજા ને સાહિત્યસેવક માત્ર નહોતો; તે એટલો જ ધાર્મિક હતો; એ રાજા પોતાના નિત્ય નિયમો કદિ

ચૂકતો નહિ. તે રહેણીકરણીમાં ઘણો સાદો રાજા હતો. રાજા તરીકે મિથ્યા અભિમાન તે કદિ રાખતો નહિ. ઈ. સ. ૯૦૦માં તે મરી ગયો. જો આલ્ફ્રેડ જેવા મહાન્ રાજાએ ડેઈનોને હરાવ્યા ન હોત તો ઇંગ્લંડ સ્કૅન્ડિનેવિઆને તાબે થઈ ગયું હોત.

**સૅક્સનો ને ડેઈનોઃ**—ઈ. સ. ૯૦૦–૧૦૧૬. આલ્ફ્રેડ પછી તેનો પુત્ર એડ્વર્ડ ગાદીએ આવ્યો. તેણે ડેઈનો પાસેથી મર્શિઆ, એસ્સેક્સ




ને ઈસ્ટ ઍંગ્લિઆ સર કર્યાં અને નૉર્થમ્બ્રિઆ, વેઈલ્સ ને સ્કૉટ્લંડના રાજાઓ પાસેથી ખંડણી વસુલ કરી, ઈ. સ. ૯૦૦–૨૫. એડ્વર્ડનો પુત્ર Athelstan પણ બાપના જેવો પરાક્રમી રાજા થઈ ગયો, ઈ. સ. ૯૨૫–૪૧. તેના પછી તેના ભાઈઓ રાજાઓ થયા. છેવટે આલ્ફ્રેડનો પૌત્ર એડ્ગર જ્યારે રાજા થયો ત્યારે ફરીથી વેસ્સેક્સના રાજ્યની સત્તા બપોરના

સૂર્ય જેવી તપવા માંડી, ઇ. સ. ૯૫૯–૭૫. તેનો મુખ્ય પ્રધાન કૅંટર્‌બ્યુરિનો આર્ચબિશપ-ધર્માધ્યક્ષ–Dunstan–ડન્‌સ્ટાન હતો. એના વખતમાં ડેઇન લોકો સૅક્સનોના મિત્રો થયા. પણ એડ્‌ગર ભર જુવાનીમાં મરી ગયો અને તેના પુત્રો નમાલા થયા તેથી આ મૈત્રી તુટી ગઈ. એથલરેડના વખતમાં ડેન્માર્કના રાજાએ ને ડેઇન ચાંચીઆઓએ એક થઈ ઇંગ્લંડ ઉપર ચડાઈઓ કરવા માંડી. વેસ્સેક્સના રાજાએ પહેલાં તો આ નવા ને ભયંકર શત્રુઓને પૈસા આપી રાજી કર્યા; પણ તેથી તો તેઓ વધારે લલચાયા. એથૂલરેડે પોતાના રાજ્યના ઘણા ડેઈનોનો ક્રૂર રીતે નાશ કરાવ્યો. પરદેશી ડેઈનો ખીજવાયા; તેઓએ વળી વેસ્સેક્સ ઉપર હુમલાઓ કરવા માંડયા. પરિણામે લોકોએ ડેઇન રાજાને પોતાનો રાજા બનાવ્યો, ઇ. સ. ૧૦૧૩. પણ એ રાજા છ માસમાં મરી ગયો તેથી તેનો પુત્ર કૅન્યૂટ–Canute or .Cnut ગાદીએ આવ્યો. એથલરેડના પુત્ર એડ્‌મંડ આયર્‌નસાઇડે Edmond Ironside–થોડા વખત માટે પોતાના વડવાઓની ગાદી પાછી મેળવવા યત્નો કર્યા પણ તેના શકમંદ મરણ પછી ડેઇન રાજા કૅન્યૂટ વગર વિરોધે ઇંગ્લંડનો ખરો રાજા થયો, ઇ. સ. ૧૦૧૬. આ વખતે કૅન્યૂટની ઉમર એકવીસ વર્ષની હતી.

**ડેઇન રાજા કૅન્યૂટ, ઇ. સ. ૧૦૧૬–૩૫**:—કૅન્યૂટ ઇંગ્લંડનો જ નહિ પણ ડેન્માર્ક અને નૉર્‌વેનો પણ રાજા હતો. તેણે એક અંગ્રેજ રાજા તરીકે આખા ઇંગ્લંડ ઉપર રાજ્ય કર્યું. તે એથલરેડની વિધવાને પરણ્યો. સૅક્સન અમીરોને તેણે રાજ્યના જુદા જુદા વિભાગોના અમલદારોના હોદ્દાઓ આપ્યા, લશ્કરમાં પણ તેમને મોટી મોટી નોકરીઓ આપી, ને ચર્ચને પણ સારી બક્ષીસો આપી. તેણે ઇંગ્લંડના જુના કાયદાઓ પ્રમાણે લોકો ઉપર અમલ કર્યો. અંગ્રેજોની ધાર્મિક લાગણીઓને તે કદિ દુભવતો નહિ. તેણે સ્વિડનનો થોડોક ભાગ સર કર્યો ને સ્કૉટ્‌લંડના રાજા સાથે મૈત્રી કરી. પોતાની એકની એક પુત્રીનું સગપણ તેણે હેન્‌રિ (અંપરર –Emperor) સાથે કર્યું ને તેની પાસેથી ને રોમના પોપ પાસેથી તેણે અંગ્રેજો માટે વેપાર વગેરેના સારા હક્કો લીધા. ઇંગ્લંડની સમૃદ્ધિને તેણે ઘણી જ વધારી. આ રાજા ઇ. સ. ૧૦૩૫માં ૩૮ વર્ષની ઉમરે મરી ગયો.

તેના પછી તેના બે પુત્રો ગાદીએ આવ્યા પણ તેઓ મરી ગયા એટલે મહુંમ સૅક્સન રાજા એથલરેડની રાણી એમ્માના પુત્ર એડ્વર્ડ કનફેસ્સર-Edward the Confessor-ને વિટને ગાદી આપી, ઇ. સ. ૧૦૪૩.

**એડ્વર્ડ ધ કનફેસ્સર, Edward the Confessor, ઇ. સ. ૧૦૪૩-૧૦૬૬**:—એડ્વર્ડની મા ફ્રાંસના વાયવ્ય કોણમાં આવેલા નૉર્મંડિ-Normandy-ના રાજાની કુંવરી હતી અને ડેઇન રાજાઓના અમલ દરમ્યાન નાનો એડવર્ડ નૉર્મંડિમાં પોતાને મોસાળ ઉછર્યો હતો. આ કારણથી જ્યારે એડવર્ડ ઇંગ્લંડનો રાજા થયો ત્યારે તેણે પોતાના મોસાળના માણસોને રાજ્યકારભારમાં ગોઠવ્યા ને અંગ્રેજોના હક્કોને ડૂબાવ્યા. એડવર્ડ રાજા નહિ પણ સંત હતો, કારણ કે તે દરેક બાબતમાં ધર્મને મોખરે કરતો. આ કારણથી તેની હૈયાતીમાં જ લોકો તેને Confessor કહેતા ને તેના મરણ પછી રોમના પોપે તેને Saintસંતની હારમાં મૂક્યો. નૉર્મંડિનો રાજ્યકર્તા વિલિઅમ ઘણો બાહોશ ને મહત્ત્વાકાંક્ષી રાજ્યપુરુષ હતો. તેને ઇંગ્લંડ તાબે કરવું હતું. ઇંગ્લંડના રાજ્યકારભારમાં નૉર્મનો તો ગોઠવાઈ ગયા હતા; માત્ર એડવર્ડ પોતે જો વિલિઅમને ગાદીનો વારસ ઠરાવતો જાય તો વિના લડાઈએ કે ખર્ચે વિલિઅમ ઇંગ્લંડનો ધણી થઈ શકે. આ કારસ્તાનમાં માત્ર એક જ વિઘ્ન આડે આવતું હતું-ઇંગ્લંડના લોકો કદિ પણ પરદેશીને પોતાના રાજા તરીકે કબૂલ કરે નહિ. સિવાય, ડેઇન રાજાઓએ ગૉડ્વિન-Godwin-અર્લ ઑવ વેસ્સેક્સ નામના સૅક્સનના હાથમાં ઘણી સત્તા રહેવા દીધી હતી. પૂર્વ ને પશ્ચિમના પ્રદેશમાં પણ આ અમીરની લાગવગ ઘણી હતી. ગૉડ્વિને પોતાની કન્યાને રાજા સાથે પરણાવી એટલે તો તે રાજ્યનો ધણીરણી થઈ ગયો. નૉર્મંડિના વિલિઅમે આ હકીકત જોઈ ત્યારે તેણે ગૉડ્વિનની વગનો નાશ કરવા ખટપટ કરવા માંડી ને થોડાએક નૉર્મનોને અંગ્રેજોએ સતાવ્યા હશે તેનો લાભ લઈ અર્લ ઑવ વેસ્સેક્સને ને તેના કુટુંબને તેણે રાજા પાસે દેશવટો અપાવ્યો. ગૉડ્વિન મરી ગયો. તેનો પુત્ર હેરૉલ્ડ બાપના જેવો બાહોશ હતો. પોતાના ભાઈઓને હેરૉલ્ડે મર્શિઆ સિવાય ઇંગ્લંડના બીજા પ્રદેશો અપાવ્યા ને પોતે રાજ્યનો ધણીરણી થઈ રહેવા લાગ્યો. એક વાર હેરૉલ્ડ નૉર્મંડિમાં કેદ પકડાયો ને ત્યાં વિલિઅમે

તેની પાસેથી પરાણે સોગન લેવરાવી ગાદીનું વચન લઈ લીધું. પણ એડ્વર્ડના મરણ વખતે હૅરૉલ્ડે પોતે વિટન પાસેથી દેશની ગાદી લીધી. વિલિઅમ છેતરાયો; તેણે ઇંગ્લંડ તાબે કરવા હવે જબરી તૈયારીઓ કરવા માંડી.

**હૅરૉલ્ડ, નૉર્મન વિલિઅમની સવારી ને હેઇસ્ટિંગ્સની લડાઈ, ઇ. સ. ૧૦૬૬. ઍંગ્લો–સૅક્સન પરાજય:**—હૅરૉલ્ડ મુત્સદ્દી, યોદ્ધો ને કાબેલ રાજા હતો. પણ તેને બે દુશ્મનો સાથે લડવું પડયું. વિલિઅમ ઇ. સ. ૧૦૬૬ના સપ્ટેંબર માસમાં સસ્સેક્સના પરગણામાં મોટા લશ્કર સાથે દાખલ થયો. એ જ વખતે ઉત્તરમાં રાજાના બેવફા ભાઇને નૉર્થંબ્રિઆની પ્રજાએ કાઢી મૂકયો હતો તેથી તેણે નૉર્વેના રાજાને પોતાની મદદે બોલાવ્યો હતો. હૅરૉલ્ડે તેમને હરાવ્યા ને માર્યા. આ ફત્તેહ પછી તે વિલિઅમ સામો ગયો. તેના બીજા ભાઈઓએ તેને યોગ્ય મદદ આપી નહિ. સૅનલૅક–Senlac અથવા Hastings-હેસ્ટિંગ્સ પાસે બંને લશ્કરો સામસામાં આવ્યાં. સૅક્સનો સારા ઘોડેસવારો નહોતા; વિલિઅમ પાસે ચુનંદી ઘોડેસવારોની પલટનો હતી. વળી નૉર્મનો યુદ્ધકળામાં ઘણા પ્રવીણ ને અનુભવી હતા; અંગ્રેજો જુની પદ્ધતિ પ્રમાણે લડતા; તેમની પાસે નહોતાં સારાં ભાલાંઓ, તીરો, બખ્તરો, તરવારો, કે ટોપો. વિલિઅમ પોતે કાબેલ સેનાપતિ હતો. શનિવાર, ઇ. સ. ૧૦૬૬ના ઑક્ટોબરની ૧૪મી તારીખે સવારથી તે ઠેઠ રાત સૂધી બંને પક્ષો વચ્ચે ઘનઘોર યુદ્ધ થયું. હૅરૉલ્ડ, તેના મોટા મોટા અમીરો, તમામ માર્યા ગયા ને વિલિઅમની ફત્તેહ થઈ. લંડનમાં તેનો રાજ્યાભિષેક થયો. સૅક્સન અમલનો અંત આવ્યો. તે જ સાથે ઇંગ્લંડના ઇતિહાસમાં પણ જુનો યુગ ખલ્લાસ થયો ને નવો યુગ બેઠો.

**સાહિત્ય વગેરે:**—ઍંગ્લો–સૅક્સનો બહુ ભણેલા નહોતા. છતાં આપણી માફક તેમને ભાટચારણોની કવિતા ને તેમની વાર્તાઓ સાંભળવાનો સારો શોખ હતો. તેમાં કેડમન Cadmon નામના કવિએ બાઇબલમાંથી કેટલીએક હકીકતોને આ વખતે કાવ્યમાં ઉતારી. બીડ Beade નામનો એક સાધુ ગદ્યમાં ઇંગ્લંડનો ઇતિહાસ લખતો ગયો છે.

# પ્રકરણ ૫મું

## નૉર્મન રાજાઓનો અમલ

**William the Conqueror**–વિલિઅમ ધિ કૉંકરર, **તમામ ઇંગ્લંડ સર**–વેસ્સેક્સ ને લંડન વિલિઅમના હાથમાં આવ્યાં. ઇંગ્લંડના નૈર્ઋત્ય કોણમાં હેરૉલ્ડની માએ, મધ્ય દેશમાં તેના ભાઈઓએ, અને પૂર્વમ હૅરિવર્ડ ધ વેઈક–Hereward the Wake–નામના સૅક્સન એરને–અમીરે–વિલિઅમ સામે બંડ ઉઠાવ્યાં. પણ નૉર્મનોએ તેમને હરાવ્યા. ઉત્તરમાં નૉર્થંબ્રિઆના લોકોએ ડેન્માર્કના રાજાની મદદ લઈ બંડ ઉઠાવ્યું. વિલિઅમે એ બંડખોરોને પણ સખ્ત રીતે દબાવી દીધા. તેણે તેમનાં ગામડાંઓ બાળી નાંખ્યાં, અસલ વતનીઓને કાપી નાંખ્યા, તેમની તમામ મીલકત જપ્ત કરી, અને એ પ્રદેશને એવો તો વેરાન બનાવી દીધો કે પાંચસો વર્ષો સૂધી તે સુધરી શક્યો નહિ. સૅક્સન લોકો હવે નવા રાજ્યના પૂરા તાબેદાર થયા, ઇ. સ. ૧૦૬૬–૭૨.

**નવી રાજ્યવ્યવસ્થા. The Feudal System**–વિલિઅમે એડ્વર્ડના વખતના કાયદાઓ પ્રમાણે રાજ્ય કરવા વચન આપ્યું, અંગ્રેજોની જમીન ખાલસા કરી અને તે પોતાના મોટા અમલદારોને અમુક શરતોએ આપી દીધી. આ દરેક અમલદારે પોતાના ભાગની જમીન નાના નૉર્મન અમલદારોને અમુક શરતે આપી ને તે નાના અમલદારોએ વળી તે જ જમીન પોતાની શરતે નૉર્મન ને સૅક્સન ખેડુતોને ખેડવા આપી દીધી. આવી રીતે જીવાઈદારોની ઉત્તરોત્તર ક્રમિક સંસ્થા ઇંગ્લંડમાં દાખલ થઈ. રાજા તમામ જમીનનો માલીક થયો. દરેક નાનો મોટો જીવાઈદાર લડાઈ વખતે રાજાના લશ્કરમાં પોતાના માણસો લઈ લડવા બંધાયો; પણ એ માણસો રાજાના નહિ પણ ઝમીનદાર કે જાગીરદારના પોતાના નોકરો થયા. લગ્ન વખતે, મૃત્યુ પછી, પુત્ર સમજણો થાય ત્યારે ને રાજા કેદ પકડાય ત્યારે જીવાઈદાર રાજાને ઠેરવેલી રકમ ભરતો. જીવાઈદાર પોતાની જીવાઈમાં બચાવ માટે કોટકિલ્લાઓ બાંધતો, પોતાની જીવાઈમાં તે કેટલીક વાર ન્યાય પણ કરતો અને સુલેહશાંતિ માટે પોતે જવાબદાર રહેતો.

જીવાઈદારોની સત્તા વધી ન પડે તે માટે વિલિઅમે કેટલીક સાવચેતી રાખી. પહેલાં તો જે જમીન તેણે તેમને આપી તે આખા દેશમાં છુટી છવાઈ હતી; માત્ર સરહદો ઉપર તેણે કેટલીક ઘણી મોટી જીવાઈઓ એક સાથે વ્હેંચી, કારણ કે તે પ્રદેશના રક્ષણ માટે એટલું જરૂરનું હતું. બીજું, રાજાએ પોતાને માટે આખા દેશમાં છુટી છવાઈ ઘણી જમીન રાખી. એ જમીનના ઉત્પન્નમાંથી રાજા પોતાનું ને રાજ્યનું પણ ઘણું ખર્ચ નીભાવતો. ત્રીજું, જેટલા સારા કિલ્લાઓ હતા તે બધા રાજાએ પોતાના કબજામાં રાખ્યા. આ કારણથી પણ જીવાઈદારો રાજાના કબજામાં રહી શક્યા. વિલિઅમે બીજા નવા ને ઘણા મજબૂત કિલ્લાઓ પણ તૈયાર કર્યા. ચોથું, રાજાએ દરેક માણસ પાસેથી રૂબરૂ વફાદારીના સોગંદ લેવરાવ્યા. પાંચમું, વિલિઅમ પોતાના અમલદારોને આ બધી નવી જીવાઈઓની સ્થિતિ તપાસવા વારંવાર મોકલતો.

**ડૂમ્સડે બૂક. કરફ્યૂ બેલ**—ઇ. સ. ૧૦૮૫માં વિલિઅમે ખાસ અમલદારોને આ પરિસ્થિતિની ઝીણામાં ઝીણી માહીતી મેળવવાને આખા દેશમાં મોકલ્યા. આ અમલદારોએ દરેક જીવાઈની એક એક ઝીણી હકીકત નોંધી લીધી. આવી તમામ નોંધોનું એક દફતર તૈયાર કરવામાં આવ્યું. તે દફતર Domesday Book કહેવાય છે, કારણ કે જેવી રીતે Domesday-પ્રલયના દિવસે ઇશ્વર દરેક માણસનાં તમામ કાર્યોનો તોલ કરશે એમ ખ્રિસ્તી ધર્મમાં કહેવામાં આવ્યું છે તેમ આ રાજાના વખતમાં પણ ઇંગ્લંડમાં દરેક વતની, ઢોર, વગેરેનું એક સંપૂર્ણ પત્રક તૈયાર કરવામાં આવ્યું. સૅક્સનોને વશ રાખવા વિલિઅમે એવો હુકમ બહાર પાડ્યો હતો કે સૂર્ય આથમે ત્યારે બધા લોકોએ ચુલો ઠારી નાંખવો ને રાત્રે કોઇએ બહાર નીકળવું નહિ. ચુલો ઠારી નાંખવાના વખતે દરેક ગામમાં એક ઘંટ વગાડવામાં આવતો, જે Curfew Bell કહેવાતો. વિલિઅમે શિકાર માટે મોટાં જંગલો પોતાના કબજામાં રાખ્યાં ને તે માટે સખ્ત કાયદાઓ કર્યા.

**રાજાનું ચારિત્ર**—વિલિઅમ ઘણો કડક રાજા હતો. તેણે ઇંગ્લંડના જુના વતનીઓને દેશના કારભારથી બાતલ કર્યા ને તેમને બદલે પોતાના જાતભાઈઓ નૉર્મનોને તેમાં ગોઠવ્યા. તે ઘણી ક્રૂર શિક્ષા કરતો. ગુન્હે-

ગારોને સજા કરતી વખતે તે સૅક્સન કે નૉર્મનનો ભેદ કદિ પણ ગણતો નહિ. ચર્ચની વ્યવસ્થામાંથી પણ તેણે સૅકસનોને તદ્દન બાતલ કર્યા ને તેમને બદલે વિદ્વાન્ ને સારા ચરિત્રવાળા નૉર્મનોને નીમ્યા. લાનફ્રાંકા-Lanfranca-તેનો ખરો મિત્ર હતો. રાજાના પોતાના જ માણસો આવા કડક અમલ સામે એક વાર થયા હતા, પણ વિલિઅમે તેમને તુરત દાબી દીધા. તે કારભારની નાનામાં નાની હકીકત પણ જોતો; પણ કારભારની જુની પદ્ધતિમાં તેણે ઝાઝો ફેરફાર કર્યો નહિ. તે ઘણો લોભી ને કપટી હતો. પણ એકંદરે તેણે ઈંગ્લંડમાં સુલેહ ને નવી સંસ્કૃતિ સ્થાપ્યાં. ઇ. સ. ૧૦૮૭ના સપ્ટેમ્બર માસમાં તે ફ્રાંસના રાજા સાથે લડવા ગયો હતો ત્યારે પૅરિસ પાસે તેનો ઘોડો લથડ્યો ને તેને પોતાને સખ્ત વાગ્યું. આ અકસ્માતથી વિલિઅમ મરી ગયો.*

**વિલિઅમ રૂફસ-William Rufus, ઇ. સ. ૧૦૮૭-૧૧૦૦. મોટા ભાઈ રૉબર્ટનું બંડ. રાજાનું ચરિત્ર**—પહેલા નૉર્મન રાજા વિલિઅમને ત્રણ પુત્રો હતાઃ (૧) રૉબર્ટ (૨) વિલિઅમ (૩) હેનરિ. મોટો પુત્ર રૉબર્ટ નૉર્મંડિના ડ્યૂક તરીકે રહેતો; પણ બાપદીકરા વચ્ચે ઘણો અણબનાવ રહેતો અને એક વાર તો દીકરાએ બાપને લગભગ મારી નાંખ્યા જેટલે વાત પહોંચી ગઈ હતી; વળી રૉબર્ટ બહાદુર પણ મૂર્ખ ને ઉડાઉ હતો. આ કારણોથી વિલિઅમ મરતી વખતે પોતાના બીજા પુત્રને ઇંગ્લંડની ગાદી આપતો ગયો. રૉબર્ટને સ્વાભાવિક રીતે આ વાત પસંદ પડી નહિ. તેથી તેણે નૉર્મંડિનો થોડોક ભાગ નાના ભાઈ હેનરિને વેચી નાંખી બંડ કર્યું. વિલિઅમે તેને બે વાર હરાવ્યો એટલે રૉબર્ટ પોતાનો બાકી રહેલો તમામ ભાગ ઇંગ્લંડના રાજાને ત્યાં ગીરો મૂકી મુસલમાનો સામે લડવા જેરુસલેમ તરફ ચાલ્યો ગયો. રુફસે હવે બંડખોર ભાઈના મદદનીશ નૉર્મન અમીરોને હરાવ્યા, સ્કૉટ્ લોકોને કંબરલંડ Cumberlandમાંથી કાઢી મૂક્યા ને વેઇલ્સ ઉપર પણ ચડાઈ કરી. આ લડાઈઓમાં રુફસને

---

***નોંધ:**—જીવાઇ = Fief. જીવાઇદાર = Fiefholder. રાજા = Over-lord. જીવાઈદાર જે રકમો રાજાને આપતો તે રકમો = Feudal dues. મુખ્ય જીવાઇદાર જેને જમીન આપે તે = Tenant. રાજા ને જીવાઈદાર વચ્ચેનો કરાર = Feudal homage.

સૅક્સન લોકોએ સારી મદદ કરી છતાં રાજાએ તેમની મદદનો બદલો જરા પણ આપ્યો નહિ; ઉલટું તેણે લોકોને સતાવ્યા ને બાપે કરેલા શિકારના કાયદાઓ ઘણા વધારે સખ્ત કર્યા. આ રાજા શરીરમાં ઘણો જાડો, વર્ણે ઘણો જ લાલ–તેથી તે Rufus કહેવાય છે–ખરાબ ચાલનો, ઉડાઉ ને ઘણો ક્રૂર, લોભી, અભણ, અહંકારી, ક્રોધી, એકદમ ઉદ્ધત અને અસભ્ય હતો. કૅંટરબ્યુરિના ધર્માધ્યક્ષની જગ્યા તેણે ઘણા વખત સુધી લોભને લીધે ખાલી રાખી; પણ પોપની સાથેની તકરારમાં રુફસને નમતું આપવું પડયું. તેણે પોતાના દરબારમાં યૂરોપના મોટા મોટા લડવૈયાઓને બોલાવ્યા. આ શેખચલ્લી રાજાને તો ફ્રાંસ, સ્કૉટ્લંડ, ને આયર્લંડ, ને રોમને પણ જીતી લેવાં હતાં. તેણે જાણ્યે અજાણ્યે અમીરોની ને ચર્ચની સત્તા વધતી જતી અટકાવી. નૉર્મંડિને ખાલસા કરવાથી તેણે નૉર્મન રાજ્યને એક કર્યું; પણ તેનો જુલમ એટલો બધો વધી ગયો કે ઈ. સ. ૧૧૦૦ના ઑગષ્ટમાં જ્યારે તે શિકારે ગયો ત્યારે એક નોકરે તેને તીરથી વીંધી નાંખ્યો. ઇંગ્લંડના લોકો આ રાજાને ધિક્કારતા પણ કેટલાએક ખુશામતખોર ને મૂર્ખ લેખકો તેને સીઝર જેવા નામાંકિત માણસ સાથે પણ સરખાવી ગયા છે. એના વખતમાં વેસ્ટ-મિન્સ્ટર હૉલ–Westminster Hallના પાયા નંખાયા હતા.

**પહેલો હેન્‌રિ, ઇ. સ. ૧૧૦૦–૩૫.**—રાજ્યનીતિમાં હેન્‌રિનો અમલ ને રુફસનો અમલ લગભગ સરખા હતા; પણ સ્વભાવે એ બે ભાઈઓ તદ્દન જુદા હતા. હેન્‌રિ કપટી, ખંધો, આગ્રહી, ભણેલો, ( લોકો તેને Beauclerk–વિદ્વાન્–કહેતા), લોભી, અને ટાઢો હતો. તે કાયદેસર અમલ કરવાનો ડોળ કરતો. ગાદીએ આવ્યા કેડે તુરત જ હેન્‌રિએ સ્કૉટ્ કુંવરી અને સૅક્સન રાજા એડ્‌વર્ડ ધ કન્‌ફેસરના વંશની એડિથ સાથે લગ્ન કર્યું. આ લગ્નથી સૅક્સન લોકો ઘણા ખુશ થયા, કારણ કે એડિથ સૅક્સન વંશની હતી. રાજાના મોટા ભાઈ રૉબર્ટે ઇંગ્લંડ ઉપર સવારી કરી પણ તેમાં હારી જવાથી તે પાછો ગયો; હેન્‌રિએ તુરત નૉર્મંડિનો કબજો પોતાના હાથમાં લીધો. બૅરનો–અમીરોને પણ દાબી લેવામાં આવ્યા; રૉબર્ટે રાજ્યના કેદી તરીકે પોતાની બાકીની જીંદગી પૂરી કરી. હેન્‌રિએ પોપની સત્તા

સામે ઈંગ્લંડના રાજ્યની સત્તાનું રક્ષણ કર્યું. આ બંને બાબતોમાં તેને ખાસ કરીને સૅક્સન પ્રજાની મદદ હતી. હેન્‌રિએ અમીરો–બૅરનો–ની સત્તાને ઘટાડી ને હરામખોરોને નાના ગુન્હા માટે પણ વધારે સજા કરી દેશમાં સુલેહ સ્થાપી. ન્યાય ને કારભાર કરવા માટે તેણે બૅરનોની એક સમિતિ Curia Regis સ્થાપી. જુદા જુદા પ્રાંતોના જુદા જુદા કાયદાઓને તેણે એક કરાવ્યા. પરગણાંઓમાં ન્યાય કરવા તેણે ખાસ અમલદારો મોકલવાનો ચાલ શરૂ કર્યો. તેણે નાણાખાતાને વ્યવસ્થામાં મૂક્યું, શહેરોના સ્થાનિક સ્વરાજ્યને ઉત્તેજન આપ્યું અને વેપારીઓનાં મહાજનો–guilds–ને વેપારના એકહથ્થુ હક્કો આપી તેમની પ્રીતિ મેળવી. લંડન શહેરને તેણે ખાસ હક્કો આપ્યા. આ વખતે રોમનો પોપ યૂરોપનાં બધાં ખ્રિસ્તી રાજ્યો ઉપર ધાર્મિક ને રાજ્યકીય વિષયોમાં કુલ સત્તા સ્થાપવા યત્ન કરતો હતો; વિલિઅમ રુફસના વખતમાં પણ પોપ અને રાજા વચ્ચે તકરારો થઈ હતી. એ તકરારોમાં એન્સેલમ Anselem–નામના એક Abbot એબટે પોપનો પક્ષ લીધો હતો. હેન્‌રિના વખતમાં પણ આ તકરારો ચાલુ રહી. તેમાં રાજા એકંદર પોતાનો મોભો ને પોતાની સત્તા સાચવી શક્યો. ફ્રાંસના રાજાએ હેન્‌રિના મોટા ભાઈ રૉબર્ટને પડખે રહી નૉર્મંડિને નબળું બનાવવાનો પ્રયાસ કર્યો ત્યારે રાજાએ તેની સામે લડાઈ કરી અને પરિણામે ઈંગ્લંડના રાજાને ફ્રાંસનાં પરગણાં બ્રિટ્નિ ને મેઈન–Main–માં પણ સાર્વભૌમ હક્ક મળ્યો. આવી રીતે દરેક બાબતમાં હેન્‌રિએ તાજનું અને ઈંગ્લંડનું ગૌરવ વધાર્યું. પણ એક વિષયમાં તે ખરેખર ઘણો કમનસીબ હતો. તેનો એકનો એક પુત્ર વિલિઅમ નૉર્મંડિથી પાછો ફરતો હતો ત્યારે દારુડીઆ ખલાસીની બેપરવાઈથી મછવો ખડક સાથે અથડાયો ને પાટવી કુંવર ડુબી મુઓ. રાજાની એક પુત્રી મટિલ્ડા–Matilda–રોમન પાદશાહ સાથે પરણી હતી. તે હવે ઈંગ્લંડની ગાદીની વારસદાર થઈ. એ હક્ક ઘણા અમીરોએ પણ સ્વીકાર્યો, પણ કેટલાએકોએ ફ્રેંચ રિવાજ પ્રમાણે એક રાજપુત્રીને ગાદીનશીન કરવા ના પાડી. મટિલ્ડા વિધવા થઈ એટલે તેનું બીજું લગ્ન અંજૂ Anjou–ના કુંવર વેરે થયું. તેમને હેન્‌રિ નામનો પુત્ર થયો. એ રાજકુમાર ભવિષ્યમાં બીજા હેન્‌રિ તરીકે ઈંગ્લંડની ગાદી ઉપર આવ્યો. રાજા ઇ. સ. ૧૦૩૫માં મરી ગયો.

**સ્ટિવ્હન–Stephen, ઇ. સ. ૧૧૩૫-૫૪**—જ્યારે હેન્‌રિ મરી ગયો ત્યારે ખરી વારસદાર રાજપુત્રી મટિલ્ડા પરદેશ હતી પણ વિલિઅમ ધિ કૉંકરરની પુત્રી ઍડેલા–Adela–નો પુત્ર સ્ટિવ્હન ઇંગ્લંડમાં હતો તેથી તે સ્હેલાઇથી મંત્રિમંડળ પાસેથી ગાદી લઈ શકયો. મટિલ્ડાએ નિરાશ થઈ નૉર્મેંડિથી લડાઈ જાહેર કરી. આ લડાઈ લગભગ વીસ વર્ષ સુધી ચાલી. મટિલ્ડાએ લંડનમાં આવી રાજ્ય હાથમાં લીધું; પણ તે કડક ને આપખુદ હોવાથી બૅરનો સામા થયા. સ્કૉટ્‌લંડના રાજાએ મટિલ્ડાને મદદ કરી પણ અંગ્રેજોએ તેને હરાવ્યો. સ્ટિવ્હન શૂરવીર ને ભલો પણ નબળો—જલાલુદ્દીન ખિલજી જેવો હતો. તેથી બૅરનોએ તેનો મનમાનતો લાભ લીધો. તેમણે ને બિશપોએ નવા હક્કો સ્થાપ્યા ને લોકોને ખૂબ કનેડ્યા, એક વાર તો બિશપોએ રાજાને અદાલતમાં પોતાની પાસેથી ન્યાય લેવા પણ બોલાવ્યો. આ વખતની અંધાધુંધી હિંદમાં પિંઢારાઓએ ચલાવેલા જુલમ સાથે કાંઈક અંશે સરખાવી શકાય. ખુનરેજી, દુષ્કાળ, મારામારી, ભૂખમરો, લુટ, ચોતરફ ઘર કરી ગયાં. છેવટે બીજો હેન્‌રિ ઇંગ્લંડ આવ્યો ત્યારે આ સંગ્રામનો અંત આવ્યો. બંને વચ્ચે સમાધાની થઈ કે સ્ટિવ્હનની હૈયાતી દરમ્યાન તે પોતે રાજા રહે પણ મુખ્ય સત્તા હેન્‌રીના હાથમાં રહે; ને સ્ટિવ્હનના મરણ પછી હેન્‌રિ પોતે રાજા થાય. ઇ. સ. ૧૦૫૪માં સ્ટિવ્હન સાઠ વર્ષની ઉંમરે મરી ગયો એટલે આ કરાર મુજબ હેન્‌રિ ઇંગ્લંડનો રાજા થયો. સ્ટિવ્હનના અમલ દરમ્યાન ડેઇનિ લોકોએ છેલ્લી વાર ઇંગ્લંડ ઉપર ચડાઈ કરી, ઇ. સ. ૧૧૫૩.

સ્ટિવ્હનના મરણ સાથે નૉર્મન વંશના રાજાઓના અમલનો પણ અંત આવ્યો.

**નૉર્મન યુગઃ**—બીજા હેન્‌રિના વંશનો અમલ આપણે શરૂ કરીએ તે અગાઉ નૉર્મન રાજાઓના અમલ દરમ્યાન ઇંગ્લંડની સામાન્ય સ્થિતિનો આપણે ટૂંકો ખ્યાલ કરી જઈશું.

નૉર્મન લોકો જ્યારે ઇંગ્લંડમાં આવ્યા ત્યારે પ્રથમ તો તેઓ તે દેશના અસલ વતનીઓથી અળગ રહેતા; પણ ધીમે ધીમે તેઓ સૅક્સનો સાથે ભળવા મંડ્યા. બંને પ્રજા વચ્ચે લગ્નના સંબંધો થતા ગયા; પરિણામે નૉર્મન વંશના અંત ઉપર ઇંગ્લંડની આ બંને પ્રજાઓ ભેળશેળ થઈ ગઈ.

નૉર્મનોએ દેશની ભાષા શીખી લીધી ને તેના રીતરીવાજો સમજી લીધા. નવા નૉર્મન બૅરનો હવે અંગ્રેજ ખેડુત ને નોકર સાથે સભ્યતાથી વર્તવા લાગ્યા. અંગ્રેજો પણ વખત જતાં નવા વંશ તરફ વફાદાર થઈ ગયા. નવા વસનારાઓએ ઇંગ્લંડના રીવાજો મુજબ રહેવા માંડયું. સૅક્સનો પણ નૉર્મનોની બોલી, તેમના રીતરીવાજો, વગેરે શીખ્યા. રાજદરબારમાં ને અદાલતોમાં હજુ નૉર્મનોની ભાષા વપરાતી; આમાં નવાઈ પણ નહોતી, કારણ કે ખુદ ઇંગ્લંડમાં હજુ અનેક બોલીઓ બોલાતી ને ઉત્તરનો અંગ્રેજ દક્ષિણ અંગ્રેજ પાસે પરદેશી જ ગણાતો. પહેલા હેન્‌રિના અમલ દરમ્યાન બંને પ્રજા વચ્ચે ભાઈચારો વધવા લાગ્યો. એન્જેવિન રાજાઓના વખતમાં બંને પ્રજા એક થઈ ગઈ ને નૉર્મનો ને સૅક્સનો અંગ્રેજ નામથી મગરૂબ થતાં શીખ્યા. આ જમાનામાં chivalry—રજપુતાઈ—એ ઇંગ્લંડમાં ઘર કરવા માંડયું. બૅરનોના પુત્રો વેપાર કરતાં શરમાતા. તેઓ યુદ્ધમાં ભયંકર રસ લેતા ને સ્ત્રીજાતિને ને ગરીબોને મદદ કરવા સખ્ત નિયમો પાળતા. લડનારાઓનો એક નોખો વર્ગ ઉત્પન્ન થયો. ભણેલા અંગ્રેજોએ હજુ સાહિત્ય કે વિજ્ઞાન—સાયન્સમાં નામ કાઢયાં નહોતાં. કેળવણી આપવાનું કામ ધર્મગુરુઓ ને પાદરીઓના હાથમાં હતું. પણ ધર્મગુરુઓ વિદ્વાન્ નહોતા. આ જમાનામાં ઇંગ્લંડમાં ને આખા યૂરોપમાં કેટલાએક લોકો સાધુની જીંદગી ગાળતા ને મઠોમાં રહી ઉપવાસ, ઉપાસના, પ્રાયશ્ચિત્ત, વગેરે કરતા. રાજાઓ, અમીરો ને સાધારણ સ્થિતિનાં માણસો પણ આ મઠોમાં પોતાનો પૈસો આપી દેતાં ને રાણીઓ, કુંવરીઓ, ને ખાનદાન સ્ત્રીપુરુષો મઠોમાં જઈ પોતાનાં જીવન પૂરાં કરતાં.

નૉર્મન લોકો ઈંગ્લંડમાં આવ્યા તેથી ઇંગ્લંડમાં લૅટિન, ફ્રેંચ ને યૂરોપની સંસ્કૃતિનું બળ વધ્યું ને યૂરોપમાં ને ફ્રાંસમાં જે જે હીલચાલો થઈ તે બધી હીલચાલો ધીમે ધીમે ઇંગ્લંડમાં પણ થવા પામી. નૉર્મનો સારી સિપાઈગીરી જાણતા. તેઓ મુત્સદ્દીઓ હતા. તેમના આગેવાનો સારા સરદારો હતા. કેટલાએક મોટા કારભારીઓની શક્તિઓ ધરાવતા હતા. એ બધી જુદી જુદી શક્તિઓનો હવે ઇંગ્લંડની પુરાણી ભૂમિને લાભ મળ્યો.

આવી રીતે નૉર્મન અમલથી ઇંગ્લંડ યૂરોપના સંસ્કારો સાથે એકતાર બની શક્યું.

---

# પ્રકરણ ૬ઠ્ઠું

## Angevin–એન્જેવિન–અથવા પ્લૅન્ટેજેનેટ Plantagenet વંશનો અમલ, ઇ. સ. ૧૧૫૪–૧૨૧૬.

**એન્જેવિન કે પ્લૅન્ટેજેનેટ વંશ**—હેનરિનો બાપ Geoffrey–જ્યૉફ્રે Count of Angou–કાઉંટ ઑવ્ અંજૂ–ફ્રાંસ દેશનો વતની હતો. તે પોતાના ટોપ–માથા ઉપરની ટોપી–ઉપર એક ફૂલ રાખતો ને તે ફૂલ લૅટિન બોલીમાં Plantagenista કહેવાતું તેથી લોકો પણ જ્યૉફ્રેને Planta gent અથવા ફૂલવાળો કહેતા. હેનરિ જ્યૉફ્રે ને મટિલ્ડાનો પુત્ર હતો તેથી હેનરિ ને તેના વંશજો Plantagenets અથવા Angevin–આંજૂ દેશના રાજપુત્રો કહેવાય છે.

**બીજો હેનરિ, ઇ.સ. ૧૧૫૪–૮૯. યુવાન્ રાજાના સુધારાઓઃ**–હેનરિ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તેની ઉમર એકવીસ વર્ષની હતી; પણ તેનામાં પહેલા વિલિઅમના જેટલી અપાર શક્તિ હતી. સ્હેજ રાતા વાળ, ગોળમટોળ ને ભરાઉ મોઢું, ભારે પણ મજબૂત બાંધાનું શરીર, મોટી મોટી ભૂરી આંખો; એટલેથી જ ગમે તે માણસ આ નવા ને યુવાન્ રાજાથી અંજાઈ ને દબાઈ જતો; પણ હેનરિ માત્ર કદાવર ને મજબુત જ નહોતો. તે શિકારનો ને રમતગમતનો ઘણો જ શોખીન હતો. રહેણી-કરણીએ તે એક ગરીબ અંગ્રેજ જેવો દેખાતો. ગમે તે ખોરાક ગમે તે વખતે તે લઈ શકતો. કામ કરવાની તેનામાં અજબ શકિત હતી. કોઈ વાર તે નવરો બેસતો નહિ. એવું કહેવાય છે કે તે ચાલુ બે રાત સૂધી એક જ ઠેકાણે કદિ સૂતો નહિ હોય. તે દરેક વિષયનું જ્ઞાન ધરાવતો. ઇતિહાસ, કાયદાઓ, ફિલસુફી, સાહિત્ય, એ બધું તેને ઘણું ગમતું. યૂરોપની ઘણી ભાષાઓ તે જાણતો. તે પ્રજાની ફરિયાદોનો દાદ એકદમ આપતો ને શાંત-પણે તેનું બધું કહેવું સાંભળતો. તે વફાદાર મિત્ર થઈ શકતો તો તેટલો જ કટ્ટો વેરી પણ થઈ શકતો. રાજા ક્રોધે ભરાતો ત્યારે તેને કોઈ કાંઈ કહી શકતું નહિ. હેનરિ દૂરંદેશીવાળો રાજા હતો. તેણે સ્ટિવ્હનના નબળા રાજ્યતંત્રને ઉડાડી દીધું, કડક પણ વ્યવસ્થિત રાજ્યવ્યવસ્થા ઈંગ્લંડમાં દાખલ કરી,

દેશના કાયદાઓનો અભ્યાસ કરાવ્યો, રોમના મહારાજ્યના કાયદાઓના કેટલાક સારા સારા ભાગો તેમાં ઉતાર્યા, જુના લાંચીઆ ન્યાય કરવાવાળા અમલદારોને કાઢી મૂક્યા, ન્યાયની અદાલતો ઉપર પોતાનો અંકુશ રાખી પ્રજાને અદલ ઇનસાફ આપ્યો, ઈંગ્લંડનાં જુનાં ને નોખાં નોખાં ચલણોને કાઢી એકસરખું ચલણ આખા દેશમાં દાખલ કર્યું, ને કરપદ્ધતિમાં પણ સુધારાઓ કર્યા. પરિણામે રાજ્યનું ઉત્પન્ન ત્રણગણું વધી પડયું. વધેલા પૈસા વડે તેણે ભાડુતી લશ્કરો રાખ્યાં ને ઈંગ્લંડના બધા સ્વતંત્ર લોકો Freemen ને લશ્કરમાં દાખલ કર્યા. બૅરનોનું લશ્કરી બળ આ સુધારાથી કમી થઈ ગયું. બધા લોકો માટે તેણે એકસરખી અદાલતો સ્થાપી ને એકસરખા કાયદાઓ કર્યા. બૅરનોની અદાલતોની સત્તા નાબુદ થઇ. હેન્‌રિએ પંચથી ઇનસાફ કરવાનું ધોરણ ઈંગ્લંડમાં દાખલ કર્યું, પુરાવાના કાયદાઓને શિષ્ટ બનાવ્યા ને દેહશુદ્ધિ–Ordealનો પુરાવો કાઢી નાંખવા પ્રયત્ન કર્યો. તેણે તાજની સત્તા ફરી તાજી કરી.

ફાટેલા અમીરોના કિલ્લાઓમાં તેણે રાજાનાં માણસો ઘુસાડયાં, નવા માણસોને બૅરનો બનાવ્યા ને બાહોશ લોકોને નોકરીમાં રાખી તેમની સત્તાને ઘટાડી નાંખી. હેન્‌રિએ યાહુદીઓ–Jews–ને સારા લાભો આપી ઇંગ્લંડમાં સરાફીના ધંધાને ખીલવ્યો. જંગલોની પેદાસ વધારવામાં આવી. શહેરોનો વહિવટ પણ રાજાના અંગત કાબુ નીચે લેવામાં આવ્યો. પોતાની કાઉંસિલ–Curia Regis–ના કામકાજના તેણે બે વિભાગો પાડી નાંખ્યા–એક ન્યાયનો ને બીજો વહિવટ કરવાનો વિભાગ.

આવી રીતે બીજા હેન્‌રિએ ઈંગ્લંડના રાજ્યને યૂરોપમાં વ્યવસ્થિત ને જોરાવર બનાવ્યું.

**હેન્‌રિની સત્તા:**—આ બધા સુધારાઓ હેન્‌રિ કેટલીએક સરળતાથી દાખલ કરી શકયો. હેન્‌રિએ ફ્રાંસમાં કેળવણી લીધી હતી. યૂરોપમાં જે હીલચાલો જોસભેર ચાલી રહી હતી તે તે નજરે જોઈ શકયો હતો. તેનો લાભ ઇંગ્લંડને મળ્યો. વળી હેન્‌રિ માત્ર ઇંગ્લંડનો જ રાજા નહોતો; નૉર્મંડિ ને મેઇનનાં સંસ્થાનો તેને નૉર્મન વંશના વારસ તરીકે મળ્યાં હતાં; બાપ પાસેથી હેન્‌રિને અંજૂનું પરગણું મળ્યું હતું; ફ્રેંચ રાજા લૂઇની તજાએલી




રાણી Elianor-ઇલિઆનોરને પરણવાથી તેનો ભાગ-એક્વિટેઇન-Aquitain-પણ હેનરિને મળ્યો હતો. તેણે આયર્લંડનો કેટલોક ભાગ જીતી લીધો ને બ્રિટનિ પણ કબજામાં લીધું. આવી રીતે તે યૂરોપમાં એક મોટા રાજ્યનો રાજા હતો ને ઇંગ્લંડમાં રહેતા નૉર્મન બૅરનો સામે થાય તો તેમને તોડી પાડતાં હેનરિને જરા પણ વાર લાગે એમ નહોતું. માત્ર ચર્ચ ને રાજ્યનો પરસ્પર સંબંધ સુધારવા જતાં તેને નિષ્ફળતા મળી. એ બાબત હવે આપણે તપાસીએ.

**થૉમસ બેકેટ એન્સેલમઃ**—હેનરિ બૅરનોને દબાવી શક્યો; પણ ચર્ચના સંબંધમાં તે ફાવી શક્યો નહિ, કારણ કે ચર્ચનો મુખી Anselem એન્સેલમ અથવા થૉમસ બેકેટ Thomas Becket-તેની સામો થયો.

થૉમસ બેકેટનો જન્મ ઇ. સ. ૧૧૧૮માં થયો હતો. તેનો બાપ અસલ રૂએન (નૉર્મંડિ)નો વતની હતો પણ ઇંગ્લંડમાં વસવાથી તે લગભગ

પાકો અંગ્રેજ થઈ ગયો હતો. લંડનના મેયર Mayor તરીકે પણ તેણે કામ કર્યું હતું. બેકેટ પહેલેથી જ ચાલાક ને બુદ્ધિશાળી હતો. તેણે કૅન્ટર્બ્યુરિના આર્ચબિશપ પાસે નાનપણમાં તાલીમ લીધી હતી. સ્ટિવ્હન રાજાના વખતમાં ઘણી વાર તે રોમના પોપ પાસે વકીલ તરીકે જતો. તે ઇટલિમાં કાયદાનો અભ્યાસ કરી તેમાં કાબેલ બન્યો હતો. મટિલ્ડા સાથેની લડાઈમાં તેણે ઍન્જેવિન પક્ષ કર્યો હતો. હેન્રિ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તેણે બેકેટને ચૅન્સેલ્લર-વઝીર બનાવ્યો. બેકેટે એ હોદ્દાનું કામકાજ ઘણી ચાલાકીથી ને બાહોશીથી કર્યું. પરિણામે તે હેન્રિનો માનીતો થઈ પડયો. ઇ. સ. ૧૦૬૨માં રાજાએ બેકેટને કૅંટર્બ્યુરિને આર્ચબિશપ બનાવ્યો. રાજાના મનમાં એમ હતું કે જો પોતાનો મિત્ર ને સલાહકાર ચર્ચનો મુખી હોય તો ચર્ચના ને રાજ્યના પરસ્પર સંબંધની તકરારોમાં રાજા મનમાનતું કામ કરી શકે. પણ હેન્રિ બેકેટને બરાબર સમજી શકયો નહોતો. બેકેટે હવે પોતાની અસલ ટેવોનો ત્યાગ કર્યો. તે સાધુનું જીવન ગાળવા લાગ્યો. મોટા મોટા બૅરનોને તે હવે ધમકાવતો. તેણે રાજાની દરમ્યાનગીરી જરા પણ સ્વીકારી નહિ. ચર્ચની અદાલતોમાં એ જમાનામાં પ્રજાનો ઇનસાફ થતો ને ચર્ચનો કાયદો રાજાના કાયદા કરતાં વધારે સ્પષ્ટ ને નિષ્પક્ષપાતી હતો. પણ ચર્ચની અદાલતો ગુન્હેગાર બિશપોને ઘણી વાર ઇરાદાપૂર્વક નિર્દોષ ઠરાવી છોડી મૂકતી. દેશનું રાજ્યતંત્ર આ કારણથી ઢીલું પડી જતું. તેથી રાજાને ચર્ચની અદાલતોના અધિકારો લઈ લેવા હતા; તે ઉપરાંત રોમના પોપને અપીલ કરવાનો જે હક્ક હતો તે રાજાની સત્તાને પૂરેપૂરો ખુંચતો હતો. તેથી રાજાનો ને આર્ચબિશપનો મતભેદ રોજ રોજ તીવ્ર થતો ગયો. એક વાર એક પાદરીએ ખુન કર્યું. ચર્ચની અદાલતે તેને છોડી મૂકયો. તે ઉપર રાજાએ અપીલ કરી; પણ બેકેટે ગુન્હેગારને થોડી જ શિક્ષા કરી; જ્યારે રાજાને ગુન્હેગારને ફાંસી દેવી હતી. તેથી એ વિષે મોટી તકરાર જામી. રોમનો પોપ વચ્ચે આવ્યો, બેકેટને નમવું પડયું. રાજાએ હવે બેકેટ પાસે જુનું લેણું કાઢયું; બેકેટે રોમના પોપને અપીલ કરી; રાજાએ આ કૃત્યને વચનભંગ ગણ્યું ને બૅરનોની કાઉંસિલે બેકેટને ગુન્હેગાર ઠરાવ્યો; બૅકેટ છાનોમાનો ફ્રાંસ નાસી ગયો, ઇ. સ. ૧૦૬૫. પણ પોપે બેકેટનો પક્ષ કર્યો; તેથી બેકેટે પોતાના શત્રુઓને Excommunicate-ધર્મપાર

કર્યા. આ વખતે હેન્‌રિએ પોતાના પુત્રનો રાજ્યાભિષેક કરવાનો વિચાર કર્યો. તે પ્રસંગ ઉપર બેકેટની હાજરીની જરૂર હતી. છતાં તેની ગેરહાજરીમાં રાજાએ બધી ક્રિયાઓ કરાવી. પછી તેણે બેકેટ સાથે ઉપર ઉપરથી સમાધાની કરી. બેકેટ ઈંગ્લંડ આવ્યો; પણ તે પહેલાં તેણે પોપની રજાથી રાજ્યાભિષેકની ક્રિયાઓમાં જે બિશપોએ ભાગ લીધો હતો તેમને બધાને ધર્મપાર કર્યા. રાજા આ વખતે ફ્રાંસમાં હતો. તેને આ વાતની ખબર પડી ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. આવેશમાં તે બોલી ઉઠ્યો:— "મારી પ્રજા હીજડી છે ને તેનામાં કાંઈ પાણી નથી. તે પોતાના રાજાનું કહ્યું પણ માનતી નથી ને મને એક હલકા બિશપ (બેકેટ) પાસે હાંસીપાત્ર કરે છે." ચાર નાઇટો–Knights–એ વખતે હાજર હતા. હેન્‌રિનો વિચાર કાંઈ બેકેટનું ખુન કરાવવાનો નહોતો; પણ પાસે ઉભેલા લોકો એમ માની બેઠા કે બેકેટને મારી નાંખવો જોઈએ. તેઓ કૅંટર્બ્યુરિ ગયા. ત્યાં તેમણે એક અંધારી રાત્રે બેકેટના ઘરમાં ઘુસી તેનું ભયંકર રીતે ખુન કર્યું, ડિસેંબર, ઇ. સ. ૧૧૭૦.

બેકેટનું ખુન થયું તે વાત યૂરોપમાં ઘેરઘેર ફેલાઈ. લોકોએ રાજાને ફીટકાર આપ્યો. બેકેટ શહીદ થયો. રાજાએ પોતાની નિર્દોષતા જાહેર કરી. પણ યૂરોપના રાજાઓ ને રોમનો પોપ તે કેમ માને? તેથી તેણે ખુનનું ભયંકર પ્રાયશ્ચિત આપ્યું. ઉઘાડે પગે, રાજાનો પોશાક ઉતારીને, સાદે વેશે, તે બેકેટની કબર પાસે ગયો. અમીરો, પ્રધાનો ને બિશપો પણ સાથે હતા. કબર પાસે દરેક બિશપે રાજાને ખુલ્લા ખભા ઉપર તેની પરવાનગીથી કોરડા માર્યા. પછી આખી રાત ખાધા સિવાય તે ત્યાં પડી રહ્યો ને જીવ્યો ત્યાં સુધી ચર્ચને તેણે કોઈ દિવસ સતાવ્યું નહિ. આવી રીતે તે વખતે બિશપો આપખુદ સત્તાનો ઉપયોગ કરતા ને ભલાભલા રાજાઓને પણ ઉભે પગે રાખતા.

**આયર્લંડની જીત; બાપદીકરાઓ વચ્ચે તકરાર. ફ્રાંસ; રાજાનું મૃત્યુ:**—હેનરિને યૂરોપમાં મહાન્ રાજા તરીકે ખપવું હતું. નૉર્મંડિના ડ્યૂક તરીકે તેને ફ્રાંસના રાજાની તાબેદારી ઉઠાવવી પડતી તે તેને ગમતું નહિ. તેથી તેણે ફ્રાંસની સત્તાને ઓછી કરવા મહેનત કરી. પોતાના પુત્રનું સમપણ તેણે ફ્રાંસના રાજાની કુંવરી સાથે કર્યું ને ફ્રાંસના શહેર




ટૂલૂઝ Tolouse–નો કબજો લેવા યત્ન કર્યો, ઇ. સ. ૧૦૫૯–૬૧. સ્કૉટ્‌લંડના સગીર રાજા માલ્કમ પાસેથી તેણે કંબરલૅંડ ને નૉર્થઅંબ્રિઆ પડાવી લીધાં અને ઉત્તર વેઇલ્સના રાજા પાસેથી ખંડણી વસુલ કરી.

આયર્લૅંડમાં એક બંડખોરે લીંસ્ટર ઉપર હુમલો કર્યો ને તેના રાજાને કાઢી મૂક્યો. લીંસ્ટરના રાજાએ હેન્‌રિની મદદ માગી. વેઇલ્સના બૅરનો પણ લીંસ્ટરની વારે ચઢ્યા, ને અર્લ ઑવ્‌ પેમ્બ્રોકે તેમની આગેવાની લીધી; પોપે આ કૃત્યને પોતાની અનુમતિ આપી; તેથી અંગ્રેજોએ આયર્લૅંડનો ઘણો ભાગ જીતી લીધો ને હેન્‌રિએ તે દેશના રાજ્યકર્તાઓ પાસે ઇંગ્લંડનું સર્વોપરિપણું કબૂલ કરાવ્યું, ઇ. સ. ૧૦૬૬–૭૨.

હેન્‌રિને ચાર પુત્રો હતા–હેન્‌રિ, જ્યૉફ્રે, રિચર્ડ ને જૉન. પણ તેને તેમની સાથે બનતું નહિ ને રાજાના શત્રુઓ–ફ્રાંસનો રાજા,

સ્કૉટ્‌લંડનો રાજા, બૅરનો ને યૂરોપના કેટલાએક રાજ્યકર્તાઓ, તેમને મદદ કરતા. હેન્રિ ને જ્યૉફ્રે મરી ગયા તેથી રાજાના મરણ પછી રિચર્ડ ગાદીએ આવ્યો, જુલાઈ, ઇ. સ. ૧૧૮૯.

**પહેલો રિચર્ડ, Richard Cœur de lion, ઇ. સ. ૧૧૮૯–૯૯**—રિચર્ડ સ્વભાવે વિલિઅમ રૂફસ જેવો હતો. તે એટલો બધો લઠ્ઠ ને જોરાવર હતો કે લોકો તેને Cœur de Lion સિંહના જેવી છાતીવાળો કહેતા. તે હાથનો ઘણો છુટો હતો ને લડવામાં ઘણો બહાદુર ને સાહસિક હતો. સંગીત, મેળાઓ, ભભકો, એવું રિચર્ડને બહુ ગમતું. તેની ટેવો રાજાના જેવી નહોતી; વચનોનો તે ભંગ કરતો ને ખરો ધર્મ શું તે સમજતો નહિ. છતાં તે ખરો Knight–નાઇટ હતો. ખ્રિસ્તી ધર્મને માટે, સ્ત્રીજાતિને માટે અને સિપાહગીરી માટે તે ગમે તે જોખમ ખેડતો. ઇંગ્લંડમાં તે દસેક માસ રહ્યો હશે; બાકીનો વખત તેણે દેશાવરમાં ને ખાસ કરીને જેરુસલેમને કબજે કરવામાં ગાળ્યો. મુસલમાનો–તુર્કો–પાસેથી તે પવિત્ર શહેરનો કબજો લેવા આ વખતે યૂરોપની નાની મોટી તમામ ખ્રિસ્તી પ્રજા તનતોડ મહેનત કરી રહી હતી. લગભગ સો વર્ષો અગાઉ એક વૃદ્ધ, ઠીંગણા ને ધોળી દાઢીવાળા પિટર નામના સાધુએ ખચ્ચર ઉપર હાથમાં “ક્રૉસ”–Cross–લઈ યૂરોપમાં ગામેગામ ફરી રાજાઓને, ધર્મગુરુઓને, બૅરનેને, વેપારીઓને, ને ખેડુતોને ક્રાઇસ્ટની પવિત્ર ભૂમિ જેરુસલેમને બચાવવા તેના તીણા પણ મનોહર અવાજથી ઉશ્કેર્યા હતા. સો વર્ષો થયાં યૂરોપની ખ્રિસ્તી પ્રજા તે દિશા તરફ પોતાનું નાણું, લોહી, વગેરે વર્ષાવતી હતી. રિચર્ડના વખતમાં ત્રીજી વાર આવી લડાઈ કરવાની પોપે આજ્ઞા કરી. રિચર્ડે તુરત જ તેમાં ઝંપલાવ્યું. અંગ્રેજપ્રજા સામાન્ય રીતે તે સાહસથી અલગ રહી; જો કે યૂરોપની બીજી પ્રજાઓ તો ક્રુઝેડ–Cross-aid–થી ગાંડીતુર થઈ ગઈ હતી, તે એટલે સુધી કે એક છોકરાછોકરીઓની પલટન પણ તુર્કી રાજધાની સ્તંબૂલ સુધી પહોંચી ગઈ હતી. રિચર્ડે ઇંગ્લંડના લોકો પાસે ખૂબ નાણું કઢાવ્યું, રાજ્યનો કારભાર લૉંગચૅપ નામના પોતાના વફાદાર નોકરને સોંપ્યો, ગમે તે પ્રકારે બૅરનો પાસેથી પૈસા લઈ તેમના જુના હક્કો તેમને પાછા સોંપ્યા, પોતાના બે ભાઈઓ–જૉન–ને જ્યૉફ્રેને પણ ખૂબ જમીન આપી ખુશ કર્યા, ને પછી ધર્મનું યુદ્ધ કરવા કુચ કરી, ઇ. સ.




૧૧૯૧. તેની સાથે ફ્રાંસ, ઑસ્ટ્રિઆ ને સિસિલિના રાજાઓ ને ખુદ Emperor–પાદશાહ, પોતે, એટલા રાજવંશીઓ નીકળી પડ્યા; પૅલેસ્ટિનમાં તેઓએ એકર, જાફા ને જેરૂસલેમ ઘણી મહેનતે સર કર્યાં; પણ લુટના ભાગ પાડતાં તેઓ અંદર અંદર લડી પડ્યા ને જો મુસલમાન સુલતાન મરી ગયો ન હોત તો તેમને ઘાણું વેઠવું પડત પણ ખરૂં, ઇ. સ. ૧૧૯૩. દરમ્યાન ઇંગ્લંડમાં લોકોએ નિર્દોષ યાહુદીઓનો વધ કર્યો અને તેમાંના કેટલાએકોને રજપુતાના જેવું જોહર કરવાની ફરજ પણ પાડી. રિચર્ડના અમલદારો લોકો ઉપર ખૂબ જુલમ કરતા. બૅરનો રાજાના નાના ભાઈ જૉનના પક્ષમાં ભળ્યા. જૉનને ગાદી જોઇતી હતી; ફ્રાંસના રાજાએ તેને મદદ

આપી. રાજા રિચર્ડ જ્યારે ઈંગ્લંડ પાછો ફરતો હતો ત્યારે ઑસ્ટ્રિઆના રાજાએ તેને રસ્તામાં પકડી કેદમાં પૂર્યો ને જ્યારે ઈંગ્લંડની સરકારે મોટો દંડ ભર્યો ત્યારે જ તેને છોડયો; પણ રાજા ઈંગ્લંડમાં બહુ રહ્યો નહિ. રિચર્ડ ફ્રાંસના રાજા સાથે લડાઈ કરવામાં રોકાયો. એક વાર એક અમીરે ખેતરમાં જડેલું એક ઘરેણું રાજાને સોંપવા ના પાડતાં રિચર્ડે તેના કિલ્લાને ઘેરો ઘાલ્યો ને લડતાં લડતાં તે માર્યો ગયો, એપ્રિલ, ઇ. સ. ૧૧૯૯. જે સિપાઈના તીરના ઘાથી રિચર્ડ મરી ગયો તેને જ્યારે તેની પાસે રજુ કરવામાં આવ્યો ત્યારે રાજાએ તેને માફી આપી, એવો તો તે કોઈ કોઈ વાર ઉદાર બની જતો.

**જૉન, ઇ. સ. ૧૧૯૯-૧૨૧૬.–કાકો ભત્રીજો, જૉન ને આર્થર**—મરતી વખતે રિચર્ડ પોતાના નાના ભાઈ જૉનને ગાદીનો વારસ નીમતો ગયો હતો; પણ જૉનના મોટા ભાઈ જ્યૉફ્રેનો પુત્ર આર્થર હૈયાત હતો. તેથી જૉન જો કે ગાદીએ આવ્યો તો પણ તેને આર્થરની હમેશાં બીક લાગ્યાં કરતી. આર્થરને રાજ્યના ઘણા સારા સારા માણસોની ગુપ્ત મદદ હતી. ફ્રાંસમાં અંજૂ ને બ્રિટનિના લોકોએ તેને છચોક મદદ મોકલી ને ફ્રાંસના રાજા ફિલિપે પણ તેનો પક્ષ લીધો. તેથી જૉને આર્થરને એક કિલ્લાના ઘેરા વખતે કેદ કર્યો ને ઇ. સ. ૧૨૦૩માં મારી નંખાવ્યો.

**નૉર્મંડિનું નુકસાન**—રિચર્ડના વખતમાં જ ઇંગ્લંડ ને ફ્રાંસ વચ્ચે નૉર્મંડિમાં લડાઈ શરૂ થઈ હતી. તે જૉનના વખતમાં પણ ચાલુ રહી. નૉર્મંડિના લોકો જૉનથી કંટાળી ગયા હતા ને તેનો તેમને જરાપણ ભરોસો નહોતો. આર્થરના ખુન પછી આ અવિશ્વાસ ઘણો વધી ગયો. તેથી ઇ. સ. ૧૨૦૪માં આખો નૉર્મંડિ પ્રાંત ફ્રાંસના રાજા ફિલિપે જીતી લીધો. જૉને તેને પાછો મેળવવા બીજી વાર યત્ન કર્યો નહિ. નૉર્મંડિમાંથી રાજાને ઘણું સારૂં ઉત્પન્ન આવતું તે હવે બંધ થયું ને ફ્રાંસ પ્રમાણમાં વધારે સત્તાવાન્ થયું.

**પોપ સાથે તકરાર**—જૉને ભત્રીજાને માર્યો; નૉર્મંડિ જેવા દૂઝણા પ્રાંતને ખોયો; હવે તેણે પોપને નમતું આપી પોતાની આબરૂ ખોઈ. ઇ. સ. ૧૨૦૬માં કૅંટરબ્યુરિના આર્ચબિશપની જગ્યા ખાલી પડી. કૅંટરબ્યુરિના સાધુઓએ રાજાને ખબર ન પડે તેમ પોતાના માનીતા માણસ રેજિનાલ્ડની

ચુંટણી કરી ને પોપની અનુમતિ માટે તેને ખાનગી રીતે રોમ તરફ રવાના કરી દીધો. જૉનને ખબર પડી એટલે તેણે જૉન દ ગ્રે નામના પોતાના માનીતાને જગ્યા આપી ને તે માટે પોપની "હા" માંગી. પોપે ઉસ્તાદીથી બંને ઉમેદવારોને ઉડાડી મૂક્યા ને એક વિદ્વાન્ અંગ્રેજ, Stephen Langtan–સ્ટિવ્હન લૅંગ્ટનને નીમ્યો. જૉનનો મીજાજ ઉકળી ગયો. તેણે કૅંટબ્યુરિના સાધુઓની મીલ્કત જપ્ત કરી. પોપે તેને ધર્મપાર કરવાની ધમકી આપી. રાજા ચમક્યો; પણ નમ્યો નહિ; પોપે ધર્મપારનો હુકમ બહાર પાડ્યો, ઇ. સ. ૧૨૦૮. રાજાએ પણ ચર્ચની મીલકત જપ્ત કરી. પોપે સામો એવો જ કડક જવાબ વાળ્યો. ઘણા બિશપો દેશપાર થયા ને ઇ. સ. ૧૨૦૯માં રાજા પોતે ધર્મપાર થયો. જૉન આ વખતે સ્કૉટ્લંડમાં, આયર્લંડમાં ને વેઇલ્સમાં ધમધોકાર ફત્તેહ ઉપર ફત્તેહ મેળવ્યે જતો હતો. તેના જુલમનો હવે પાર રહ્યો નહિ. પ્રથમ તેણે ચર્ચની ઘણી મીલકત ખાલસા કરી હતી; હવે તે બૅરનો ઉપર પડ્યો. તેમની પાસેથી તેણે જબરદસ્તીથી નાણું કઢાવવા માંડ્યું ને જેઓ સામા થયા તેમનાં બૈરાંછોકરાંને તેણે ઘાતકી રીતે કેદમાં પૂર્યાં ને મારી નંખાવ્યાં. રોમના પોપે ફ્રાંસના રાજા ફિલિપને ઇંગ્લંડ ઉપર સવારી કરવા કહેવડાવ્યું. ફિલિપને તો એટલું જ જોઇતું હતું. જો જૉન આ મામલા વખતે મક્કમ રહ્યો હોત ને જો તેણે પ્રજાને સાથે રાખી હોત તો પોપ ને ફિલિપ, બંને, બની જાત; પણ જૉન ખરે વખતે નાહિંમત હતો. તે ગભરાયો. ઇ. સ. ૧૨૧૩ના મે માસમાં તેણે પોપને નમતું આપી દીધું, લૅંગ્ટનની નીમણોકને સ્વીકારી, પોપને દંડ ભર્યો, રોમના ચર્ચની તાબેદારી સ્વીકારી, અને બિશપોને થએલા નુકસાનનો બદલો વાળી આપ્યો. રાજાનો આ બીજો પરાજય હતો.

**બૅરનો સાથે તકરાર, ઇ. સ. ૧૨૧૪–૧૫**—ઉપર આપણે જોયું કે જૉન ને બૅરનો વચ્ચે ઘણો ગંભીર અણબનાવ થઈ ગયો હતો. પોપને નમતું આપ્યા પછી જૉને બૅરનોને પોતાની સાથે ફ્રાંસ જવા ને ત્યાં રાજા ફિલિપ સામે લડવા હુકમ કર્યો ને તે માટે ફરી તે તેમની પાસે સખ્ત રીતે નાણું કઢાવવા માંડ્યો. પોપે આ વખતે રાજાનો પક્ષ લીધો; પણ નવો આર્ચબિશપ લૅંગ્ટન બૅરનો સાથે ભળ્યો. તેણે તેમને ઘણી ઉપયોગી સલાહ

આપી. બૅરનોએ હવે રાજા પાસે પહેલા હેન્રિના ચાર્ટર–વચનો–ને તાજાં કરવાની માંગણી કરી. દરમ્યાન રાજા ફ્રાંસમાં હારી ગયો તેથી તે લાચાર બની ગયો, જુલાઈ, ઇ. સ. ૧૨૧૪. ઉત્તર પ્રદેશના બૅરનો સામા થયા. તેમણે રાજા પાસેથી યોગ્ય શરતો કરાવવા પરસ્પર સોગંદ લીધા ને લંડનમાં આવી રાજાને છેવટનો સંદેશ કહેવરાવ્યો. પ્રજા જૉન તરફ નહોતી. બૅરનો લશ્કર સાથે લંડનમાં દાખલ થયા; રાજ્યતંત્ર આખું તેમના તરફ વળી ગયું; લાચારીએ જૉને રનિમિડ–Runnemede–પાસે ઇ. સ. ૧૨૧૫ના જુનની સાતમી તારીખે મૅગ્ના ચાર્ટા ઉપર પોતાની સહી આપી–જૉનનો આ ત્રીજો પરાજય હતો.

**મૅગ્ના ચાર્ટા**—મૅગ્ના ચાર્ટાની ૬૩ કલમોમાંથી ઘણી ખરી કલમો પહેલા હેન્રિએ આપેલા ચાર્ટર–હક્કપત્ર–Charter–ને મળતી આવે છે. રાજા પાસેથી ચાર્ટર કઢાવનાર બૅરનો સ્વાર્થી ને સામાન્ય શક્તિના હતા એ બાબત ખરી છે; છતાં જૉને જે ચાર્ટર ઉપર સહી કરી આપી તે ચાર્ટરમાં અંગ્રેજ પ્રજાના તમામ વર્ગોના હક્કો સંબંધી પણ કેટલેક સ્થળે વર્ણન કરવામાં આવ્યું છે. એ કારણોથી મૅગ્ના ચાર્ટા બ્રિટિશ સ્વતંત્રતાના ઇતિહાસમાં અગત્યનું સ્થાન ધરાવે છે. રાજાએ આટલી બાબતોમાં વચનો આપ્યાં:–(૧) લોકોને ગુન્હાઓથી વધારે દંડવા નહિ. (૨) યોગ્ય અદાલતોમાં અને તે પણ પંચની મદદ વડે જ લોકોનો ન્યાય કરવો. માત્ર શક ઉપર જ ને સાક્ષી વગર કોઈ માણસને પકડવો નહિ. (૩) ઈનસાફ ચોખ્ખો, પ્રામાણિક, એકદમ ને નિયમસર આપવો. (૪) ચર્ચના તમામ જુના હક્કો એમને એમ રાખવા. (૫) લંડનના હક્કોને કાયમ રાખવા. (૬) રાજાની અદાલતોએ બૅરનોની અદાલતોના કામકાજમાં વચ્ચે આવવું નહિ. (૭) Curia Regis–ક્યૂરિઆ રેજિસની મારફત કર વગેરે નાંખવા. (૮) કોઈ અંગ્રેજની મીલકત ઉપર રાજા ગેરકાયદેસર હાથ નાંખે નહિ. (૯) કોઈ વેપારી કે ખેડુત પાસેથી તેના ગુજરાનનું સાધન રાજા લઈ શકે નહિ. આ સિવાય મેગ્ના ચાર્ટામાં વારસો, શિકાર, જંગલ, તોલ માપ, પરદેશીઓની આવજાવ, વગેરે સંબંધી પણ ઘણી કલમો ઉમેરવામાં આવી હતી. તેમની ઉપયોગિતા અત્યારે હવે કાંઈ નથી એટલે અહિં તેમના સંબંધી કાંઈ લખવામાં આવ્યું નથી.

આ તમામ શરતો રાજા બરોબર પાળે છે કે કેમ તેની તપાસ રાખવા અને રાજા સામેની તમામ ફરિયાદોનો નીકાલ કાઢવા બૅરનોએ મેગ્ના ચાર્ટાની એક કલમથી પચીસ જણાઓની સમિતિ–કમિટિ નીમી. રાજાએ શરતોનો ભંગ કરવા માંડયો. તેણે પોપની મદદ માંગી ને ભાડુતી લશ્કર રોકયું. બૅરનોએ પણ રાજા સામી ફરી તૈયારી કરવા માંડી ને ફ્રાંસના કુંવર લૂઈને ગાદીનું વચન આપી તેને મદદે બોલાવ્યો. લૂઈ પોતે લંડનમાં દાખલ થયો. જૉન ને લૂઈ વચ્ચે હવે ખુનખાર લડાઈ શરૂ થઈ; પણ ઈ. સ. ૧૨૧૬ના ઑકટોબર માસમાં જૉન મરી ગયો એટલે વસ્તુસ્થિતિ એકદમ ફરી ગઈ.

**જૉનનું ચારિત્ર**—જૉન દોષોથી ભરેલો હતો. તે કપટી, બેવફા, વ્યભિચારી, શિકારી, ક્રૂર, કૃતઘ્ની, ખટપટીઓ, ચીડાઉ, ઘણો મહત્ત્વાકાંક્ષી, ક્રોધી, નીતિન્યાયના ખ્યાલ વગરનો, ઢોળી, ને નાલાયક રાજા હતો. તેનામાં બે ચાર સારા ગુણો હતા–તે ખુશમીજાજ હતો, ગરીબોને ઘણું દાન આપતો ને લશ્કરી કામકાજમાં ઘણો બાહોશ હતો.

---

## પ્રકરણ ૭મું

### પ્લૅન્ટેજેનેટ વંશ (ચાલુ)

**ત્રીજો હેનરિ, ઈ. સ. ૧૨૧૬–૭૨. સગીર રાજા, ઈ. સ. ૧૨૧૬–૩૨**—જૉનના મરી ગયા પછી તેનો નવ વર્ષનો કુંવર ત્રીજો હેનરિ ઇંગ્લંડની ગાદીએ આવ્યો. રાજા સગીર હોવાથી રાજ્યકારભાર માર્શલ Marshall અર્લ ઑવ્ પેમ્બ્રોક–Earl of Pembroke–નામના એંશી વર્ષના અનુભવી મુત્સદ્દીએ સંભાર્યો અને પોપનો પ્રતિનિધિ તેના પક્ષનો હોવાથી કામકાજ વિના વિઘ્ને ચાલવા માંડયું. પેમ્બ્રોકને બે કામ કરવાનાં હતાં–ઇંગ્લંડના પૂર્વ ને દક્ષિણ ભાગમાં પરદેશી ફ્રેંચ કુંવર લૂઈ ને તેના લશ્કરને દેશમાંથી કાઢી મૂકવાની જરૂર હતી અને બીજું, બૅરનોને ને શહેરોને જૉનના વંશના પક્ષમાં લેવાની જરૂર હતી. આ કામો પાર પાડવા પેમ્બ્રોકે મૅગ્ના ચાર્ટાની લગભગ તમામ શરતોને રાજાને નામે કબૂલ કરી

ને બધાને તેમની મીલકત પાછી સોંપી માફી આપી. ફ્રેંચો હારી ગયા ને લૂઈ પોતે ફ્રાંસ ચાલ્યો ગયો. પણ પેમ્બ્રોક પોતે બે વર્ષ પછી મરી ગયો તેથી રાજ્યસત્તા માટે ત્રણ પક્ષો અંદર અંદર લડી મરવા લાગ્યા, (૧) રોમના પોપના પ્રતિનિધિઓ (૨) રાજા ને રાણીના માનીતા પરદેશીઓ ને (૩) ઇંગ્લંડના વતનીઓ. પહેલાં તો અંગ્રેજ Hubert de Burg-હ્યુબર્ટ ડિ બુર્ગ મુખ્ય સત્તા ઉપર રહ્યો હતો. તેણે દેશમાં ચાલતી ખુના-મરકી બંધ કરી અને મોટા મોટા બળવાન્ બૅરનોને દબાવી દીધા. પણ તે ફ્રાંસમાં ઇંગ્લંડના મુલકનો બચાવ કરી શક્યો નહિ. તેથી જ્યારે હેન્રિ ઉમરલાયક થયો ને પરદેશીઓ ને પોપનો પ્રતિનિધિ તેના માનીતાઓ થઈ પડ્યા ત્યારે હ્યુબર્ટના ઉપર કેટલાએક આરોપો મૂકવામાં આવ્યા, તેને રજા આપવામાં આવી ને તેની કેટલીક મીલકત પણ જપ્ત કરવામાં આવી.

**રાજા અને તેના માનીતા પરદેશીઓ. ઇ. સ. ૧૨૩૨–૫૮—** ત્રીજો હેન્રિ હમેશાં ખુશામતીઆઓને પોતાની પાસે રાખતો. તેનામાં રાજ્ય કરવાની કશી આવડત નહોતી. ઘણી વાર તે શેખચલ્લીના વિચારો કરતો પણ એ વિચારો પાર પાડવાની તેનામાં કાંઈ પણ શક્તિ નહોતી. તે ઘણો હઠીલો હતો ને વચનનો ભંગ કરવો તે તો રમત જ સમજતો. તે ઉડાઉ હતો. રોમના પોપે તેને ગાદી મેળવવામાં મદદ કરી હતી તેથી તેની ગમે તેવી માંગણીઓ આવે તો પણ તે તેમને હમેશાં સ્વીકારતો. પોપનો ગુલામ થવા પણ તે ખુશી હતો. હેન્રિ ફ્રેંચ કુંવરી સાથે પરણ્યો હતો તેથી કારભારમાં રાણીના સગાઓ ને પોપના માણસો આપખુદ થઈ પડ્યા. હેન્રિને પોતાના કુંવર એડ્વર્ડને સિસિલિનો રાજા બનાવવો હતો; પોપને પોતાના હરીફ ઍમ્પરર–Emperor–સામે ને જેરુસલેમના મુસલમાનો સામે લડાઈ કરવા પૈસા જોઈતા હતા; રાજાને ફ્રાંસનો બાકીનો મુલક કબજે કરવો હતો; તેથી તેણે નાણા માટે પોતાની પ્રજાને પીડવા માંડી. સાઇમન દ મૉન્ટ્ફૉર્ડ નામનો એક પરદેશી બૅરન આ જુલમ સામો થયો. તેમાં તેને લિંકનના બિશપ ગ્રૉસ્સટેસ્ટ-Grosseteste-જેવા સમર્થ વિદ્વાનની મદદ હતી.

**Simon de Montford, સાઇમન દ મૉન્ટ્ફૉર્ડ—**સાઇમન દ મૉન્ટ્ફૉર્ડ, અર્લ ઑવ લીસેસ્ટર–Liecester–જન્મે નૉર્મંડિનો ફ્રેંચ હતો.

તેનો બાપ જૉન સામો થયો હતો. કુટુંબની સ્થિતિ સારી નહોતી પણ ત્રીજા હેન્‌રિના વખતમાં યુવાન્ સાઇમનને પોતાની જાગીર પાછી સોંપવામાં આવી અને રાજા પાસે નોકરી પણ તેને મળી. ઇ. સ. ૧૨૩૮માં રાજાએ પોતાની બેન ઇલિઆનોર તેને પરણાવી; પણ સાળાબનેવી વચ્ચેની પ્રીતિ ઝાઝો વખત નભી શકી નહિ. હેન્‌રિએ સાઇમનને એક જુનું દેવું આપવા ના પાડી ને તેના ઉપર જૂઠા આરોપો મૂક્યા. સાઇમન પરદેશ ચાલ્યો ગયો ને પછી ક્રૂઝેઇડમાં ભળ્યો. આ વખત દરમ્યાન સાઇમનને દેશાવરનો, ત્યાંના રાજકારણનો ને જુદા જુદા લોકોનો અનુભવ મળ્યો. હવે તે એક સરદાર ને મુત્સદ્દીમાં ખપવા લાગ્યો. દરમ્યાન ઇંગ્લંડમાં તો અંધાધુંધી વધતી જતી હતી. લુંટફાટ, શહેરોમાં શેરીએ શેરીએ ટટાફીસાદો, દરેક કિલ્લામાં તોફાન, અસહ્ય જુલમ, વગેરેથી લોકો કંટાળી ગયા હતા. ઇ. સ. ૧૨૪૪માં સાઇમન ઇંગ્લંડ પાછો આવ્યો. રાજા સાથે થોડા વખત માટે તો સારૂં ચાલ્યું. પ્રજાની ફરિયાદો જોવા નીમાએલી એક સમિતિમાં તેણે કામકાજ કર્યું; પણ પાછો અણબનાવ શરૂ થયો. રાજાએ તેને ફ્રાંસમાં ગૅસ્કનિ–Gascony–ના બખેડાઓ દાબી દેવા મોકલ્યો. ત્યાં તે સાત વર્ષ રહ્યો, શત્રુઓએ રાજાના કાન ભંભેર્યા પણ સાઇમન નિર્દોષ ઠર્યો. સાઇમનને હવે ચોક્કસ ખાતરી થઈ ગઈ કે રાજાની સામા થવામાંજ ઇંગ્લંડના લોકોનું હિત સમાએલું છે. તે પોતે પરદેશી હતો પણ ઇંગ્લંડમાં ઘણાં વર્ષો સૂધી રહેવાથી તે ખરો અંગ્રેજ થઈ ગયો હતો.

**ઑક્સ્‌ફૉર્ડનો કરાર, ઇ. સ. ૧૨૫૮. હેન્‌રિની હાર; બૅરનોનો કારભાર, ઇ. સ. ૧૨૫૮–૬૪.**—ફ્રાંસના અંગ્રેજ મૂલકોમાં હેન્‌રિ હારી ગયો હતો; વેઇલ્સમાં પણ અંગ્રેજોનો પરાજય થયો હતો; ખુદ ઇંગ્લંડમાં બધે અંધાધુંધી ચાલી રહી હતી; કારભાર પરદેશીઓના હાથમાં હતો; રાજાને પોપ માટે, સિસિલિ માટે, ફ્રેંચ લડાઈ માટે, ને વેઇલ્સ માટે નાણું જોઈતું હતું; બૅરનો જ્યાં સૂધી પ્રજાની ફરિયાદોનો રીતસર નીકાલ ન થાય ત્યાં સૂધી નાણું કાઢતા નહોતા; સાઇમન જેવા મુત્સદ્દીની તેમને મદદ હતી. તેથી લાચાર થઈ રાજાએ દરેક પરગણાંમાંથી બબ્બે માણસોને ને બૅરનોને બોલાવ્યા ને તેમની બાર જણાઓની ને રાજાએ નીમેલી બાર જણાઓની

સમિતિએ ઑક્સ્ફૉર્ડ મુકામે રાજા સાથે કરાર કર્યો શરતો પ્રમાણે રાજાએ કારભાર ચલાવવાનું કબૂલ્યું. કારભાર કરવા માટે બે સંસ્થાઓ ઉભી કરવામાં આવી–(૧)રાજાએ ને બૅરનોએ નીમેલી પંદર જણાની એક નાની સમિતિ; આ મંડળ પાસે બધો કારભાર રાખવામાં આવ્યો. (૨) પાર્લમેંટ. બધા બૅરનો આ સંસ્થામાં પંદર પ્રતિનિધિઓ મોકલે ને તેઓ દર વર્ષે ત્રણ વાર કારભારી મંડળને મળી કારભાર તપાસે, એમ ઠરાવવામાં આવ્યું,

બૅરનોએ હવે રાજ્યતંત્ર પોતાના હાથમાં લીધું. તેમણે પરદેશીઓને રજા આપી, પાટવી કુંવર એડ્વર્ડના દબાણથી ખેડુતોને કેટલાક હક્કો આપ્યા, ને ફ્રાંસ સાથે સુલેહ કરી. પણ રાજા પાછો સામો થયો. તેથી બૅરનો વચ્ચે ને રાજા વચ્ચે લડાઈ શરૂ થઈ. મૉંટ્ફૉર્ડે બૅરનોની આગેવાની લીધી. બંને પક્ષોએ ફ્રાંસના રાજા નવમા લૂઈને પંચ તરીકે નીમ્યો પણ પંચે રાજાના લાભમાં ફેંસલો આપ્યો તેથી લડાઈ પાછી શરૂ થઈ. મૉંટ્ફૉર્ડનો પક્ષ નબળો પડતો જતો હતો; છતાં તેની ધીરજ ડગી નહિ; રાજા હારી ગયો; પરિણામે મૉંટ્ફૉર્ડના હાથમાં આખું રાજ્યતંત્ર આવ્યું, ઇ. સ. ૧૨૬૪.

**"પાર્લમેંટ". મૉંટ્ફૉર્ડનું મરણ; હેન્રિનો અંત**—મૉંટ્ફૉર્ડે હવે બૅરનોને, બિશપોને ને ઉપરાંત દરેક પરગણામાંથી ચાર પ્રતિનિધિઓને દેશના કારભાર ઉપર વિચાર કરવા "પાર્લમેંટ"માં બોલાવ્યા ને તે સંસ્થા પાસે રાજ્યતંત્ર ઉપર તૈયાર કરેલી પોતાની યોજના તેણે રજુ કરી. જો એ યોજના મજૂર થઈ હોત તો રાજાની સત્તા એકદમ પડી ભાંગત ને મૉંટ્ફૉર્ડ પોતે રાજ્યનો ધણી થઈ પડત. ઇ. સ. ૧૨૬૫માં તેણે જે પાર્લમેંટ બોલાવી તેમાં શહેરોના ને કસબાઓના પ્રતિનિધિઓ પણ હાજર હતા. દરમ્યાન લડાઈ પાછી શરૂ થઈ. પાટવી કુંવર એડ્વર્ડ મૉંટ્ફૉર્ડના કબજામાંથી સટકી ગયો. સાઈમનના કેટલાક મિત્રો પણ રાજાને જઈ મળ્યા. મૉંટ્ફૉર્ડ પોતે માર્યો ગયો, ઇ. સ. ૧૨૬૫. લડાઈ ઠેઠ ઇ. સ. ૧૨૭૦ સુધી ચાલી. પણ બધે હવે રાજાના કે એડ્વર્ડના પક્ષનો વિજય થયો. એડ્વર્ડ પોતે જેરુસલેમ ગયો; પણ દરમ્યાન વૃદ્ધ રાજા હેન્રિ મરી ગયો તેથી તેને ઇંગ્લંડ પાછું આવવું પડ્યું, નવ્હેંબર, ઇ. સ. ૧૨૭૨.

**મૉંટ્ફૉર્ડના ગુણદોષ**—મૉંટ્ફૉર્ડ ગરીબોનો ને અનાથોનો બેલી હતો. રાજાની ને બૅરનોની સત્તા તોડી તેને ઇંગ્લંડના મધ્યમ વર્ગના લોકોને રાજ્યતંત્રમાં ભાગ આપવો હતો ને કારભાર આ લોકોના પ્રતિનિધિઓ કરે તેમ તે ઇચ્છતો હતો. પોતે પરદેશી છતાં ઇંગ્લંડનું તંત્ર પરદેશીઓ ચલાવે તે તેને જરા પણ ગમતું નહિ. મૉંટ્ફૉર્ડ મોટો મુત્સદ્દી ને સરદાર હતો. તે મોટો કારભારી હતો. ગૅસ્કનિના સાત વર્ષના કારભારમાં તે પોતાની અજબ કામગીરી બતાવી ગયો. તે મોટો આશાવાદી હતો. પોતાના ઊંચા આદર્શો પાર પાડવા તેણે ઘણા જુના રીવાજોને ને ખરાબ ધારણોને એક બાજૂ મૂકયાં. પણ સામાન્ય વર્ગો તેના વિચારો સમજી શકયા નહિ. તે ઓગણીસમા સદીના વિચારો તેરમા સૈકામાં પાર પાડવા માંગતો હતો તે તેની ગંભીર ભૂલ હતી; પણ તેથી કાંઈ તેની પ્રતિભા ઓછી થતી નથી.

**તેરમા સૈકાનું ઇંગ્લંડ**—ઉપરના એક પ્રકરણમાં આપણે અગ્યારમા ને બારમા સૈકાઓમાં ઇંગ્લંડની સ્થિતિ જોઈ ગયા હતા; હવે આપણે તેરમા સૈકાનું ઇંગ્લંડ કેવું હતું તે ટૂંકામાં જોઈએ. તેરમા સૈકામાં બૅરનોનું જોર ઓછું થઈ ગયું હતું; વેપારીઓ ને ખેડુતો પોતાનો સ્વાર્થ સમજતા થયા હતા; તેમણે બૅરનોને રાજા સામે થવામાં કેટલીક વાર મદદ પણ કરી હતી; છતાં હજુ તેમનામાં રાજ્યકારભાર હાથમાં લેવાની શક્તિ આવી નહોતી. રાજા ને તેનું કુટુંબ હવે ઇંગ્લિશ થતાં જતાં હતાં; હજુ ફ્રેંચ રાજભાષા ગણાતી; પણ લોકો ને તેમના આગેવાનો, અને બૅરનો ને રાજકુટુંબનાં માણસો અરધી ફ્રેંચ ને અરધી અંગ્રેજી, એવી મિશ્રભાષા બોલવતા હતા; પણ ધીમે ધીમે તેઓ આચારવિચારમાં બ્રિટિશ થતા જતા હતા. અંગ્રેજી ભાષા નવું રૂપાંતર પામતી હતી. થોડાએક દેશી લેખકોએ માતૃભાષામાં ગદ્યપદ્ય લખ્યાં. એ લખાણોમાં પરદેશી સંસ્કૃતિ ઉપર ને ઇંગ્લંડની પોતાની સંસ્કૃતિ ઉપર તેમણે પ્રજાને ઉપયોગી સાહિત્ય આપ્યું. શહેરોમાં કેટલાએક માણસોએ તમામ કારભાર પોતાના હાથમાં પચાવી પાડયો. વેપારીઓનાં મહાજનો રાજા પાસેથી સારા અધિકારો મેળવતાં ને બૅરનો કે અમલદારો સામા થાય તો પોતાનું રક્ષણ કરતાં. તેરમા સૈકામાં બૅરનોના હકકો ઓછા થતા જતા હતા તે આપણે ઉપર

જોઈ ગયા. એ સૈકામાં મોટા મોટા ધારાશાસ્ત્રીઓ થયા. તેમણે લોકોને કાયદાને તાબે રહેતાં શીખવ્યું ને જુના ને જેમ તેમ પડેલા નિયમોને એક કરી કાયદાને સર્વમાન્ય ને સર્વગ્રાહ્ય બનાવ્યો. અલબત, એ વખતની અદાલતોમાં રૂશવત બહુ ચાલતી; પોલિસ પણ જુલમી, લાલચુ ને નબળી હતી; છતાં ધીમે ધીમે રાજાપ્રજાને કાયદાની અદાલતોની ને સારી પોલિસની ઉપયોગિતા સમજાતી ગઈ. આ સાથે જ લોકોમાં કેળવણી વધતી હતી. તેરમા સૈકામાં ઇંગ્લંડમાં ઘણા મઠો સ્થપાયા. આ મઠના સાધુઓ લોકોને ધર્મનો ઉપદેશ આપતા, ભણાવતા, વૈદકનો ધંધો કરતા, વેપારીઓનું નાણું સાચવતા, ગરીબોની નજર રાખતા, ને જુલમી રાજાઓને દબાવતા. આ સૈકામાં ઑક્સફૅર્ડ ને કૅમ્બ્રિજનાં વિદ્યાપીઠો-યુનિવ્હર્સિટિઓ—Universities સ્થપાયાં. તેમની ખ્યાતિ આખા યૂરોપમાં પ્રસરી. ત્યાં રાજ્યનીતિશાસ્ત્ર, ધર્મ, સાહિત્ય, વગેરેનો અભ્યાસ થતો. તેમના વિદ્યાર્થીઓ યૂરોપમાં પણ વિદ્વાનોમાં ખપવા લાગ્યા. રૉજર બેકન નામનો વિદ્વાન્ વિજ્ઞાની—સાયંટિસ્ટ આ જમાનામાં થઈ ગયો. કળામાં પણ રૂપાંતર થયું; બારમા સૈકાની કળા ઘણી સાદી હતી; તેરમા સૈકાની કળામાં વિવિધપણું, ઝીણવટ, સગવડ, વગેરે લેવામાં આવ્યાં. ઇંગ્લંડ આ વેળા ખેતીનો દેશ હતો. દરેક ગામમાં જરૂર પડતી ચીજો મળી શકતી. કાચો માલ બહાર જતો. વણાટકામ, રંગકામ, લોઢું બનાવવાની કળા, વહાણવટું, એટલા હુન્નરો અંગ્રેજ સ્હેજ સ્હેજ જાણતા. બૅરનના કિલ્લા Manor-માં ઘરગથ્થુ ચીજોની પેદાશ થતી. ઘરમાં ટેબલખુરસીઓ, શેતરંજી, કે એવું અત્યારે વપરાતું રાચરચીલું જરા પણ જોવામાં આવતું નહિ. રાજાના મહેલોમાં પણ એવી વસ્તુઓ સંઘરાતી નહિ. એક ઓરડામાં કુટુંબનાં બધાં માણસો સૂઈ રહેતાં ને લખતાં વાંચતાં કોઈકને જ આવડતું. તે સૈકામાં આપણા હિંદુસ્તાનદેશની સ્થિતિ ઇંગ્લંડના કરતાં ઘણી સારી કહેવાય.

**પહેલો એડ્વર્ડ, ઇ. સ. ૧૨૭૨-૧૩૦૭**—જ્યારે ત્રીજો હેનરિ મરી ગયો ત્યારે ગાદીનો વારસ એડ્વર્ડ સિસિલિમાં હતો પણ તેના હક્ક વિષે કોઈએ વાંધો ઉઠાવ્યો નહિ ને તેની બે વર્ષોની ગેરહાજરી દરમ્યાન રાજ્યતંત્રમાં કશી મુસ્કેલી પડી નહિ. નવો રાજા જુવાનીમાં હતો. તેનું

ચારિત્ર તદ્દન દોષ વિનાનું હતું. શરીરે તે એકદમ મજબુત ને કસરતી હતો. તેને દ્વંદ્વયુદ્ધનો ને શિકારનો ઘણો શોખ હતો. તેના શરીરના અવયવો એટલા તો લાંબા હતા કે લોકો તેને Longshakes કે Longchamps કહેતા. બાપના વખતમાં એડ્વર્ડે કારભારનો ને લડાઈનો અનુભવ મેળવ્યો હતો. મૉન્ટ્ફૉર્ડના સુધારાઓ તેને ગમ્યા નહોતા; કારણ કે તે સુધારાઓથી રાજાની સત્તા ઓછી થઈ ગઈ હતી. પણ જ્યારે તે પોતે રાજા થયો ત્યારે તેણે તેવા જ સુધારાઓ હાથમાં લીધા ને તેથી રાજાની ને આમવર્ગની બંનેની સત્તા વધારી. ઘણી વાર તેને ક્રોધ ચડી આવતો; તે કોઈ કોઈ વાર નિર્દય થઈ જતો; પણ તે મોટો સરદાર, મુત્સદ્દી ને દૂરંદેશીવાળો રાજા હતો. આ કારણોથી એડ્વર્ડ ઇંગ્લંડના મોટા રાજાઓમાં ખપે છે.

**એડ્વર્ડના સુધારાઓ**—એડ્વર્ડે યૂરોપમાં કાયદાઓનું એકીકરણ–Codification–કેમ થાય છે તે અંગત જોયું હતું; વળી આ જમાનામાં આપણે ઉપરના પ્રકરણમાં જોઈ ગયા તેમ કાયદાનો અભ્યાસ ઘણા વિદ્વાન્ લોકો કરતા હતા; તેથી એડ્વર્ડે આ લોકોનાં વિચારો ને સલાહ પ્રમાણે ઇંગ્લંડના જુના કાયદાઓને સુધાર્યા, છુટાછવાયા કાયદાઓને એકત્રિત કર્યા ને કેટલાક નવા ધારાઓ કર્યા. એડ્વર્ડના અમલ દરમ્યાન કાયદા ઉપર સંગીન સાહિત્ય બહાર પડ્યું. આ સુધારાઓથી રાજાની ને બૅરનોની અદાલતોના અધિકારો સ્પષ્ટ થયા ને બૅરનોની અદાલતો વધારે અધિકારો જમાવી શકી નહિ. રાજાએ હરામખોર અમલદારોને કાઢી મૂક્યા ને પોલિસખાતાને મજબુત બનાવી લુચ્ચા, બંડખોર ને ધાડપાડુ લોકોને દબાવી દીધા. એડ્વર્ડે રાજ્યનું ઉત્પન્ન વધાર્યું ને વેપારને ઉત્તેજન આપી પ્રજાની આબાદી પણ વધારી. વેપારીઓનું લેણું સરળ રીતે વસુલ થાય, ને પરદેશીઓ ઇંગ્લંડમાં વસે ને સારો વેપાર ખેડે, એ હેતુથી તેણે દેવાના ને જગાતના ધારાઓમાં પણ સુધારો કર્યો. ઇટલિના સાહુકારોને ઇંગ્લંડમાં વસવા દઈ એડ્વર્ડે સરાફીના ધંધાને પણ ઉત્તેજન આપ્યું. પણ યાહુદી લોકોને તેણે ઘણા સતાવ્યા. આ બધા સુધારાઓ ઇ. સ. ૧૨૯૦ સુધીમાં થયા. તે સાલમાં પવિત્ર, ભલી ને માયાળુ રાણી ઇલિઆનૉર મરી ગઈ. તે રાણી ઘણી નસીબદાર હતી, કારણ કે તેના મરણ પછી રાજા પણ દુઃખી થઈ ગયો. છતાં, સુધારાઓ તો ચાલુ જ રહ્યા. એડ્વર્ડે લશ્કરી તાલીમમાં નવું ધોરણ દાખલ કર્યું.

તેણે વેઇલ્સના વિખ્યાત તીરંદાજોને લશ્કરમાં લીધા ને સિપાઈઓને રોકડ પગાર આપવાનો ચાલ શરૂ કર્યો. તેઓ હવે માત્ર રાજાનો જ હુકમ માનવા બંધાયા. તીરંદાજો ખેડુતવર્ગમાંથી આવતા; તેથી લશ્કરમાં પણ બૅરનોની વગ ઘટવા માંડી. એડ્વર્ડે બૅરનોને બીજી રીતે નરમ કર્યા–તેમના ઘણા બંડખોર આગેવાનોની સાથે તેણે લગ્નના સંબંધો કર્યા. વળી તેણે તે લોકોને પોપથી ને ચર્ચના આગેવાનોથી વિખુટા પાડી નાંખ્યા આ રીતે એડ્વર્ડે રાજાની સત્તા વધારી.

**વેઇલ્સની જીત, ઇ. સ. ૧૨૭૫–પ્રિન્સ ઑવ્ વેઇલ્સ**—ઉત્તર વેઇલ્સમાં ઇંગ્લંડના અસલ વતનીઓ એટલે બ્રિટન લોકો ભરાઈ રહ્યા હતા. તેઓ સૅક્સન ને નૉર્મન રાજાઓને ખંડણી ભરતા. હેન્રિના વખતમાં ઉત્તર વેઇલ્સમાં Liewelyn લેવેલિન–નામનો સરદાર ઇંગ્લંડની હકુમત સ્વીકારવા ના પાડતો હતો તેટલું જ નહિ પણ તે ફ્રાંસ, પોપ અને ઇંગ્લંડના બૅરનો સાથે કાવાદાવા કરી ઇંગ્લંડના રાજાને સતાવતો હતો. એડ્વર્ડે તેને તાબે થવા કહેવરાવ્યું; લેવલિને ના પાડી; એટલે બંને વચ્ચે લડાઈ શરૂ થઈ. એડ્વર્ડે તેના બંડખોર ભાઈ ડેવિડ અને પોવિસના લૉર્ડને આશરો આપ્યો અને તેની વિવાહિત સ્ત્રીને લંડનમાં કેદ કરી વેઇલ્સ જતાં અટકાવી. વેઇલ્સના લોકો ઇંગ્લંડમાં વારંવાર ચાલ્યા આવતા ને લોકોનાં ઢોરઢાંખર ને મીલકત ઉઠાવી જતા. આ કારણોથી વેઇલ્સને જીતવાની જરૂર હતી. લેવલિન ઇ. સ. ૧૨૭૮માં શરણ થયો. પણ એડ્વર્ડે વેઇલ્સમાં ઇંગ્લંડના કાયદાઓ લાગુ કરવા માંડયા. તેથી લેવલિનના ભાઈ ડેવિડે ઇ. સ. ૧૨૮૨માં બંડ કર્યું. લડાઇમાં લેવલિન માર્યો ગયો ને ડેવિડ કેદ પકડાયો એટલે તેનો પણ વધ કરવામાં આવ્યો. વેઇલ્સને હવે અંગ્રેજી કાયદો લાગુ પાડવામાં આવ્યો. તે દેશમાં ઠામઠામ કિલ્લાઓ બાંધી, જંગલો કાપી તથા રસ્તાઓ કરી, એડ્વર્ડે લોકોને કબજામાં રાખ્યા. પાટવી કુંવર એડ્વર્ડ વેઇલ્સના Carnarvon–કાર્નાર્વનના કિલ્લામાં જન્મ્યો તેથી રાજાએ તેને Prince of Walesનો ઇલકાબ આપ્યો. ઇંગ્લંડનો પાટવી કુંવર તે વખતથી આ નામથી હમેશાં ઓળખાય છે.

**એડ્વર્ડ ને ફ્રાંસ**—એડ્વર્ડે યૂરોપનાં જુદાં જુદાં રાજ્યો સાથે લગ્નથી કે કરારથી સંબંધ જોડવા મહેનત કરી. તેનો હેતુ ફ્રાંસને ગમે તે પ્રકારે

નખણું રાખવાનો હતો. પણ એ બાબતમાં તેને ખાસ જશ મળ્યો નહિ. ફ્રાંસના રાજાઓને ઇંગ્લંડના રાજાની એક્વિટેઈન ઉપરની હકુમત હમેશાં ખુંચતી. ઇંગ્લંડના રાજાઓ નૉર્મંડિ, મેઇન, પૉઇટુ, અંજૂ, વગેરે પરગણાંઓ ઉપર પોતાનો અસલનો દાવો સમૂળગો ઉઠાવી લેવા હજુ આનાકાની કરતા વળી ઇંગ્લંડ ને ફ્રાંસ વચ્ચે વેપારમાં સખ્ત હરીફાઈ ચાલતી હતી ને કેટલાક અંગ્રેજ ખલાસીઓએ ફ્રેંચ વેપારને નુકસાન કર્યું હતું. આ કારણોથી થોડી મુદ્દત માટે બંને દેશો વચ્ચે લડાઈ રહી, ઇ. સ ૧૩૦૩.

**સ્કૉટ્લંડ ને ઇંગ્લંડ**—સ્કૉટ્લંડમાં ઇંગ્લંડના રાજાઓ હજુ પોતાની વગ સ્થાપી શક્યા નહોતા. એડ્વર્ડનો વિચાર ઇંગ્લંડ, સ્કૉટ્લંડ, ને વેઇલ્સને એક છત્ર નીચે મૂકવાનો હતો. વેઇલ્સમાં તો તેને ફતેહ મળી; હવે સ્કૉટ્લંડનો સવાલ ઉભો થયો. ઇ. સ. ૧૨૮૬માં તે દેશનો રાજા અલેક્ઝાંડર અપુત્ર મરી ગયો. તેની એક પુત્રી માર્ગરેટ નૉર્વેના રાજા સાથે પરણી હતી. તેની દીકરી સ્કૉટલંડની ગાદીની ખરી વારસ હતી. પણ તે પોતાને મોસાળ આવતાં રસ્તામાં મરી ગઈ. હવે સ્કૉટ્લંડમાં ગાદી માટે ઘણા ઉમેદવારો બહાર પડયા. તેમાં ત્રણ મુખ્ય હતા. (૧) જૉન બેલિઅલ, John Baliol. (૨) રૉબર્ટ બ્રૂસ, Robert Bruce. (૩) John Hastings, જૉન હેઇસ્ટિંગ્સ. તેમાં નજીકના હક્કદારો તો પહેલા બે જ હતા. તેમણે એડ્વર્ડને પંચ નીમી ફેંસલો માગ્યો. એડ્વર્ડ પહેલાં બંને પાસે પોતાનું સાર્વભૌમપણું લખાવી લીધું ને પછી તેમના પરસ્પર હક્કોનું સમાધાન કરવા એક સમિતિ નીમી. તેના ઠરાવ પ્રમાણે બેલિઅલ સ્કૉટ્લંડનો રાજા થયો. એડ્વર્ડનો મનોરથ પાર પડયો હોય એમ જણાયું. પણ ઇ. સ. ૧૨૯૫માં કેટલાએક સ્કૉટ્ લોકોએ બંડ ઉઠાવ્યું તેથી એડ્વર્ડ તેમના ઉપર ચડાઈ કરી ડન્બાર પાસે તેમને હરાવ્યા ને બેલિઅલને ઇંગ્લંડ મોકલી આપ્યો. પણ એડ્વર્ડ સ્કૉટ્લંડમાં અંગ્રેજી ધોરણો લાગુ પાડયાં તેથી ત્યાંની સમસ્ત પ્રજા હવે ઇંગ્લંડ સામે થઈને William Wallace-વિલિઅમ વૉલ્લેઇસ નામના એક સામાન્ય સ્થિતિના, પણ બાહોશ ને સમર્થ, સરદારની આગેવાની નીચે તેમણે અંગ્રેજોને Stirling–સ્ટેરૂલિંગ–પાસે હરાવ્યા, ઇ. સ. ૧૨૯૭. વૉલ્લેઇસ શિવાજીની રીતે અંગ્રેજો સામે લડતો તેથી તેને હરાવવું ઘણું મુશ્કેલ થઇ પડયું. એડ્વર્ડ આ વખતે ગેરહાજર હતો. તે તુરત ઇંગ્લંડ આવ્યો.

તેણે વૉલ્લેઇસને મારવા જબરદસ્ત તૈયારી કરી. ઇ. સ. ૧૨૯૮માં તેણે સ્કૉટ્ટ લોકોને ફૉલ્કર્ક–Falkirk પાસે સખ્ત હરાવ્યા. પણ આ હારથી સ્કૉટ્ટ લોકો જીતાયા નહિ. તેમનો દેશ ડુંગરાઉ હતો; તેઓ મેદાનમાં આવી લડતા નહિ; વળી જીત્યા પછી પણ તેમને કબજામાં રાખવાનું કામ દુષ્કર હતું. છેવટે ઇ. સ. ૧૩૦૪માં સ્કૉટ્ટ લોકોએ સુલેહ કરી ને વૉલ્લેઇસને શરણ કર્યો. એડ્વર્ડે તેના ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી તેનો શિરચ્છેદ કરાવ્યો. બે વર્ષો સુધી તો સ્કૉટ્લંડ દેશ અંગ્રેજ પંજામાં રહ્યો પણ ઇ. સ. ૧૩૦૬માં રૉબર્ટ બ્રૂસ–Robert Bruce નામના એક બૅરને બેલિઅલના પુત્રનું ખુન કર્યું ને સ્કૉટ્ટ લોકોને પાછા ઇંગ્લંડ સામે થવા ઉશ્કેર્યા. ટૂંક મુદ્દતમાં અંગ્રેજોને દેશમાંથી કાઢી મૂકવામાં આવ્યા ને બ્રૂસ પોતે સ્કૉટ્ટ લોકોનો રાજા થયો. એડ્વર્ડે વળી સ્કૉટ્લંડ ઉપર લશ્કરો મોકલ્યાં. તે પોતે પણ ત્યાં ગયો. પણ તે હવે વૃદ્ધ ને અશક્ત થઈ ગયો હતો. ઇ. સ. ૧૩૦૭ના જુલાઈ માસમાં તે મરી ગયો.

**મૉડેલ–Model–પાર્લમેંટ, ઇ. સ. ૧૨૯૫**—વેલ્સ, ફ્રાંસ ને સ્કૉટલંડની લડાઈઓ લડવા માટે એડ્વર્ડને પૈસાની ઘણી જરૂર પડી. આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા હતા કે સાઇમને પણ પૈસા માટે ને રાજ્યતંત્ર ઉપર કબજો મેળવવા પાર્લમેંટને બોલાવી હતી ને તેમાં બૅરનો, બિશપો, પરગણાંઓના પ્રતિનિધિઓ, ને ઉપરાંત કસબાઓના પ્રતિનિધિઓ પણ એક વાર તો, હાજર રહ્યા હતા. એડ્વર્ડની ઇ. સ. ૧૨૭૩ની પહેલી પાર્લમેંટમાં આ બધા લોકોને બોલાવવામાં આવ્યા પણ પછી તે પ્રથાને છોડી દેવામાં આવી ને બીજી ચાર પાર્લમેંટોમાં કસબાઓના પ્રતિનિધિઓ હાજર રહ્યા નહોતા. ઇ. સ. ૧૨૯૫માં રાજાને પૈસાની ઘણી જરૂર પડી. તેથી તેણે બૅરનોને, બિશપોને, મઠના સાધુઓને અને દરેક પરગણામાંથી ને શહેર ને કસબામાંથી બબ્બે પ્રતિનિધિઓને, પાર્લમેંટમાં બોલાવ્યા. આ પાર્લમેંટના કેટલાક સભ્યોએ એડ્વર્ડના જોહુકમી અમલ સામે વાંધો ઉઠાવ્યો તેથી રાજાએ કસબાના પ્રતિનિધિઓને ફરીથી બોલાવ્યા નહિ. છતાં એક વાર ચાલુ થએલો રીવાજ બંધ થયો નહિ અને ઇંગ્લંડનો મધ્યમ વર્ગ ધીમે ધીમે રાજ્યતંત્રની રીતભાતથી પરિચિત થતો ગયો.

---

# પ્રકરણ ૮મું

## પ્લૅન્ટેજેનેટ વંશ (ચાલુ)

**બીજો એડ્વર્ડ, ઇ. સ. ૧૩૦૭–૨૭. સ્વાર્થી રાજા ને સ્વાર્થી બૅરનો**—પહેલા એડ્વર્ડનો પુત્ર બીજો એડ્વર્ડ નબળો, ઉદ્ધત, નિર્દય, અણસમજુ, વ્યભિચારી, દારૂડીઓ, રંગીલો, ઉડાઉ, જુગારી, શિકાર, સંગીત અને હલકા માણસોની સોબત ઇચ્છનારો, આળસુ, ને નાલાયક રાજા હતો. તે ગાદીએ આવ્યો કે તુરત મર્હુમ રાજાના માનીતા અમલદારોને રજા આપવામાં આવી ને પિટર ગેવસ્ટન–Peter Gaveston–નામનો એક માનીતો રાજ્યમાં કુલ સત્તા ભોગવવા લાગ્યો. એડ્વર્ડે તેને અર્લ ઑવ્ કૉર્નવૉલ્લ બનાવ્યો ને એક રાજકુંવરી પરણાવી. જુના નોકરો અને અમીરો આવી હલકી સોબતથી રાજા સામા થયા. પાર્લમેંટે પણ રાજ્યતંત્ર ઉપર ટીકાઓ કરવા માંડી. છતાં રાજા તો ઇનસાફને વેચતો, ખોટું નાણું કાઢતો, ને જગાતના દર વધારી દેતો. તેથી ઇ. સ. ૧૩૧૦માં બૅરનોએ રાજા પાસેથી બધા કારભાર છીનવી લીધો ને ગેઇવસ્ટન દેશાવર નાસભાગ કર્યા પછી શરણ થયો એટલે તેનો શિરચ્છેદ કરાવ્યો. પણ બૅરનો સ્વાર્થી હતા. સ્કૉટ્લંડ, આયર્લંડ ને વેઇલ્સની લડાઈઓથી ઇંગ્લંડમાં તોફાની ને ધાડપાડુ લોકો ઠામઠામ સુલેહનો ભંગ કરવા મંડયા. અધૂરામાં પૂરૂં, દેશમાં દુષ્કાળ, અતિવૃષ્ટિ અને રોગચાળો ફેલાયાં. રાજા ને બૅરનો વચ્ચે લડાઈ શરૂ થઈ. રાજાની સામેના એક પક્ષના સરદારો Ordainersનો નાશ થયો તો તેમને બદલે બીજો–Hugh Dispenserનો પક્ષ સત્તા ઉપર આવ્યો, ઇ. સ. ૧૩૨૨.

**રૉબર્ટ બ્રૂસ**—જ્યારે બેવકૂફ રાજા ને સ્વાર્થી બૅરનો પરસ્પર તકરારોમાં રોકાયા હતા ત્યારે સ્કૉટ્લંડમાં રૉબર્ટ બ્રૂસ એક પછી એક કોટ અંગ્રેજોના હાથમાંથી સર કરતો હતો ને છેવટે સ્ટર્લિંગ પણ હાથથી જવા લાગ્યું. રાજાની ને અમીરોની આંખો હવે ઉઘડી. તેમણે સ્કૉટ્લંડ ઉપર ચડાઈ કરી, પણ બૅન્નૉક બર્ન–Bannock Burn–ના નાળા આગળ બ્રૂસે એડ્વર્ડને સજ્જડ થાપ થારી; રાજા પોતે માંડમાંડ જીવ લઈ નાસી શક્યો, ઇ. સ. ૧૩૧૪.

બ્રૂસે આયર્લૅંડમાં પણ એડ્વર્ડ વિરુદ્ધ તોફાનો ઉભાં કરાવ્યાં. ઇંગ્લંડમાં રાજા ને બૅરનો વચ્ચે તકરારો ચાલતી હતી તેથી બ્રૂસ સુખેથી પોતાના દુશ્મનોને સતાવી શકયો. છેવટે ઇ. સ. ૧૩૨૩માં એડ્વર્ડે તેની સાથે સુલેહ કરી ને લડાઈનો અંત આવ્યો.

**એડ્વર્ડ પદભ્રષ્ટ**—એડ્વર્ડ ને રાણી ઇસાબેલા–Isabellaને બનતું નહોતું, કારણ કે રાજા ને રાણી બંને લંપટ હતાં; રાજાએ રાણીની તમામ જાગીરો જપ્ત કરી. આ અણબનાવ ને તકરારનો રાજાના શત્રુઓએ બરોબર લાભ લીધો. રાણી ફ્રેંચ રાજા ફિલિપની કુંવરી હતી; તેથી ફ્રેંચ રાજા ચાર્લ્સે પણ રાણીનો પક્ષ કર્યો ને ફ્રાંસમાં આવેલા અંગ્રેજ પ્રાંત એકિવટેઇનને તાબે કરવા લડાઈ જાહેર કરી. રાણી ઇસાબેલા સમાધાન કરવા પૅરિસ ગઈ. ત્યાં તેના રખાત રૉજર મોર્ટિમરે ને તેણે રાજાને પદભ્રષ્ટ કરવા ને સગીર પુત્ર એડ્વર્ડને ગાદી સોંપવા કાવતરૂં ઘડયું. બાળ કુંવર તો ફ્રાંસમાં જ હતો. રાણીએ પોતાની જવાબદારી ઉપર કુંવરની સગાઈ કરી ને તેના સસરા પાસેથી લશ્કર લઇ તે ઇંગ્લંડ ઉપર ચડી આવી. રાજાનો ભાઈ, બીજા અમીરો, બધા તેના પક્ષમાં ગયા. રાજા વેઇલ્સમાં ભરાઈ ગયો પણ ત્યાં કહેવાતા મિત્રોએ તેને રાણીના હાથમાં સોંપી દીધો, ઇ. સ. ૧૩૨૬. રાણીએ તેને કેદ કર્યો. પછી નવી પાર્લમેંટ મળી. તે પાર્લમેંટે એડ્વર્ડને પદભ્રષ્ટ કર્યો ને સગીર કુંવર ત્રીજા એડ્વર્ડને ઇંગ્લંડની ગાદી આપી, જાન્યુઆરિ, ઇ. સ. ૧૩૨૭. નવ માસ પછી પદભ્રષ્ટ રાજાનું ખુન કરવામાં આવ્યું. બ્રિટિશ પાર્લમેંટ અત્યાચારી ને જુલમી રાજાને પદભ્રષ્ટ કરવાનો અધિકાર બજાવી શકે છે તે આથી સિદ્ધ થયું.

**ત્રીજો એડ્વર્ડ, ઇ. સ. ૧૩૨૭–૭૭. રાણી તથા મૉર્ટિમરનો કારભાર**—ત્રીજો એડ્વર્ડ માત્ર ચૌદ વર્ષની ઉમરે રાજા થયો તેથી રાજ્યનો કારભાર રાણી ને તેના માનીતા મૉર્ટિમરના હાથમાં આવ્યો. તેમણે કેદી રાજા એડ્વર્ડનું કમકમાટી ઉપજાવે એવી રીતે ખુન કરાવ્યું, ફ્રાંસના રાજાને ગૅસ્કનિનો ઘણોખરો ભાગ સોંપી દઈ તેની સાથે સુલેહ કરી, રૉબર્ટ બ્રૂસની પાસેથી લાંચ લઈ સ્કૉટલંડ ઉપરનું ઇંગ્લંડનુ ઉપરિપણું છોડી દીધું ભલભલા અમીરોની જાગીરો જપ્ત કરી, ને રાજાના કાકાને પણ મારી

નંખાવ્યો. ને મૉર્ટિમર પોતે ખુબ પૈસો ભેગો કરવા માંડ્યો. આ કૃત્યોથી રાણી ને મૉર્ટિમર દેશમાં ઘણાં અળખામણાં થઈ ગયાં. સગીર રાજા સત્તર વર્ષનો થયો ત્યારે તેની આંખ ખરી વસ્તુસ્થિતિ તરફ ઉઘડી. તેણે મૉર્ટિમરને પકડાવી તેના ઉપર રાજદ્રોહનું કામ ચલાવી તેનો શિરચ્છેદ કરાવ્યો, પોતાની માની તમામ મીલ્કત જપ્ત કરી, તેની બધી સત્તા લઈ લીધી ને તેને યોગ્ય વર્ષાસન બાંધી આપ્યું. રાજ્યતંત્ર હવે યુવાન્ રાજાએ પોતાના હાથમાં લીધું.

**રાજા ત્રીજો એડ્વર્ડ. સ્કૉટ્લંડ**—આ સત્તર વર્ષનો રાજા શરીરે ઘણો મજબુત હતો. તે સારો સિપાઈ, પણ ખરાબ સરદાર, સ્વાર્થી, મોજશોખમાં રહેવાવાળો, ઇંગ્લંડની સંસ્કૃતિનું અભિમાન ધરાવનાર, હાથનો છૂટો, શોખીન, ઉડાઉ, ઉદ્યમી, અને સાહસિક હતો. તેણે ફ્રાંસની સામે લડાઈ જાહેર કરી લોકોના કુસંપને દૂર કર્યો અને ફત્તેહ ઉપર ફત્તેહથી અંગ્રેજોને યૂરોપમાં ખ્યાતિ અપાવી. એડ્વર્ડે ગાદીએ આવ્યા બાદ પોતાના માનીતા માણસોને ખાલી પડેલા હોદ્દાઓ આપ્યા. બીજા એડ્વર્ડના વખતમાં શરૂ થએલી અંધાધુંધી હવે બંધ થઈ. સ્કૉટ્લંડનો રાજા રૉબર્ટ બ્રૂસ ઇ. સ. ૧૩૨૯માં મરી ગયો. તેનો પુત્ર ડેવિડ રાજા થયો. ઇંગ્લંડના કેટલાએક બૅરનોએ સ્કૉટ્લંડના મર્હુમ રાજા જૉન બેલિઅલનો પક્ષ કરી તે દેશ ઉપર ચડાઈ કરી ને એડ્વર્ડ પોતે સ્કૉટ્લંડમાં દાખલ થયો. શત્રુઓ હારી ગયા. બેલિઅલ સ્કૉટ્લંડનો રાજા થયો પણ તેણે ઇંગ્લંડની તાબેદારી સ્વીકારી, ઇ. સ. ૧૩૩૧. પણ ઇ. સ. ૧૩૪૦માં સ્કૉટ્ લોકોએ બેલિઅલને કાઢી મૂક્યો. ડેવિડ ફરી રાજા થયો. અંગ્રેજોની મહેનત વળી ધૂળધાણી થઈ ગઈ. એડ્વર્ડે જોયું કે સ્કૉટ્લંડને જીતવું એ કાંઈ રમત નહોતી.

**ફ્રાંસ સાથે સો વર્ષોના મહાવિગ્રહની શરૂઆત. The Hundred years' War**—ઇ. સ. ૧૩૨૮માં ફ્રાંસનો રાજા પાંચમો ચાર્લ્સ ગુજરી ગયો. તેની ગર્ભવતી રાણીએ રાજાના મરણ પછી એક પુત્રીને જન્મ આપ્યો પણ ફ્રેંચ કાયદાથી સ્ત્રીને ગાદી ન મળે એમ હોવાથી દૂરનો એક સગો વેલૉઈ–Valoisનો ફિલિપ રાજા થયો. એડ્વર્ડની મા ચાર્લ્સની બેન થતી હતી.તેથી એડ્વર્ડે ફ્રાંસની ગાદીનો દાવો કર્યો. ફિલિપે સ્કૉટ્ રાજા ડેવિડને આશરો આપ્યો. તે એક્વિટેઇનમાં ઇંગ્લંડના હક્કને ડૂબાવવા

લાગ્યો. એડ્વર્ડે પણ ફ્રેંચ બંડખોરોને આશરો આપ્યો. વેપાર માટે તો બંને પ્રજાને વારંવાર તકરાર થતી હતી. એડ્વર્ડે ફ્લાંડર્સમાં, બ્રિટ્નિમાં ને નાવાર–Navarreમાં દરમ્યાનગીરી કરી ને મૉર્ટિમર નામના એક ઉમેદવારને મદદ કરી. રાજાએ ફ્રાંસ ઉપર ત્રણ વાર ચડાઈઓ પણ કરી હતી. આ કારણોથી બંને દેશો વચ્ચે લડાઈ ફાટી નીકળી. શરૂઆતમાં અંગ્રેજોની દરિઆઈ ફત્તેહ થઇ. ઇ. સ. ૧૩૪૬માં એડ્વર્ડ નૉર્મંડિમાં દાખલ થયો ને પછી પૅરિસ ન જતાં ઉત્તર તરફ રવાના થયો. Crecy–ક્રેસિ પાસે ફ્રેંચો હારી ગયા, ઑગસ્ટ, ઇ. સ. ૧૩૪૬. કૅલે–Calais પણ અંગ્રેજોએ સર કર્યું. સ્કૉટ્ રાજા ડેવિડ લડતાં માર્યો ગયો. આવી રીતે બધે એડ્વર્ડની ફત્તેહ થઈ. દસ વર્ષ સુધી એડ્વર્ડે ને તેના પુત્રે–Black Prince–(તેનું બખ્તર કાળું હોવાથી તેને લોકો Black Prince કહેતા.) વારંવાર ઉત્તર ને દક્ષિણ ફ્રાંસ ઉપર સવારીઓ કર્યા કરી, ફ્રેંચ મુલકને વેરાન કરી નાંખ્યો, ને ફ્રેંચ રાજાના જુદા જુદા અમીરોને પોતાના પક્ષમાં લીધા. ફ્રાંસનો રાજા જૉન મુંઝાયો. અંગ્રેજોએ Bordeaux બોર્દૂમાં રાજધાની કરી. ત્યાંથી ફ્રેંચ મુલકમાં તેઓ વારંવાર રણઝાડ કરતા ને હજારો લોકોને ખાટકીની માફક કાપી નાંખતા. છેવટે ઇ. સ. ૧૩૫૬ના સપ્ટેંબર માસમાં બ્લૅક પ્રિન્સે જૉનને Poictiers પોઇક્ટીર પાસે સખ્ત હાર ખવરાવી કેદ કર્યો. એડ્વર્ડ ને પાટવી કુંવર જૉનની સાથે એક રાજાને ને કુંવરને છાજે તેમ વર્ત્યા. ઇ. સ. ૧૩૫૯માં બંને રાજાઓ વચ્ચે સુલેહ થઈ. જૉને એડ્વર્ડને પશ્ચિમ ફ્રાંસનો પ્રદેશ વગર શરતે સુપ્રત કરી દીધો અને ઉપરાંત મોટો દંડ કબુલ્યો. પણ જૉન જ્યારે પૅરિસ પહોંચ્યો ત્યારે તેની પાર્લમેંટે આ શરતો માની નહિ તેથી તે પાછો ઇંગ્લંડ આવ્યો ને થોડા વખત માટે લડાઈ ચાલુ રહી. છેવટે ઇ. સ. ૧૩૬૦માં બ્રેટિગ્નિ–Bretignyના કરારથી જૉન છુટો થયો. એડ્વર્ડને ફ્રાંસનો ઘણોખરો પશ્ચિમ દેશ મળ્યો. પણ ઍન્જેવિન વંશના ફ્રાંસની ગાદી ઉપરના હક્કનો ને ફ્રાંસના રાજાના અંગ્રેજ રાજા ઉપરના હક્કનો સંતોષકારક નિકાલ થયો નહિ. વળી ઘણા કામધંધા વગરના અંગ્રેજ સિપાઈઓ ફ્રાંસમાં રખડતા હતા ને લોકોને રણઝારતા હતા. બ્રિટનિમાં તો હજુ પણ બંને રાજ્યો વચ્ચે લડાઈ ચાલુ હતી. ફ્રાંસના રાજાએ

સ્પેઇનમાં કેસ્ટાઇલિના રાજા ઉપર ચડાઈ કરી. કેસ્ટાઇલિના રાજાએ એક્વિ-ટેઇનમાં બ્લૅક પ્રિન્સની મદદ માંગી. આ કારણોથી વળી બંને રાજ્યો વચ્ચે લડાઈ સળગી, ઇ. સ. ૧૩૬૬.

બ્લૅક પ્રિંસે પોતાનું લશ્કર સ્પેઇનમાં ઉતાર્યું ને ઇ. સ. ૧૩૬૭માં Najera–નાજેરા પાસે દુશ્મનોને સખ્ત હાર આપી. પણ પાટવી કુંવરને ઘણો હરામખોર મિત્ર મળ્યો હતો. કેસ્ટાઇલનો રાજા ગાદી ઉપર ફરી બેઠો કે તુરત તે બેવફા નીવડયો. શત્રુએ તેનું ખુન કર્યું. પાટવી કુંવર પોતે માંદો પડયો. તેથી અંગ્રેજ લશ્કર ફ્રાંસમાં પાછું વળ્યું. તે દેશનો રાજા જૉન મરી ગયો હતો. તેને બદલે ઉસ્તાદ પાંચમો ચાર્લ્સ રાજા થયો હતો. તેની પાસે બ્લૅક પ્રિન્સ કાંઈ હીસાબમાં નહોતો. તેણે કુનેહથી યૂરોપમાં ને ફ્રાંસના અંગ્રેજ મુલકમાં પોતાનો પક્ષ મજબુત કર્યો ને અંગ્રેજોને ફ્રાંસમાંથી કાઢી મૂકયા. દરિઆઈ લડાઈઓમાં પણ અંગ્રેજો હારી ગયા. માત્ર કૅલે અંગ્રેજોના કબજામાં રહ્યું, ઇ. સ. ૧૩૬૭–૭૭. આવી રીતે જે રાજાએ શરૂઆતમાં ફત્તેહ ઉપર ફત્તેહ કરી હતી તે જ રાજાએ પોતાના અમલનાં છેલ્લાં વર્ષોમાં હાર ખાધી ને ચાળીસ વર્ષની તમામ મહેનત અફળ ગઈ. પાટવી કુંવર ક્ષયથી ઇ. સ. ૧૩૭૬માં મરી ગયો ને રાજા પોતે પણ બીજે વર્ષે જુનમાં મરી ગયો.

**એડ્વર્ડનો અમલ ને ઇંગ્લંડની આંતર સ્થિતિ**—ફ્રાંસની લડાઈ માટે રાજાને પૈસાની ખૂબ જરૂર પડતી. રાજા માત્ર બૅરનોનાં લશ્કરો ઉપર આધાર રાખી બેસી રહેતો નહિ. તે આખા દેશના લોકોને કાબેલ તીરંદાજોની ક્વાયત આપતો. આ માટે રાજાને પાર્લમેંટ પાસે વારંવાર નાણાં માંગવા પડતાં, ને દર વખત પાર્લમેંટ પોતાને માટે નવા હકકો સ્થાપતી. રાજા પોતે પોતાની જવાબદારી ઉપર કોઈ પણ કર નાંખી શકે નહિ કે વસુલ કરી શકે નહિ એ સૂત્ર હવે રોજ રોજ વધુ સ્પષ્ટ થતું ગયું. પ્રજાએ આપેલા નાણાની જે વ્યવસ્થા થાય તેનો તપાસ રાખવા ઑડિટરો–ફડનવીસો–નીમવાનો હક્ક પણ આ વખતે પાર્લમેંટે પ્રતિપાદન કર્યો. તે સિવાય પ્રધાનોની નીમણોક કરવામાં પણ પાર્લમેંટ દરમ્યાન થતી ગઈ. રાજા જો હઠ પકડે તો પાર્લમેંટ તેને નાણું ન આપે; જો રાજા નમે

એટલે લોકોની ફરિયાદોનો નિકાલ–Redress of grievances–થાય તો તેને નાણું મળે, એ સૂત્ર પણ હવે ધીમે ધીમે સ્વીકારાયું. નાણું જે પ્રયોજન માટે અપાયું હોય તે જ પ્રયોજન માટે તેનો ઉપયોગ હવે થવા માંડયો. કેટલાક લેખકો રાજાની સત્તા પ્રજાને લઈને છે એમ હવે કહેવા લાગ્યા. પાર્લમેંટે જેમ રાજા સામે પોતાના હકકો સ્થાપિત કર્યા તેમ પોપ સામે પણ પોતાની સ્વતંત્રતા સ્થાપિત કરી. પાર્લમેંટના દબાણથી પોપ ઇંગ્લંડના ચર્ચની જીવાઈઓ–Benefices–પરદેશીઓને આપતો બંધ થયો. ચર્ચની અદાલતોના ફેંસલા વિરુદ્ધ અપીલો પોપની અદાલતોમાં થતી તે સામે પણ રાજા ને પ્રજા એક થયાં. રોમના પોપના તમામ ધોરણ વિરુદ્ધ આ વખતે ઇંગ્લંડમાં મોટો વિરોધ પ્રકટી નીકળ્યો ને તે વિરોધની આગેવાની ઑક્સફર્ડના એક વિદ્વાન્ જૉન વિક્લિફ–John Wycliffના શિર ઉપર આવી. Langland–લૅંગલૅંડના Vision of Piers Ploughman નામના પુસ્તકમાં એ વિરોધ ચોખ્ખો જણાય છે. પાર્લમેંટ આટલેથી અટકી નહિ. ઇ. સ. ૧૩૧૬ની Good Parliament ભલી પાર્લમેંટે રાજાના વિશ્વાસુ નોકરો ઉપર કેટલાક આરોપો મૂકી તેમને સજા કરાવી ને રાજાની એક માનીતી રખાતને દરબારમાંથી કાઢી મૂકાવી. પરિણામે રાજાના પુત્ર જૉન ઑવ્ ઘૉન્ટ–John of Ghaunt, ડ્યૂક ઑવ્ લૅંકેસ્ટરે ને તેના મિત્રોએ પાર્લમેંટના આગેવાનોને કેદ કર્યા. રાજાપ્રજા વચ્ચેની તકરાર ભયંકર થઈ પડત. પણ ઇ. સ. ૧૩૭૭માં જુન માસમાં વૃદ્ધ ને સ્વાર્થી રાજા મરી ગયો એટલે થોડા વખત માટે તો દેશમાં શાંતિ ટકી રહી.

**પ્લેગ. Black Death, ઇ.સ. ૧૩૪૮–૪૯**—ઇ. સ. ૧૩૪૮માં ઇંગ્લંડમાં પ્લેગ ફાટી નીકળ્યો. તે લગભગ બે વર્ષો સૂધી રહ્યો. દેશની અરધી વસતિ આ ભયંકર રોગથી મરી ગઈ. સુઘડતા, આરોગ્ય, વૈદક અને ચોખ્ખાઈની કિંમત એ વખતના લોકો બીલકુલ સમજતા નહિ. પ્લેગને લીધે મજુરો ઓછા થઈ ગયા, મજુરીના દર વધ્યા ને મોંઘવારી થઈ ગઈ. કેટલાએક "ઉભડ" ખેડુતો બૅરનોથી સ્વતંત્ર થયા ને એક થઇ પોતાની સ્થિતિ સુધારવા મહેનત કરવા લાગ્યા. પરિણામ આગળ ઉપર જોઇ શકાશે.

## એડ્વર્ડનો ફ્રાંસની ગાદી ઉપરનો હક્ક

- ત્રીજો ફિલિપ, ફ્રેંચ રાજા, ઈ. સ. ૧૨૭૦–૧૨૮૫
  - ચોથો ફિલિપ, ઈ. સ. ૧૨૮૫–૧૩૧૪
    - નવમો લૂઈ, ઇ. સ. ૧૩૧૪–૧૬.
    - ઇસાબેલ્લા=બીજો એડ્વર્ડ
      - ત્રીજો એડ્વર્ડ.
    - પાંચમો ફિલિપ, ઈ. સ. ૧૩૧૬–૨૨.
    - ચોથો ચાર્લ્સ, ઈ. સ. ૧૩૨૨–૨૮.
      - પુત્રી.
  - ચાર્લ્સ
    - છઠ્ઠો ફિલિપ, ઇ. સ. ૧૩૨૮–૫૦. (વૅલૉય વંશ)

**બીજો રિચર્ડ, ઇ. સ. ૧૩૭૭–૧૩૯૯**—ત્રીજો એડ્વર્ડ મરી ગયો ત્યારે તેના મોટા પુત્ર બ્લૅક પ્રિન્સનો અગ્યાર વર્ષનો દીકરો રિચર્ડ ઇંગ્લંડની ગાદી ઉપર બેઠો.

**દલિત લોકો બળવો**—રિચર્ડના વખતમાં પંદર વર્ષ કે તેથી વધારે વર્ષની ઉમરના દરેક માણસ દીઠ માથાવેરો નાંખવામાં આવ્યો. ઇ. સ. ૧૩૪૯ના ભયંકર પ્લેગને લઈને મોંઘવારી ને મજુરી ઘણાં વધી ગયાં તેથી સરકારે મજુરો વિરુદ્ધ કાયદાઓ કર્યા, જે કોઈ વધારે મજુરી માંગે તેને ને વધારે મજુરી આપનારને સખ્ત સજા કરવાનું ફરમાવ્યું તથા મોંઘવારી ઉપર પણ સખ્ત કબજો રાખ્યો. બૅરન અને વિલન–ઝમીનદાર ને ખેડુત વચ્ચેના સંબંધમાં પણ ફેરફાર થયો. ખેડુતો વધારે સ્વતંત્ર થયા. હુન્નરઉદ્યોગોના વિકાસને લઈને શહેરો વધ્યાં. કારીગરો ને મજુરો વધારે સ્વતત્ર થયા. તેમનાં મંડળો ઉભાં થયાં ને ઘણે ઠેકાણે તેઓ સરકાર સામે થવાની તૈયારીઓ કરવા મંડયાં. તેમને બધાને ફ્યૂડલ સિસ્ટમ–સામંતિક વ્યવસ્થા–થી છૂટા થવું હતું. ફ્રાંસ સામેની ચાળીસ વર્ષની લડાઈ, કારભારીઓનો ને બૅરનોનો જુલમ, લડાઇથી પાછા ફરેલા કામ વગરના સિપાઈઓની રખડપટી, ને કરનો વધતો જતો બોજો, એ કારણોથી આ અસંતોષે બળવાનું રૂપ લીધું. ઇ. સ ૧૩૮૧માં એસ્સેકસમાં પહેલું તોફાન થયું. જૉન બૉલ્લ નામનો એક પાદરી તો બધે એમ જ બોલતો કે દુનિયામાં ગરીબાઈ ને સાહુકારી જેવું કાંઈ નથી. કેન્ટમાં એક કર ઉઘરાવનાર અમલદારે વૉટ ટાઇલર Watt Tyler નામના માણસની પુત્રીનું અપમાન કર્યું તેથી તે બંડખોરોનો આગેવાન બન્યો. તેમણે લંડનનો કબજો લીધો, ને વકીલો, બૅરનો, પાદરીઓ, અમલદારો, ને ખાસ કરીને કર ઉઘરાવનારાઓનાં ઘરો બાળી નાંખ્યાં. સરકાર ઘણી ગભરાઈ ગઈ. પણ યુવાન્ રાજા બંડખોરો આગળ ગયો. ટાઇલર રાજા સાથે બોલતો હતો તેવામાં લંડનના શેરિફે તેને કાપી નાંખ્યો. બંડખોરો ઉશ્કેરાઈ ગયા. પણ રિચર્ડે બંડખોરોની તમામ ફરિયાદો ધ્યાનપૂર્વક સાંભળી ને ઇનસાફ આપવાનું વચન આપી તેમને ઠંડા કર્યા. બંડખોરો વીખરાઈ ગયા. દેશના બીજા ભાગોમાં પણ તેમનું જોર નરમ

પડયું. પણ રાજાએ આપેલાં વચનોનો અમલ પાર્લમેંટે જરા પણ કર્યો નહિ. તેથી મજુરોનો ને કારીગરોનો અસંતોષ ઉલટો વધ્યો.

**સગીર રાજા ને બંડખોર કાકાઓ તથા બૅરનો**—સગીર રિચર્ડના મંત્રિમંડળે સ્કૉટ્લંડ, ફ્રાંસ ને ફ્લૅન્ડર્સમાં લશ્કરો મોકલ્યાં પણ તેમાં કોઈ ફત્તેહ મળી નહિ. રાજા બીનઅનુભવી હોવાથી દરબારમાં જુદા જુદા પક્ષો ઉભા થયા અને તેઓ સત્તા માટે પરસ્પર લડવા લાગ્યા.રાજાના કાકા લૅંકેસ્ટરે એક પક્ષની આગેવાની કરી. સ્પેઇનમાં ને ફ્રાંસમાં લશ્કરો લઈ ત્યાં ફત્તેહ કરવાનો તેનો ઈરાદો હતો. રિચર્ડે તેને ત્યાં જવા રજા પણ આપી પણ તે ફાવ્યો નહિ. રાજા પોતે ઘણો ઉડાઉ ને ક્રોધી હતો. આ કારણોથી દુશ્મનોએ તેના માનીતાઓને કાઢી મૂકવા માંગણી કરી. રાજાને નમવું પડયું. માનીતાઓમાંથી કેટલાઓ ફાંસીએ ચડયા, કેટલાએકો દેશપાર થયા, ને બાકીના નિવૃત્ત થયા. બૅરનોએ તંત્ર પોતાના હસ્તક લીધું. જે પાર્લમેંટ મારફત રાજા ઉપર દબાણ કરવામાં આવ્યું તે પાર્લમેટ Merciless Parliament કહેવાય છે, ઇ. સ. ૧૩૮૮. ઇ. સ. ૧૩૮૯માં આ Appellantsના કારભારનો અંત આવ્યો, ને રિચર્ડે ઉમર લાયક થતાં રાજ્યતંત્ર પોતાના હાથમાં લીધું.

**આપખુદ રાજા**—હવે રિચર્ડે તમામ સત્તા પોતાના હસ્તક લીધી ને કાકા ડ્યૂક ઑવ્ લૅંકેસ્ટરની સલાહ પ્રમાણે રાજ્ય કરવા માંડયું. પાર્લમેંટ, બૅરનો, રાજકુટુંબ, પ્રજા, બધાં સંતોષ પામ્યાં. રિચર્ડે પોતે આયર્લંડનો કબજો સાબુત કરવા ઉપાયો લીધા. તે પોતે ત્યાં ગયો. ફ્રાંસ સાથે સુલેહ કરવામાં આવી. ૭ વર્ષની ફ્રેંચ રાજકુંવરી રિચર્ડ સાથે પરણી, ઇ. સ. ૧૩૯૬. અત્યાર સૂધી રાજાએ જુની રાણીની મદદથી સારી રીતે રાજ્યતંત્ર ચલાવ્યું પણ તે મરી ગઈ ને નવી રાણી બાળક હતી તેથી રાજા હવે નિયમ બહાર થઈ ગયો. તે પૈસો પાણીની માફક ઉડાવવા લાગ્યો. અલબત, રાજા કળાને ને સાહિત્યને ઉત્તેજન આપતો. વેસ્ટમિંસ્ટર ઍબી ને હૉલની શોભાને તેણે ખૂબ વધારી. પોતાના શત્રુઓને તેણે દાબી દીધા. ઇ. સ. ૧૩૯૭–૯૮ની પાર્લમેંટ તો રાજાના કહેવા મુજબ વર્તી. રાજાના ખરા શત્રુઓ બૅરનો હતા ને તેમને દાબી દેવા તેણે કારભારમાં નવા પણ બાહોશ

માણુસો ગોઠવ્યા. પણ રાજા પોતાની મરજી મુજબ લોકો પાસેથી નાણું કઢાવવા મંડયો. તેણે પોતાના કાકાના પુત્ર હેન્‌રિ બૉલિંગબ્રોકની જાગીર જપ્ત કરી ને તેને દસ વર્ષનો દેશવટો આપ્યો. ત્યાર પછી રિચર્ડ બંડખોરોને દાબી દેવા આયર્લંડ ગયો. તેની ગેરહાજરીમાં હેન્‌રિ ફ્રાંસથી યૉર્કશિઅરમાં દાખલ થયો. લોકો પણ તેની સાથે મળી ગયા. રિચર્ડ ઇંગ્લંડ આવ્યો. તેનાં માણુસો તેની નોકરી છોડી ગયાં તેથી રાજા પોતે ફકીરી વેષે નાસી ગયો. પણ પાછળથી તે શરણ થયો. હેન્‌રિ હવે ઇંગ્લંડની ગાદી ઉપર આવ્યો, ઇ. સ. ૧૩૯૯, જુલાઈ.

**Geoffrey Chaucer, જ્યૉફ્રે ચૉસર.** ઇ. સ. ૧૩૪૦માં ઇંગ્લંડના પહેલા કવિ ચૉસરનો જન્મ થયો હતો. તેણે Tales of the Canturbury Pilgrims લખી છે. એ કાવ્યમાં બેકેટની કબર પાસે કેટલાએક યાત્રાળુઓ ભેગા થાય છે અને વાર્તાઓ કરે છે. આ પ્રમાણે ખલાસી, ખેડુત, પાદરી, જાગીરદાર, વીશીવાળો, સિપાઈ, વિદ્યાર્થી, વગેરે દરેક પોતપોતાની વાર્તા બીજા યાત્રાળુઓને કહે છે. એ કાવ્ય ચૌદમા સૈકાની અંગ્રેજી ભાષામાં લખાયું છે ને તે ઉપરથી આપણે એ વખતના સમાજનું જ્ઞાન મેળવી શકીએ છીએ. Langland લૅંગલૅંડના Piers Ploughmanમાં ઇંગ્લંડની પ્રજાનાં દુઃખોનું વર્ણન કરવામાં આવ્યું છે.

**જૉન વિક્લિફ, John Wycliff.** વિક્લિફનો જન્મ ઇ. સ. ૧૩૨૪માં યૉર્કશિઅરમાં થયો હતો. તેણે પાદરીઓનાં અજ્ઞાન, બદમાસી ને લખલુટ ખર્ચ ઉઘાડાં પાડયાં, પોપની નાણું કાઢવાની સત્તા સામે વાંધો લીધો, ચર્ચને રાજ્ય તરફથી મદદ ન મળવી જોઈએ એમ જાહેર કર્યું, બાયબલનું અંગ્રેજી ભાષાંતર બનાવ્યું, ઠામઠામ સાદા, ગરીબ ને ઉત્સાહી ઉપદેશકો–Lollards મોકલી લોકોને ધર્મનો ખરો ખ્યાલ આપ્યો, ગરીબોનો પક્ષ લીધો, અને ધર્મની બાબતમાં પોપનું સર્વોપરિપણું ન હોવું જોઇએ એમ કહ્યું. તેના ઉપર બે વાર ધર્મદ્રોહના આરોપ ઉપર કામ ચલાવવામાં આવ્યું પણ બંને વાર તેને મોટા મોટા મુત્સદ્દીઓનો ટેકો હોવાથી તે બચી ગયો. તે ઇ. સ. ૧૩૮૪માં મરી ગયો. પોપે કબર ખોદાવી વિક્લિફનાં હાડકાં બાળી નંખાવ્યાં ને તેની રાખને નદીમાં ફેંકી દેવાનો હુકમ કર્યો. વિક્લિફ

લ્યૂથરના મતનો હતો ને તેથી તે The Morning-Star of the Reformation કહેવાય છે.

**વેપાર, હુન્નર, ઉદ્યોગો, વગેરે.**—આ સૈકામાં ઇંગ્લંડમાં કારીગરોની રોજી વધી. ઇંગ્લંડથી કાપડ દેશાવર જવા મંડયું. લોઢાની ચીજો બનાવવાનાં કારખાનાંઓ બધ્યાં. ઇંગ્લંડનું વહાણવટું વિકાસ પામ્યું. વેપારીઓ પૈસાદાર થયા. તેમની પાસેથી રાજાને વધારે પૈસો મળતો થયો તેથી રાજા પણ તેમને ખુશ રાખવા ધ્યાન રાખતો. ઇંગ્લંડનાં વહાણો ભૂમધ્ય ને બાલ્ટિક સમુદ્ર સુધી હવે માલ લઈ જવા લાગ્યાં. અંગ્રેજ વેપારીઓ દેશાવર વસી મોટો વેપાર ખેડવા લાગ્યા. અંગ્રેજ માછીઓ ઉત્તરમાં ઠેઠ આઇસલૅંડ-Icelandના ટાપુ સુધી પહોંચી જતા. અંગ્રેજ સરકાર વેપારના વિકાસ ઉપર હવે ખાસ લક્ષ આપવા લાગી. વેપારીઓની કંપનિઓ ઉભી થઈને તે કંપનિઓએ દેશાવર સાથે વેપારનો સંબંધ જોડયો. આ વખતમાં Knights-નાઇટો ને વેપારીઓ પરસ્પર લગ્નના સંબંધો બાંધતા અને ગરીબમાં ગરીબ માણસ સારો વેપારી બની પ્રજાનો મોટો આગેવાન થઈ શકતો. આ વખતે મજુરીના દર વધતા જતા હતા ને વેપારીઓનાં ને કારીગરોમાં મહાજનો-Guild-ની સત્તા ઓછી થતી જતી હતી. કળા વધારે ઝીણવટવાળી થઈ. સૅક્સનો અને નૉર્મનો પરસ્પર ભેદભાવ ભૂલી ગયા ને ઇંગ્લંડના તમામ લોકો એક દેશના લોકો છે એમ હવે ભાસવા લાગ્યું. એ વેળા અંગ્રેજોનો મુખ્ય ધંધો ખેતીનો હતો અને જેમ આપણા દેશમાં હજુ દર અઠવાડીએ શુક્રવારે કે રવિવારે ગુજરી ભરાય છે ને ત્યાં લોકો માલ વેચે છે તેમ ઇંગ્લંડમાં પણ ગુજરીઓમાં ને મેળાઓમાં તમામ માલ વેચાતો. ત્યાં મોટા મોટા સોદાઓ ને ભવ્ય નાચ, સંગીત, વગેરેના જળસાઓ થતા.

---

## પ્રકરણ ૯મું

### લૅંકેસ્ટર વંશ, ઇ. સ. ૧૩૯૯-૧૪૮૫.

**ચોથો હેન્‌રિ, ઇ. સ. ૧૩૯૯-૧૪૧૩**—બીજા રિચર્ડના કેદ થયા પછી તેને જ નામે બોલાવેલી પાર્લમેંટે તેને પદભ્રષ્ટ કર્યો ને હેન્‌રિને ગાદી આપી. આવી રીતે પાર્લમેંટ ગમે તે રાજાને પદભ્રષ્ટ કરી શકે છે ને ગમે

તે રાજવંશના પુરુષને ગાદી સોંપી શકે છે તે સૂત્રનું પ્રતિપાદન થયું. નવા રાજાએ ઉત્તર યૂરોપમાં, સ્પેઇનિમાં ને પેલેસ્ટાઇનિમાં લશ્કરી નોકરી કરી બતાવી હતી. પણ તે માત્ર સિપાઈ ને સરદાર જ નહિ પણ મુત્સદ્દી ને કારભારી હતો. તેણે ચર્ચના ને પાર્લમેંટના તમામ અધિકારોનું રક્ષણ કરવાનું વચન આપ્યું ને વિક્લિફ્ના પંથના માણસોને બાળી મૂકવાનો કાયદો પસાર કરાવ્યો. કેંટમાં રિચર્ડના માણસોએ બંડ કર્યું પણ પ્રજાએ તેમને સખ્ત શિક્ષા કરી ને મર્હુમ રાજા પણ શકમંદ રીતે મૃત્યુ પામ્યો, ઇ. સ. ૧૪૦૦. સ્કૉટ્લંડના ડગ્લસને પર્સિ કુટુંબના માણસોએ કેદ કર્યો. પણ હજુ હેન્રિની ગાદી સહીસલામત નહોતી. ફ્રાંસનો રાજા ઇંગ્લંડ ઉપર તરવરી રહ્યો હતો. સ્કૉટ્લંડમાં ને વેઇલ્સમાં પણ બખેડાઓ થતા હતા. આજ વખતે ઇંગ્લંડમાં એક વારના રાજાના મિત્રો, પર્સિ, અર્લ ઑવ નૉર્ધમ્બરલંડ, તેનો પુત્ર હૅરિ હૉટ્સપર, ગાદીના ખરા વારસ મૉર્ટિમર, તથા સ્કૉટ્ અમીર ડગ્લાસ–Douglas–બંડખોરો સાથે મળી ગયા ને હેન્રિને ઉથલાવી નાંખવા ઉઠ્યા. શ્રુઝ્બેરિ પાસે હૉટ્સપર માર્યો ગયો ને ડગ્લાસ કેદ થયો. ઇ. સ. ૧૪૦૩. બંડખોરોએ એક ખોટા રિચર્ડને સ્કૉટ્લંડમાં ઉભો કર્યો હતો. યૉર્કનો આર્ચબિશપ પણ તેમાં સામેલ થયો હતો તેથી તેનો ને આર્ચબિશપનો શિરચ્છેદ કરવામાં આવ્યો. નૉર્ધમ્બરલંડ પણ લડતાં માર્યો ગયો. ઓવન ગ્લેન્ડઓવર–Owenglend Ower–ની આગેવાની નીચેના વેઇલ્સિના બંડખોરો પણ શરણ થયા. સ્કૉટ્લંડનો સગીર રાજા જેઈમ્સ ફ્રાંસ અભ્યાસ માટે જતાં અચાનક હેન્રિના હાથમાં પડવાથી ને તેને રાજકુંવરી આપવાથી તે દેશ સાથે સુલેહ થઈ ને ફ્રાંસ તરફની ફીકર ઓછી થઈ, ઇ. સ. ૧૪૦૫–૭. આ રાજાના વખતમાં પાર્લમેંટની સત્તા વધી, કારણ કે હેન્રિનો ગાદી ઉપરનો હક્ક વારંવાર તકરારમાં જતો ને તેને પૈસાની જરૂર પડતી. ઇ. સ. ૧૪૦૭માં રાજા માંદો પડયો. સત્તા માટે બે પક્ષો ઉભા થયા; તેમાં પ્રિન્સ ઑવ્ વેઇલ્સ પોતે એક પક્ષ બ્યૂફોર્ટ–Beaufortનો આગેવાન થયો. તેને ફ્રાંસ સામે લડાઈ કરવી હતી. સામા પક્ષમાં રાજાનો ભાઈ થૉમસ મુખ્ય હતો. પણ ઇ. સ. ૧૪૧૩ના માર્ચમાં ચોથો હેન્રિ મરી ગયો એટલે તેનો યુવાન્ પુત્ર પાંચમો હેન્રિ ઇંગ્લંડનો રાજા થયો.

**પાંચમો હેન્‌રિ, ઇ. સ. ૧૪૧૩–૨૨. રાજપલટો—જુવાન્** રાજા હેન્‌રિ પાટવી કુંવર તરીકે પોતાના બાપની વિરુદ્ધ પક્ષનો આગેવાન હતો એટલે કુદરતી રીતે જ્યારે તે ગાદીએ આવ્યો ત્યારે તેણે પોતાના બાપના માણસોને રાજ્યતંત્રથી બાતલ કર્યા ને મહુંમ રાજાના વખતમાં જે મુત્સદ્દીઓને શિક્ષાઓ કરવામાં આવી હતી તેમને માફી આપી. નવો રાજા ધર્મની બાબતમાં ઘણો ચુસ્ત હતો તેથી લૉલાર્ડોને તેણે ખૂબ સતાવ્યા ને પોતાના એક જુના મિત્ર સર જૉન ઓલ્ડકૅસલને–John Oldcastle (શેકસ્‌પિઅરના નાટકનો Falstaff) ને ધર્મદ્રોહ માટે કેદ કર્યો, ને પછી ફાંસીએ દીધો. ઇંગ્લંડમાં બૅરનો ને રાજકુટુંબનાં માણસો પક્ષાપક્ષીમાં દેશનું હિત ભૂલી જતા હતા; લૅંકેસ્ટર વંશનો ગાદી ઉપરનો હક્ક બહુ લોકમાન્ય નહોતો; તેથી યુવાન્ રાજાએ ફ્રાંસ સામે લડાઈ લડવાનો નિર્ણય કર્યો, ઇ. સ. ૧૪૧૫. બર્ગંડિના ડ્યૂકે તેને છાની મદદ આપી, કારણ કે પૅરિસના મુત્સદ્દીઓ સત્તા માટે પરસ્પર લડતા હતા

**ફ્રાંસ સામે વિગ્રહ**—હેન્‌રિની લડાઈ જુદા જ પ્રકારની હતી. અંગ્રેજ સિપાઈ ફ્રાંસમાં સ્ત્રીને, પાદરીને કે નિરાધાર ને હથિયાર વિનાના માણસને સતાવશે નહિ ને મંદિરોની મીલકતને અડશે નહિ ને ફ્રેંચ લોકો અંગ્રેજ રાજાની પણ વસતિ હોઈ રાજા જુલમથી તેમનો ઉદ્ધાર કરવા માટે જ ફ્રાંસ ઉપર ચડી આવ્યો છે એમ હેન્‌રિએ જાહેર કર્યું. પહેલી લડાઈ નૉર્મંડિમાં થઈ. અંગ્રેજોએ હારફ્લોર Harfleurનું બંદર કબજે કર્યું. પછી હેન્‌રિ કૅલે તરફ ચાલ્યો. રસ્તામાં એજિનકોર્ટ Agincourt પાસે પંદર હજાર અંગ્રેજોના લશ્કરે પચાસ હજાર ફ્રેંચોને સખ્ત હાર આપી, ઑક્ટોબર, ઇ. સ. ૧૪૧૫. અંગ્રેજોની ને તેમના રાજાની ખ્યાતિ આખા યૂરોપમાં પ્રસરી અને તીરંદાજો ને ઘોડેસવારોના સહકાર્યથી બખ્તર પહેરેલાં બૅરનોનાં મોટાં લશ્કરોને સ્હેલાઇથી હરાવી શકાય છે એમ ફરી સિદ્ધ થયું. આ હારથી ફ્રેંચ સરકારે બે વર્ષ માટે સુલેહ કરી. ઇ. સ. ૧૪૧૭માં હેન્‌રિએ વળી ફ્રાંસ ઉપર સવારી કરી ને નૉર્મંડિનો પ્રાંત સર કર્યો. રાજાએ પ્રાંતના કારભારની વ્યવસ્થા પણ ઘણી સારી કરી અને ફ્રેંચોના કારભાર કરતાં અંગ્રેજોનો કારભાર

વધારે અનુકૂળ છે એમ ફ્રેંચ લોકો પોતે કબૂલ કરવા લાગ્યા. ડ્યૂક ઑવ્ બર્ગંડિનું ફ્રેંચ રાજપુત્રે ખુન કરાવ્યું ને તેનો પક્ષ હવે હેન્‌રિ સાથે મળી ગયો. તે રાજા પૅરિસમાં દાખલ થયો. તેથી ઇ. સ. ૧૪૨૦માં ફ્રેંચ રાજા છઠ્ઠા ચાલ્સેં અંગ્રેજો સાથે સુલેહ કરી, પોતાની પુત્રી કૅથરાઇનને હેન્‌રિ સાથે પરણાવી, અને હેન્‌રિએ માંગેલી બધી શરતો કબૂલ કરી. ઇ. સ. ૧૪૨૧માં રાજા વળી ફ્રાંસમાં દાખલ થયો. પણ તેની પાસે નહોતા સિપાઇઓ કે નહોતું નાણું. તેથી અંગ્રેજોને કોઈ મોટી ફત્તેહ મળી શકી નહિ. ખુદ ઇંગ્લંડમાં પાર્લમેંટ રાજા પાસે કડક અમલ માટે દાદ માંગતી હતી. રાજાને ઘણી ફીકર થઇ. ઇ. સ. ૧૪૨૨ના સપ્ટેંબર માસમાં ફ્રાંસમાં જ તે મરડાની બીમારીથી મરી ગયો.

**હેન્‌રિના ગુણદોષ**—પ્રિન્સ ઑવ્ વેઇલ્સ તરીકે હેન્‌રિ ઉદ્ધત, તોફાની, લબાડ ને સોનેરી ટોળીનો માણસ ગણાતો; પણ રાજા થયા પછી તે એકદમ સુધરી ગયો. તેનું ચારિત્ર એકદમ દોષ વિનાનું હતું. તે ઘણો ધર્મિષ્ઠ, ઉદાર, સાધુઓ Monks ને સાધ્વીઓ Nuns તરફ માયાળુ, ગરીબો ઉપર પ્રીતિ ધરાવનાર, સાદો અને બહાદુર રાજા હતો. તે દૂરંદેશી ભરેલો રાજ્યવિચાર કરી શકતો. ઇંગ્લંડ માટે તેણે સારૂં નૌકાસૈન્ય તૈયાર કર્યું. તેનામાં જુવાની, ઉદ્ધતાઈ ને સાહસ હતાં. ફ્રાંસ ઉપર ચઢાઈ કરી તે તેની મોટી ભૂલ થઈ. હેન્‌રિએ જો ઇંગ્લંડના રાજ્યતંત્ર ઉપર વિશેષ ધ્યાન આપ્યું હોત તો તેના નવ માસના સગીર પુત્રના અમલની રાષ્ટ્રીય આફતો કાંઇક અંશે દૂર થઈ શકત; કારણ કે ઇંગ્લંડના અમીરોમાં ને રાજકુટુંબમાં રાજદ્રોહ આ વખતે ઘર કરી ગયો હતો, વેપારીઓમાં ને કારીગરોમાં અસંતોષ વ્યાપી રહ્યો હતો ને ચર્ચમાં ઘણો સડો પેસી ગયો હતો. આ નબળાઈઓને દૂર કરવાની જરૂર હતી. તેને બદલે પાંચમા હેન્‌રિએ પોતાની સારી શક્તિઓને ફ્રાંસની સવારીમાં વાપરી નાંખી ને તેથી ભરજુવાનીમાં તેનું અકાળ મરણ થયું.

**છઠ્ઠો હેન્‌રિ, ઇ. સ. ૧૪૨૨–૬૧. બાળરાજા**—છઠ્ઠો હેન્‌રિ ગાદી ઉપર બેઠો ત્યારે તે ધાવણો હતો; રાજાના બે કાકા, બેડ્‌ફૉર્ડ ને ગ્લૂસ્ટર–Gloucester–ને વિંચેસ્ટરનો બિશપ બ્યૂફૉર્ટ, એ ત્રણ જણાઓ ઇંગ્લંડમાં

ખાસ જાણીતા ને વગવાળા મુત્સદ્દીઓ હતા. તેથી રાજ્યતંત્ર બૅરનોએ પોતાના હાથમાં લીધું ને બેડફૉર્ડને બાળ રાજાનો વાલી ને રાજ્યનો રક્ષક બનાવ્યો. આ કારભારીઓએ સ્કૉટ્લંડના રાજા જેમ્સને છૂટો કર્યો. પણ રાજાના કાકાઓમાં પરસ્પર અણબનાવ હતો તેથી રાજ્યકારભાર ઉપર પૂરતું લક્ષ આપી શકાયું નહિ. અમીરો અંદર અંદર લડતા હતા ને વેપારીઓ ને કારીગરો વધારે હક્કો માંગતા હતા. આ વખતે સગીર રાજાની મા કંટાળી જઈ ઓવન ટયૂડર નામના માણસને પરણી.

**ફ્રાંસ ને ઇંગ્લંડ**—પાંચમા હેન્‌રિના મરણ પછી ફ્રાંસનો રાજા છઠ્ઠો ચાર્લ્સ પણ તુરત મરી ગયો તેથી કરાર પ્રમાણે બાળ રાજા છઠ્ઠો હેન્‌રિ ફ્રાંસનો રાજા થયો ને પૅરિસ મુકામે તેનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. બેડફૉર્ડ હવે પૅરિસ ગયો. ઘણો ખરો ફ્રાંસ દેશ અંગ્રેજોએ સર કર્યો. તેમણે ઑર્લીઆં Orleans-ને ઘેરો ઘાલ્યો. કોટ અંગ્રેજોને શરણ થવાની તૈયારીમાં હતો. પણ દરમ્યાન એક અણધારેલી મદદ આવી પહોંચતાં અંગ્રેજોને માત્ર તે શહેર જ નહિ પણ બધી ફ્રેંચ ભૂમિ છોડી દઈ ઇંગ્લંડ પાછું જવું પડયું. આ મદદ દેનાર એક મજુરની બાળકુમારી દીકરી હતી ને તેનું નામ જોન ઑફ્ આર્ક Jean de Arc હતું.

**જોન ઑફ્ આર્ક ને ફ્રાંસનો વિજય**—ફ્રાંસ પરદેશીઓના પંજામાં સપડાયું હતું. રાજા નબળો હતો. અમીરો અંદર અંદર લડી મરતા હતા. સો વર્ષના મહાવિગ્રહથી દેશ પાયમાલ થઈ ગયો હતો. તેથી ધર્મગુરુઓ લોકોને જ્યાં ત્યાં વિશેષ ધર્મિષ્ઠ થવા ઉપદેશ કરતા હતા. જૉન ઑવ્ આર્કે પણ આવો ઉપદેશ સાંભળેલો. તેને પોતાના દેશને સ્વતંત્ર કરવાનો આવેશ ચડી આવ્યો. જોનનો જન્મ ચેમ્પેઇન-Champagne-ની સરહદ ઉપરના એક ગામડા-દોમરેરિ-Domreri-માં એક મજુરને ત્યાં થયો હતો ને આ વખતે તેની ઉમર અઢાર વર્ષની હતી. તેને રાતદિવસ એક જ સ્વપ્નું આવતું. તે કહેતી કે "મારા ઘર પાસેના કૂવા પાસેથી કોઈ ઇશ્વરી વાણી મને ફ્રાંસને સ્વતંત્ર કરવા હુકમ કરે છે." તે રાજપુત્ર-ડૉફિન-પાસે ગઈ. પહેલાં તો લોકોએ તેને હસી કાઢી. પણ તેણે એક જણને શાપ આપ્યો તે સાચો પડયો એટલે સિપાઈઓ તેનાથી ડરવા લાગ્યા.

રાજકુટુંબને ને ધર્મગુરુઓને તેનાં આવેશભર્યાં વચનોથી તાજી હિંમત આવી. રાજાએ તેને ઑર્લિઆં બચાવવા એક લશ્કર આપ્યું. શહેરના સિપાઈઓએ તેણે હાંકેલ્યા. અંગ્રેજો નાસીપાસ થયા ને શહેરનો ઘેરો ઉઠાવી ચાલ્યા ગયા. ઇ. સ. ૧૪૨૯ના જુલાઈમાં રીમ્સ–Reims–મુકામે જોનના મનોરથો સિદ્ધ થયા. રાજપુત્ર સાતમા ચાર્લ્સ તરીકે ફ્રાંસનો રાજા થયો. જોનનો આવેશ હવે ફ્રાંસને ખૂણેખોચરે ફેલાયો. અમીરો, વેપારીઓ, ખેડુતો, કારીગરો, બધાં પરદેશી અંગ્રેજોને કાઢી મૂકવા સજ્જ થયાં. પણ જોન પકડાઈ ગઈ. તેના ઉપર ડાકણ હોવાનો આક્ષેપ મૂકવામાં આવ્યો. તેણે પોતે સ્વપ્નાં વગેરે ખોટાં હોવાનું કબૂલ કર્યું. અંગ્રેજોની તહેનાત નીચે રહેતા દેશદ્રોહી કેટલાક ફ્રેંચોએ જોનને ગુન્હેગાર ઠરાવી ને રૂએન મુકામે તેને જીવતાં બાળી મૂકવામાં આવી. ફ્રેંચોએ પૅરિસમાં તેનું પૂતળું ઉભું કર્યું. અત્યારે તેઓ એ કુમારિકાને ખરી સ્વદેશપ્રેમી સ્ત્રી તરીકે પૂજે છે. જોન મરી ગઈ પણ તેનો આત્મા મરી ગયો નહિ. તેણે પ્રકટાવેલું સ્વદેશનું અભિમાન જીવતું જાગતું રહ્યું; ડ્યૂક ઑવ્ બર્ગંડિ પોતાના રાજા સાથે ભળી ગયો, કારણ કે બેડ્ફર્ડ ને ગ્લૂસ્ટર તેના શત્રુઓ સાથે લગ્નના સંબંધો કરી તેની જાગીર–બર્ગંડિ સામે ખટપટ કરતા હતા. બેડ્ફર્ડ પોતે મરી ગયો. તેથી અંગ્રેજોની સ્થિતિ રોજ રોજ કફોડી થતી ગઈ. અંગ્રેજો પાસે નહોતું લશ્કર કે નાણું કે કોઈ સરદારી કરી શકે તેવું માણસ. યુદ્ધની કળા પણ ફરી ગઈ હતી. ફ્રેંચો પાસે સારા ઇંજિનિઅરો હતા ને સારી તોપો હતી. તેથી ઇ. સ. ૧૪૩૬માં પૅરિસ સર થયું. અંગ્રેજ કારભારીઓ તો સત્તા માટે લડવામાં ફ્રાંસ સામે નજર કરવા નવરા પણ નહોતા. બ્યૂફૉર્ડના પક્ષે રાજાને ઍંજેવિન કુંવરી મારગારેટ સાથે પરણાવ્યો ને રાજાના કાકા ગ્લૂસ્ટરને કેદ કરી મારી નંખાવ્યો. પણ બ્યૂફૉર્ટ તુરતમાં મરી ગયો. ડ્યૂક ઑવ્ યૉર્ક હવે જોર ઉપર આવ્યો. દેશમાં દુષ્કાળ, રોગચાળો, વગેરે ફાટી નીકળ્યાં. અમીરોનો જુલમ અસહ્ય થઈ પડ્યો. લોકો લડાઈથી કંટાળી ગયા. મેઇન, નૉર્મંડિ, એક્વિટેઇન, બધું અંગ્રેજોએ ખોયું. બોર્દૂ પણ શરણ થયું. સો વર્ષોના વિગ્રહનો હવે અંત આવ્યો. અંગ્રેજોએ ફ્રાંસનો મુલક ને તેની ગાદી ઉપરનો હક્ક છોડી દીધો. માત્ર ચૅનલ ટાપુઓ ને કૅલે Calais અંગ્રેજો પોતાની પાસે રાખી શક્યા. તેમાં અત્યારે ચૅનલના ટાપુઓ હજુ અંગ્રેજો પાસે છે.

આ સો વર્ષોના વિગ્રહથી બંને દેશો ખુવાર થયા. ઇંગ્લંડ કદિ ફ્રાંસને તાબે કરી શકત નહિ. ફ્રાંસને તાબે કરવાથી ઈંગ્લંડ પોતે ફ્રાંસના એક પ્રાંત જેવું થઈ જાત ને અંગ્રેજોનો ઇતિહાસ ઉજ્જવળ થઈ શકત નહિ.

**અંધાધુંધીની શરૂઆત**—ઉપરનાં પાનાંમાં ઈંગ્લંડમાં ચાલતી પક્ષાપક્ષી ને તેને પરિણામે અંધાધુંધી આપણે જોઈ ગયા. છઠ્ઠો હેનરિ નબળો રાજા હતો. પણ તેની રાણી માર્ગારેટ ખટપટી, કાબેલ, દુરાગ્રહી અને હિંમતબાજ સ્ત્રી હતી. આ કારણોથી દેશમાં અંધાધુંધી વધી પડી. જૉન કેઇડ નામનો એક માણસ આ અંધાધુંધીનો લાભ લઈ હજારો માણસોને મોખરે લંડન સુધી આવી પહોંચ્યો. તેમણે ઘણા અમલદારોનાં ને પાદરીઓનાં ખુન કર્યાં; પણ છેવટે કેઈડ ઘાયલ થઈ મરણ પામ્યો. બ્યૂફોર્ટના મરણ પછી રાજ્યની લગામ Suffolk સફૉલ્કના હાથમાં આવી હતી; પણ તેના શિરચ્છેદ પછી રાજાનો કુટુંબી ડ્યૂક ઑવ્ યૉર્ક કારભાર કરતો હતો. તેને ગાદી જોઇતી હતી તેથી દેશમાં બે પક્ષો વચ્ચે લડાઇ સળગી ઉઠી.

**યૉર્ક ને લૅંકેસ્ટર**—ત્રીજા એડ્વર્ડને ચાર પુત્રો હતા. (૧) બ્લૅક પ્રિન્સ (૨) લાઈઓનેલ, ડ્યૂક ઑવ્ કલૅરન્સ. (૩) જૉન ઑવ્ ઘૉન્ટ (૪) એડ્મન્ડ્ ડ્યૂક ઑવ્ યૉર્ક. તેમાં પહેલા ને ત્રીજા પુત્રોના વંશજોને ગાદી મળી ચૂકી હતી, ત્રીજા પુત્ર જૉનનો લૅંકેસ્ટર વંશજ હેન્રિ હાલ ગાદી ઉપર હતો. પણ બીજા ને ચોથા પુત્રોના વારસો હૈયાત હતા છતાં તેમને ગાદી મળી નહોતી. આ અન્યાય તેમના વારસ ડ્યૂક ઑવ્ યૉર્કને સાલતો હતો. ઇ. સ. ૧૪૫૩ના ઑગસ્ટમાં રાજા ગાંડો થઈ ગયો ને તે જ અરસામાં રાણીએ એક પુત્રને જન્મ આપ્યો. રિચર્ડ ડ્યૂક ઑવ્ યૉર્ક આ બનાવથી એકદમ નિરાશ થઈ ગયો, કારણ કે હવે તેને કદિ ગાદી મળે એમ ન રહ્યું. તેથી તે રાજા ને રાણી સામેના પક્ષનો આગેવાન થયો. એક વાર તે અને રાજાનો પક્ષકાર સોમર્સેટ લંડનના એક બગીચામાં ફરતાં વાતો કરતાં લડી પડ્યા. યૉર્કે બગીચામાંથી સફેદ ગુલાબનું ફુલ તોડી તેને પોતાના પક્ષના ચિન્હ તરીકે સ્વીકાર્યું. સોમર્સેટે ગુલાબી રંગના ગુલાબનું ફુલ હાથમાં લઇ તેને પોતાના ચિન્હ તરીકે સ્વીકાર્યું. બંનેના પક્ષકારોએ પણ એ જ ચિન્હો રાખ્યાં. તેથી યૉર્ક ને લૅંકેસ્ટર વંશો વચ્ચેની લડાઈ Wars of the Roses કહેવાય છે.

**The War of the Roses, ઇ. સ. ૧૪૫૫-૮૫**—પહેલી લડાઈ ઇ. સ. ૧૪૫૫ના મે માસમાં St. Albans-સેઇન્ટ આલ્બન્સ પાસે થઈ; તેમાં સોમર્‌સેટ માર્યો ગયો ને રાજા કેદ પકડાયો; તેથી યૉર્કના પક્ષના હાથમાં રાજ્યતંત્ર આવ્યું; પણ રાણી માર્ગારેટ તેમની વિરુદ્ધ હતી; તેથી વળી બંને પક્ષો વચ્ચે ઇ. સ. ૧૪૫૯માં લુડ્ફૉર્ડ-Ludford-પાસે લડાઈ થઈ. તેમાં રાણી જીતી તેથી બધા યૉર્કિસ્ટો ભાગી ગયા-યૉર્ક આયર્લંડમાં ને વૉરિક-Warrick-કેલેમાં. પણ રાણીનો કારભાર ઘણો કડક હતો તેથી દક્ષિણ ઇંગ્લંડના લોકો તેના સામે ઉઠયા. વૉરિકે રાણીના પક્ષને નૉર્ધેમ્પ્ટન પાસે ઇ. સ. ૧૪૬૦માં હરાવ્યો, ને રાજાને કેદ કર્યો. યૉર્ક સત્તા પર આવ્યો. પણ Wakefield-વેઇકફીલ્ડ પાસે લડતાં તે માર્યો ગયો. સેન્ટ આલ્બન્સની લડાઈમાં પણ રાણીને ફત્તેહ મળી. દરમ્યાન રિચર્ડ-મર્હુમ ડ્યૂક ઑવ્ યૉર્ક-ના પુત્ર એડ્‌વર્ડે લંડનનો બચાવ કર્યો, શત્રુને ઉત્તર તરફ હઠાવી મૂક્યા, ને પોતે ઇંગ્લંડનો રાજા થયો, ઇ. સ. ૧૪૬૧. તેમાં તેને અર્લ ઑવ્ વૉરિકની મદદ હતી.

આવી રીતે ઇંગ્લંડમાં આ વખતે બે રાજા હતા, છઠ્ઠો હેન્‌રિ ને ચોથો એડ્‌વર્ડ.

**ચોથો એડ્‌વર્ડ, ઇ. સ. ૧૪૬૧-૮૩. હારજીત**—તુરત એડ્‌વર્ડે ઉત્તર તરફ કુચ કરી ને શત્રુઓને ટાઉટન-Towton પાસે સખ્ત હાર આપી. હેન્‌રિ ને માર્ગારેટ સ્કૉટ્‌લંડ નાસી ગયાં. સ્કૉટ્‌લંડમાં મદદ ન મળતાં રાણી ફ્રાંસ ચાલી ગઇ. એડ્‌વર્ડે રાજ્યનો બંદોબસ્ત કરવા માંડયો ને ફ્રાંસ, સ્કૉટ્‌લંડ, તથા ડેન્‌માર્ક સાથે કરારો કરી દેશમાં પોતાની સ્થિતિ સલામત કરી. એડ્‌વર્ડ વૉરિકની મદદથી ગાદી ઉપર આવ્યો હતો તેથી રાજ્યનો ખરો ધણી વૉરિક હતો. તેણે આ સત્તા પોતાના હાથમાં કાયમ રહે તે માટે પોતાની સગી રાજાને પરણાવવા વિચાર કર્યો. પણ રાજાને વૉરિકનો ઘણો ડર હતો તેથી તે બારોબાર ઇલિઝ઼બેથ વૂડવિલ Woodwille-નામની એક સામાન્ય વિધવાને પરણ્યો. વૉરિક ઘણો રોષે ભરાયો, કારણ કે નવી રાણીનો આગલો પતિ ને તેનો બાપ લૅંકેસ્ટર પક્ષના હતા. રાજારાણીએ હવે પોતાનો નવો પક્ષ જમાવવા માંડયો. એડ્‌વર્ડને તો આખા ઇંગ્લંડના રાજા થવું હતું, એક પક્ષના સરદાર

નહિ. તેથી વૉરિક સામા પક્ષમાં ભળ્યો. એક વાર તો તેણે રાજાનો કબજો પણ કર્યો; પણ પછી તે ફ્રાંસ ભાગી ગયો ને ત્યાંથી માર્ગારેટની સાથે મળી ઇંગ્લંડ ઉપર ચડી આવ્યો. એડ્વર્ડ બેલ્જિઅમ ભાગી ગયો. હેનરિ ફરી રાજા થયો; પણ તે થોડા વખત માટે જ, ઇ. સ. ૧૪૭૦. એડ્વર્ડને પરદેશી મદદ મળી તેથી તે ઇંગ્લંડ ઉપર ચડી આવ્યો. ઇ. સ. ૧૪૭૧માં ઇસ્ટરના તહેવારોમાં બાર્નેટ–Barnet આગળ લડાઈ થઈ; વૉરિક માર્યો ગયો; એડ્વર્ડની ફત્તેહ થઈ. પછી રાણી માર્ગારેટ એડ્વર્ડ ઉપર ચડી આવી. ટ્યુક્સબ્યુરિ–Tewkesbury પાસે લડાઈ થઈ; રાણી પોતે કેદ થઈ; તેનો નાનો પુત્ર એડ્વર્ડ માર્યો ગયો; યૉર્ક પક્ષની પૂરેપૂરી ફત્તેહ થઈ. રાજા છઠ્ઠા હેનરિનું પણ ખુન કરવામાં આવ્યું.

એડ્વર્ડ હવે ઇંગ્લંડનો ખરો રાજા થયો પણ તેનો ભાઈ ડ્યૂક ઑવ્ કલૅરન્સ–Duke of Clarence તેની સામે ખટપટ કરતો હતો તેથી તેનો તેણે શિરચ્છેદ કરાવ્યો. આ રાજાએ અમીરો ઉપર સખ્ત કબજો રાખ્યો, વેપારીઓને ને કારીગરોને અદલ ઇનસાફ આપ્યો, મધ્યમ વર્ગના પણ બાહોશ મુત્સદ્દીઓને નોકરીએ ચડાવ્યા, ખૂબ નાણું એકઠું કર્યું, દેવું ચુકવી દીધું, પરદેશી રાજાઓ સાથે મૈત્રી કરી, ફ્રાંસના રાજા પાસેથી મોટો દંડ લઈ તેના ઉપર સવારી કરવાનું બંધ રાખ્યું, ને સ્કૉટ્લંડ ઉપર પોતાનું સર્વોપરિપણું સ્થાપવા મહેનત કરી. તે ઇ. સ. ૧૪૮૩ના એપ્રિલ માસમાં મરી ગયો.

**પાંચમો એડ્વર્ડ, ઇ. સ. ૧૪૮૩**—ચોથો એડ્વર્ડ બે પુત્રો મૂકી મરી ગયો. (૧) એડ્વર્ડ. તેની ઉમર બાર વર્ષની હતી. (૨) રિચર્ડ. તેમાં મોટો એડ્વર્ડ રાજા થયો પણ તે સગીર હોવાથી કાકો ગ્લોસ્ટર મુખ્ય સત્તા ઉપર આવ્યો. રાણી ઇલિઝબેથ ને તેના સગાઓ હવે પદભ્રષ્ટ થયા. પણ ગ્લોસ્ટરની દાનત ખરાબ હતી. તેણે હવે એમ જાહેર કર્યું કે રાજા ને તેનો ભાઈ રિચર્ડ મર્હુમ એડ્વર્ડના ખરા પુત્રો નથી. પછી તેણે બંને ભાઈઓને કેદ કર્યા ને પાર્લમેંટ પાસે પોતાનો હક્ક કબલ કરાવ્યો. એડ્વર્ડ ને રિચર્ડ, બંનેને કેદમાં મારી નાંખવામાં આવ્યા. ગ્લોસ્ટર રિચર્ડ નામ ધારણ કરી ને ગાદીએ આવ્યો, જુન, ઇ. સ. ૧૪૮૩.

**ત્રીજો રિચર્ડ, ઇ. સ. ૧૪૮૩-૮૫**—ત્રીજા રિચર્ડનો અમલ ઝાઝો વખત ટક્યો નહિ. પાંચમા હેન્‌રિની વિધવા કૅથરાઇન વેઇલ્સના એક ઓવન ટ્યૂડર સાથે પરણી હતી. તેમને એડ્‌મન્ડ, અર્લ ઑવ્ રિચ્‌મન્ડ, Richmond–નામનો પુત્ર થયો. આ એડ્‌મન્ડ, અર્લ ઑવ્ સોમર્સેટ–(લૅંકેસ્ટર પક્ષ)ની પુત્રી માર્ગારેટને પરણ્યો હતો. તેમનો પુત્ર હેન્‌રિ, અર્લ ઑવ્ રિચ્‌મન્ડ, લૅંકેસ્ટર વંશનો વારસ થયો. તે બ્રિટનિ (ફ્રાંસ)માં રહેતો હતો. રિચર્ડના જુલમનો લાભ લઈ તેણે ઇંગ્લંડ ઉપર સવારી કરી. લૅંકેસ્ટર ને યૉર્ક પક્ષના લોકો તેની સાથે મળી ગયા. રિચર્ડ ને તેની વચ્ચે બૉસ્‌વર્થ–Bosworth આગળ લડાઈ થઈ. રિચર્ડના કેટલાએક અમીરો શત્રુની છાવણી તરફ ચાલ્યા ગયા. રિચર્ડ બહાદુરીથી લડ્યો. પણ તે માર્યો ગયો, ઑગસ્ટ, ઇ. સ. ૧૪૮૫. રણક્ષેત્ર ઉપર જ હેન્‌રિના માથા ઉપર મુકુટ મૂકવામાં આવ્યો ને સાતમા હેન્‌રિ તરીકે તે ઇંગ્લંડનો રાજા થયો. એ રાજાએ યૉર્ક પક્ષના રાજા ચોથા એડ્‌વર્ડની પુત્રી ઇલિઝબેથ સાથે લગ્ન કર્યું એટલે લૅંકેસ્ટર ને યૉર્ક પક્ષની હરીફાઈ પણ શાંત થઈને ત્રીસ વર્ષોની લડાઈ પણ તે જ સાથે બંધ થઈ.

**લડાઈની અસરો**—છેલ્લી ત્રીસ વર્ષોની લડાઈ માત્ર અમીરોની લડાઈ જ હતી; તેમાં પ્રજાને કાંઈ લેવાદેવા નહોતા. અમીરો પોતાના સ્વાર્થ માટે જ લડ્યા હતા; તેમના સિપાઈઓ પણ સ્વાર્થી ને જુલમી હતા. લડાઈમાં બંને પક્ષોએ પરસ્પર ઘણી નિર્દયતા બતાવી. ફ્રાંસ સાથેની લડાઈથી આ અમીરો ઘણા ફાટી ગયા હતા. તેનો બદલો તેમને ત્રીસ વર્ષોના સંગ્રામમાં મળ્યો. તેઓ બધા લગભગ કપાઈ મુઆ. તેમની દોલતનો નાશ થયો. એ લડાઈ દરમ્યાન રાજ્યતંત્ર તો માત્ર નામનું જ ચાલતું. ઇનસાફ કોઈને મળતો નહિ. વેપારરોજગાર બંધ હતા. પાદરીઓ અધર્મી થઈ ગયા. લોકો અજ્ઞાન રહ્યા. યૂરોપમાં જે મોટું પરિવર્તન થતું હતું તેની અસર ઇંગ્લંડમાં ઘણી મોડી થઈ.

**પંદરમા સૈકાનું ઇંગ્લંડ**—ગદ્યમાં મૅલૉરિએ–Malory (મૃત્યુ, ઇ. સ. ૧૪૦૦) એ આર્થરના પરાક્રમોનું સાહિત્ય અંગ્રેજીમાં આપ્યું. આ સૈકામાં ફ્યૂડલ સિસ્ટમનો ધીમો, પણ ચોક્કસ, નાશ થતો ગયો. બૅરનોના

Manors કિલ્લાઓ હવે ઉજ્જડ થઈ ગયા. મજુરો ને ખેડુતો સ્વતંત્ર થયા. તેમણે ગરીબ અમીરોની જમીનો વેચાતી લઈ લીધી; પોતાનાં ખેતરોની આસપાસ વાડો બાંધી, અને ઘેટાં, બકરાં, વગેરે ઉછેરી તેમાંથી પૈસા કમાવા માંડ્યા. ઉનનું કપ્પડ ઇંગ્લંડમાં તૈયાર થવા લાગ્યું. આ સૈકામાં ઇંગ્લંડમાં બંદરો ને શહેરો વધ્યાં. શહેરોનો વહિવટ સ્થાનિક મંડળો પોતાની જવાબદારી ઉપર કરતાં. જુદા જુદા ધંધાઓ માટે જુદાં જુદાં ખાસ મહાજનો Guilds સ્થપાયાં. આ મહાજનો રાજાને નાણાની મદદ આપતાં ને જુલમ સામાં પણ થતાં. ચર્ચની ઇજ્જત ઓછી થઈ. ચૌદમા સૈકાના ભવ્ય નાચ ને સંગીતના જલસાઓ આ સૈકામાં વધી ગયા હતા અને દેશાવરના મુસાફરો અંગ્રેજોનો મોજીલો ને ઉડાઉ સ્વભાવ જોઈ ચકિત થઈ જતા. રજપુતાઈ Chivalryનો જમાનો ખલાસ થતો હતો; છતાં હજુ લોકો દ્વંદ્વયુદ્ધના, ને પાડા, મેંઢાં, કુકડા, વગેરેની સાઠમારીના તમાસાઓ જોવા ટોળાબંધ બહાર નીકળી પડતા.

આ પ્રમાણે યૂરોપમાં ને ઇંગ્લંડમાં જુનો જમાનો ચાલ્યો જતો હતો ને નવો જમાનો બેસી ગયો હતો.



# ખંડ બીજો, ટ્યૂડર વંશ, ઈ. સ. ૧૪૮૫-૧૬૦૩.

## પ્રકરણ ૧લું

## ટ્યૂડર સમયનાં કેટલાંક આવશ્યક લક્ષણો

**આવશ્યક લક્ષણો**—ઈ. સ. ૧૪૮૫માં સાતમો હેન્રિ ઇંગ્લંડની ગાદી ઉપર આવ્યો ત્યારથી તે ઇ. સ. ૧૬૦૩માં રાણી ઇલિઝબેથના અમલના અંત સુધીના સમયનાં મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે વર્ણવી શકાય. (૧) એ વખતે યૂરોપની સંસ્કૃતિના ઇતિહાસમાં મોટું પરિવર્તન ચાલી રહ્યું હતું. ઇતિહાસકારો આ પરિવર્તનને Renaissance એટલે કે પ્રાચીન ગ્રીસ અને રોમની સંસ્કૃતિઓના અભ્યાસથી આખા યૂરોપમાં ફેલાએલા નવીન ચૈતન્ય–ને નામે ઓળખે છે. વાઙ્મય, કલા, વિજ્ઞાન, વગેરે ઉપર એ પ્રવૃત્તિની પ્રચંડ અસરો થઈને ઇંગ્લંડ પણ તેથી રંગાયું. (૨) રોમના પોપ સામે ઘણા વખત થયાં જે તકરારો યૂરોપમાં ચાલતી હતી તેમણે આ સમયમાં ચોક્કસ ને ગંભીર સ્વરૂપ લીધું અને ખ્રિસ્તી પંથમાં આ કાળમાં બે મોટા પંથો પડ્યાઃ—પ્રોટેસ્ટન્ટ અને રોમન કૅથૉલિક. પરિણામે, ધર્મને નામે મોટા ખુનખાર સંગ્રામો થયા. (૩) આ કાળમાં યૂરોપની પ્રજાઓએ અમેરિકા, આફ્રિકા અને એશિઆમાં સંસ્થાનો સ્થાપવાનું ને વેપારી મંડળો મોકલવાનું શરૂ કર્યું. (૪) આ સમયમાં ઇંગ્લંડમાં ટ્યૂડર રાજાઓએ રાજાઓની સત્તાને ઘણી જ પ્રબળ બનાવી દીધી. ટ્યૂડરવંશી રાજ્યકર્તાઓ પ્રજાને ને પાર્લમેંટને પ્રસન્ન રાખતા. તેમની સત્તા લોકોના હિતને અનુકૂળ હતી. એ કારણોથી રાજા ને પ્રજા વચ્ચે આ કાળમાં અંતર્ પડયું નહિ.* (૫) અગાઉની લડાઈઓથી અંગ્રેજ અમીરાતની સત્તા નબળી તો થઈ જ ગઈ હતી. સાતમા હેન્રિએ બાકી રહેલા અમીર ઉમરાવોને ઘણા હેરાન કર્યા; આઠમા હેન્રિએ ચર્ચની મીલકતની જુદી વ્યવસ્થા કરી. તેથી અંગ્રેજી સમાજ પણ જુદી વ્યવસ્થા ઉપર આવી ગયો. (૬) વકીલોનું મંડળ જોર ઉપર આવ્યું. (૭) વેપારીઓની વગ વધી. (૮) ઇંગ્લંડના

---

* 'Tudor despotiom saved the essence of Parliamentary Government....The system of the first Tudor despot contained in it the essence of Parliamentary Government.' Temperley.

પરદેશ સાથેના વ્યવહારમાં પણ આ સમયમાં ફેરફારો થયા. ફ્રાંસ અને સ્પેઈન મોટાં રાજ્યોની કોટિમાં આવ્યાં. હૉલંડ સ્વતંત્ર થયું. હોલિ રોમન ઍંપાયર (Holy Roman Empire)નો અસ્ત થવા લાગ્યો. યૂરોપમાં કોઈ પણ એક રાજ્ય જોરદાર ન થાય એ સિદ્ધાંત–Balance of Power–હવે અસ્તિત્વમાં આવ્યો. (૮) યુદ્ધકળા, છાપવાની કળા, ખગોળ, ભૂગોળ, વગેરે વિષયોમાં આ કાળમાં સારી પ્રગતિ થઈ.

---

## પ્રકરણ ૨જું
## સાતમો હેન્‌રિ અથવા ટ્યૂડર વંશની સ્થાપના,
## ઇ. સ. ૧૪૮૫–૧૫૦૯.

**ગાદી ઉપરનો હક્ક**—ઇ. સ. ૧૪૮૫ના ઑગસ્ટની બાવીસમી તારીખે હેનરિએ રિચર્ડને બૉસ્વર્થના ક્ષેત્ર ઉપર હરાવી માર્યો ને ત્યાં જ તે રાજા થયો. ઇંગ્લંડની ગાદી ઉપરનો તેનો હક્ક તો ચોખ્ખો હતો. પાર્લમેંટે તે હક્કને હવે કાયદેસર સંમતિ આપી ને રાજા યોર્ક પક્ષની ઈલિઝબેથની સાથે પરણ્યો એટલે બંને પક્ષોનાં મનનું સમાધાન થયું. હેન્‌રિના હક્કનું સવિસ્તર સ્પષ્ટીકરણ જોડેના પાના પર આપ્યું છે.

હેન્‌રિ ગાદીએ આવ્યો ત્યારે તેની ઉમ્મર ૨૮ વર્ષની હતી.

**ઇંગ્લંડની સ્થિતિ ને હેન્‌રિની મુશ્કેલીઓ**—હેન્‌રિ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે ઇંગ્લંડમાં અરાજકતા પ્રવર્તી રહી હતી.* અમીરો

---

*વ્હેનિસનો એક મુસાફર ઇંગ્લંડની એ વખતની સ્થિતિની આવી નોંધ કરી ગયો છે:—ઇંગ્લંડમાં જેટલા ચોરો ને લુટારાઓ છે તેટલા બીજા કોઇ દેશમાં નહિ હોય; બપોર સિવાય લોકો ગામડાંઓમાં જતા જ નથી અને શહેરોમાં રાત્રે તો બહાર જ નીકળાતું નથી; તેમાં ય લંડનમાં તો જરા પણ નહિ.

*Political History of England*, Vol. V. P. 1

Henry VII strived in the first place at securing his throne and restoring quiet and order in his kingdom by developing trade and commerce. For this purpose he strove to turn his foreign neighbours into allies without adventuring into any military enterprizes. He did not aspire to make England great but he tried to make her secure and prosperous."—

Pp. 20–21, In *Cardinal Wolsey* by Mandel Creighton. (Twelve English Statesmen Series.)

ત્રીજો એડ્વર્ડ




ચોથો એડ્વર્ડ    ત્રીજો રિચર્ડ

ઇલિઝબેથ=સાતમો હેન્રિ,
ટ્યૂડર વંશ

હજુ જોરાવર હતા. રાજાની સત્તા જરા પણ નહોતી. લોકોને ખુનામરકી ગમી ગઈ હતી. રાજા તરફની વફાદારીનો નાશ થયો હતો, કારણ કે રાજાઓની વારંવાર ફેરબદલી થતી હતી. પાર્લમેંટ દેશના ખરા હિત તરફ કશું લક્ષ આપતી નહોતી, કારણ કે હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં અમીરોનાં માણસોનું જોર હતું ને અમીરો પરસ્પર લડવામાં જ પોતાની મોટાઈ સમજતા. હલકા વર્ગોએ અમીરોની લડાઈઓમાં ભાગ લીધો નહોતો છતાં તેમનામાં પણ એક સરખી અધોગતિ જોવામાં આવતી હતી. ન્યાયનું તો નામ જ નહોતું. આખો દેશ ગરીબ થઈ ગયો હતો. યૂરોપમાં ઈંગ્લંડનું કશું વજન પડતું નહોતું. આયર્લંડમાં યૉર્ક વંશના પક્ષનું હજુ ઘણું જોર હતું. બર્ગંડિની ડચેસ માર્ગારેટ ચોથા એડ્વર્ડની બેન થતી હતી. તે ઘણી ખટપટી ને ભયંકર સ્ત્રી હતી ને યૉર્ક વંશના પક્ષકારોને તેના દરબારમાં ચોક્કસ મદદ મળે એવું હતું. દેશમાં ચોતરફ દગાબાજી, બંડો, અને અંધાધુંધી ચાલી રહ્યાં હતાં. વળી હેન્રિનો ગાદી ઉપરનો હક્ક ચોખ્ખો નહોતો. આ કારણોથી હેન્રિને ગાદીએ આવ્યા પછી નીચે પ્રમાણે મુખ્ય કામો કરવાનાં હતાં:—(૧) દેશમાં વ્યવસ્થા કરવી અને આબાદી વધારવી (૨) રાજાની સત્તાનો પુનરુદ્ધાર કરવો (૩) પ્રજાના જુદા જુદા ભાગોને સંજીવિત કરવા ને તેમને રાષ્ટ્રધર્મમાં યોજવાં (૪) પરદેશી દરબારોમાં ઈંગ્લંડનું વજન વધારવું ને (૫) પોતાના જ વંશનો હક્ક ઈંગ્લંડની ગાદી ઉપર સ્થાપિત કરવો.

**ગાદીના શત્રુઓનો નાશ**—નવા રાજાના અનેક શત્રુઓ હોય છે; હેન્રિને પણ એમ જ હતું. બર્ગંડિની રાણી અને ચોથા એડ્વર્ડની બેન માર્ગારેટ, આયર્લેંડમાં અર્લ ઑવ્ કિલ્ડેર–Cildare વગેરેએ લૅમ્બર્ટ સિમ્નેલ–Lambert Simnel – નામના એક છોકરાને અર્લ ઑવ્ વૉરિક Earl of Warrick – તરીકે ઉભો કર્યો. લૅંકેશિઅરમાં તે લોકોએ તોફાન ઉઠાવ્યું પણ Stoke–સ્ટોક પાસે હેન્રિએ તેમને હરાવ્યા અને ખરા બંડખોરોને શિક્ષા કરી બીજાઓને માફી આપી, ઇ. સ. ૧૪૮૭. સિમ્નેલ રસોડામાં નોકર રહ્યો. ઇ. સ. ૧૪૯૧માં આયર્લંડમાં Perkin Warbeck પરકિન વૉરબેક નામના એક ખલાસીના છોકરાએ ડ્યૂક ઑવ યૉર્કનું ખોટું નામ ધારણ કરી બંડ કર્યું. સ્કૉટલૅંડના રાજા ચોથા

જેઇમ્સ અને બીજા યૂરોપના રાજાઓની એ માણુસ તરફ સહાનુભૂતિ હતી. પર્કિનને ફ્રાંસ અને નેધર્લૅંડસમાં આશરો મળ્યો. ત્યાંથી તેણે ઇ. સ. ૧૪૯૫માં ઇંગ્લંડ ઉપર હુમલો કર્યો પણ Deal–ડીલ પાસે હારી જતાં તે આયર્લૅંડ નાસી ગયો. ત્યાં પણ તેનો પક્ષ નિષ્ફળ નીવડયો એટલે પર્કિન સ્કૉટલંડ ભાગ્યો. ત્યાંના રાજા ચોથા જેઇમ્સે તેનો પક્ષ લઈ ઇંગ્લંડ ઉપર ચડાઈ કરી પણ તેમાં કાંઈ વળ્યું નહિ. ઇ. સ. ૧૪૯૭ માં રાજાના સલાહકારો મૉર્ટન અને બ્રેના વહિવટથી કંટાળી કૉર્નવૉલ્લના લોકોએ બંડ કર્યું હતું તેનો લાભ લઈ પર્કિન ફરી ઇંગ્લંડ આવ્યો પણ હેન્રિએ બંડખોરોને હરાવ્યા; પર્કિન શરણ થયો. હેન્રિએ તેને લંડન ટૉવરમાં કેદ કર્યો. પણ ત્યાં ખટપટ કરતાં તે પકડાઈ ગયો. ઇ. સ. ૧૪૯૯માં તેને ફાંસી દેવામાં આવી. ચોથા એડ્વર્ડનો ભત્રીજો વૉરિક પણ ફાંસીએ ચડયો. ડયૂક ઑવ્ સફ્ક–Suffolkનું બંડ પણ શમાવી દેવામાં આવ્યું, ઇ. સ. ૧૪૯૯–૧૫૦૫. ત્યારથી હેન્રિ ગાદીની બાબતમાં સ્વસ્થ થયો.

**એંપસન ને ડડ્લે Empson; Dudley**—ઇ. સ. ૧૪૯૫માં હેન્રિએ એવો કાયદો કર્યો કે જે લોકો પંચની બેદરકારીથી શિક્ષા પામતાં છટકી ગયા હોય તેમને ન્યાયાધીશો પોતે પોતાની અદાલતોમાં બોલાવી શિક્ષા કરી શકે. આ કાયદાને અનુસરીને રાજાના માનીતા બે ન્યાયાધીશો–એંપસન ને ડડ્લે–એ લોકોને સતાવ્યા ને તેમની પાસેથી ઘણો પૈસો પડાવ્યો. આ પદ્ધતિથી હરામખોર ને બંડખોર લોકો શાંત પડ્યા.

**આયર્લૅંડ**—જ્યારે પર્કિને બંડ ઉઠાવ્યું ત્યારે હેન્રિએ આયર્લંડમાં સર એડ્વર્ડ પૉયર્નિંગ્સ (Sir Edward Poynings)ને નાઇબ–ડેપ્યુટિ–તરીકે મોકલ્યો. તેણે ઇ. સ. ૧૪૯૪માં એવો કાયદો પસાર કરાવ્યો કે જેથી રાજાના કહેવાથી જ આયરિશ પાર્લમેંટ મળી શકે. બીજા કાયદાથી ઇંગ્લંડના કાયદાઓ આયર્લંડને પણ લાગુ પડી શકે એમ નક્કી થયું. આ વખતથી ત્યાંની પાર્લમેંટને ઇંગ્લંડના સરકારના કહેવા મુજબ તમામ કાયદાઓને સંમતિ આપવી પડી. ઘણાં વર્ષો સુધી આયર્લંડનું કામકાજ આ કાયદાઓ પ્રમાણે ચાલ્યું ને આયર્લંડનું રાજ્યતંત્ર ઇંગ્લંડને તાબેદાર થઈ ગયું.

**પાર્લમેંટ**—પહેલાં તો હેન્રિએ પાર્લમેંટની સત્તાને જરા પણ અવગણી નહિ. તે સંસ્થાને તે ઘણી વાર ભેગી કરતો અને લડાઈને બ્હાને સબ્સીડી

પાસેથી નાણાની સંમતિ મેળવતો. પણ રાજા મોટા પાયા ઉપર લડાઈઓ કરતો જ નહિ તેથી નાણાના વિષયમાં પાર્લમેંટથી તે સ્વતંત્ર રહી શકતો. તે લોકો પાસેથી ને પૈસાદાર મંડળો પાસેથી Benevolences–બક્ષીસો અને Forced loans–પરાણે નાણાની રકમો કઢાવતો પણ પાછળથી તે માટે પણ પાર્લમેંટની ને કાઉંસિલની સંમતિ લેતો. પોતાના અમલના પાછળના ભાગમાં હેન્‌રિ પાર્લમેંટની દરકાર રાખતો નહિ કારણ કે તેને નાણાની જરૂર નહોતી. હેન્‌રિએ પાર્લમેંટને આપ-મુખત્યારી કદિ લેવા દીધી નહિ. એટલે અંશે તેણે આપખુદ સત્તા સ્થાપી. પણ સત્તાનો ઉપયોગ તે હમેશાં કાયદેસર કરતો.

**મૉર્ટન, બ્રે**—રાજાના મુખ્ય સલાહકારોમાં મૉર્ટન, બ્રે (Reginald Bray) અને ફૉક્સ હતા. મૉર્ટન, તવંગર અને કરકસરી, એમ બધા લોકો પાસેથી પૈસા કઢાવતો તેથી તેની પદ્ધતિને લોકો Morton's Fork–મૉર્ટનનો ચીપીઓ–એ નામથી ઓળખે છે. ન્યાયની અદાલતોદ્વારા, ને ધમકીથી, તેમણે લોકો પાસેથી ઘણો પૈસો કઢાવ્યો.

**બીજાં રાજ્યો સાથેનો વ્યવહાર**—હેન્‌રિના વખતમાં ફ્રાંસના વાયવ્ય કોણનો બ્રિટનિ–Brittany–નો પ્રાંત ફ્રાંસના રાજાથી સ્વતંત્ર હતો. ઇંગ્લંડ ફ્રાંસ વિરુદ્ધ હતું ને ઇંગ્લંડના રાજાઓ ફ્રાંસની ગાદી ઉપર હક્ક ધરાવતા હતા, તેથી હેન્‌રિએ બ્રિટનિને મદદ આપી. સ્પેઇનમાં કેસ્ટાઇલ (Castile)ની રાણી ઇસાબેલા ને ઍરૅગૉન (Arragon)નો રાજા ફર્ડિનન્ડ Furdinand–પરસ્પર લગ્ન કરી તે દેશને એકત્રિત કરતાં હતાં તેમાં ફ્રાંસ આડે આવતું હતું. તેથી હેન્‌રિએ સ્પેઇનની રાજકુંવરી કૅથૅરિન પોતાના મોટા પુત્ર આર્થરને મળે તે હેતુથી રાજારાણી સાથે સંધિ કરવા યત્નો કર્યા. રોમન એમ્પરર બ્રિટનનો પક્ષકાર હતો તેથી હેન્‌રિએ તેની સાથે મિત્રતા કરી. પણ યૂરોપની ખટપટમાં રાજા ઝાઝું ફાવ્યો નહિ, કારણ કે પક્ષકારો એક થઈ લડવા નારાજ હતા; એકલો હેન્‌રિ શું કરી શકે? તેથી ૧૪૯૨ની આખરમાં ફ્રેંચો સાથે સુલેહ કરવામાં આવી. યૂરોપના રાજ્યકર્તાઓએ ઇંગ્લંડના નવા વંશને કબૂલ રાખ્યો. હેન્‌રિએ સ્કૉટ્લંડ સાથે પણ સુલેહ કરી ને પોતાની પુત્રી માર્ગારેટને રાજા જેઇમ્સ સાથે પરણાવી,

ઈ. સ. ૧૫૦૩. આ લગ્નના પરિણામે સ્કૉટ્લંડનો સ્ટૂઅર્ટ વંશ ઇંગ્લંડમાં રાજ્યકર્તા થઈ શક્યો. પ્રિન્સ ઑવ્ વેઇલ્સ ઇ. સ. ૧૫૦૨માં મરી ગયો તેથી તેનો નાનો ભાઈ હેન્રિ સ્પેઇનની કુંવરી કૅથરેનને પરણ્યો. રાજાનો પોતાનો વિચાર યૂરોપમાં એકાદ રાજકુંવરી સાથે બીજું લગ્ન કરવાનો હતો પણ તે વિચાર ફળીભૂત થઈ શક્યો નહિ. ડેન્માર્ક અને ફ્લાંડર્સ સાથે પણ હેન્રિએ વેપારના વિકાસ માટે સંધિઓ કરી.

**અમીરાત**—હેન્રિને તાજની સત્તા વધારવી હતી. તેથી તેણે અમીરોની સત્તાને તોડી પાડી. પૈસાદાર અમીરો પાસેથી તેણે જોર-જુલમથી પૈસા વસુલ કર્યા ને તેમની પાસે ખીજમતદારો ઝાઝી સંખ્યામાં રહેવા દીધા નહિ ઉમરાવોને રાજ્યના કારભારમાં રાખવાની પ્રથાને તેણે ફેરવી નાંખી. હવેથી કારભારમાં મધ્યમ વર્ગના માણસો ને બિશપો રાજાને મદદ કરવા લાગ્યા. અમીરોનાં લશ્કરોને હવે વીખેરી નાંખવામાં આવ્યાં. મિલિશ્યા ( Militia )–સ્થાનિક લશ્કરની યોજના દાખલ થઈ તેથી પણ અમીરોનું લશ્કરી બળ નબળું થઈ ગયું. હેન્રિએ ઇ સ. ૧૪૮૭માં સ્ટારચેંબર Star Chamberની અદાલતને પાર્લમેંટ પાસે કાયદેસર કરાવી. અમીરોના ખીજમતદારો અમીરોએ આપેલો એક સરખો–Uniform પોશાક પહેરતા ને હથિઆરબંધ રહેતા; વળી તેઓ પોતાના ધણીના બચાવ માટે લડવા તૈયાર રહેતા. સ્ટારચેંબરે આ Maintenance and liveryના હક્કોને દાબી દીધા. એ અદાલત પહેલાં તો લોકોને લાભદાયી નીવડી, કારણ કે હેન્રિ તેનો ઉપયોગ ઘણી જ સાવચેતીથી કરતો. અમીરો નબળા થયા એટલે પાર્લમેંટમાં તેમની વગ પણ ઓછી થઈ ગઈ. અમીરોમાં કોઈ આગેવાની લઈ શકે એવો શખ્સ નહોતો. થોડાએક જુના અમીરો રહ્યા હતા તે બધા હેન્રિની તાબેદારી કરવા લાગ્યા. રાજા જેમ જેમ પૈસાદાર થતો ગયો તેમ તેમ અમીરો ગરીબ થતા ગયા. હેન્રિના વખતથી દારુગોળાનો ઉપયોગ થવા લાગ્યો. અમીરો આ સાધનનો ઝાઝો ઉપયોગ કરી શકે એમ નહોતું. તેથી લડાઇમાં તેઓ રાજા સામે જરા પણ ટકી શકે એમ હવે ન રહ્યું. ઉપરાંત રાજાએ મધ્યમ વર્ગના માણસોને નવી અમીરાતો આપી. આવી રીતે જુના અમીરોની સત્તા હવે તૂટી પડી.

**હેન્‌રિનો કારભાર**—હેન્‌રિ ઇ. સ. ૧૫૦૯ના એપ્રિલમાં મરી ગયો. હેન્‌રિ યુવાન્ વયે ગાદીએ આવ્યો હતો તો પણ તેણે રાજ્યનો કારભાર ઘણા ડહાપણથી ચલાવ્યો. તે સાવચેતીથી કામ લેતો અને પોતાના સલાહકારોને બરોબર કસોટીએ ચડાવીને પસંદ કરતો. તેનામાં ઉચ્છૃંખલપણું જરા પણ નહોતું. તે સારો મુત્સદ્દી હતો. ન્યાય આપવામાં તે પાછી પાની કરતો નહિ. તે પોતાનું વચન હમેશાં પાળતો. વફાદાર નોકરોને હેન્‌રિ ઉત્તેજન આપતો. તેની ચાલચલગત પણ બીજા રાજાઓને મુકાબલે સારી હતી. હેન્‌રિના અમલ દરમ્યાન ઇંગ્લંડના ઇતિહાસમાં ખાસ નોંધવા જેવો કોઈ મોટો બનાવ બન્યો નહિ તે વાત ખરી છે; પણ હેન્‌રિએ નવા વંશની અચળ સ્થાપના કરી ને અંગ્રેજોને અંધાધુંધીમાંથી બચાવ્યા. હેન્‌રિ લોભી હતો ને પૈસા કઢાવવામાં તે નીચતા પણ બતાવતો. શત્રુઓ તરફ તે દયા બતાવતો પણ તે માત્ર પોતાના સ્વાર્થની ખાતર, ઉદાર હૃદયથી નહિ. મૉર્ટન, આર્થર ને રાણી ઇલિઝબેથના મરણ પછી, એટલે ૧૫૦૩ પછી, હેન્‌રિનો કારભાર બગડવા લાગ્યો તે ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. લૅંકૅસ્ટર વંશના રાજાઓ પાર્લમેંટની સંમતિથી રાજ્ય કરવા પ્રયાસ કરવામાં નિષ્ફળ ગયા હતા કારણ કે જમાનાને તે પ્રથા અનુકૂળ નહોતી. યૉર્ક વંશના રાજાઓએ આપખુદ સત્તા વાપરી હતી. આ પ્રથા પણ પ્રતિકૂળ હતી. હેન્‌રિએ મધ્યમ માર્ગ લીધો. તે હમેશાં પાર્લમેંટને માન આપતો. પણ તેણે તે સંસ્થાની તાબેદારી કદી ભોગવી નહોતી. તે કાયદાને માન આપતો ને બધી સત્તા પોતાના હાથમાં રાખતો. તેણે જુના વખતમાં બક્ષીસમાં અપાએલી ઘણી જમીનો ખાલસા કરી રાજ્યની નાણાની સ્થિતિ સુધારી દીધી.

હેન્‌રિએ નવા વહાણ બાંધનારાઓને જગાતની માફી આપી વહાણના ઉદ્યોગને ઉત્તેજન આપ્યું ને જર્મનિમાં, ફ્લૉન્ડર્સમાં ને ઇટલિમાં ઇંગ્લંડના વેપારને પુષ્ટિ અપાવવા મહેનત કરી. વ્હેનિસના સાહસિક ખલાસી સિબેસ્ટિઅન કૅબટે–Sebastian Cabot—ન્યુ ફૌન્ડ્લૅંડ ને લાબ્રાડોર શોધ્યાં તેમાં હેન્‌રિએ તેને સગવડ કરી આપી હતી. તેણે Portsmouth પૉર્ટ્સમાઉથ મુકામે ગોદી બાંધી ને અંગ્રેજ નૌકાબળને વધાર્યું. વેસ્ટ્‌મિંસ્ટર

મુકામે તેણે ચૅપલ – Chapel–બાંધી સ્થાપત્યને પણ ઉત્તેજન આપ્યું ને ઇટલિના પંડિતોને સંમાન આપી તેમના સંસ્કારો ઇંગ્લંડમાં દાખલ કર્યા.*

આ સિવાય હેન્રિએ બીજા સુધારાઓ પણ કર્યા. પરિણામે રાજાનું બળ વધ્યું પણ પાર્લમેંટનું કામકાજ પણ વધ્યું. સ્થાનિક ને નકામા કામકાજને બદલે પાર્લમેંટ હવે રાષ્ટ્રીય કામકાજ કરતી થઈ. હવે પછી પાર્લમેંટે ચર્ચ, ધર્મ, રાજ્યસત્તા, નાણાવિષય, વગેરે મોટી મોટી બાબતોમાં ઘણા અગત્યના ફેરફારો કર્યા તે માટે હેન્રિની વ્યવસ્થા જ જવાબદાર છે. રાજા સમાજનો આગેવાન થયો. કળા, સ્થાપત્ય, વાઙ્મય, વગેરેને ઉત્તેજન આપી તેણે તે માટે સમાજમાં પણ પ્રીતિ ઉત્પન્ન કરી. હેન્રિની આપખુદ સત્તાનો વિચાર કરતી વખતે એટલું પણ યાદ રાખવાની જરૂર છે કે ટ્યૂડરવંશી રાજાઓ પાસે લશ્કરી બળ જરા પણ નહોતું.

**નવીન આપખુદ સત્તાની સ્થાપના**—આપણે ઉપર જોયું કે ઇંગ્લંડના લોકો લૅંકેસ્ટર વંશના રાજાઓના વખતની પાર્લમેંટના કારભારથી તેમ યૉર્ક વંશના રાજાઓની આપખુદ સત્તાથી કંટાળી ગયા હતા. હેન્રિએ મધ્યમ માર્ગ લીધો. તેણે મધ્યમ વર્ગનો પક્ષ કરી રાજાની સત્તા વધારી. આ પ્રથા તેના પોતાના જ વિચારનું પરિણામ હતું. તેણે તે ફ્રાંસ કે બીજા દેશોના વ્યવહારમાંથી ઇંગ્લંડમાં ઉતારી નહોતી. ઇંગ્લંડની રાષ્ટ્રીય ભાવના એ જ આ સત્તાનું મુખ્ય બળ હતું. હેન્રિએ જુલમ કર્યો હતો. પણ તેનો જુલમ ઉપર જણાવેલા રાષ્ટ્રીય એકીકરણથી ઢંકાઈ ગયો. હેન્રિએ પોતાના દરબારનો ભભકો ઘણો વધારી દીધો તેથી રાજા અને પ્રજા વચ્ચે ઘણું અંતર્ પડી ગયું–Majesty–મૅજેસ્ટિ–શબ્દ તેના અમલમાં પહેલો જ ઉપયોગમાં આવ્યો. હેન્રિએ ચાલાકીથી પાર્લમેંટને પોતાના વિચારો ને વલણોવાળી બનાવી દીધી. દેખાવમાં તે કાયદા પ્રમાણે

---

*તેથી જ હેનરિની જીવનકથા લખનાર એક બાહોશ લેખક નીચે પ્રમાણે લખી ગયો છેઃ—In the King the aims of the people found expression; in his policy they took effect; and this intimacy with national sentiment became the mark of the dynasty he founded.

*Henry VII*, by Gladys Temperley.

વર્તનો; વસ્તુતઃ દરેક વ્યવહારથી તે આપખુદ સત્તા સ્થાપતો હતો. તેણે લાંચની પ્રથાનો કે પરસ્પર લડાવવાનો કે ચુંટણીમાં ડખલગીરી કરવાનો ચાલ કદિ પસંદ કર્યો નહોતો. પ્રજાના કલ્યાણ માટે કેટલીએક આપખુદ સત્તા જરૂરની છે એમ પાર્લમેંટને સમજાવીને જ તેણે પોતાનું બળ જમાવ્યું. હાઉસ ઑફ્ લૉર્ડ્ઝમાં રાજાના બનેલા અમીરો બેસતા. હાઉસ ઑફ્ કૉમન્સનો સ્પીકર હેન્રિનો માણસ હતો ને તે વખતે સ્પીકર અત્યારના મુખ્ય પ્રધાન જેટલો ઉપયોગી ને વગવાળો માણસ ન ગણાતો. હાઉસ ઑફ્ કૉમન્સના સભ્યોમાં સંપ કે આગેવાનીની શક્તિ કે જ્ઞાન, કશું નહોતું. તેથી પાર્લમેંટે બધી સત્તા રાજાને સોંપી દીધી. રાજા કહે તે પ્રમાણે પાર્લમેંટ કરવા લાગી. છેલ્લાં તેર વર્ષોના અમલમાં હેન્રિએ પાર્લમેંટ માત્ર એકજ વાર ભરી. આ વખતે રાજા માત્ર Proclamation–ફરમાનોથી જ અમલ કરતો.

**સ્ટાર ચેંબર કૉર્ટ**—૧૪૮૭માં હેન્રિએ પાર્લમેંટ પાસે એવો કાયદો પસાર કરાવ્યો કે ચૅન્સેલર, ટ્રેઝરર ને લૉર્ડ પ્રિવિ સીલ અથવા તેમાંના ગમે તે બે જણા એક બિશપ કે એક અમીરને અને બીજા બે ન્યાયાધીશોને અદાલત તરીકે સ્થાપી શકે અને તેવી અદાલત ગમે તે બાતમી ઉપર હરામખોરોને પંચની મદદ સિવાય પણ સજા ફરમાવી શકે. ત્યાર પછી આ અદાલતની સત્તામાં વિશેષ ઉમેરો કરવામાં આવ્યો. પહેલાં તો આ અદાલત પ્રજાને લાભકારી થઈ પડી, કારણ કે બીજી અદાલતો હરામખોરોને સજા કરી શકતી નહિ. આવી રીતે ન્યાય કરવાની સત્તા રાજાની કાઉંસિલ–અમાત્યમંડળ–ને ઘણા જુના કાળથી હતી અને "સ્ટાર ચેંબર"નું નામ ત્રીજા એડવર્ડના વખતથી એ અદાલતને આપવામાં આવેલું હતું. હેન્રિએ આ જુના ચાલને તાજો કર્યો. કાઉંસિલ જે જગ્યાએ બેસતી તે ઓરડાની છતમાં તારાઓનું ચિત્રામણ હોવાથી અદાલતનું નામ "સ્ટાર ચેંબર" પડયું હતું.

---

# પ્રકરણ ૩જું

## આઠમો હેન્‌રિ, ઇ. સ. ૧૫૦૯–૪૭.

**નવો રાજા**—જ્યારે આઠમો હેન્‌રિ ગાદીએ આવ્યો ત્યારે તેની ઉમર માત્ર ઓગણીસ વર્ષની હતી. મર્હુમ સાતમા હેન્‌રિએ તેને ઘણું સારૂં શિક્ષણ આપ્યું હતું. યુવાન્ રાજા યૂરોપના નવા જમાનાને–Renaissance–ને સારી રીતે પીછાણતો હતો. તે ફ્રેંચ ભાષા ઘણી સારી પેઠે જાણતો ઇટાલિઅન ભાષા સમજી શકતો ને લૅટિન પણ તે શીખ્યો હતો. સંગીતમાં, તરવાર અને તીર વાપરવામાં ને ગોળી તાકવામાં તે ઘણો કુશળ હતો. વળી શરીરે તે રુષ્ટપુષ્ટ ને મોટો કસરત બાજ ને પહેલવાન હતો. ઇંગ્લંડ



આઠમો હેન્‌રિ

માટે તેને બહુ અભિમાન હતું. પરદેશીઓને ને ખાસ કરીને ફ્રાંસને તો તે બહુ જ ધિક્કારતો. પંડિતોની સોબત તેને હમેશાં ગમતી. ધર્મ ઉપર પણ તેને શ્રદ્ધા હતી. પણ આઠમો હેન્‌રિ સ્વાર્થી, વિષયી, સ્વચ્છંદી, હઠીલો ને ડંસીલો હતો. લીધું વેણ તે કદિ મૂકતો નહિ. આ બધા ગુણદોષો તેના આખા અમલમાં જુદી જુદી રીતે તરી આવ્યા ને તેમને લીધે ઇંગ્લંડની પરિસ્થિતિમાં પણ ઘણી ઉથલપાથલ થઈ.

**કૅથેરિન સાથે લગ્ન. ઍંપસન ને ડડ્લેને ફાંસી**—ગાદીએ આવ્યા પછી તુરત હેન્‌રિએ પોતાના મુએલા ભાઈની પરણેતર ને સ્પેઇનના રાજાની કુંવરી કૅથેરિન સાથે લગ્ન કર્યું ને એમ્પ્સન–Empson–ને ડડ્લે–Dudley–ને રાજદ્રોહના જૂઠા આરોપ ઉપર ફાંસીએ દેવરાવ્યા. છેલ્લા કૃત્યથી ઇંગ્લંડના લોકો તેના ઉપર પ્રસન્ન થયા, કારણ કે એ બે જણાઓએ

કાયદાને નામે લોકો ઉપર જુલમ ગુજારવામાં કોઈ મણા રાખી નહોતી. તે સિવાય હેન્રિએ જુના ધોરણ મુજબ નાણું કઢાવવાની પ્રથા મૂકી દીધી અને જે લોકોને તેના બાપના વખતમાં અન્યાય થયો હતો તેમને બદલો આપ્યો.

**થૉમસ વૂલ્ઝી. Thomas Wolsey. પૂર્વપીઠિકા**—આ નિપુણ મુત્સદ્દીનો જન્મ ઇપ્સિવિચ Ipswich–મુકામે આસરે ઇ. સ. ૧૪૭૧માં થયો હતો. તેનો બાપ ઉનનો એક સાધારણ વેપારી હતો. થૉમસ નાનપણથી જ ચાલાક હતો. પંદર વર્ષની ઉમરે તે ઑકસ્ફર્ડનો બી. એ. થયો. થોડા વખત માટે તેણે તે યુનિવ્હર્સિટિમાં શિક્ષકની નોકરી કરી. ઇ. સ. ૧૫૦૮માં માર્ક્વિસ ઑફ્ ડૉર્સેટે (Dorset) તેને એક નાની પાદરીની જીવાઈગીરી આપી. બીજે વર્ષે કૅન્ટરબ્યુરિના ધર્માધ્યક્ષ (Archbishop)ની પાસે તેને Chaplain ચેપ્લેઇનની જગ્યા મળી. આ વખતે કૅલે (Calais)માં ઇંગ્લંડની હકુમત હતી. તેના અધિકારી સર રિચર્ડ નૅનફૅને–Nanfan–યુવાન્ વૂલ્ઝીને પોતાની પાસે નોકરીમાં લીધો ને ત્રણ વર્ષ પછી એટલે ઇ. સ. ૧૫૦૬માં તે અમલદાર નિવૃત્ત થતાં વૂલ્ઝીને રાજદરબારમાં નોકરી મળી. સાતમા હેન્રિએ વૂલ્ઝીને સ્કૉટ્લંડમાં ને યૂરોપમાં સંધિઓ કરવાની કામગીરી ઉપર રોકયો. આ વખતે તેને ઘણો કીંમતી અનુભવ મળ્યો. આઠમા હેન્રિ ગાદીએ આવ્યો ત્યારે તેણે વૂલ્ઝીની બાહોશી જોઈ પોતાના મુખ્ય સલાહકાર તરીકે તેની નીમણૂક કરી. એ હોદ્દો વૂલ્ઝીએ ઠેઠ ઇ. સ. ૧૫૨૯ સૂધી ભોગવ્યો.

**ફ્રાંસ ને સ્કૉટ્લંડની હાર. ફ્રાંસ સાથે મિત્રતા. વૂલ્ઝીની કામગીરી**—આ વખતે યૂરોપમાં ફ્રાંસ, સ્પેઈન ને એમ્પાયર વચ્ચે સત્તા માટે સખ્ત હરીફાઈ ચાલતી હતી ને દરેકનો વિચાર ઇટલિનાં મિલન, વ્હેનિસ, ફ્લૉરેંસ, ને નેઇપલ્સનાં નાનાં રાજ્યોને ગળી જવાનો હતો. મધ્ય ઇટલિમાં તે વખતે પોપ (Pope)ની સત્તા હતી. વળી આખા યૂરોપના વડા ધર્માધ્યક્ષ તરીકે બધા રાજાઓ તેની સત્તાને માન આપવા બંધાયા હતા. ઇટલિને ગળી જવાની શરૂઆત ફ્રાંસના રાજા આઠમા ચાર્લ્સે ઇ. સ. ૧૪૯૫માં કરી હતી. તેના પછી બારમો લુઈ (Louis) ગાદીએ આવ્યો. તેણે વ્હેનિસ ... રાજ્યો આ વખત તેની સાથે ભળ્યા. પણ

કોઈ એક સત્તા વિશેષ પ્રબળ થાય તે એક પણ પક્ષને ગમે તેમ તો નહોતું. તેથી વળી વસ્તુસ્થિતિ પલટાઈ ગઈ. બધા ફ્રાંસ સામા થઈ ગયા. હેન્‌રિ પણ તેમાં ભળ્યો. એ વખતે તેને અનુભવ તો નહોતો; તે માત્ર પોતાના સસરા સ્પેઇનના રાજા ફર્ડિનંડના હાથમાં રમકડા રૂપે નાચતો જ હતો. ઇ. સ. ૧૫૧૨માં એક નાનું અંગ્રેજ લશ્કર શત્રુ સામું ફ્રાંસ ગયું પણ સ્પેઇનથી મદદ ન મળતાં તેને પાછું વળવું પડયું. યુવાન્ હેન્‌રિથી આ ફટકો સહન થઈ શક્યો નહિ. ઇ. સ. ૧૫૧૩માં તેણે અર્લ હૉવર્ડ (Howard) નીચે એક અંગ્રેજ કાફલો ફ્રાંસ સામે મોકલ્યો. વૂલ્ઝીએ કાફલાને તૈયાર કરવામાં ઘણી મહેનત લીધી. હૉવર્ડ્ લડાઇમાં બહાદૂરીથી લડતાં માર્યો ગયો, પણ હેન્‌રિ પોતે તે સાહસથી કૅલે જઈ શક્યો. તેણે ફ્રેંચોને હરાવ્યા. આ લડાઈ Battle of the Spurs કહેવાય છે, કારણ કે ફ્રેંચ ઘોડેસવારો લડાઇમાં સખ્ત હારી જતાં પોતાના ઘોડાઓને રણક્ષેત્રથી ઘણે દૂર દોડાવી ગયા, ઑગસ્ટ, ઇ. સ. ૧૫૧૩. રાજાની ગેરહાજરીનો લાભ લઈ સ્કૉટલૅંડનો રાજા ચોથો જેમ્સ ઇંગ્લંડ ઉપર ચડી આવ્યો પણ રાણી કૅથરિન ને બીજા મુત્સદ્દીઓની મહેનતથી તે ને તેનું મોટું લશ્કર ફ્લૉડડન (Flodden) પાસે કપાઈ ગયાં. સ્કૉટ્‌લંડની સત્તા હવે અસ્ત થઈ ગઈ. તેનો નવો રાજા માત્ર અઢાર માસની ઉમરનો જ હતો; રાજમાતા માર્ગરેટ હેન્‌રિની સગી બેન થતી હતી; આ કારણોથી સ્કૉટ્‌લંડનો સૂર્ય હવે આથમવા લાગ્યો; સપ્ટેંબર, ૧૫૧૩. આવી રીતે એકદમ ઇંગ્લંડ યૂરોપમાં પ્રતિષ્ઠિત રાજ્ય બન્યું. પણ હેન્‌રિએ હવે જોયું કે યૂરોપનાં રાજ્યોની પરસ્પર તકરારોમાં વચ્ચે આવવાથી ઇંગ્લંડને ઝાઝો લાભ મળ્યો નહોતો. વૂલ્ઝીનો પણ એ જ મત હતો. તેથી ઇ. સ. ૧૫૧૪માં તેણે ફ્રાંસ સાથે મિત્રતા કરી ને લૂઈ સાથે રાજાની બેન મેઅરીને પરણાવવામાં આવી. વૂલ્ઝીની વગ હવે દિનપ્રતિદિન વધવા માંડી. રાજાએ તેને તુર્ને Tournay ને લિંકન–Lincoln–નો બિશપ, યૉર્કનો આર્ચબિશપ–મુખ્ય બિશપ, કાર્ડિનલ–Cardinal–ને પછી, ચૅન્સેલર બનાવ્યો.

**વૂલ્ઝીની વધતી જતી સત્તા. યૂરોપમાં ઇંગ્લંડની વગ, ઇ. સ. ૧૫૧૫–૩૦**—ફ્રાંસનો રાજા બારમો લૂઈ ૧૫૧૫માં મરી ગયો;

ફ્રાંસના નવા રાજા ફ્રાંસિસે મિલન લીધું; યૂરોપના રાજાઓ ને પોપ એકદમ ચમક્યા; પોપે ઇંગ્લંડની મદદ માંગી. વૂલ્ઝી હવે કાર્ડિનલ ને લિગેટ થયો. તેણે મેક્ઝિમિલઅનને ખાનગી મદદ મોકલી. ઇ. સ. ૧૫૧૬માં સ્પેઇનનો ફર્ડિનંડ પણ મરી ગયો; એટલે તેનો ભાણેજ ને મૅક્ઝિમિલઅનના પુત્રનો પુત્ર પાંચમો ચાર્લ્સ હવે સ્પેઇનનો રાજા થયો. હેન્‌રિ ક્ષત્રિય રીવાજ મુજબ લડીને ઇંગ્લંડની પ્રતિષ્ઠા વધારવા ઇચ્છતો હતો; વૂલ્ઝીને તે જ પ્રતિષ્ઠા, લડ્યા વગર, માત્ર પોતાની કુનેહથી, તથા ઇંગ્લંડના નાણાના છુટા ઉપયોગથી, વધારવી હતી; વૂલ્ઝીને ફત્તેહ મળી. ઇ. સ. ૧૫૧૮માં યૂરોપનાં તમામ રાજ્યોએ વૂલ્ઝીની કુનેહને નમતું આપ્યું; પોપ લીઓ Leo પણ આ કુનેહને નમ્યો. હેન્‌રિએ ફ્રાંસને મોટી રકમ બદલ તૂર્ને (Tournay) સ્વાધીન કર્યું ને કુંવરી મેરિને ફ્રાંસિસના હમણાં જ જન્મેલા Dauphin પાટવી કુંવરને આપવા વચન આપ્યું. યૂરોપમાં કાયમ સુલેહ રહે ને ઇંગ્લંડની દરમ્યાનગીરી કાયમ રહે એ આ કુનેહનો હેતુ હતો.* વૂલ્ઝીની




* London for the moment became the diplomatic centre of Europe. *Pol. Hist. of England,* V. P. 205.

ફ્તેહ થઈ. પણ એકદમ આખા યૂરોપની વસ્તુસ્થિતિ ફરી ગઈ. ઍમ્પરર મેક્ઝિમિલિઅન મરી ગયો ને તેનો તમામ વારસો પાંચમા ચાર્લ્સને મળ્યો. તેથી સ્પેન, પાર્ચુગલ, તે બંને દેશોના તાબાના અમેરિકાના ને એશિઆના તમામ મુલકો, નેધર્લંડસ, હૉલ્લંડ, ઑસ્ટ્રિઆ, હંગરિ, જર્મનિ અને દક્ષિણ ઇટલિ ચાર્લ્સની સત્તા નીચે આવ્યાં. આ ફ્રાંસના ફ્રાંસિસને કદિ રુચે એમ નહોતું ને યૂરોપનાં બીજાં રાજ્યોને પણ તે ભારે પડે એમ હતું. વૂલ્ઝીને હવે ફરી અક્કલ વાપરવી પડી. ઍંપરરના હોદ્દા માટે ફ્રાંસિસ ને ચાર્લ્સ વચ્ચે ચાલેલી સખ્ત હરીફાઇમાં વૂલ્ઝી બંનેને સંતોષી શક્યો હતો. એ હરીફાઇમાં તેણે ઇંગ્લંડની ઉપયોગિતા સિદ્ધ કરી બતાવી. તેણે પ્રથમ ચાર્લ્સનો અને હેન્‌રિનો ખુદ ઇંગ્લંડમાં જ પરસ્પર મેળાપ કરાવ્યો. પછી તેણે હેન્‌રિ ને ફ્રાંસિસના મેળાપ માટે પૂર ભભકાથી બંદોબસ્ત કર્યો. કૅલે પાસે બંને રાજાઓ પૂર દમામથી અરસ્પરસ મળ્યા, જુન, ૧૫૨૦. આ દમામે તે વખતના લોકોને આંજી દીધા અને તેથી જે જગ્યાએ રાજાઓનો મેળાપ થયો તે જગ્યા **Field of the Cloth of Gold** કહેવાઈ. આ મેળાપનો ઉત્સવ કુલ વીસ દિવસ સુધી ચાલ્યો પણ તેનું ખાસ મહત્ત્વનું પરિણામ આવ્યું નહિ. એ ઉત્સવ ખલાસ થયો કે તુરત ચાર્લ્સ બીજી વાર હેન્‌રિને ફ્રાંસમાં મળી ગયો. એનું પરિણામ પણ ખાસ કાંઈ આવ્યું નહિ. વૂલ્ઝીનો મત એવો હતો કે ફ્રાંસિસ ને ચાર્લ્સ, એ દરેકને ઇંગ્લંડની મિત્રતાના ઉપયોગની ખાત્રી કરાવવી ને દરેક સાથે હેન્‌રિએ જુદી જુદી સંધિ ગોઠવવી–બધાં રાજ્યોને એકત્રિત કરી યૂરોપમાં સુલેહ જાળવવાની કુનેહ હવે નભી શકે એવું નહોતું. આ મુદ્દાથી ફ્રાંસિસ ને ચાર્લ્સ, ને વૂલ્ઝી કૅલે મુકામે મળ્યા. ઇ. સ. ૧૫૨૧મા હેન્‌રિ અને ચાર્લ્સ વચ્ચે, ને ફ્રાંસિસ વિરુદ્ધ એક ખાનગી કરાર કરવામાં આવ્યો. આ વખતે ચાર્લ્સે વૂલ્ઝીને પોપની જગ્યા માટે મદદ કરવાનું વચન આપ્યું હતું. પણ ખરે વખતે વૂલ્ઝીને નિરાશ જ રહેવું પડ્યું, કારણ કે પોપની જગ્યા બબ્બે વખત ખાલી પડી પણ ચાર્લ્સે તેને અપાવી નહિ. ફ્રાંસ સામે લડાઈમાં પણ વૂલ્ઝી આ વખત ફાવ્યો નહિ. ફ્રાંસિસ પોતે ચાર્લ્સ સામે પાવિઆ પાસે લડતાં કેદ પકડાયો; પણ ચાર્લ્સને નાણાંની તંગી પડતાં લડાઈ મોકુફ

રાખવી પડી. વૂલ્ઝીએ પણ ફ્રાંસ સામેનો તમાસો બંધ કર્યો, ફરી તે દેશ સાથે મિત્રતા કરી અને ફ્રાંસિસ જ્યારે કેદથી છૂટો થયો ત્યારે તેની સાથે પણ મિત્રતાનો બીજો કરાર કર્યો, ઇ. સ. ૧૫૨૫–૨૭.

આ વખતે હેન્રિ વધારે ને વધારે સ્વતંત્ર મિજાજનો થતો જતો હતો. તે લડાઈ ચાહતો હતો; વૂલ્ઝીને સુલેહ હતી. ઇંગ્લંડના લોકોને ફ્રાંસ સાથેની મિત્રતા જરા પણ ગમતી નહોતી. હેન્રિ ને ફ્રાંસિસ સાથે હરીફાઈ જ ચાલતી હતી. આ ઉપરાંત રાજા ને વૂલ્ઝી વચ્ચે અણબનાવ થવાનું એક બીજું કારણ ઉભું થયું.

**રાણી કૅથરિનનો પરિત્યાગ. વૂલ્ઝીની સત્તાનો નાશ—** કૅથરિન વફાદાર ને ભલી રાણી હતી પણ તે પોતાના સંબંધી સ્પેઇનના રાજાનો પક્ષ કરતી. વૂલ્ઝીને તે વાત ગમતી નહિ. કૅથરિનને જેટલા પુત્રો થયા તે બધા નાનપણમાં મરી ગયા. માત્ર એક નાની પુત્રી મેરિ જીવતી રહી હતી. તેથી હેન્રિને ગાદીના વારસ સંબંધી ચિંતા થયાં કરતી હતી. રાણી રાજા કરતાં ઉમરે મોટી હતી ને તેની પ્રકૃતિ સ્વસ્થ રહેતી નહોતી; વળી રાજા રાણી પ્રત્યે વફાદાર નહોતો. રાણીની એક ઈલિઝબેથ બ્લન્ટ નામની દાસી સાથે તેને મોહ લાગ્યો હતો ને તેથી એક પુત્ર–ડ્યૂક ઑવ રિચ્મંડ–પણ થયો હતો. હવે રાજાએ બીજી દાસી ઍન બોલીન–Anne Boleyn–સાથે પ્યાર કર્યો. ઍન ઉસ્તાદ હતી. રાજાને તેણે બરોબર મોહ–પાશમાં લીધો. હેન્રિએ હવે કૅથરિનનો પરિત્યાગ કરવા, મેરિને ગાદીનો વારસો મળતો અટકાવવા ને ઍન બોલીનને પરણવા ચોક્કસ નિશ્ચય કર્યો. આ પરિત્યાગ માટે પોપની સંમતિની જરૂર હતી. પણ રાણી ચાર્લ્સની ફોઈ થતી હતી. તેથી પોપ ચાર્લ્સને નાખુશ કરવા હિંમત કેમ કરી શકે? વળી કૅથરિન ને હેન્રિનું લગ્ન એક પોપે સંમત રાખ્યું હતું; તે લગ્નને બીજો પોપ કેમ ગેરકાયદેસર કરી શકે? ઇંગ્લંડના લોકોને ને યૂરોપના રાજાઓને પરિત્યાગ પસંદ નહોતો. તેથી વૂલ્ઝીની સ્થિતિ ઘણી કફોડી થઈ.

વૂલઝીએ પ્રથમ તો પરિત્યાગના પ્રશ્નને ઇંગ્લંડના લિગેટ–Legate–ની અદાલતમાં ખાનગી રીતે છંછેડયો ને હેન્રિએ પોતાનું લગ્ન ગેરકાયદેસર

ચયું છે એવું વલણ લીધું. પછી વૂલ્ઝી પોતે ફાંસ ગયો. પણ હેન્‌રિ રોજ રોજ વધારે અધીરો થતો જતો હતો; તેને લગ્નનો ફડચો તુરત જ જોઈતો હતો. તેથી વૂલ્ઝીએ રોમના પોપ પાસે પોતાના વકીલો રોક્યા; પોપે માંડ માંડ હેન્‌રિને ફરી લગ્ન કરવા હા પાડી પણ વૂલ્ઝીને કુલ સત્તા ન આપતાં અપીલની સત્તા પોતાની પાસે રાખી કૅંપેગિઓ Campaggio નામના પ્રતિનિધિને રાજાના લગ્ન વિષેનો નિર્ણય કરવા મોકલ્યો. દરમ્યાન હેન્‌રિને વૂલ્ઝી વચ્ચે અણબનાવ વધતો ગયો, કારણ કે રાજાની માનીતી દાસી ઍન રાજ્યકારભારમાં પણ માથું મારવા માંડી. રાણી કૅથરિને પોતાનો બચાવ રજુ કર્યો ને જણાવ્યું "કે લગ્નના પ્રશ્નનો નિકાલ કરવાની સત્તા ઇંગ્લંડમાં બેસતી અદાલતને નહિ પણ માત્ર રોમમાં પોપને જ છે". આ દલીલને ઇંગ્લંડના નામીચા બિશપોની અનુમતિ હતી. હેન્‌રિની અધીરાઈ હવે વધતી ગઈ ને વૂલ્ઝી તેના ગુસ્સાનો ભોગ થઈ પડયો. કેટલાક અમીરોએ રાજાનો પક્ષ લીધો હતો; હેન્‌રિ ને પોપ વચ્ચે રોજ રોજ વધારે ને વધારે અંતર પડતું જતું; યૂરોપના રાજ્યોના કેંબ્રે (Cambray) ના લીગમાં (League) માં તેણે દરમ્યાન થવા ના પાડી અને, ચાર્લ્સને ઇટલિમાં મનમાનતો રસ્તો કરી આપ્યો. વૂલ્ઝીની તમામ જાળ હવે તૂટી ગઈ. હેન્‌રિએ તેને ચૅન્સેલ્લરના હોદ્દા ઉપરથી કમી કર્યો, તેની બધી મીલકત પણ જપ્ત કરી, ને પછી તેના ઉપર રાજદ્રોહનો આરોપ મૂકયો. પણ લંડન જતાં રસ્તામાં તે માંદો પડયો ને મરી ગયો, નવ્હેંબર, ઇ. સ. ૧૫૩૦.*

---

*Leicester Abbey–લેસ્ટર એબેના Abbot–ઍબટના ઘરમાં જ્યારે વૂલ્ઝી દાખલ થયો ત્યારે તેણે પોતાના જજમાનને કહ્યું કે–"Father Abbot, I am come hither to leave my bones among you." વૂલ્ઝી પાસે ૧૫૦૦ પોંડની રકમ મળી આવી હતી તેનો તપાસ કરવા રાજાએ કિંગ્સ્ટન નામના માણસને તેની પાસે મોકલ્યો હતો. વૂલ્ઝીએ તેને કહ્યું:–"I see the matter against me how it is framed, but if I had served God so diligently as I have done the King he would not have given me over in my gray hairs. Howbeit, this is the just reward that I must receive for my worldly deligence

**વૂલ્ઝીનો કારભાર:**—વૂલ્ઝીના હાથમાં ઇંગ્લંડનું આખું રાજ્યતંત્ર આ વખતે હતું. તેથી ઇંગ્લંડના વહિવટમાં પણ તેણે પોતાના અસાધારણ વ્યક્તિત્વની છાપ પાડી. તેણે પાર્લમેંટ પાસેથી ગેરવ્યાજબી રીતે પૈસો કઢાવવાની યુક્તિઓ કરી પણ તેમાં તે ફાવ્યો નહિ. વૂલ્ઝી રાજાઓને પોતાની હથેલીમાં નચાવી શકતો પણ પાર્લમેંટના સભ્યો પાસે તેનું કાંઈ ચાલી શકતું નહિ. લિગેઇટ તરીકે તેણે ઇંગ્લંડના ચર્ચની સત્તા ઓછી કરી. મઠો Monasteriesની જબરી પેદાશને તેણે કેળવણીમાં વાપરવા માંડી ને વિદ્યાપીઠોમાં નવા જમાનાની વિદ્યાને ઉત્તેજન આપી મધ્યમ તથા ઉચ્ચ વર્ગોમાં તેનો પ્રચાર કરાવ્યો. ચર્ચની અદાલતોની સત્તાને પણ તેણે ઓછી કરવાનો પ્રયાસ કર્યો.

**વૂલ્ઝીની કામગીરી ઉપર કેટલાક વિચારો:**—વૂલ્ઝીને ઇંગ્લંડની સત્તા વધારવી હતી. તેને લડાઈ ગમતી નહિ. તેથી યૂરોપનાં જુદાં જુદાં રાજ્યો વચ્ચે સુલેહ કરાવવી ને તે પ્રયાસમાં ઇંગ્લંડ પણ દરમ્યાન

---

and pains that I had to do him service, only to satisfy his vain pleasure, not regarding my godly duty".

પરિત્યાગના સવાલમાં હેનરિ રાજકારણની દૃષ્ટિએ સાચો હતો:—He was determined that there should be no doubt about the legitimacy of his children by Anne Boleyn, and some recognition is due to him for not allowing his desires to over-come his patriotism, and leave to England the deplorable legacy of a disputable succession. As a man Henry did not strive to subject his desires to the law of right; as a king, he was bent upon justifying his own caprice so that it should not do hurt to his royal office or offend his duty to his kingdom. Henry sinned, but he was bent on sinning royally, and believed that so he could extenuate his sin.

*Wolsey* by Creighton, P. 173.

પણ હેનરિનો ખરો હેતુ સમજવો કઠણ છે. ઍન બોલીન ઉપર અનહદ પ્રીતિ એ મુખ્ય હેતુ હતો એ તો ચોક્કસ છે. બીજા હેતુઓ પાછળથી ધીમે ધીમે પ્રકાશમાં આવતા ગયા.

થાય તે તેના કારભારનો મુખ્ય મંત્ર હતો. તે સત્તાનો ઘણો લોભી હતો. સત્તા હાથમાંથી સરી પડતી તે દેખતો છતાં તે પોતાના અધિકારને છોડી દેવા નાખુશ જણાતો હતો. વૂલ્ઝીને ઠાઠ, ભપકો, વગેરે બહુ ગમતાં. કોઈ બ્રિટિશ મુત્સદ્દીએ તેના જેટલો વૈભવ ભોગવ્યો નથી. મોટા મોટા અમીરોના પુત્રો તેની ખીદમતમાં રહેતા. આવો વૈભવ રાજવૈભવ કહી શકાય. વૂલ્ઝી મુત્સદ્દીગીરી માટે સરજાએલો હતો; તેને ધાર્મિક ફરજો બજાવવાનું મન કદિ થતું નહિ. તેણે ઇલિઝબેથના યુગ માટે પોતાના દેશને તૈયાર કર્યો. હેનરિને ખુશ રાખવા તેણે ઘણી વાર હલકાં કામો કર્યાં હશે; તેણે રાજાની સત્તાને ઘણી મજબુત બનાવી દીધી એ પણ ખરૂં છે; સંઘ–ને ક્લર્જિ–Clergy–ભિક્ષુઓને સુધારવા માટે તેણે ખાસ પ્રયાસ કર્યો નહિ–એમ પણ કહી શકાય કે તે એવા કામ માટે ખાસ લાયક નહોતો;–તેનું ખરૂં ક્ષેત્ર રાજકારણ હતું. તેમાં જ્યાં સુધી તે ને રાજા એકમત રહ્યા ત્યાં સુધી તેની સત્તા નભી શકી. રાજાનું અનુમોદન જતું રહ્યું એટલે તેની સત્તા પણ પડી ભાંગી. તે સાતમા હેનરિના ધોરણને વળગી રહ્યો હતો. હવે આપણે રેફૉર્મેશન લઈએ.

**ખ્રિસ્તી સંઘની નબળાઈઓ:**—આ જમાનામાં આખા યૂરોપમાં ખ્રિસ્તી ધર્મની વ્યવસ્થામાં મોટું પરિવર્તન થઈ રહ્યું હતું. તે સંઘની બધી સંસ્થાઓ છિન્નભિન્ન–ને અસ્તવ્યસ્ત થઈ ગઈ હતી. ઇંગ્લંડમાં વિક્લિફ્–Wicliff અને યૂરોપમાં Huss–હુઝ જેવાઓએ આ જૂની સ્થિતિનું ભોપાળું ઘણા વખત અગાઉ બહાર પાડયું હતું પણ સોળમા સૈકામાં એ જૂની સંસ્થાનો નાશ થયો ને પરિણામે યૂરોપના ને તેથી દુનિયાના ઇતિહાસમાં જબરો ફેરફાર થઈ શક્યો. આ સંઘનો મુખ્ય પુરુષ પોપ Pope હતો પણ તે ધર્મ સંબંધી જરા પણ વિચાર ન કરતો-ધર્મના સંરક્ષકને બદલે તે એક રાજ્યનો ધણી થઈ પડયો હતો. તે પોતાનું જીવન રાજકારણમાં ગાળતો. અલૅક્ઝાંડર પોપ તો દુરાચરણમાં ને હરામખોરીમાં મોટા દુર્જનોથી પણ ચડી જાય એવો હતો. પોપની નીચેના અધિકારીઓ–કાર્ડિનલો–પણ મોટા મોટા જાગીરદારો થઈ પડયા હતા. તેમની જગ્યાઓ ઉપર ઇટાલિઅનો જ નીમાતા. તેમની નીચેના

અધિકારીઓ–બિશપો–પણ એવી સ્થિતિમાં હતા. ખ્રિસ્તી સંઘના કબજામાં મોટા મોટા મઠો હતા ને તે મઠો–Monasteries–ના ભિક્ષુઓ –Abbots–પણ એવી જાહોજલી ભોગવતા હતા. આ લોકો ધર્મને પૈસા લઈ લોકોમાં વેંચતા. જે લોકો વધારે પૈસા આપે તે લોકો પાપથી મુક્ત થઈ શકે છે એવો ઉપદેશ તેઓ કરતા ને નામાંકિત ખ્રિસ્તી સંતોનાં અવશેષો ને ચિત્રોની તેઓએ અસંખ્ય દુકાનો કાઢી હતી. ખરો ખ્રિસ્તી ધર્મ લોકો ને સંઘનાં માણસો ભૂલી ગયાં હતાં.*

કૉલેટ, ઇરેસ્મસ, સર થૉમસ રો, વગેરે વિદ્વાનોએ અને સુધારકોએ ખરા ખ્રિસ્તી ધર્મ પ્રમાણે રહેણીકરણી રાખવાને માટે ધર્માધિકારીઓને સૂચવ્યું હતું પણ તેનું જોઈએ તેવું પરિણામ આવ્યું નહોતું. અલબત, યૂરોપના કરતાં ઇંગ્લંડના ચર્ચની વ્યવસ્થા સારી હતી. ચર્ચના માણસો રાજ્યમાં ખાસ અધિકારો ભોગવતા. ગમે તે માણસ રાજ્યના કાયદાને વશ ન થતાં ચર્ચનું રક્ષણ શોધી શકતો, જે Right of Sanctuary કહેવાતો. ચર્ચનાં માણસો સામે રાજાની અદાલતોમાં કામ ચલાવી શકાતું નહિ; તેમના પાસેથી રાજ્ય કર ઉઘરાવી શકતું નહિ. રાજ્યની જમીનનો મોટો ભાગ તેમના કબજામાં હતો. તેમને દેશાવરના રાજાઓની અને ખાસ કરીને પોપની સત્તાનું શરણ મળી શકતું; રાજાના કાયદા સામે તેઓ પોપની પાસે અપીલ લઈ જઈ શકતા. યૂરોપના કોઈ પણ દેશનો રાજા સ્વતંત્ર રાજા નહોતો, કારણ કે તેના અધિકારોના ભોગવટામાં પોપ વચ્ચે આવી શકતો. લોકોની કમાણીનો મોટો ભાગ પણ પોપને જતો. મરણ વખતે લોકોને પોપને પૈસા આપવા પડતા. તેમની કમાણીનો દસમો ભાગ પણ ચર્ચને જતો. વસીઆતનામાં ઉપર ને વારસા ઉપર પણ ચર્ચને ખૂબ ધન મળતું.

**સુધારણા માટે બૂમ:–માર્ટિન લ્યુથર**—ખ્રિસ્તી ચર્ચની આવી જરીપુરાણી વ્યવસ્થાનો હવે નાશ પાસે આવ્યો હતો; તેને માટે

---

*આવા ધતીંગો સામે હેનરિએ કહ્યું કે:—The lives of Christ and Pope are very opposite and therefore to follow the Pope is to forsake Christ.

બધી સામગ્રી તૈયાર થઈ ગઈ હતી. માત્ર દીવાસળીની જ જરૂર હતી. ઇ. સ. ૧૫૧૭માં પોપ દસમા લિઓ Leo ને પૈસાની જરૂર પડતાં તેણે Indulgences પાપથી મુક્ત થવાનાં કાગળીઆં વેંચવા માંડ્યાં ને તે માટે Tetzel ટેટ્સલ નામના પોતાના માણસને સૅકસનિ (જર્મનિમાં) મોકલ્યો. પણ Wittenberg–વિટનબેર્ગ–ના વિદ્યાપીઠના પ્રોફેસર ડૉક્ટર માર્ટિન લ્યૂથરે એ કાગળ ફોકટ છે એમ જાહેર કર્યું ને ટેટ્સલને સવાલોના જવાબો આપવા કહેણ મોકલ્યું. પોપે લ્યૂથરને નિંદ્યો; લ્યૂથરે પોપના આ નિંદાપત્રને છચોક બાળી નાંખ્યું, ડિસેંબર, ૧૫૨૦. તેણે જર્મનિના નાના મોટા તમામ રાજાઓને કહેવરાવ્યું કે પોપને નાણાંની મદદ આપવા જેવું નથી. લ્યૂથર હવે સંઘબહાર થયો. પણ જર્મનિના ઘણા લોકો ને કેટલાક રાજાઓ તેના પક્ષમાં હતા તેથી તેની જીંદગીને આંચ આવી નહિ. જર્મનિમાં આ વખતે ખેડુતોએ જબરદસ્ત બળવો ઉઠાવ્યો; તેમાં લ્યૂથરના પક્ષપાતીઓ ભળ્યા; તેમને ધાર્મિક ને સામાજિક ઉથલપાથલ કરવી હતી. તેથી ઘણા વગવાળા માણસોને તેમના ઉપર તિરસ્કાર થયો. લ્યૂથરની ચળવળ સમાજને ને રાજ્યને પણ ઉથલાવી મારશે એવી બીક ઘણા બુદ્ધિશાળી માણસોનાં મગજમાં પેસી ગઈ. ઇંગ્લંડમાં પણ તેવું જ બન્યું. દરમ્યાન પોપ સાતમો કિલમેંટ ઍંપરર ચાર્લ્સનો કેદી થયો. તેથી તેણે ચાર્લ્સના કહેવા મુજબ બધું કરી આપ્યું. હવે જર્મનિમાં બે પક્ષો પડી ગયા–પોપનો પક્ષ–જેઓ Catholics કહેવાયા ને સુધારકો, જેઓ Protestants–પ્રોટેસ્ટંટો કહેવાયા.

**હેનરિ અને પ્રોટેસ્ટંટો**—હેનરિને લ્યૂથરના પક્ષ ઉપર જરા પણ પ્રીતિ નહોતી. તેણે લ્યૂથર સામે એક પુસ્તક લખ્યું તેથી પોપે ખુશ થઈ તેને Defender of the Faith "ધર્મનો સંરક્ષક" એવું બિરૂદ આપ્યું. પણ જ્યારે પોપે રાણીના પરિત્યાગ–Divorce–ના વિષયમાં રાજાને નમતું આપવામાં ઢીલ કરી ત્યારે હેનરિ પોપ સામો થયો* હેનરિને પોપથી સ્વતંત્ર થવું હતું. ચર્ચની વ્યવસ્થામાં કે ખ્રિસ્તી સિદ્ધાંતોમાં તેને કોઈ ફેરફાર કરવો નહોતો. આ બાબત જો આપણે લક્ષમાં રાખશું

---

***The King has destroyed the Pope but not Popery.**

તો ઇંગ્લંડના રેફ્રૅમેશન-ચર્ચની સુધારણા-ની બાબત આપણને પૂરેપૂરી સમજાઈ જશે. જર્મનિમાં લ્યૂથરને ને સ્વિટ્ઝર્લંડમાં ઝ્વિંગલેને ચર્ચની વ્યવસ્થામાં ને ધર્મના સિદ્ધાંતોમાં પણ ફેરફારો કરવા હતા; હેન્રિ આ વિષય ઉપર દુર્લક્ષ આપવા માંગતો હતો. તેથી તેણે ઇંગ્લંડના ચર્ચની વ્યવસ્થા લગભગ આગળ જેવી જ રાખી-માત્ર તેમાંથી પોપની સત્તાને પોતાને હસ્તક કરી અને ઇંગ્લંડને રોમના અંકુશથી સ્વતંત્ર બનાવ્યું. જર્મનીમાં ખેડુતોના બળવાથી રાજા ને બીજા લોકો ચમક્યા ને તેમણે લ્યૂથરની ચળવળના બીજા ઉદ્દેશોને સ્વીકારવા ઉમંગ બતાવ્યો નહિ. હેન્રિએ ચર્ચના અધિકારીઓની સત્તાઓ લઈ લીધી ને તેમની જમીનો પણ ખાલસા કરી. આ વિષયમાં રાજાને બે જણાઓએ ખાસ મદદ કરી-થૉમસ ક્રૅન્મરે ને થૉમસ ક્રૉમ્વેલ્લે.

ક્રૅન્મર વિદ્વાન્ તથા શાંત માણસ હતો; ક્રૉમ્વેલ્લ વૂલ્ઝીનો સેક્રેટરિ-મંત્રી હતો ને તે મુત્સદ્દીના મરણ પછી હેન્રિનો મુખ્ય સલાહકાર થયો હતો. કૅથરિનના પરિત્યાગનો સવાલ ચર્ચના સવાલમાં ઘણો ઉપયોગી બન્યો. ઇ. સ. ૧૫૩૨માં રાજા ઍન બોલીન સાથે ખાનગી રીતે પરણ્યો. જ્યારે તેણે પહેલી રાણીનો પરિત્યાગ-divorce કર્યો ત્યારે રોમના પોપે રાણીના લાભમાં ચુકાદો આપ્યો. હેન્રિ ને પોપ હવે એકદમ સામસામા આવી ગયા. રાણી કૅથરિન ઇ. સ. ૧૫૩૬માં મરી ગઈ.

**પાર્લમેંટ અને ચર્ચની જુની ઘટનાનો નાશ, ઇ. સ. ૧૫૨૯-૧૫૪૭:**—અત્યાર સુધી ચર્ચ લોકો પાસેથી નાણાનું ઉઘરાણું કરતું તે હવે બંધ કરવામાં આવ્યું. ક્લર્જિ હવે માત્ર એક જ ઠેકાણે જીવાઈ Benefices ભોગવી શકે ને જીવાઈ ઉપર તેમણે રહેવું જોઈએ એમ ઠરાવવામાં આવ્યું. પોપની સત્તા નીચે ક્લર્જિ અત્યાર સુધી રહ્યા હતા તે માટે પાર્લમેંટે તેમને ગુન્હેગાર ઠરાવ્યા ને તેમની પાસેથી મોટો દંડ વસુલ કર્યો. પાર્લમેંટે રાજાને ઇંગ્લંડના ચર્ચનો મુખ્ય અધિકારી ને સંરક્ષક Protector and only Supreme Head of the Church and clergy in England-બનાવ્યો. ઇ. સ. ૧૫૩૨માં પાર્લમેંટે બીજા નવા કાયદાઓ ઘડ્યા ને ઇંગ્લંડના ક્લર્જિને ને લોકોને પોપને નાણું

ભરતા અટકાવામાં આવ્યા. રાજાની સંમતિ વિના હવે ચર્ચથી કાયદો થઈ શકે નહિ એમ ઠર્યું. રોમની અદાલતના અપીલો સાંભળવાના હક્કો લઈ લેવામાં આવ્યા ને ક્રેન્મર ધર્માધ્યક્ષ–Arch-bishop થયો. ઇ. સ. ૧૫૩૩. ઇ. સ. ૧૫૩૪ ની પાર્લમેંટે હેન્રિને ચર્ચની તમામ નીમણોકો કરવાની સત્તા આપી, ઍન બોલીનની પુત્રી ઇલિઝબેથને ગાદીની વારસ ઠરાવી ને રોમના પોપને રોમના બિશપ તરીકે જાહેર કર્યો. ત્યાર પછી ક્રૉમ્વેલ્લે રાજદ્રોહનો કાયદો સખ્ત કરાવ્યો ને સર થૉમસ મૉરને ને ફિશરને* એ કાયદાનો ભંગ કરવાના આરોપ ઉપર દેહાંતદંડ આપવામાં આવ્યો. રાજાની ચર્ચ ઉપરની તમામ સત્તાઓનો અમલ કરવા ક્રૉમ્વેલને Vicar-general બનાવવામાં આવ્યો. ઇ. સ. ૧૫૩૬માં નાના મઠોને બંધ કરવામાં આવ્યા, ને તેમની તમામ મીલકત ખાલસા કરવામાં આવી. આ કાયદાથી રાજા ને તેનાં માણસોનાં ખીસ્સાં તર થયાં–આગળના વખતમાં એમનું ઉત્પન્ન કેળવણી કે એવા કોઈ પણ સાર્વજનિક ઉપયોગ માટે વાપરવામાં આવતું. ઍનેબૅપ્ટિસ્ટોને હવે ફાંસી મળવા લાગી. ઇ. સ. ૧૫૩૬માં નવા ચર્ચના દસ નિયમો–Ten Articlesને જાહેર કરવામાં આવ્યા તેથી ઇંગ્લંડનું ચર્ચ રોમથી સ્વતંત્ર, પણ રાજાનું તાબેદાર, થયું. બાઇબલનું અંગ્રેજીમાં ભાષાંતર કરવામાં આવ્યું. એક બાહોશ ને પ્રામાણિક વકીલની સરદારી નીચે તોડી નાંખેલા મઠના સાધુઓએ ને બીજા ત્રીસ હજાર લોકોએ ઉત્તરમાં બંડ કર્યું પણ તેને દબાવી દેવામાં આવ્યું. આ બંડ **Pilgrimage of Grace**ના નામથી ઓળખાય છે. લ્યૂથરના કેટલાક વિચારોને હવે નવેસર સ્વીકારવામાં આવ્યા ને Six Articles છ આર્ટિકલો અથવા સિદ્ધાંતો પાર્લમેંટે પસાર કર્યા, ઇ. સ. ૧૫૩૯. ઉપર જણાવેલા બંડનો લાભ લઈ ક્રામ્વેલ્લે બાકી રહેલા મઠો Monasteries–ને પણ બંધ કર્યા ને તેમનું ઉત્પન્ન ખાલસા કર્યું. આ વખતે મઠોના અધિકારીઓ ઉપર જુલમ

---

* ફાંસીએ ચડયા અગાઉ વૃદ્ધ ફિશરે પોતા માટે નોકરને સફેદ ને સારાં કપડાં લાવવાનું કહેતાં નોકરે પૂછ્યું ત્યારે તેણે નીચે પ્રમાણે જવાબ આપ્યો.–"Dost thou not mark that this is our wedding day and that it behoveth us therefore to use more cleanliness for solemnity of the marriage?"

ગુજારવામાં આવ્યો. વળી પાર્લમેંટે એવું જાહેર કર્યું કે રાજા પોતાના સલાહકારોની મદદથી જે હુકમ બહાર પાડે તેને કાયદા જેટલું માન મળવું જોઈએ. આ કાયદાથી રાજા ચર્ચના દરેક વિષયમા આપખુદ થઈ ગયો.*

**કમનસીબ પરણેતરો:**—રાજા હેનરિ લગ્નની બાબતમાં ઘણો કમનસીબ હતો. કૅથરિન રાણીનો તેણે પરિત્યાગ કર્યો તે આપણે ઉપર જોઈ ગયા. પણ નવી રાણી સાથે રાજાને બન્યું નહિ. હેનરિએ ઍન બોલીન ઉપર બદચાલનો આરોપ મૂકી તેને દેહાંતદંડ અપાવ્યો, ને પહેલી રાણીની એક દાસી જેઈન સીમૂર–Jane Seymour–ના સાથે લગ્ન કર્યું; ઇ. સ. ૧૫૩૬માં તે એડ્વર્ડને જન્મ આપી મરી ગઈ. હેનરિએ બે વર્ષ સૂધી નવી રાણી માટે ઘણી શોધ કરી. તેના મુખ્ય સલાહકાર કૉમ્વેલ્લનો વિચાર એવો હતો કે રાજાએ જર્મનિના પ્રોટેસ્ટંટો સાથે મિત્રતા કરી પોપની ને ઍંપરરની સામે થવું. આ હેતુથી તેણે જર્મનિના કલીવ્ઝ સંસ્થાનની કુંવરી ઍન સાથે રાજાનું લગ્ન કરાવ્યું. પણ જ્યારે નવી રાણી ઇંગ્લંડ આવી ત્યારે હેનરિને તે ગમી નહિ. તે કારણસર કૉમ્વેલ્લ ઉપર તેને ઘણો અણગમો થયો ને લગ્નને ૭ માસમાં તો ગેરકાયદેસર ઠરાવવામાં આવ્યું, ૧૫૪૦. પછી હેનરિ કૅથરિન હૉવર્ડને પરણ્યો પણ તે સ્ત્રી બદચાલની હોવાનું સિદ્ધ જતાં તેને પણ દેહાંતદંડ આપવામાં આવ્યો, ઇ. સ. ૧૫૪૧. ઇ. સ. ૧૫૪૩માં રાજા કૅથરિન પાર–Catherine Paar–નામની એક વિધવાને પરણ્યો. આવી રીતે નવ વર્ષમાં રાજાએ ૭ વાર લગ્નો કર્યાં પણ દરેક લગ્નથી તે નિરાશ જ રહ્યો!

**કૉમ્વેલ્લની યૂરોપિઅન રાજ્યનીતિઃ**—પોપ હેનરિનો ને

---

*સર થૉમસ મોરે એક વાર કૉમ્વેલ્લને કહ્યું કે–Master Cromwell, you are now entered into the service of a most noble, wise, and liberal Prince; if you will follow my poor advice, you shall, in your counsel, giving to his grace, ever tell him, what he ought to do, but never, what he is able to do...For if a lion knew his own strength, hard were it for any man to rule him.

હેન્‌રિની ધાર્મિક સ્વતંત્રતાનો કટ્ટો શત્રુ હતો. એ કારણથી ક્રૉમ્‌વેલ્લે પોપના નવા શત્રુઓ–જર્મનિના પ્રોટેસ્ટંટ રાજાઓ–સાથે મૈત્રી કરવાનો ને તે દોસ્તી દ્વારા ઍંપરરને નિર્બળ કરવાનો વિચાર કર્યો પણ જર્મનિના પ્રોટેસ્ટંટોને હેન્‌રિનો પૂરો ભરોસો નહોતો તેથી આ વિચાર બર આવ્યો નહિ. ઇ. સ. ૧૫૪૦માં તેણે ઍન ઑવ્ ક્લીવ્ઝ Anne of Cleves નામની એક જર્મન પ્રોટેસ્ટંટ રાજકુંવરી સાથે હેન્‌રિનું લગ્ન નક્કી કર્યું પણ રાજાને એ લગ્ન ગમ્યું નહિ.

**ક્રૉમ્‌વેલ્લનો વિનાશ. હેન્‌રિના અમલમાં તેનું સ્થાનઃ—** હેન્‌રિએ હવે ક્રૉમ્‌વેલ્લ ઉપર પોતાનો પ્રચંડ હાથ ઉગામ્યો. લ્યૂથરના પક્ષકારોને આશરો આપવાનો તેના ઉપર આરોપ મૂકવામાં આવ્યો. જે સાધનોથી તેણે પોતાના શત્રુઓનો નિર્દય રીતે નાશ કરાવ્યો હતો તે જ સાધનો હવે તેના સામે ધરવામાં આવ્યાં અને ઇ. સ. ૧૫૪૦ના જુલાઇમાં તેને દેહાંતદંડ આપવામાં આવ્યો. ક્રૉમ્‌વેલ્લ રાજાનો ખરો મિત્ર હતો ને તેની મહેનતથી જ હેનરિ નિરંકુશ બની શકયો હતો, છતાં તેને આવી ક્રૂર શિક્ષા કરવામાં આવી. તેણે જેવું વાવ્યું તેવું જ તે લણી શકયો. તે એક લુવારનો છોકરો હતો પણ યૂરોપની લાંબી મુસાફરીથી તેને ઘણો સારો અનુભવ મળ્યો હતો. તેણે સિપાઈ, વેપારી, સરાફ, ને વકીલના ધંધાઓ કર્યા હતા. પછી તે વૂલ્ઝીનો મંત્રી બન્યો હતો. તેના પછી તે રાજાનો મુખ્ય સલાહકાર થયો. રાજકારણના વિષયમાં તે દયા, કે લાગણી કે એવું કંઈ જોતો નહિ. તેણે હેન્‌રિને યૂરોપમાં સૌથી વધારે પૈસાદાર રાજા બનાવ્યો. તેણે રોમની વ્યવસ્થાનો ને ઇંગ્લંડની અમીરાતને કેડો લીધો ને બંનેને તોડી રાજાને મુખ્ય કર્યો. અલબત્ત, હેન્‌રિનો પણ આ વિષયમાં સારો ભાગ હતો.* તેને યૂરોપની રાજ્યનીતિનું કશું જ્ઞાન નહોતું પણ તે હિસાબી કામકાજમાં

---

*If Cromwell did not plan the substance, at least he moulded the form of legislation, and contrived that it should be carried into effect. "A few words", he used to say, "from an experienced man are worth volumes and volumes of philosophers."

Pol. Hist. Vol. V, P. 296.

ઘણો કુશળ હતો. પાર્લમેંટમાં દસ વર્ષ સુધી તેણે વિના વિરોધે કામ કર્યું એ જ તેની શક્તિ બતાવી આપે છે. તેના કારભારમાં ઇંગ્લંડની નવી અમીરાત ઉભી થઈ. તે ઇટલિના પ્રસિદ્ધ રાજ્યનીતિશાસ્ત્રના લેખક Machiavelli–માચિઆવેલ્લીનો અભ્યાસી હતો. ઘણાં નિરપરાધી માણસોનો કોર્ટમાં કામ ચલાવ્યા વગર ને રીબાવી રીબાવીને તેણે વધ કરાવ્યો તે તેના દસ વર્ષના કારભારનું ન ભૂંસાય તેવું કલંક છે. પણ એટલું યાદ રાખવું જોઈએ કે આ ક્રૂર કલંક તેણે પોતાના સ્વાર્થ માટે નહિ પણ પોતે કલ્પેલા રાજ્યના કલ્યાણ માટે પોતાના ઉપર વ્હોરી લીધું હતું.

**આપખુદ કારભાર, ઇ. સ. ૧૫૪૦–૪૭:**—ક્રૉમ્વેલના મરણ પછી હેનરિએ રાજ્યનો બધો કારભાર પોતાના શિર ઉપર લઈ લીધો. ઇ. સ. ૧૫૪૨માં સર થૉમસ વ્હાર્ટને–( Wharton )–સ્કૉટલંડના રાજા જેઇમ્સને સૉલ્વે મૉસ્સ–Solway Moss–પાસે સખ્ત હાર ખવરાવી. રાજા જેઇમ્સ પોતે તુરત એક વર્ષની પુત્રી મૂકી મરી ગયો. હેનરિને બંને રાજ્યો જોડી દેવાં હતાં પણ સ્કૉટલંડના લોકો વિરુદ્ધ હતા એટલે તે ફાવ્યો નહિ. ઇ. સ. ૧૫૪૩માં હેનરિએ ફ્રાંસ સામે લડાઈ જાહેર કરી પણ ઍમ્પરર ચાર્લ્સ દોસ્તીમાંથી છટકી ગયો એટલે હેનરિએ લડાઈ બંધ કરી, ઇ. સ. ૧૪૪૭. પોતે સ્થાપેલા ચર્ચની વ્યવસ્થા જાળવવા માટે તેણે ઘણા અનુભવી, ને પરિચિત અમીરોને ને બીજાં નિર્દોષ માણસોને જીવતાં બાળી નાંખવાનો અથવા વધ કરવાનો હુકમ આપ્યો. છેવટે તે પોતે ઇ. સ. ૧૫૪૭ના જાનેવારિ માસમાં મરી ગયો.

**હેનરિનો અમલ.** હેનરિ ક્રૂર, લોભી, કપટી ને દંભી હતો પણ તેનામાં રાજ્ય કરવાની યોગ્યતા સારા પ્રમાણમાં હતી. પોતાનું કર્તવ્ય તે સારી રીતે સમજતો. રાજ્યની તમામ જરૂરીઆતોની તેને સારી માહીતી હતી. તેણે પોતાની પ્રજામાં અભિમાન ઉત્પન્ન કર્યું. આયર્લંડ ઉપર તેણે ઇંગ્લંડના તાજની ખરી સત્તા જાહેર કરી. અત્યાર સુધી ઇંગ્લંડના રાજાઓ તે દેશના Lords જાગીરદારો કહેવાતા; હવે તેઓ રાજાઓ કહેવાયા. હેનરિએ ઇંગ્લંડનાં બંદરોના રક્ષણની ને નૌકાસૈન્યની શરૂઆત કરી. તેણે નવી દુનિયાની

શોધ કરવામાં બ્રિસ્ટલના વેપારીઓને મદદ આપી. ઇ.સ. ૧૫૨૯ સુધી હેન્રિએ પાર્લમેંટ વિના ચલાવ્યું પણ પછી પોપ વિરુદ્ધ કાયદાઓ ઘડવા તેને પાર્લમેંટની ખાસ મદદની જરૂર હતી. જ્યારે તેણે પાર્લમેંટો બોલાવી ત્યારે તેના સભ્યો પાસેથી તેણે હીકમતથી કામ લીધું ને પોતાનું મનમાનતું કામ કરાવી લીધું. સારાં કામોનો તમામ જશ હેન્રિ પોતે લેતો; ખરાબ પરિણામો માટે તે પોતાના નોકરોને જવાબદાર લેખતો. જુની અમીરાતની સત્તાને રાજાએ એકદમ તોડી નાંખી ને તેમની પાસેથી ને ચર્ચ પાસેથી પૈસા કઢાવ્યા. પાર્લમેંટ પાસે તેણે ખાસ પૈસા માગ્યા નહિ પણ બીજા પાસેથી પૈસા કઢાવવા તે પાર્લમેંટની સંમતિ માંગતો. પણ પાર્લમેંટ રાજાની કહ્યાગીરી નહોતી. તેથી હેન્રિએ લોકોનું નાણું બીજી રીતે લેવા માંડયું. તેણે ચલણમાં ફેરફાર કરી નાંખ્યો; પરિણામે વેપારને ઘણું નુકસાન થયું. હેન્રિના હૃદયમાં દયા નહોતી. સ્કૉટ્લંડના રાજાને ઇંગ્લંડ લાવી કેદમાં રાખવા ને તેના પ્રધાનને મારી નાંખવા તે કાવતરાં કરતો. પોતાના જુના વફાદાર સલાહકારોને તે ફાંસીએ પણ લટકાવતો—એવો તો તે સ્વાર્થી હતો. તેના અમલનાં ઘણાં કામો વૂલ્ઝી, ક્રૉમ્વેલ્લ ને ક્રૅન્મરનાં કામો હોય એમ જણાય છે. તેમાં રાજાનો પોતાનો હાથ ખાસ નહિ હોય; છતાં જો તેણે તેમનો ભરોસો ન રાખ્યો હોત તો તે કામો પાર પડત નહિ. હેન્રિ વ્યભિચારી તો નિઃશંક હતો; પણ તે વખતના તેના રાજભાઈઓને મુકાબલે તેનો વ્યભિચાર એટલો બધો બેશરમ નહોતો.

---

## પ્રકરણ ૪થું

## છટ્ઠો એડ્વર્ડ, ઇ. સ. ૧૫૪૭–૫૩.

**છટ્ઠો એડવર્ડ**—પાર્લમેંટે હેન્રિના વખતમાં લેડિ જેઇન્ સીમુરના પુત્ર એડ્વર્ડને, તે નિર્વંશ મરી જાય તો કૅથરિનની પુત્રી મેઇરિને, ને પછી એન્બોલીનને, ગાદી મળે એમ ઠરાવ્યું હતું. એ કાયદા મુજબ હેન્રિ મરી ગયો એટલે તેનો દસ વર્ષનો પુત્ર ગાદી ઉપર આવ્યો પણ

તે સગીર હોવાથી તેનો મામો એડ્વર્ડ સીમૂર, લૉર્ડ હર્ટફૉર્ડ Hertford ને હવે ડ્યૂક ઑવ્ સોમરસેટ Somerset Protector રાજ્ય પિતા થયો. હેન્રિ પ્રધાનમંડળમાં જુના ને નવા વિચારનાં માણસો મૂકતો ગયો હતો. પણ હવે નવા વિચારના પક્ષકારો જોર ઉપર આવી ગયા, કારણકે પ્રોટેક્ટર પોતે નવા વિચારનો હતો.

**સોમરસેટનો કારભાર:**—મુખ્ય હોદ્દા ઉપર આવ્યા પછી તુરત જ સોમરસેટે રાજ્યની કુલ સત્તા પોતાના હાથમાં લીધી. તેના વિચારો ઘણા ઉમદા હતા. તેને ગરીબ માણસોને ન્યાય આપવો હતો અને ચર્ચમાં બાકી રહેલા સુધારાઓ દાખલ કરવા હતા. પણ તે લોભી, ઉદ્ધત, હઠીલો ને શેખચલ્લી હતો. તેથી જુના વિચારના માણસો ને મુખ્યત્વે તમામ જાગીરદારો તેની સામા થયા. સોમરસેટે હેન્રિના કડક રાજદ્રોહના કાયદાઓને નરમ કર્યા. તેણે Act of Uniformity–એક સરખી પ્રાર્થનાનું સાહિત્ય વાપરવાનો કાયદો પસાર કરાવ્યો. તેનો જ ભાઈ રાજદ્રોહના આરોપસર ફાંસીએ ચડયો. લોકોમાં પણ ખળભળાટ થયો. ઉત્તર, પશ્ચિમ ને પૂર્વના,–ડેવ્હનશિઅર, કૉર્નવૉલ ને કેંટના લોકોએ બળવો ઉઠાવ્યો. સોમરસેટને ખટપટ સામે નમવું પડયું ને ઇ. સ. ૧૫૪૯માં તેને હોદ્દાનું રાજીનામું આપવું પડયું. પણ શત્રુઓએ તેના ઉપર રાજદ્રોહનો ખોટો આરોપ મૂકી તેને દેહાંતદંડ અપાવ્યો, ઇ. સ. ૧૫૫૧.

સોમરસેટ યૂરોપમાં ઈંગ્લંડની સ્થિતિ સુધારી શકયો નહિ. તેને એડ્વર્ડ ને સ્કૉટ્લંડની રાણી મેઈરિનું લગ્ન કરી બંને દેશોને એક કરવા હતા. પણ તે માટે તેણે અયોગ્ય રસ્તો લીધો. પોતાના વિચારો સ્કૉટ્લૅંડ ઉપર પરાણે ઠોકી બેસાડવા તેણે તે દેશ સામે લડાઈ જાહેર કરી સ્કૉટ્ લોકો પિંકી–Pinkie પાસે હારી ગયા, ઇ. સ. ૧૫૪૭. પણ ઈંગ્લંડને તેનો લાભ મળ્યો નહિ, કારણ કે ફ્રાંસનો રાજા બીજો હેન્રિ વચ્ચે આવ્યો. સ્કૉટ્ રાણી મેઈરિનું સગપણ ડૉફિન સાથે કરવામાં આવ્યું.*

---

*સોમરસેટને આવું રાજ્ય બનાવવું હતું—A kingdom, having the sea for a wall and mutual love for its garrison, a monarchy, which should neither in peace be ashamed nor in war afraid of any worldly or foreign power."

ચાર્લ્સ ને પોપ પણ ઈંગ્લંડ તરફ બેદરકારી બતાવવા માંડયા, કારણ કે ઈંગ્લંડની રાજ્યનીતિ આ વખતે ચાલાક હાથમાં રહી નહોતી અને જર્મનિના પ્રોટેસ્ટંટો ચાર્લ્સ સામે લડતાં હારી ગયા હતા.

*નર્ધમ્બરલૅંડનો કારભાર – ઇ. સ. ૧૫૪૯ – ૫૩—સોમરસેટ પછી વૉર્વિક, અથવા અર્લ ઑવ્ નર્ધંબરલૅંડ – Northumberland–સત્તા ઉપર આવ્યો. તેણે ફ્રાંસ સાથે સુલેહ કરી. એથી યૂરોપમાં ઈંગ્લંડનું તમામ વજન જતું રહ્યું. ધર્મની બાબતમાં વૉર્વિકે સુધારકોનો પક્ષ લીધો ને લ્યૂથરના ઉપદેશોથી પણ તે ઘણો આગળ ગયો. તેનો વિચાર એવો હતો કે એડ્વર્ડ ઉપર કુલ સત્તા રાખવી ને તેને નામે, પણ ખરી રીતે પોતાની સત્તાથી, રાજ્યનો કારભાર ચલાવવો. એડ્વર્ડ પછી મેઇરિ ને ઇલિઝબેથ ગાદીનાં વારસો હતાં. એ હકકોને પણ નવા કારભારીઓએ રદ કરવા ખટપટ કરી, કારણ કે રાજા પોતે ક્ષયથી પીડાતો હતો ને ટૂંક મુદ્દતમાં તે મરી જશે એમ બધા ચોક્કસ માનતા હતા. આઠમા હેન્રિની બેન મેઇરિ ચાર્લ્સ બ્રૅંડન, ડ્યુક ઑવ્ સફ્ફ્ક ( Suffolk )ને પરણી હતી. તેનાથી તેને ફ્રાંસિસ–Frances નામની પુત્રી થઈ હતી. તે સ્ત્રીએ હેન્રિ ગ્રે અથવા માર્ક્વેસ ડૉર્સેટ કે ડ્યુક ઑવ્ સફ્ફક સાથે લગ્ન કર્યું હતું ને તે લગ્નથી ત્રણ પુત્રીઓ થઈ હતી. તેમાં જેઇન ગ્રે Jane Grey મુખ્ય હતી. નર્ધંબરલૅંડે આ બાઇ સાથે પોતાના પુત્ર ગિલ્ફૉર્ડ ડડ્લે Guildford Dudley ને પરણાવ્યો ને મરણ પથારી ઉપર સુતેલા રાજા પાસે ધર્મને નામે ને પાર્લમેંટની પરવાનગી વિના તે બાઈને ગાદીની વારસ ઠરાવી. મેઇરિને ખબર પડતાં તે લંડનથી ભાગી ગઈ. એડ્વર્ડ ઇ. સ. ૧૫૫૩ના જુલાઇમાં મરી ગયો. લેઇડિ

*Northumberland represents the second of three generations of an evil house, which personified the worst aspects of the Tudor age. While his father exemplified the fiscal oppression of Henry VII, and his son Leicester the seamy side of Elizabeth's court, Northumberland is the incarnation of the hypocrisy and selfseeking which marked the Reformation.

P. 98, *Pol Hist. of England*, Vol. VI.

જેઇન ગ્રેને ગાદી આપવામાં આવી. પણ મેઇરિનો પક્ષ બળવાન્ હતો. ૩૦,૦૦૦ માણસો તેની સાથે થયાં. નર્ધમ્બરલૅંડ ને તેના તમામ પક્ષકારો કેદ પકડાયા. મેઇરિ ઇંગ્લંડની રાણી થઈ, જુલાઈ, ઇ. સ. ૧૫૫૩. નર્ધમ્બરલૅંડ શૂર સેનાપતિ પણ સ્વાર્થી, ખટપટી અને લુચ્ચો મુત્સદ્દી હતો. તે પાછળથી કૅથાલિક ધર્મમાં પણ ભળ્યો. પણ રાજદ્રોહના આરોપ સર તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. જેઇન ગ્રેને ને તેના પતિને પણ એ જ શિક્ષા કરવામાં આવી—એ બંને નિર્દોષ હતાં.*

*Her scaffold was on the green within the tower-gates; she mounted it with tearless-eyes and steadfast countenance. In a few words she admitted the unlawfulness of her consent to occupy the throne, but she denied that she had sought or wished it. Then she knelt. "Shall I say this psalm?" she asked Fackenham who attended her. "Yea" he answered, and she began to *Miserere mei Deus* in English. The psalm finished, she rose, loosened her attire, and bound a handkerchief across her eyes. Then, feeling for the block, she said, "What shall I do? Where is it?" One of the standers-by guiding her thereunto, she laid her head down upon the block and stretched forth her body and said :—'Lord, into thy hands. I commend my spirit.'

No queen was wortheir of the crown than this usurper, no medieval saint more saintly than the traitor-heroine of the Reformation. Beneath the shadow of the axe her name shines with a lustre like Sir Thomas More's; and the light they shed upon the scaffold showed the hideous blackness of the gulf which separated Tudor law from justice.

A. F. Pollard, vol. VI
*Pol. Hist. of England*, P. 111.

**તે જ પ્રમાણે:**—Seventeen and knew eight languages, in music
Peerless—her needdle perfect and her learning
Beyond the churchmen. Yet so meek, so modest,

# પ્રકરણ ૫મું

## મેઇરિ, ઇ. સ. ૧૫૫૩–૫૮.

**મેઇરિ:**—નવી રાણી મેઇરિની મા સ્પેઇનની હતી ને સ્પેઇનના લોકોની માફક તે ધર્મની બાબતમાં ઘણી ચુસ્ત હતી. મેઇરિ માની ને આગ્રહી રાણી હતી. નાનપણથી તે દુઃખી હતી. છતાં તે ઉદાર મનની હતી. તે ગરીબોની ને પોતાના દુશ્મનોની પણ દયા ખાતી. ઇંગ્લંડ ઉપર તેને ઘણી પ્રીતિ હતી. મેઇરિ બહુ ધર્મિષ્ઠ હતી. પણ તે ચુસ્ત કૅથૉલિક હતી ને તેથી તેના બાપે કરેલી ચર્ચની નવી વ્યવસ્થાની વિરુદ્ધ હતી ને પોતાના અંતઃકરણ મુજબ એ વ્યવસ્થાને તોડી નાખવા બહુ આતુર હતી. ગમે તે ભોગે પણ, જુનો ખ્રિસ્તી ધર્મ મેઇરિને ઇંગ્લંડમાં દાખલ કરવો હતો. પોપની વિરુદ્ધ જવા ને કદિ માંગતી નહિ. પ્રજાનો પ્રેમ, દયા, સુખ, ને પતિપ્રેમ પણ આ મોટા યજ્ઞમાં તે હોમી દેવા તૈયાર હતી. જો મેઇરિના ચારિત્રનો આ ભાગ આપણે બરોબર સમજશું તો તેના અમલની ઘાતકી ને જુલમી શિક્ષાઓને ને તેમની નિષ્ફળતાને પણ આપણે એકદમ સમજી શકશું.*

---

So wife-like, humble to the trivial boy,
Mis-matched with her for policy......
Seventeen, a rose of grace !
Girl never breathed to rival such a rose,
Rose never blew that-equalled such a bud !

Tennyson's *Queen Mary*.

* Tragedy is the keynote of the reign of England's first queen-regnant; the human interest is so intense that the political and religious issues seem, great as they were, to sink into the background of the picture, mere accessories of the stage, on which are presented immortal figures of Doom. First is the tragedy of × × Lady Jane × × Then the tragedy of martyrs—of × × Ridley, Latimer × × and of Cranmer. × × Last and greatest, the tragedy of the royal-hearted Queen. *England under the Tudors*, by Arthur Innes, P. 217.

**મેઇરિની કૅથૉલિક રાજ્યનીતિઃ**—ગાદીએ આવતાં વાર જ મેઇરિએ પોતાના મુખ્ય શત્રુઓને માફી આપી. મેઇરિનું આ વર્તન ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. તે ધર્મની બાબતમાં અડગ વલણ બતાવતી ને મતભેદ કદિ સહન કરતી નહિ; રાજ્યકારણમાં તે આવી સહિષ્ણુતા બતાવતી. ઇંગ્લંડના લોકો રાણી સાથે રહ્યા હતા ને તેમના પક્ષથી મેઇરિને ગાદી મળી હતી. પણ તેથી કાંઈ એમ સમજવાનું નથી કે ઇંગ્લંડના લોકોને રોમન કૅથૉલિક પંથમાં પાછા જવું હતું. તેઓ નર્થંબરલૅંડના ખટપટી ને ધર્મ સંબંધી લ્યૂથર કરતાં પણ આગળ વધતા કારભારથી કંટાળી ગયા હતા. મેઇરિને આવી લોકલાગણીનો લાભ લેવો નહોતો. તેને તો રાણી તરીકે પોતાના જુના પંથને ફરીથી ઇંગ્લંડમાં દાખલ કરવો હતો. મેઇરિના સગા ઍંપરર ચાર્લ્સે તેને સહિષ્ણુતા બતાવવાની સલાહ આપી પણ તે સલાહ રાણીએ બીલકુલ માની નહિ. ચાર્લ્સની બીજી સલાહ એ હતી કે મેરિએ સ્પેઇનના પાટવી કુંવર ફિલિપને પરણવું. ઇંગ્લંડના લોકો આવા લગ્નથી ઘણા વિરુદ્ધ હતા, કારણકે એવું લગ્ન થાય તો ચોક્કસ ઇંગ્લંડ સ્પેઇનના રાજાને વશ થાય ને દેશની બધી સ્વતંત્રતાનો નાશ થઈ જાય. ઇંગ્લંડના લોકોનો વિચાર એવો હતો કે મેઇરિએ કાયમ કુંવારા રહેવું ને જો પરણવું જ હોય તો કોઈ રાજવંશી અંગ્રેજને પરણવું. મેઇરિએ આ બાબતમાં પણ લોકવિરુદ્ધ આચરણ કર્યું. તેણે ઇ. સ. ૧૫૫૫માં ફિલિપ સાથે લગ્ન કર્યું. તે અગાઉ ડેવ્હનશિઅરમાં ને ઇંગ્લંડના મધ્ય ભાગમાં વ્યાટ Wyatt—નામના માણસની સરદારી નીચે બંડ થયાં. મેરિએ હીકમતથી લોકોને પોતાના પક્ષમાં રાખ્યા ને બંડ દબાઈ ગયું. આ બંડ પછી તુરત જ જેઇન ગ્રેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. લગ્ન પછી મેરિએ ગાર્ડિનર, પોલ ને રેનાર્ડ ( Renard ) જેવા જુના મતના સલાહકારોને વિશ્વાસમાં લીધા. હેન્‌રિ પહેલાં પોપ સામેનો પક્ષ નાનો હતો ને તેથી તેને જબરદસ્તીથી દબાવી દેવામાં આવ્યો હતો. હવે તે પક્ષ મોટો થઈ ગયો હતો ને જબરદસ્ત થવામાં આખા દેશમાં ખળભળાટ થાય એમ હતું. છતાં જે કાયદાઓથી ને રીતથી હેન્‌રિએ ને સોમર્‌સેટે વિરુદ્ધ પક્ષને કચરી નાંખ્યો હતો તે જ કાયદાઓથી ને તે જ રીતથી હવે એમના જ પક્ષોને કચડી નાંખવાના હુકમો કરવામાં આવ્યા. મેઇરિ એમ

ધારતી હતી કે જો આગેવાનોને સખ્ત સજા કરવામાં આવશે તો પછી બીજાં માણસો એમની મેળે જુના પંથનો સ્વીકાર ફરીથી કરશે. આ ભૂલભરેલી માન્યતા હતી. મેઇરિ અગાઉ ને મેઇરિની પછીના જમાનામાં રાજદ્રોહ અને ધર્મદ્રોહના, બંને આરેપો ઉપર નાના મોટા લોકોને જીવતા બાળી નાંખવામાં આવ્યા હતા. પણ મેઇરિ રાજદ્રોહી માણસોને માફી આપતી ને માત્ર ધર્મદ્રોહી અથવા વધારે સ્પષ્ટ લખીએ તો પોપદ્રોહી માણસોને જ બાળી નાંખવાનો હુકમ કરતી. આ સજા કરવામાં ગાર્ડિનર, બૉનર્ ને પોલ મુખ્ય સલાહકારો હતા. શાહીદ–Martyrs થવામાં ક્રૅન્મર, રિડલી Ridley – લેટિમર – Latimer. એ મુખ્ય હતા.* શાહીદની કુલ સંખ્યા લગભગ ૩૦૦ જેટલી હશે ને તે માત્ર ત્રણ વર્ષની મુદ્દતમાં. પરિણામે રાણીનો કારભાર ઘણો વગોવાયો ને લોકો તેનાથી કંટાળી ગયા. વળી, જે હેતુથી આટલી બધી સખ્તાઈ બતાવવામાં આવી તે હેતુ પાર પડી શક્યો નહિ. ઇંગ્લંડના લોકોના મનમાં હવેથી આ વાત તો સજ્જડ ઘર કરીને પેસી ગઈ કે કૅથૉલિક પંથ જો દેશમાં ફરી સ્થાપવામાં આવશે તો વળી હજારો અંગ્રેજ પુરુષો, સ્ત્રીઓ ને બાળકો અકાળ ને ઘાતકી સજા પામી મરી જશે અને અસંખ્ય કુટુંબો પાયમાલ થઈ જશે. પોપ ને કૅથૉલિક પંથ સામેનો તેમનો વિરોધ ઢીલો ન થતાં ઉલટો સજ્જડ થઈ ગયો અને તે પંથનું એકદમ આવી બન્યું.

---

* ધર્મનું ઝનુન કેટલે સૂધી જઈ શકે છે તે મેઇરિના કારભારના કેટલાક બનાવોથી આપણે જોઈ સકીએ છીએ. એ વખતે ધર્મને નામે, ઘણા મરી ગએલા માણસોનાં મુડદાંઓને પણ બાળવાની સજા (?) કરવામાં આવી હતી. મરતી વેળા લેઇટિમર ૭૦ વર્ષનો ડોસો હતો પણ તેની હિંમત અપાર હતી; રિડલીને તેણે કહ્યું–Be of good comfort; we shall this day light such a candle, by God's grace, in England, as I trust shall never be put out." એ ભવિષ્યવાણી અક્ષરશઃ ખરી પડી ક્રૅનમરે મરતા અગાઉ પ્રાયશ્ચિત્ત કર્યું; પણ મરતી વેળા તેણે તે અનુતાપનાં લખાણો પાછાં ખેંચી લીધાં. બળવાની જગ્યા ઉપર તેને લઈ જવામાં આવ્યો ત્યારે તે બોલ્યોઃ—આ જમણા હાથે છ છ વાર લિખિત પ્રાયશ્ચિત્ત આપ્યું છે ને તેથી તેનો પહેલો ને મોટો ગુન્હો છે. એમ કહી જમણો હાથ હિંમતથી તેણે બળતા અગ્નિમાં ધરી રાખ્યો ને પોતે ભડથું થઈ મરી ગયોઃ—

**કૅથૉલિક પંથની ફરી સ્થાપના**—મેરિની પહેલી પાર્લમેંટે છઠ્ઠા એડ્વર્ડના અમલના ધર્મસંબંધી તમામ કાયદાઓ રદ કર્યા ને હેન્‌રિના વખતમાં ચર્ચની જે સ્થિતિ હતી તે કાયમ રાખી. પણ ત્રીજી પાર્લમેંટે રોમના પોપ સાથે એકમત જાહેર કર્યો ને આઠમા હેન્‌રિએ પસાર કરાવેલા પોપ ને તેની સત્તા સામેના તમામ કાયદાઓ રદ કર્યા, ઇ. સ. ૧૫૫૫. પણ પાર્લમેંટે ચર્ચનું તમામ ઉત્પન્ન રોમના પોપની ત્રીજોરીમાં જવા દેવાની ના પાડી.

**ઇંગ્લંડ ને યૂરોપ. રાણીનું મરણઃ**—ઇ. સ. ૧૫૫૬માં મેરિનો પતિ ફિલિપ સ્પેઇનનો રાજા થયો. તુરત જ સ્પેઇન ને પોપ વચ્ચે લડાઇ શરૂ થઈ. ફ્રાંસે પોપનો પક્ષ લીધો. ઇંગ્લંડને ફિલિપનો પક્ષ લેવો પડ્યો, ઇ. સ. ૧૫૫૬–૫૮. ઇ. સ. ૧૫૫૮માં કૅલે ફ્રાંસના હાથમાં ગયું. આ નુકસાન ઇંગ્લંડના લોકોના મનમાં ઘણું ખુંચ્યું ને લોકો મેરિ ઉપર ઘણા ગુસ્સે થયા. તે રાણી ઇ. સ. ૧૫૫૮ના નવ્હેંબરમાં મરી ગઈ. લોકો હર્ષઘેલા થઈ ગયા. ચર્ચમાં ઘંટાનાદો થયા; રાત્રે લોકોએ મોટો ઉત્સવ ઉજવ્યો, ઉજાણી કરી, રોશની કરી, ને નવી રાણી ઇલિઝબેથને નામે આનંદ આનંદ બધે સ્થળે થઈ રહ્યો.

---

Then Cranmer lifted his left to heaven,
And thrust his right into the bitter flame.
And crying in his deep voice, more than once,
"This hath offended–This unworthy hand!"
So held it till all was burned:"

Tennyson.

ઇંગ્લંડમાં ધર્મને નામે જે જુલમ ગુજારવામાં આવ્યો તે કરતાં હજારગણો ઘાતકી ને અસહ્ય જુલમ સ્પેઈનમાં, જર્મનિમાં ને ઇટલિમાં ગુજારવામ આવ્યો હતો. મુસલમાની રાજ્યકર્તાઓના વખતમાં હિંદુઓ ઉપર ગુજારવામ આવેલા જુલમની વાતો આપણા પરદેશી ઇતિહાસકારો અનેરા રૂપરંગ ભરી ચીતરે છે પણ તેઓ ભૂલી જાય છે કે તેમનાં લખાણો ઓગણીસમી ને વીસમ સદીમાં કરવામાં આવે છે. યૂરોપ ને હિંદમાં શાહીદોનો તુલનાત્મક અભ્યાસ કરવાની જરૂર લાગતી નથી? બીજો ભેદ પણ સમજવા જેવો છે. યૂરોપમાં એક જ ને સર્વમાન્ય ખ્રિસ્તી પંથના સ્થાપક ઇસુ ખ્રિસ્તના નામે જુદા જુદા પક્ષો જુલમ કરતા હિંદમાં મુસલમાનો ને હિંદુઓ એક જ પયગંબરના નામે પરસ્પર લડતા નહોતા આ દૃષ્ટિએ ખ્રિસ્તી પ્રજાઓની પરસ્પર અસહિષ્ણુતા વધારે અક્ષમ્ય ગણાશે

# પ્રકરણ ૬ઠ્ઠું

## ઇલિઝ઼બેથ, ઇ. સ. ૧૫૫૮–૧૬૦૩.

**નવી રાણી ઇલિઝ઼બેથ**—ઇલિઝ઼બેથ જ્યારે ગાદીએ આવી ત્યારે પચીસ વર્ષની હતી. ઇલિઝ઼બેથનું શિક્ષણ ઘણી ઉચ્ચ પ્રતિનું હતું. તે ગ્રીક, લૅટિન ને હિબ્રૂ લખી જાણતી ને ફ્રેંચ, જર્મન અને ઇટાલિઅન લખી તેમ જ બોલી જાણતી. સંગીત ને નૃત્યની લલિત કળાઓમાં પણ તે એક્કી હતી. સોમર્સેટ અને મેઇરિના કારભાર દરમ્યાન તે માંડ માંડ ભયંકર આફતમાંથી છટકી ગઈ હતી ને મેઇરિના વખતમાં તેણે કેટલોક વખત કેદમાં પણ કાઢયો હતો. નવી રાણી બહુ સુંદર નહોતી. તે મિથ્યાભિમાની, ઉદ્ધત અને કડક હતી. તેનું મન કળવું ઘણું મુશ્કેલ થઈ પડતું. પણ તે ઈંગ્લંડના લોકો ઉપર પ્રીતિ રાખતી. લોકો પણ તેને ચાહતા. તેની નસેનસમાં ઇંગ્લિશ લોહી વહતું હતું. રાજકારણમાં તે ઘણી કાબેલ હતી. પણ ધર્મની બાબતમાં તે બેદરકાર હતી. પોતાનો ને રાજ્યનો સ્વાર્થ સાધતી વેળા તે ન્યાય, અન્યાય, સત્ય, અસત્ય, એવું કશું જોતી નહિ. અલબત તે કાંઈ નાસ્તિક નહોતી. તેનામાં તેના બાપના ને તેની માના તમામ ગુણદોષો ઉતર્યા હતા. આઠમા હેન્‌રિએ નક્કી કરી રાખેલા ચર્ચના ધોરણને તે ગમે તે ભોગે વળગી રહેવા માંગતી હતી. તેને કાલ્વિનના મહાજનસત્તાક ચર્ચ ઉપર રાણી તરીકે અણગમો હતો. તેમ પોપની નિરંકુશ સત્તાનો પણ તેને અણગમો હતો. ઇલિઝ઼બેથનો સ્વભાવ સ્ત્રીજાતિનો નહિ પણ પુરુષજાતિનો હતો; લગ્નની બાબતમાં તેણે પોતાના જ હૃદય તરફ દૃષ્ટિ નહિ કરતાં રાજ્યના સમગ્ર હિતને લક્ષમાં રાખ્યું ને ઈંગ્લંડને પરતંત્ર નહિ બનાવતાં પોતે ઠેઠ સુધી અવિવાહિત રહી. છતાં પોતે લગ્ન કરવા માંગે છે તેવું વાતાવરણ તેણે સ્વદેશમાં ને પરદેશમાં ઉત્પન્ન કર્યું ને લગ્નને નામે તેણે ભલભલા રાજાઓને ને રાજપુરુષોને હથેળીમાં રમાડ્યા—એવી તો એ ઉસ્તાદ હતી. એના વખતના અંગ્રેજો દેશાવર પોતાની વગ ને પોતાનો વેપાર વધારવા ઘણા ઇંતેજાર હતા ને તેઓ રાણીના કે તેના સલાહકારોના વાર્યા વળે એવા નહોતા. આ નવીન જમાનાને રાણી

ઓળખી ગઈ, અને બીજાં રાજ્યો સાથે છચોક ને ઉઘાડું લડાઈમાં ન ઉતરવું પડે એવી રીતે તેણે પોતાની પ્રજાઓને આગળ વધવામાં કશો અંતરાય પાડયો નહિ. જ્યારે તે ગાદીએ આવી ત્યારે ઇંગ્લંડની ત્રીજુરી ખાલી હતી, તેનું લશ્કર નમાલું હતું અને યૂરોપમાં તેનું વજન બહુ પડતું નહોતું. છતાં તેણે રાજ્યનૌકા એવી ચાલાકીથી હંકારી કે જ્યારે તે મરી ગઈ ત્યારે સર્વાનુમતિએ ઇંગ્લંડના ઇતિહાસમાં તેનો યુગ કીર્તિવાન્ યુગ કહેવાઈ ગયો.*

**ઈલિઝબેથના લગ્નનો સવાલઃ**—ઈલિઝબેથ માટે તેના લાંબા અમલ દરમ્યાન ઘણાં માંગાં આવ્યાં પણ ઉપર કહ્યું તેમ તેણે એ માંગાંઓને માત્ર પોતાની રાજકારણની બાજીમાં સોગઠાંરૂપે જ કાઢી નાંખ્યાં. પહેલાં તો સ્પેઇનના રાજા ફિલિપે માંગું મોકલ્યું પણ તે રોમન કૅથૉલિક હતો;

---

* Other queens have been great by the display of intellectual qualities commonly accounted masculine, or virtues recognised as the special glories of their own sex; Elizabeth had the peculiar ingenuity deliberately to employ feminine weakness, incomprehensibility, and caprice, as the most bafflingly effective weapons in her armoury. *England under the Tudors*, by Innes, P. 427.

She educated Englishmen to a perception of England's destiny, and for this purpose fixed Englands attention upon itself. She caught at every advantage which was afforded by the divided condition of Europe, to assert England's importance. France and Spain alike had deep causes of hostility. She played off one against the other so that both were anxions for the friendship of a state which they each hoped some day to annex. England gained courage from this sight, and grew in self-confidence. Round her, with all her faults, the England which we know, grew into the consciousness of its destiny—

Creighton's *Elizabeth.*

વળી સ્પેઇનની સત્તા ઇંગ્લંડના લોકોને જરા પણ ગમે એમ નહોતી. આ કારણોથી ફિલિપની ઉમેદવારી તદ્દન નિરર્થક હતી, જો કે રાણીએ તેને ઘણો વખત રમાડ્યાં કર્યો. ત્યાર પછી એવી જ જાતની બાજી રાણીએ ઍમ્પરરના પુત્ર આર્ચડ્યૂક ચાર્લ્સ સાથે, સ્વિડન, ડેન્માર્ક ને હોલ્સ્ટાઇનના રાજવંશો, સાથે રમી. એ જ રીતે તેણે સ્કૉટ્લંડના અર્લ ઍરન (Arren) ને પણ છેતર્યો. રાણીએ નર્ધમ્બરલૅંડના પુત્ર લૉર્ડ રૉબર્ટ ડડલે (Dudley) અથવા પછીના Earl of Leicester ઉપર એટલો બધો પક્ષપાત બતાવવા માંડયો કે લોકો એમ જ માનવા લાગ્યા કે રાણી તેને પરણશે. એ માન્યતા પણ ખોટી પડી. એવી રીતે ફ્રાંસના રાજાના ભાઈ હેનરિ, ડ્યૂક ઑવ્ અંજૂ (Anjou) ની ઉમેદવારી પણ નિષ્ફળ નીવડી. એ જ પ્રમાણે અઢાર વર્ષના Alencon એલેકન–અંજૂના નાના ભાઈની દસ વર્ષની ઉમેદવારીનું પણ થયું.

**ઇલિઝબેથ અને ચર્ચની વ્યવસ્થા:**—પહેલાં તો ઇલિઝબેથે મેઇરિના કાયદાઓ એમને એમ રાખ્યા. પણ ધીમે ધીમે તેમાં ફેરફારો કરવામાં આવ્યા, કારણ કે રાણીને અને લોકોને મેઇરિ કે સોમર્સેટના વિચારો પસંદ નહોતા. ઇ. સ. ૧૫૫૯માં પાર્લમેંટે બે કાયદાઓ ઘડયા– એક રાણી પોતે ઇંગ્લંડના ચર્ચ ઉપર મુખ્ય સત્તા ધરાવે છે એવું જાહેર કરનારો, અને બીજો, બધા લોકોએ એક જ ચર્ચની વ્યવસ્થાને અધીન રહેવું એમ જાહેર કરનારો–Acts of Supremacy and Uniformity. પછી સાર્વજનિક પ્રાર્થના માટે એક સામાન્ય પુસ્તક–The Prayer-bookના ઉપયોગને ફરજ્યાત ઠરાવવામાં આવ્યો. જે લોકોએ આ વ્યવસ્થા ન સ્વીકારી તેમની પાસેથી જીવાઈઓ, વર્ષાસનો ને હોદ્દાઓ ખેંચી લેવામાં આવ્યાં. પણ ઈલિઝબેથે તેમને બીજી રીતે હેરાન કર્યા નહિ–તેમની જીંદગી તો સલામત જ રહી. આ ધોરણ યૂરોપની પરિસ્થિતિ ઉપર ટકી રહ્યું હતું. ઇ. સ. ૧૫૬૨માં ફ્રાંસમાં ને સ્કૉટ્લંડમાં કૅથૉલિકો જોર ઉપર આવતા હતા તેથી તેમની સામે ઇંગ્લંડમાં પણ પાર્લમેંટે સખ્ત કાયદાઓ કર્યા, ઇ. સ. ૧૫૬૩. જે કોઈ શિક્ષકો કે વકીલો કે પાર્લમેંટના સભાસદો ઍકટ ઑવ્ સુપ્રીમસીને માન્ય ન રાખે

તેઓ રાજદ્રોહી ઠરે, એવો કાયદો હવે પસાર કરવામાં આવ્યો, ઇ. સ. ૧૫૬૩. ઇ. સ. ૧૫૭૦માં પોપે ઇલિઝ઼બેથને ઇંગ્લંડની ગાદીથી બરતરફ઼ કરી ને ઇંગ્લંડના કૅથૉલિકોને તેના ગેરકાયદેસર રાજ્ય સામે ઉઠવા છૂટ આપી. ઘણા કૅથૉલિકો ઇંગ્લંડ છોડી ગયા ને દેશાવર રાજદ્રોહ કરવા મંડ્યા. આ કારણોથી પાર્લમેંટે કૅથૉલિકો સામે ને જેસુઇટો સામે સખ્ત કાયદાઓ કર્યા. આ વખતે ઇંગ્લંડમાં રાણીના ધોરણ વિરુદ્ધ બીજો સબળ પક્ષ ઉભો થતો હતો. તે પક્ષ પ્રિસ્બિટિરિઅન અથવા પ્યુરિટન–Presbyterian–Puritan કહેવાયો. પાર્લમેંટમાં પણ તે પક્ષનું જોર હતું. એ કારણોથી તેમની સામે રાણીએ સખ્ત કાયદાઓ કરાવ્યા, કારણ કે તેઓ ધર્મના વિષયમાં મહાજનસત્તાક વ્યવસ્થા માંગતા હતા.*

આ નવા કાયદાઓ પ્રમાણે કુલ લગભગ ૧૮૭ કૅથૉલિકોને ધર્મના કારણસર દેહાંતદંડની શિક્ષા કરવામાં આવી. Whitgift વિટ્‌ગિફ઼્ટ ઇ. સ. ૧૫૮૩માં કૅન્ટરબ્યુરિનો આર્ચબિશપ થયો ત્યારે તેની સલાહથી ઇલિઝ઼બેથે ૪૪ સભાસદોનું (જેમાં ૧૨ બિશપો હતા) હાય કમિશન નીમ્યું. તે મંડળને ધાર્મિક વિવાદો ઉપર ન્યાય ચૂકવવાનો અધિકાર હતો પણ તેની સત્તા ઘણી જ નિરંકુશ હતી. માત્ર તેને દેહાંતદંડ આપવાનો અધિકાર નહોતો. ઠેઠ રાણીના મરણ સુધી આ મંડળે ઘણા પ્યુરિટનો ને કૅથૉલિકો ઉપર ફ઼ોજદારી કરી તેમને સતાવ્યા. આ કારણથી પ્યુરિટનો ધર્મની વ્યવસ્થા સામે પડ્યા ને રાણીના અમલનાં છેલ્લાં વર્ષોમાં તેઓ છચોક તેની સામે બોલવા લાગ્યા.

---

*Elizabeth cast her mantle over the Church, and changed the offensive alliance of crown and parliament, forged by Henry VIII. against the church, into a league for mutual defence between crown and church against Parliament, which dominated English politics for a century and more. The royal supremacy became a boon instead of a stumbling block to the Church, and Elizabeth's services have reaped a posthumous reward in the contrast drawn by ecclesiastical historians between her father's character and hers.

P. 363, *Pol. Hist. of England*, Vol. VI.

**ઇંગ્લંડનો ફ્રાંસ, સ્કૉટ્લૅંડ, ને સ્પેઇન સાથેનો વ્યવહાર:—** જ્યારે નવી રાણી ગાદીએ આવી ત્યારે ઇંગ્લંડ ને ફ્રાંસ વચ્ચે લડાઈ ચાલતી હતી અને ઇંગ્લંડે કૅલે ખોયું હતું. પણ કૅલે માટે લડાઈ લંબાવવી તે મૂર્ખાઈ સમજી ઇ. સ. ૧૫૫૯માં ઇંગ્લંડ ને ફ્રાંસ વચ્ચે સુલેહ કરવામાં આવી, ને કૅલેને આઠ વર્ષ માટે ફ્રાંસ પાસે રહેવા દેવામાં આવ્યું. ઇંગ્લંડની સ્થિતિ આ વખતે ઘણી કફોડી હતી. જો ઇંગ્લંડ સ્પેઇન સાથે ભળે તો ફ્રાંસ સ્કૉટલૅંડ સાથે મળી મેરિ સ્ટૂઅર્ટના હક્કને અનુમતિ આપી ઇંગ્લંડને હેરાન કરે; જો ઇંગ્લંડ ફ્રાંસ સાથે મળે તો ફિલિપ એવી જ રીતે ઇંગ્લંડને હેરાન કરે—ઇંગ્લંડની પાસે શરૂઆતમાં લડવા માટે નહોતું લશ્કર, નહોતી નૌકા, કે નહોતો પૈસો. વળી ખુદ દેશમાં કેટલાએક કૅથૉલિકો શત્રુઓના પક્ષમાં પણ ભળે એવા હતા. ઇ. સ. ૧૫૫૯માં ફ્રાંસનો રાજા બીજો હેન્રિ મરી ગયો. નવો રાજા બીજો ફ્રાંસિસ સ્કૉટલંડની રાજપુત્રી મેઇરિને પરણ્યો. આ જ મેઇરિ ઇંગ્લંડની ગાદીની હક્કદાર હતી. સ્કૉટલંડમાં



લોકોએ કાલ્વિન ને નૉકસના આગળ પડતા ધર્મવિચારો સ્વીકાર્યા હતા તે ઇલિઝ઼બેથને ખુંચતું હતું. પણ સ્કૉટલૅંડમાં ફ્રાંસનું જોર ઘણું વધી પડયું હતું ને આ લોકો ફ્રાંસની વગના દુશ્મનો હતા. વળી

સ્કૉટલૅંડમાંથી ફ્રાંસની વગને બાતલ કરવાની ખાસ જરૂર હતી. તેથી ઇલિઝબેથે તે દેશમાં પોતાના પક્ષને ખાનગી મદદ આપી. ઇ. સ. ૧૫૬૧માં એડિનબર્ગની સુલેહથી ને બીજા ફ્રાંસિસના મરણથી સ્કૉટલૅંડમાં ફ્રાંસની સત્તા નાબુદ થઈ, અને ત્યાંનો પ્રોટેસ્ટંટ પક્ષ પ્રબળ થયો, ફ્રાંસ, સ્કૉટ્લંડ ને ઇંગ્લંડ, ત્રણેય એક જ રાજ્યકર્તા નીચે આવતાં અટકી ગયાં. ફ્રાંસમાં હવે પ્રોટેસ્ટંટો અથવા હૂજનો (Huguonot) ઉપર પારાવાર જુલમ થવા માંડયો. તેથી તે દેશમાં સ્વકીય યુદ્ધ (Civil war) શરૂ થયું. રાણીએ પોતાના સ્વધર્મીઓ સાથે ઇ. સ ૧૫૬૨માં સુલેહ કરી ને તેમને મદદ પણ મોકલી. પણ ઇલિઝબેથ આ વખત ફિલિપ સામે રોજ વિરુદ્ધ થતી જતી હતી. વળી ફ્રાંસમાં તેને ફતેહ મળી નહિ. તેથી ઇ. સ. ૧૫૬૪માં ફ્રાંસ સાથે મિત્રતા કરવામાં આવી.

ઇંગ્લંડના લોકોને દેશાવર સાથે પરદેશી ને ખાસ કરીને સ્પેઇનના રાજ્યના કોઇપણ જાતના અવરોધ વિના સ્વતંત્રપણે વેપાર કરવો હતો અને બની શકે તો દરિયાપાર સંસ્થાનો પણ સ્થાપવાં હતાં. નેધરલૅંડમાં આ વખતથી ફિલિપ અસહ્ય જુલમ ગુજારતો હતો, કારણકે ત્યાંના લોકોનો મોટો ભાગ પ્રોટેસ્ટંટ હતો ને તેમને સ્પેઇનનું આપખુદ રાજ્યતંત્ર ગમતું નહોતું. એ પ્રદેશ જો સ્પેઇનના હાથમાં કાયમ માટે રહે તો ઇંગ્લંડના પડોશમાં જ સ્પેઇનનું જોરાવર રાજ્ય ખડું થઈ જાય—તેવી સ્થિતિ કોઈ પણ ઇંગ્લંડનો રાજ્યકર્તા થવા દે નહિ. નેધરલૅંડમાં આ વખતે એક પક્ષને સ્પેઇનથી સ્વતંત્ર થવું હતું. તે દેશનો વેપાર ઇંગ્લંડને ઘણો લાભકારક હતો. ઘણા વણકરો ફિલિપના ને ડયૂક ઑવ્ આલ્વાના અપાર જુલમથી કંટાળી ઇંગ્લંડમાં આવી વસ્યા હતા. અંગ્રેજ ખલાસીઓ સ્પેઇનના વેપારને ઘણી હાલાકી ઉત્પન્ન કરતા હતા. ફિલિપના માણસો ખાનગી રીતે ઇંગ્લંડના લોકોને રાણી વિરુદ્ધ ઉશ્કેરતા હતા. ફ્રાંસ તો પહેલેથી જ સ્પેઇન વિરુદ્ધ હતું. તેથી ઇ. સ. ૧૫૭૨માં તે દેશ સાથે બીજી સુલેહ કરવામાં આવી ને સ્પેઇન સામે લડાઈ કરવાનું ઠરાવવામાં આવ્યું. પણ પરિણામે ફ્રાંસ નેધર્લૅંડમાં સત્તા ઉપર આવે એવું હતું. તેથી આ મિત્રતા માત્ર કામચલાઉ મિત્રતા જ રહી. વળી ઇ. સ. ૧૫૭૨ના

જાનેવારિમાં ફ્રાંસના કૅથોલિકોએ હ્યૂજને અથવા પ્રોટેસ્ટંટોની કતલ ચલાવી, જેમાં લગભગ એક લાખ માણસો માર્યાં ગયાં. ઇંગ્લંડમાં આ કતલની અજબ અસર થઈ. ફ્રાંસના રાજ્યતંત્ર ઉપર લોકો ઘણા ક્રોધે ભરાયા. ઇલિઝબેથે ફિલિપ સાથે તત્કાળ સમાધાની કરી લીધી પણ બંને રાજ્યો વચ્ચે અંદરથી જે અગ્નિ ભભુકતો હતો તે ઝાઝા વખત માટે છાનો રહી શકે એમ નહોતું. સ્પેઇનનો વકીલ મેન્ડોઝા રાણીને મારી નાંખવાના કાવતરાં કરતો પકડાઈ ગયો તેથી તેને રજા આપવામાં આવી.*

એવાં બીજાં કાવતરાંઓમાં પણ સ્પેઇનના રાજાનો ને તેના પક્ષનો હાથ હોય એમ નક્કી થયું. ફ્રાંસમાં હજુ પણ જુદા જુદા પક્ષો પરસ્પર લડી મરતા હતા. સ્કૉટલંડના રાજા છઠ્ઠા જેઇમ્સે ઇલિઝબેથ સાથે મૈત્રી કરી લીધી હતી. ઇંગ્લંડને પોતાના પડોશમાં કાંઈ ભય નહોતું. તેથી રાણીએ લેસ્ટરને નેધરલૅંડ મોકલ્યો ને ડ્રેઇકને દરિયાપાર રવાના કર્યો. ફિલિપે પણ છચોક લડાઈ જાહેર કરી. ડ્રેઇકે કાડિઝની ગોદીમાં સ્પેઇનનાં કેટલાંક વહાણોનો નાશ કર્યો ને તેમનો માલ જપ્ત કર્યો. ફિલિપે હવે ઇંગ્લંડ ઉપર એક મોટી દરિયાઇ સવારી મોકલવાની તૈયારી કરી. મુખ્ય નૌકાધિપતિ સાંતાક્રુઝ મરી ગયો હતો તેથી સરદારી ડ્યૂક ઑવ્ મેડિના સિડોનિઆ–Duke of Medina Sidonia–ને આપવામાં આવી. તે આરમાડા-Armadaમાં કુલ ૧૩૦ આરમારો હતી. ફિલિપની યુક્તિ એવી હતી કે એક તરફથી નૌકાસૈન્યથી ઇંગ્લંડના નૌકાબળને તોડવું ને બીજી તરફ નેધરલૅંડસમાંથી ડ્યૂક ઑવ્ પાર્માની સરદારી નીચે ખુદ ઇંગ્લંડમાં જ લશ્કર ઉતારવું. આ આરમાડા સામે ઇંગ્લંડે ૧૯૭ નૌકાઓ બહાર પાડી. અંગ્રેજ નૌકાબળનો મુખ્ય અધિકારી હૉવર્ડ હતો પણ ડ્રેઇક, ફ્રૉબિશર અને હૉકિંસ જેવા ઉસ્તાદ અને અનુભવી નાવિકો તેના સલાહકારો હતા. બંને પક્ષો વચ્ચે પ્લીમાઉથ, પૉર્ટલૅંડ, અને વાઇટના ટાપુઓ નજીક નાની ટપાટપી થઈ, ઇ. સ. ૧૫૮૮. શત્રુઓ બ્રિટિશ ચૅનલમાં રહી ઇંગ્લંડના નૌકાસૈન્યને કબજે કરે એ હવે અસંભવિત થયું, જોકે ત્રણેય લડાઈઓમાં

* તે રાણીની રજા માંગતી વેળા બોલ્યો:—
"Don Bernarodino de Mendoza was born not to disturb countries but to conquer them."

ઇંગ્લંડને જ વિજય મળ્યો, એમ તો કહી શકાય નહિ. સ્પેઇનના આર્માડાને પાર્મા સાથે ભળી જવા સિવાય બીજો માર્ગ હવે રહ્યો નહિં. અંગ્રેજ નાવિકોને માત્ર એક જ બાબત ઉપર ધ્યાન આપવાનું હતું. ગમે તેમ પણ પાર્માને ને મેડિનાને ભેગા થતા અટકાવવા. તેથી જ્યારે આર્માડા કૅલે તરફ જતો હતો ત્યારે અંગ્રેજોએ ગ્રેઇવિલાઈન્સ પાસે એક રાત્રે આઠ સળગતાં વહાણોને તેના તરફ રવાના કર્યાં. આર્માડાની વ્યૂહરચના તુરત તુટી ગઇ. બળતાં વહાણોનો સંસર્ગ ગમે તે ઉપાયે અટકાવવાની જરૂર હતી. પણ આર્માડા છિન્નભિન્ન થઈ ગયો. આ વખતે અંગ્રેજોએ તેના ઉપર તોપોનો મારો શરૂ કર્યો. પવન પણ અનુકૂળ હતો. શત્રુઓ બહાદુરીથી લડ્યા પણ હારી નાસી ગયા, જુલાઈ, ૨૯, ઇ. સ. ૧૫૮૮. અંગ્રેજોને માત્ર એક નૌકા અને સો માણસોનું નુકસાન થયું, જ્યારે સ્પેઇનનું અર્ધું નૌકાબળ લાસ ગયું; તેના ઘણા નાવિકો માર્યા ગયા; ને જે બચ્યા તેઓને અંગ્રેજોએ ને સ્કૉટ્ટ લોકોએ મારી નાંખ્યા.

આર્માડાની હારનાં કારણો નીચે પ્રમાણે આપી શકાય. તેનો મુખ્ય અધિકારી મેડિના કદિ દરિઆઇ લડાઈ કરી જાણતો નહોતો. સ્પેઇનના લોકોએ નૌકાયુદ્ધની કળામાં જમાનાને અનુકૂળ ફેરફારો કર્યા નહોતા. આર્માડાનું તોપખાનું ઘણી હલકી પ્રતિનું હતું. પોતાની ને શત્રુની નૌકાઓને એકમેક કરી, પોતાના સિપાઈઓ પાસે શત્રુની નૌકાનાં માણસો ઉપર હુમલો કરાવવો, એ તેમની લડવાની રીત હતી આ કળા હવે જુની થઈ ગઈ હતી. અંગ્રેજોની નૌકાઓ હલકા વજનવાળી, ઉંચી પ્રતિના તોપખાનાથી ને માત્ર નાવિકોથી જ સજ્જ થએલી હતી. અંગ્રેજ નાવિકો પાધરો ગોળીબાર કરી શકતા. તેઓ કદિ પણ શત્રુની નૌકાની તદ્દન નજીક જતા નહિ. શત્રુઓથી વેગળા રહી તોપોના મારથી તેમની લડાયક શક્તિનો નાશ કરવામાં અંગ્રેજો બાહોશી માનતા. ઇંગ્લંડના નાવિકો આ કળામાં ઘણા હોશિયાર હતા. સ્પેઇનના આર્માડામાં નાવિકો નહિ પણ સૈનિકો હતા અને નાવિકોને સૈનિકોના અધિકાર નીચે રાખવામાં આવ્યા હતા.*

* આવી અપૂર્વ દરિઆઈ ફત્તેહ ઈશ્વરે જ આપી એમ લોકોએ માન્યું. The Lord blew and they were scattered.

વીસ વીસ વર્ષો થયાં ઇંગ્લંડના લોકો સ્પેઇનની સત્તાને દરીઆઈ બળમાં નિર્બળ કરવા માંગતા હતા. તે હવે સિદ્ધ થઈ ચૂક્યું. ઇંગ્લંડ પોતે હવે પરદેશી હુમલાઓથી નિર્ભય બન્યું. સ્પેઇનની લડાયક શક્તિના ને તેની સાથે તેના દરિઆઈ સામ્રાજ્યના નાશનો હવે આરંભ થયો.

સ્પેઇન ઉપર મેળવેલા વિજયનો લાભ કેવી રીતે લેવો એ હવે મુખ્ય પ્રશ્ન થઈ પડયો. દેશમાં બે પક્ષો હતા. પહેલો પક્ષ કહેતો કે હવે તકનો લાભ લઈ સ્પેઇનનાં દરિયાઈ બળ ને સામ્રાજ્ય નબળાં કરવાં જોઈએ. બીજા પક્ષનું એવું કહેવું થયું કે સ્પેઇનના દેશાવરના વેપારને કનેડગત કરી તેમાંથી લાભ લેવો. પહેલા પક્ષમાં ડ્રેઇક, રૅલે ને વૉલ્સિંગ્હામ હતા. બીજા પક્ષમાં રાણી ને બર્લી હતાં. પહેલાં તો ડ્રેઇકનો પક્ષ ફાવ્યો. ઇ. સ. ૧૫૮૮–૮૯માં રાણીએ તેને ઍંટોનિઓને પોર્ચુગીઝ ગાદી ઉપર બેસાડવા લિસ્બન મોકલ્યો. ડ્રેઇકના માણસોએ ખુદ સ્પેઇનના મુલકમાં કેટલીક રણઝાડ કરી. પણ તેને સ્વદેશથી પૂરતી મદદ ન મળી તેથી નિરાશ થઈ તે પાછો ફર્યો. તેના મિત્રો, વૉલ્સિંગ્હામ, લેસ્ટર, વગેરે મરી ગયા. તેથી બીજા પક્ષના કહેવા મુજબ હવે આ સવાલનો નીકાલ કરવામાં આવ્યો. ફ્રૉબિશર અને બીજા અંગ્રેજ નાવિકો સ્પેઇનનાં વેપારી વહાણોને પેટ ભર લુંટવા મંડ્યા. તેમાં બાલાકલાવા આગળ ડ્રેઇકે ને ફ્રૉબિશરે તો અદ્ભુત પરાક્રમો કર્યાં. ઇલિઝબેથે નેધર્લૅંડઝમાં ને ફ્રાંસમાં સ્પેઇનના દુશ્મનોને મદદ મોકલી, પણ પૂરતી નહિ. તેથી વિજયનો લાભ પૂરેપૂરી રીતે ઇંગ્લંડના લોકો મેળવી શક્યા નહિ. વળી ડ્રેઇક, ફ્રૉબિશર, વગેરે મરી ગયા. ઇ. સ. ૧૫૯૬માં કાડિઝમાં દાખલ થઈ અંગ્રેજોએ સ્પેઇનની કેટલીક નૌકાઓ કબજે કરી. ફિલિપે બીજા બે આરમાડાઓ ઇંગ્લંડ સામે મોકલ્યા ને આયર્લૅંડમાં પણ ખટપટ કરી પણ હવા પ્રતિકૂળ નીવડી તેથી આરમાડાઓની યુક્તિ નિષ્ફળ ગઈ ને આયર્લૅંડમાં કાંઈ વળ્યું નહિ. તે પોતે ઇ. સ. ૧૫૯૮માં મરી ગયો. આ વખતે ફ્રાંસમાં ચોથો હેન્રિ ગાદીએ આવ્યો હતો તેણે પોતાના દેશમાં જુદા જુદા લડતા પક્ષોને એક કર્યા ને સ્પેઇન સાથે સુલેહ કરી, એટલે ઇંગ્લંડ એકાએક નોખું પડી ગયું, ઇ. સ. ૧૫૯૮.*

---

* Tilbury ટિલ્બ્યુરિ પાસે પાર્માના લશ્કરની સામે થવા અંગ્રેજ લશ્કર છાવણી નાંખી પડયું હતું ત્યાં રાણી પોતે ગઈ ને લશ્કર આગળ બોલી:–

**સ્કૉટ્ લોકોની રાણી મેહરિઃ**—પોતાના પતિ ફ્રાંસિસના મરણ પછી ફ્રાંસમાં પ્રતિપક્ષીઓનું જોર થતાં વિધવા મેહરિ ઇ. સ. ૧૫૬૧માં સ્કૉટલંડ પાછી આવી. તે ધર્મે કૅથૉલિક હતી. વળી તે ઈલિઝ઼ બેથને ઇંગ્લંડની હક્કદાર રાણી તરીકે સ્વીકારવા ના પાડતી. સ્કૉટલંડમાં આવ્યા પછી તેણે યૂરોપના કેટલાક રોમન કૅથૉલિક રાજવંશીઓ સાથે લગ્ન કરવા માટે ફાંફાં માર્યાં પણ તેમાં ન ફાવતાં છેવટે ઇંગ્લંડના એક રોમન કૅથૉલિક ને રાજ્યકુટુંબ સાથે સંબંધ ધરાવતા લોર્ડ ડાર્ન્લે–Darnley–સાથે તે પરણી, ઇ. સ. ૧૫૬૫. તેમનો પુત્ર જેઇમ્સ ઇંગ્લંડના પહેલા જેઇમ્સનું નામ ધારણ કરી ગાદીએ આવ્યો.* પણ ડાર્ન્લે નાલાયક પતિ

My loving people–We have been persuaded by some to take heed how we commit ourselves to armed multitudes for fear of treachery but I do assure you, I do not desire to live to distrust my faithful and loving people. Let tyrants fear; I have always so behaved myself that under God I have placed my chiefest strengths and safeguard in the loyal hearts and good will of my subjects; and therefore, I am come among you at this time, not as for any recreation or sport, but being resolved to live or die among you–to lay down for my God and for my kingdom and for my people, my honour and my blood, even in the dust. I know I have the body of a weak, feeble woman, but I have the heart and stomach of a king and of a King of England too, and think foul scorn that Parma of Spain, or any prince of Europe, should dare invade the borders of my realm. To rather than any dishonour should grow by me, I myself will take up arms; I myself will be your judge and rewarder of every one of your virtues in the field...not doubting that, by your obedience to my general, by your concord in the camp, and your valour in the field, we shall shortly have a famous victory over these enemies of my God, of my kingdom, and of my people.

*એમ કહેવાય છે કે જ્યારે આ પુત્રના જન્મની વાત ઇલિઝ઼ બેથને કહેવામાં આવી ત્યારે તે બોલી હતીઃ—The Queen of Scots is the mother of a fair son and I am but a barren stock."

નીવડયો. તે પોતાની સ્ત્રી વિરુદ્ધ ખટપટ કરવા લાગ્યો. મેઇરિ પણ કંટાળી. ઇ. સ. ૧૫૬૭માં ડાર્નલેનું ખુન થયું એટલે રાણી પાછી સ્વતંત્ર થઈ ને તુરત જ બૉથવેલ્લ નામના એક પ્રોટેસ્ટંટને પરણી. સ્કૉટલંડના લોકો આ કૃત્યથી ઘણા છંછેડાઈ ગયા. તેમણે રાણીને પદભ્રષ્ટ કરી. બૉથવેલ્લ નાસી ગયો. મેઇરિ પણ ઇંગ્લંડ નાસી આવી, ઇ. સ. ૧૫૬૮. તે હવે પોતાના દુશ્મનો ઉપર વેર લેવા ઇંગ્લંડ, ફ્રાંસ, પોપ, સ્પેઇનિ, વગેરે રાજ્યોની મદદ માંગવા લાગી. ઈલિઝ઼ બેથ અને તેના મુખ્ય વઝ઼ીર સેસિલ Cecil–નો મત એવો થયો કે મેઇરિને ઇંગ્લંડમાં ને તે પણ પાકી ચોકી નીચે, રાખવી, કારણકે નહિતર, તે ઇંગ્લંડના કૅથૉલિકો સાથે મળીને અથવા દેશાવરની મદદથી સ્કૉટલૅંડ જઈ ઇંગ્લંડની ગાદી ઉપર પોતાનો હકક જબરદસ્તીથી સિદ્ધ કરે. આ મતને વળગી રહેવાથી ઇંગ્લંડ ને સ્કૉટલૅંડને મૈત્રી રહેશે ને સ્કૉટલૅંડ પરદેશીઓથી અલગ રહેશે એમ માનવામાં આવ્યું. દરમ્યાન ઈ. સ. ૧૫૬૯માં ઉત્તર ઇંગ્લંડમાં નૉર્‌ફ઼ૉલ્ક, નૉર્ધંબરૂલૅંડ ને વેસ્ટમોર્‌લૅંડના અમીરોની આગેવાની નીચે મેઇરિને ગાદીએ બેસાડવાના હેતુથી કેટલાએક કૅથૉલિકોએ બંડ કર્યું પણ તેને તુરત જ ક્રૂર રીતે દાબી દેવામાં આવ્યું. આ વખતે રિડોલ્ફિ નામના માણસનું મેઇરિને ગાદીએ બેસાડવાનું ને ઇલિઝ઼બેથને પદભ્રષ્ટ કરવાનું કાવતરૂં બહાર પડયું. નૉર્ફ઼ૉલ્કનો શિરચ્છેદ કરવામાં આવ્યો. એ જ શિક્ષા મેઇરિને પણ મળવી જોઈએ એવી વિનંતિ પાર્લમેંટે રાણીને કરી. પણ તે માન્ય રાખવામાં આવી નહિ, ઇ. સ. ૧૫૭૨. ઇંગ્લંડમાં હવે રોમન કૅથૉલિક લોકો સામે સખ્ત કાયદાઓ કરવામાં આવ્યા હતા. સ્પેઇનનો રાજા ફ઼િલિપ ઉઘાડે છોગે ઇલિઝ઼બેથ વિરુદ્ધ ખટપટ કરતો હતો. કૅથૉલિક પક્ષની બધી આશા મેઇરિ ઉપર જ હતી. ઇ. સ. ૧૫૮૬માં મેઇરિએ પોતાનો ઇંગ્લંડની ને સ્કૉટ્‌લંડની ગાદી ઉપરનો હક્ક પુત્ર છઠ્ઠા જેઇમ્સ પાસેથી ખેંચી લઈ ફ઼િલિપને આપ્યો. ઍંથનિ બૅબિંગ્ટન નામના મેરિના એક કૅથૉલિક ખીદમતદારે ઇલિઝ઼બેથને મારી નાંખવાનું કાવતરૂં કર્યું પણ તે પકડાઈ ગયો ને તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. મેઇરિ આ કાવતરામાં સામેલ હોય એમ જણાયું. પણ મેઇરિ સ્કૉટ્‌લંડની રાણી હતી.

તેના ઉપર કામ ચલાવવાનો ઇંગ્લંડના રાજ્યની કોઈ પણ અદાલતને હક્ક નહોતો. છતાં પાર્લમેંટે રાણી પાસે મેઇરિનો શિરચ્છેદ કરવા માટે હુકમ કઢાવ્યો. ઇ. સ. ૧૫૮૭ના ફેબ્રુઆરિમાં તે હુકમનો અમલ થયો ને કમનસીબ રાણી મેઇરિની દુઃખી પણ અજાયબ જીંદગીનો અંત આવ્યો.*

**ઇંગ્લંડનું દરિયાપાર રાજ્ય**—ઇલિઝબેથના વખતમાં ઇંગ્લંડે એશિઆ, આફ્રિકા ને અમેરિકામાં વેપાર ને વગ વધારવા માટે તનતોડ મહેનત કરી. એડ્વર્ડના અમલમાં અમેરિકા, આફ્રિકા ને એશિઆના મુલકોમાં કેટલાએક સાહસિક અંગ્રેજો જઈ પહોંચ્યા હતા. હવે તેઓએ સ્પેઇનના અમેરિકાના વેપાર ઉપર નજર કરવા માંડી. તેઓ સ્પેઇનનાં વહાણોનાં ચાંદી ને સોનાને લુંટી લેતા; કારણ કે સ્પેઇનનો રાજા ફિલિપ પરદેશીઓને પોતાના મુલકોના લોકો સાથે છૂટથી વેપાર કરવા દેતો નહિ. હૉકિન્સ† (Hawkins) આફ્રિકાના સીદીઓને વેસ્ટઇન્ડીઝના ટાપુઓમાં ગુલામ તરીકે વેચતો. ફ્રૉબિશરે ને ડેવિસે ઉત્તર ધ્રુવ તરફ નવીન મુલકની શોધ કરી. ગિલ્બર્ટે ને સર વૉલ્ટર રેલે (Raleigh) એ અમેરિકામાં અંગ્રેજ સંસ્થાનો વસાવવાની શરૂઆત કરી. "વર્જિનિઆ" આવું પહેલું સંસ્થાન હતું. (સર ફ્રાંસિસ) ડ્રેઇકે દરિયા વાટે આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી, ઇ. સ. ૧૫૭૭–૮૦. રિચર્ડ હૅક્લુઇટ (Hakluyt) નામના અંગ્રેજે ઑક્સફર્ડમાં ભૂગોળવિદ્યાનો શાસ્ત્રીય અભ્યાસ કરવાની શરૂઆત કરી. જેન્કિન્સને જમીન માટે એશિઆ ઉપર મુસાફરી કરી. ન્યુબેરિ Newbery ને ફિટ્ચે Fitch જમીન વાટે ઠેઠ ગોવા સુધી મુસાફરી કરી. ફિટ્ચ તો હિંદુસ્તાન, મલાક્કા, લંકા, ને પેગુ પણ જઈ

---

* આ બાબતમાં એટલું યાદ રાખવાની જરૂર છે કે સ્પેઇનમાં રહેતા ઇંગ્લંડના વકીલ વૉલ્સિંગહામે મેઇરિને દેહાંતદંડ આપવા માટે જ એક જુદુ કાવતરૂં ઉભું કર્યું હતું ને તેમાં તેના નોકરો જાસુસોનું કામ કરતા હતા. મરણ વખતે મેઇરિએ અજબ ધીરજ બતાવી. ઇલિઝબેથે આ બનાવ પછી મેઇરિને મારવાથી પોતે વિરુદ્ધ હતી એવો દેખાવ કર્યો ને પોતાની પરવાનગી વગર Warrant વૉરન્ટ–નો ઉપયોગ કરવા માટે પોતાના મંત્રીનો તેણે ૧૦,૦૦૦ પૌંડનો દંડ કર્યો અને તેના ઉપર કામ ચલાવી તેને કેદ કરાવ્યો.

† તેને ને તેના સાથીને લોકો Sea-dogs કહેતા.

આવ્યો, ઈ. સ. ૧૫૯૧. આર્માડાના પરાજય પછી આ સાહસિક વૃત્તિ વિશેષ તેજમાં આવી. સત્તરમા ને સૈકાની શરૂઆતમાં તો ઈંગ્લંડની પ્રજા દરિયાપાર સામ્રાજ્ય વસાવવાની ને વેપાર કરવાની શરૂઆત કરી ચૂકી હતી.

**ઈંગ્લંડ અને આયર્લૅંડ. એસેક્સ**—જેટલી ઈંગ્લંડની મુશ્કેલીઓ તેટલી તક આયર્લૅંડની કહી શકાય. જ્યારે જ્યારે ઈંગ્લંડને યૂરોપમાં લડવું પડે ત્યારે દરેક વખતે આયર્લેન્ડમાં તોફાનો તો હોય જ ને તે ઉપરાંત પરદેશીઓ પણ તે દેશમાંની અંગ્રેજ હકુમતને હાનિ પહોંચાડવા હમેશાં ઈંતેજાર હોય. ઈલિઝબેથના વખતમાં પણ એમ થયું. રોમથી પોપના માણસોએ આયર્લૅંડમાં આવી ઉપદેશ આપવા માંડ્યો ને તેના લોકોમાં એકત્વની ભાવના પ્રકટ કરી. રાણીએ કેટલાક અંગ્રેજોને આયર્લૅંડમાં મોટી મોટી જાગીરો આપી ત્યાંનાં બળવાખોર લોકોને દાબી દેવા મોકલી દીધા. તેથી આયર્લૅંડમાં બળવો ફાટી નીકળ્યો. બળવાખોરોને ફિલિપની ખાનગી ઉશ્કેરણી હતી. ઈ. સ. ૧૫૯૯માં રાણીનો માનીતો એસેક્સ આયર્લૅંડનો કુલ મુખત્યાર થયો. તેણે બળવાખોરો સાથે મિત્રતા કરી. આ હીલચાલમાં સ્વાર્થ સમાએલો હતો કારણ કે તેમની મદદથી તેને ઈંગ્લંડમાં પોતાના શત્રુઓ–રોબર્ટ સેસિલનો ને રૅલેનો નાશ કરવો હતો. પણ તેમાં તે પકડાઈ ગયો, ને ઇંગ્લંડ પાછો આવ્યો. અહીં એસેક્સે રાણીની પ્રીતિનો દુરુપયોગ કરી પોતાના શત્રુઓને દૂર કરવા એક યુક્તિ કરી. લંડનમાં બળવાની તૈયારીઓ કરવામાં આવી તેથી રાજદ્રોહના આરોપસર તેના ઉપર કામ ચલાવવામાં આવ્યું ને તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. આયર્લૅંડના બંડ-ખોરોને પણ પછી દાબી દેવામાં આવ્યા, ઈ. સ. ૧૬૦૧.

**ઇલિઝબેથનાં છેલ્લાં વર્ષો. ઇ. સ. ૧૫૮૮–૧૬૦૩**—આર્માડાના પરાજય પછી ઈંલંગ્ડમાં રાણી અને પાર્લમેંટ વચ્ચે, વ્હિટ્ગિફ્ટના હાય કમિશનની સત્તાને તેનાં અપકૃત્યો, એક હથ્થુ monopolies–વગેરે ઉપર ગરમાગરમ તકરારો થવા લાગી. રાણીના જુના સલાહકારો ને સગાંવ્હાલાંઓ મરી ગયાં હતાં. તે પોતે પણ વૃદ્ધ ને જમાનાને પ્રતિકૂળ થતી જતી હતી. તેનું શરીર હવે લથડી ગયું હતું. છેવટે ઇ. સ. ૧૬૦૩ના માર્ચની ૨૪મી તારીખે તે આ ક્ષણભંગુર સંસાર છોડી ચાલી ગઈ. એ વખતે તે ૭૦ વર્ષની હતી.

**ઈલિઝબેથનો અમલ: સમાલોચના:**—પહેલાં તો ઈલિઝબેથે રાજ્ય અને ચર્ચ વચ્ચેનો સંબંધ નક્કી કર્યો. તેની વ્યવસ્થાથી પોપના પક્ષકારો ને પ્યુરિટનો અળગ રહ્યા. એના વખતમાં ધાર્મિક મતાંતરના કારણસર માત્ર લોકોને ત્રાસ આપવામાં આવ્યો નહિ. જો કોઈ પણ પ્રજાજનનો ધર્મ રાજ્યની વ્યવસ્થા કે સમાજની વ્યવસ્થા આડે આવે તો જ તેને શિક્ષા કરવી, એવો મત સ્વીકારવામાં અવ્યો. (૨) ઈલિઝબેથે ઇંગ્લંડની આર્થિક સ્થિતિમાં સુધારો કર્યો. રાજ્યનું ખર્ચ ઓછું થયું; આ વખતે દેશાવરનો વેપાર વધતો જતો હતો તેથી જ્યારે યૂરોપમાં રાજાઓ ને પ્રજાઓ લડાઈથી ને પરસ્પર ક્લેશથી પૈસે ટકે ઘસાતાં હતાં, ત્યારે ઈંગ્લંડની આર્થિક સ્થિતિ ઘણી સુધરી ગઈ. દેશનું ચલણ સારા પાયા ઉપર મૂકવામાં આવ્યું; દેવું પતાવવામાં આવ્યું; રાણી એક ફાર્થિંગ પણ આડે રસ્તે ઉડાવતી નહિ. ફ્લાન્ડર્સના વણકરોને રાણીએ પોતાના દેશમાં આશરો આપ્યો. રશિઆ, ગિઆના, તુર્કી, ને હિંદુસ્તાનમાં વેપાર કરવા માટે કંપનિઓ નીકળી. ગરીબોને કારખાનાઓમાં રોજી આપવામાં આવી. (૩) ઈલિઝબેથના વખતમાં ઇંગ્લંડનું નૌકાબળ આગળ આવ્યું. (૪) તેના અમલમાં પહેલી વાર પાર્લમેન્ટના સભાસદો તાજ વિરુદ્ધ છૂટથી બોલવા લાગ્યા. (૫) આ જમાનામાં ઇંગ્લંડનાં સાહિત્ય, કળા, વગેરે ઉપર લખાણો થયાં. આ બાબતોમાં ઈલિઝબેથના યુગે અદ્ભુત સર્જનશક્તિ બતાવી. (૬) ઈલિઝબેથના અમાત્યો વફાદાર, પ્રામાણિક ને બાહોશ હતા. આઠમા હેન્રિની માફક ઇલિઝબેથે પોતાના સલાહકારોની પાસેથી સ્વાર્થ પૂરતું કામ લીધા પછી તેમને ફાંસીને લાકડે લટકાવ્યા નથી.

**ઇલિઝબેથના મુખ્ય સલાહકારો**—રાણીનો મુખ્ય સલાહકાર **વિલિઅમ સેસિલ** અથવા **લોર્ડ બર્લે** William Cecil, Lord Burleigh હતો. તે કાયદાને હમેશાં તાબે રહેતો, માણસોની પરીક્ષા બહુ સારી કરી શકતો, ધર્મની બાબતમાં જરા પણ ઝનુની ન હતો, ને વફાદાર, પ્રામાણિક, ઠરેલ તથા ઘણો વિચારશીલ હતો. સ્પેઈન સામે લડાઈ જાહેર કરવા માટે તે હમેશાં ઉત્સુક રહેતો પણ તેમાં ઉતાવળ કરવાથી વિરુદ્ધ હતો. ઇ. સ. ૧૫૯૮માં ૬૪ વર્ષની ઉમરે મરી ગયો. ચાળીસ વર્ષ સૂધી તેણે રાણીની વઝીરાત કરી.

બીજો સલાહકાર **ફ્રાંસિસ વૉલસિંગ્હામ** હતો. તે ફ્રાંસમાં ને સ્પેઈનમાં ઇગ્લંડના વકીલ તરીકે કામ કરતો. ધર્મે તે ચુસ્ત પ્યુરિટન હતો.

સ્વભાવે તે એકદમ સ્પષ્ટ વક્તા હતો. તે ઘણો પ્રામાણિક હતો. તેનું જાસુસ ખાતું ઘણું સારૂં કામ આપતું. તે ઘણી વાર ખોટાં કાવત્રાં કરી પોતાના ને ઇંગ્લંડના શત્રુઓને મ્હાત કરતો. મેઇરિ સ્ટુઅર્ટનો તે કટ્ટો દુશ્મન હતો. કૅથૉલિકો ને સ્પેઈન સામે ગમે તે પ્રકારે લડાઈ કરવી, એવો તેનો મત હતો ને રાણીની ખટપટો અને લુચ્ચાઈને તે હમેશાં ધિક્કારતો. તે ઇ. સ. ૧૫૯૮માં મરી ગયો.

ઈલિઝબેથનો ત્રીજો સલાહકાર **સર વૉલ્ટર રેલે** હતો. તે બાહોશ નાવિક, લેખક, મુત્સદ્દી, સૈનિક, સામ્રાજ્યવાદી, પ્રવાસી, મોટો મહત્ત્વાકાંક્ષી, ને ધર્મની બાબતમાં ઘણો સહિષ્ણુ ને બેદરકાર, હતો.

સિવાય લેસ્ટર, બર્લેનો પુત્ર રૉબર્ટ સેસિલ, એસેક્સ, ને સસેક્સ, એ બીજા સલાહકારો હતા.

**વાઙ્મય**—ઇલિઝબેથના યુગનું સાહિત્ય ઐતિહાસિક અગત્ય ધરાવે છે. તે સાહિત્યના પૂરમાંથી નવા ઇંગ્લંડનો જન્મ થયો. એ સાહિત્ય પ્રજાકીય ને સર્વદેશીય હતું. પહેલાં ઇંગ્લંડમાં અંગ્રેજી ભાષામાં કોઈ ગદ્ય લખતું નહોતું. હવે ગદ્ય નેપદ્ય, બંનેમાં તે સાહિત્ય ખીલવા માંડયું. નાટકસાહિત્ય પણ ઘણું આગળ આવ્યું. હૂકરે–Hooker–Ecclesiastical Polity જેવું સારૂં સાહિત્ય અંગ્રેજી ભાષામાં આપ્યું સ્પેન્સરે Fairy Queen બહાર પાડયું. રેલેએ History of the world લખી. માર્લો અને સિડ્નિ આ યુગના પહેલા લેખકો હતા. શેકસપિઅર, બેન જૉન્સન, બેકન, હૂકર, રૅલે, વગેરે રાણીના અમલના પાછલા ભાગમાં પ્રસિદ્ધિમાં આવ્યા. તેઓએ જુના જમાનાના વિષયોને એક બાજૂ મૂકી તદ્દન નવું સાહિત્ય ઉભું કર્યું કલ્પના, સ્વદેશનું અભિમાન,[1] સ્વતંત્રતાની* બુદ્ધિ, નવા યુગનો તીવ્ર આવેશ, વગેરે આ વાઙ્મયમાં એકદમ તરી આવે છે. રાજ્યનીતિનો વિષય હજુ એમાં મુખ્ય ભાગ તરીકે આવી શકયો નહોતો.

---

૧ માર્લો તીમૂર–Tamburlane–ઉપરના લખાણમાં એ વખતની અંગ્રેજ અભિલાષાને આવી રીતે જણાવે છે:—

Give me a map; then let me see how much
Is left for me to conquer the world.

*Come, the three corners of the world in arms,
And we shall shock them. None shall make us rue,
If England to itself do rest but true.

*Shakespeare*

## સ્ટુઅર્ટ વંશ

સાતમો હેનરિ
|
માર્ગરેટ=(૧) સ્કૉટ્લૅંડનો રાજા; =(૨) અર્લ ઑવ્ ઍંગસ

(૧) ચોથો જેઇમ્સ
|
પાંચમો જેઇમ્સ
|
મેઇરિ, સ્કૉટ લોકોની રાણી=ડાર્ન્લી
|
સ્કૉટ્લૅંડનો છઠ્ઠો ને ઇંગ્લંડનો પહેલો } જેઇમ્સ

(૨) અર્લ ઑવ્ ઍંગસ
|
માર્ગરેટ ડગ્લસ
|
ડાર્ન્લી — ચાર્લ્સ
|
(ચાર્લ્સ) ઍરેબેલા સ્ટુઅર્ટ

# ખંડ ૩જો. સ્ટુઅર્ટ વંશ

## પ્રકરણ ૭મું

## પહેલો જેઇમ્સ, ઇ. સ. ૧૬૦૩–૨૫.

**સ્ટુઅર્ટ વંશના અમલની ઉપયોગિતા**—સ્ટુઅર્ટ વંશના અમલની ઉપયોગિતા ખાસ નોંધવા જેવી છે. જ્યારે યૂરોપની તમામ પ્રજાઓ ઉપર અનિયંત્રિત રાજ્યતંત્ર ચાલતું હતું ત્યારે ઇંગ્લંડમાં રાજા અને પ્રજા વચ્ચે પ્રચંડ તકરારો થઈ અને તે દેશના લોકોએ મહાજનસત્તાક રાજ્ય સ્થાપી સ્વતંત્રતાની લડતમાં યૂરોપમાં પ્રથમ ભાગ લીધો. યૂરોપની પ્રજાઓનો મોટો ભાગ "સ્વતંત્રતા"નું નામ પણ લગભગ ભૂલી ગયો હતો. આ વખતમાં ઇંગ્લંડનું નૌકાબળ પ્રસિદ્ધિમાં આવ્યું. તે દેશે દરિયાપાર સંસ્થાનો વસાવ્યાં. ઇંગ્લંડનું લડાયક બળ પણ હવે વધારે ધોરણસર થતું ગયું. લોકોની આર્થિક સ્થિતિ સુધરી. અંગ્રેજી વાઙ્મય સર્વ-દેશીય થયું. યૂરોપનાં રાજ્યો આ વખતે ત્રીસ વર્ષોના ધાર્મિક વિગ્રહમાં ઉતર્યાં. એ વિગ્રહથી ઇંગ્લંડ અળગ રહ્યું તેથી ત્યાંના લોકો પ્રજાસત્તાક રાજ્યતંત્રનો પ્રયોગ કરી શક્યા. ક્રોમ્વેલ્લના વખતમાં ઇંગ્લંડનું મહત્ત્વ યૂરોપમાં વધ્યું; તેના મરણ પછી તે મહત્ત્વ ઘણું ઘટી ગયું; તો પણ ઇ. સ. ૧૬૮૮માં ઇંગ્લંડે પાછું યૂરોપની પરસ્પર ખટપટોમાં દરમ્યાન થવા માંડ્યું. એ વખતે માર્લબરોએ ઇંગ્લંડના લશ્કરને મોટો વિજય અપાવ્યો એટલે ફરીથી યૂરોપનાં રાજ્યોના દરબારોમાં તેનું વજન વધ્યું. લોકોના સામાજિક જીવનમાં પણ ઘણા ફેરફારો થયા. કેળવણી વધી. વિજ્ઞાન–સાયન્સ–નો અભ્યાસ થવા માંડ્યો. રાજ્યકીય પક્ષો ઉભા થયા. (રાજ્ય) નીતિશાસ્ત્ર ને આંતરરાષ્ટ્રીય કાયદા–Politics ને International Law–નો ઉદય થયો. રાજ્ય અને પ્રજાના પરસ્પર સંબંધો ઉપર હવે ઊહાપોહો થવા લાગ્યા. ઇંગ્લંડ ને સ્કૉટ્લૅંડ એક થયાં. જુની અમીરાત નાશ પામી હતી; નવી અમીરાતમાં હરરોજ નવા માણસોને દાખલ કરવામાં આવતા. પહેલાં દેશના અમીરઉમરાવો કોટકિલ્લાઓ સમૃદ્ધ રાખતા;

હવે રાજા ને અમીરો વચ્ચે સમાધાની થઈ ગઈ હતી; યુદ્ધકળા ફરી ગઈ. તેથી કોટકિલ્લાઓનો જમાનો ચાલ્યો ગયો. મોટાં મોટાં ખેતરોની ખેડ કરવાનો જમાનો પણ હવે ધીમે ધીમે અસ્ત થવા લાગ્યો. ખેતરોની આસપાસ વાડો બાંધી લઈ, તેને શિકારનાં ક્ષેત્રો બનાવવામાં આવ્યાં. શહેરોની ઉપયોગિતા વધવા લાગી. લોકો પૈસાદાર થયા એટલે તેમનો શોખ પણ વધ્યો.

સ્પેઇનનાં દરિયાઈ બળ ને સામ્રાજ્ય હવે નાશ પામ્યાં. તે રાજ્ય બીજી પંક્તિ ઉપર આવી ગયું. તેને બદલે ફ્રાંસ હવે આગળ આવ્યું. સ્પેઇનના દરિયાઈ બળને તોડવામાં હોલંડ ને ઇંગ્લંડ મુખ્ય હતાં. તેથી સ્પેઇનના દરિયાઈ સામ્રાજ્યની લુંટનો ભાગ પાડવામાં વલંદાઓ અને અંગ્રેજો મુખ્ય થયા. ફ્રાંસ પણ એ હરીફાઈમાં ઉતર્યું. જર્મનિનાં નાનાં રાજ્યો હવે આગળ આવવા માંડયાં. ઇટલિ ઉપરનો સ્પેઇનનો અંકુશ નાબુદ થયો. તેને બદલે ઑસ્ટ્રિઆ તે દેશમાં સત્તાવાન્ થયું. હૉલંડ સ્વતંત્ર રાજ્ય થઈ ગયું હતું. સ્વિડન ને રશિઆ હવે યૂરોપની રાજ્યખટપટોમાં ભાગ લેતાં થયાં. આવી રીતે આ યુગમાં ઘણી ક્રાંતિકારક હકીકતો પ્રકાશમાં આવી.

**પહેલો જેઇમ્સ, ઇ. સ. ૧૬૦૩–૨૫. "બેસતો રાજા"**— ઇલિઝાબેથ મરી ગઈ ત્યારે મંત્રિમંડળે સ્કૉટ્લૅંડના રાજા છઠ્ઠા જેઇમ્સને ઇંગ્લંડ બોલાવ્યો ને પાર્લમેંટે તેને ઇંગ્લંડનો રાજા બનાવ્યો. નવો રાજા ભર જુવાનીમાં હતો—તેની ઉમર ૩૭ વર્ષની હતી. તે હોશિયાર ઘોડેસવાર, ચુનંદો શિકારી, દારૂનો શોખીન પણ દારૂડીઓ તો નહિ જ, મશ્કરો, સભ્ય, મીલનસાર અને વિદ્વાન્ હતો. સ્કૉટ્લૅંડમાં તેણે કૅથૉલિકોને ને પ્રોટેસ્ટંટોને, ને પોતાના અમીરોને ને પ્રધાનોને અંદર અંદર લડાવી મારી આપખુદ સત્તા સ્થાપી હતી. ઇંગ્લંડમાં પણ એવી જ સત્તા સ્થાપવાનો એનો ઇરાદો હતો. ઇંગ્લંડના લોકોને તે ચહાતો. તેમના ઉપર તે ન્યાયથી રાજ્ય કરવા ઇચ્છતો હતો. તકરારો તેને ગમતી નહિ. ધર્મની ફરી

બાબતમાં તેને ઝનુન કદિ પસંદ પડતું નહિ. પણ જેઈમ્સ આળસુ, નબળો અને ઉડાઉ રાજા હતો. ઇંગ્લંડના રાજ્યતંત્રનો કે કાયદાઓનો કે લોકોના સ્વભાવનો તેને જરા પણ અનુભવ નહોતો. જે લોકો તેને પ્રસન્ન રાખી શકતા તેમની શીખવણીથી તે આડે માર્ગે ચાલ્યો જતો. તેનામાં જરા પણ સિપાઈગીરી નહોતી. પોતાના જેટલું ડહાપણ કોઈનામાં નથી એમ તે માનતો. તે બીકણ હતો. તેનામાં સ્વમાનની ભાવના બીલકુલ નહોતી. કારભારની ઝીણી બાબતો જોતાં તેને આવડતું નહિ. તે બાહોશ માણસોની પરીક્ષા કરી શકતો નહિ. મોટા મુત્સદ્દીઓની રાજકારણની અથવા વિદ્વાન્ લેખકોની ઉમદી ભાવનાઓની તેને કાંઈ કિંમત નહોતી. પરિણામે રૅલે, બેકન, ને ઇલિઅટ જેવા ધુરંધર પુરુષોની સલાહ માન્ય ન કરતાં તેણે કારભારમાં કાર–Carr અને Villiers–જેવા રાજપુરુષોને મોખરે આણ્યા.



જેઇમ્સ પહેલો

જેઈમ્સ તાજની અનિયંત્રિત સત્તામાં જબરદસ્ત માનનારો હતો. વળી તે એમ માનતો કે આ સત્તા ઇશ્વરદત્ત સત્તા –Divine right of kings–છે એ કારણથી રાજાની વિરુદ્ધ કોઈ પણ આચરણને તે રાજદ્રોહ અને ધર્મદ્રોહ ગણતો. તેણે પોતે આ વિષય ઉપર The true Law of Free Monarchies, Premonition To monarchs, Baselicon Doron, પુસ્તકો લખ્યાં હતાં. તે એમ માનતો કે તાજની અનિયંત્રિત સત્તાને અંકુશમાં રાખવાનો અધિકાર કોઈ પણ સંસ્થાને હોવો જોઈએ નહિ,–રોમના પોપને નહિ, તેમ ચર્ચના પાદરીઓને પણ નહિ. જેમ જેમ ઉમર વધતી ગઈ તેમ તેમ નવા રાજાની આ તમામ નબળાઈઓ પણ વધારે ને વધારે સખ્ત થતી ગઈ. પરિણામે જેઇમ્સનો અમલ તદ્દન નિષ્ફળ નીવડ્યો. પણ ઘણી વાર જેઇમ્સને અન્યાય કરવામાં આવે

છે. જેઈમ્સને નાનપણમાં એવું શીખવવામાં આવ્યું હતું કે રાજ્યતંત્ર પ્રજામાન્ય હોવું જોઈએ અને તે ઉપર પ્રજાનો અંકુશ રહેવો જોઈએ. રાજા તો પ્રજાનો નોકર છે એમ તેનો શિક્ષક તેને વારંવાર કહેતો. પણ સ્કૉટ્લૅંડમાં જુદા જુદા પક્ષો અંદર અંદર લડી મરતા હતા તેથી આ સૂત્ર જેઇમ્સના અમલને અનુકૂળ પડયું નહિ. ઉપર કહ્યું તેમ તેણે તે દેશમાં રાજાની આપખુદ સત્તા સ્થાપી. જ્યારે તે ઇંગ્લંડનો રાજા થયો ત્યારે પણ તેણે એ રાજ્યનીતિ ચાલુ રાખી. જેઈમ્સને રાજાની સત્તા બે પક્ષો સામે સાબુત કરવી હતી, એક તો પાર્લમેંટ સામે, ને બીજું, પ્યુરિટનો સામે, જેઇમ્સના અમલ દરમ્યાન યૂરોપમાં ઘણા લોકો એવો ઉપદેશ કરતા હતા કે રાજાની સત્તા અંકુશમાં રહેવી જોઈએ અને લુચ્ચા ને હરામખોર રાજાને પ્રજા બંડ કરીને પણ પદભ્રષ્ટ કરી શકે છે ને મારી શકે છે પણ ખરી. જેઈમ્સે આ સિદ્ધાંતને નિરર્થક કરવા પહેલેથી જ નિર્ણય કરી રાખ્યો હતો અને તેનો આખો અમલ તે નિર્ણયને સિદ્ધ કરવામાં ગયો એમ કહીએ તો જરા પણ અયોગ્ય કહેવાશે નહિ. ઉપરાંત આપણે એટલું પણ યાદ રાખવું જોઈએ કે જેઇમ્સ ઝનુની, ક્રૂર, કે જુલ્મી રાજા નહોતો.

**જેઈમ્સનો યૂરોપનાં રાજ્યો સાથેનો વ્યવહાર:**—જેઈમ્સે ગાદીએ બેઠા પછી સ્પેઈન સાથે સુલેહ કરી. ઇંગ્લંડને આ સુલેહથી ખાસ ફાયદો થયો નહિ. જેઈમ્સનો વિચાર પોતાના મોટા પુત્ર હેન્રિનું લગ્ન સ્પેઈનના રાજા ફિલિપની કુંવરી સાથે કરવું હતું પણ કુંવર પોતે વિરુદ્ધ પડયો, કારણ કે કુંવરી ધર્મે કૅથૉલિક હતી. જ્યાં સુધી રૉબર્ટ સેસિલ અથવા અર્લ ઑફ્ સૅલિસબ્યુરિ સત્તા ઉપર હતો ત્યાં સુધી તો તેણે પોતાના બાપ બર્લેનું ધોરણ કાયમ રાખ્યું. પણ તે ઇ. સ. ૧૬૧૧માં મરી ગયો. તેના પછી કાર, ને બકિંગહામ સત્તા ઉપર આવ્યા. બકિંગ-હામે જેઈમ્સના વિચારને નમતું આપ્યું. સ્પેઈન સાથે મિત્રતા કરવા માટે હવે તનતોડ મહેનત કરવામાં આવી. કુંવર હેન્રિ ઇ. સ. ૧૬૧૨માં મરી ગયો તેથી નાના કુંવર ચાર્લ્સનો વિવાહ સ્પેનની કુંવરી Infanta—સાથે કરવા માટે મસલતો ચાલવા માંડી. દરમ્યાન ઇ. સ. ૧૬૧૮માં

બોહિમિઆના પ્રોટેસ્ટંટો ઍમ્પરર મેથિઆસ સામા ઉઠયા. તેમને ઇલેક્ટર પૅલેટિન ફ્રેડરિક–Elector Palatine, Frederick–ની મદદ મળી; ફ્રેડરિક બોહિમિઆનો રાજા થયો. સ્પેઇને ઑસ્ટ્રિઆનો પક્ષ લીધો ને ફ્રેડરિકના મુલક ઉપર લશ્કર ઉતાર્યું. ફ્રેડરિકના પક્ષમાં જર્મનિના લગભગ તમામ પ્રોટેસ્ટંટ રાજ્યકર્તાઓ ને પ્રોટેસ્ટંટ સ્વિડન પણ ભળ્યાં. ફ્રાંસે પ્રોટેસ્ટંટોને મદદ આપી. આવી રીતે યૂરોપમાં ત્રીસ વર્ષોનો મોટો ધાર્મિક વિગ્રહ શરૂ થયો, ઇ. સ. ૧૬૧૮–૪૮. ફ્રેડરિક જેમ્સનો જમાઈ થતો હતો ને વળી પ્રોટેસ્ટંટ હતો, તેથી ઇંગ્લંડના લોકો તેને મદદ કરવા ઉત્સુક હતા. પણ જેઇમ્સને સ્પેઇનિ સાથે મૈત્રી કરી યૂરોપમાં દરમ્યાન થઈ, યુદ્ધ અટકાવી પોતાના જમાઈને ગાદી પાછી અપાવવી હતી. આ હેતુ સિદ્ધ કરવા પાટવી કુંવર ચાર્લ્સ ને મુખ્ય પ્રધાન બકિંગહામ માડ્રિડ ગયા, પણ સ્પેઇનિનો રાજા ને તેના વકીલો તો જેઇમ્સને, તેના પુત્રને, ને પ્રધાનને, માત્ર બનાવતા હતા. તેથી હતાશ થઈ બંને જણા ઇંગ્લંડ પાછા આવ્યા. હવે જેઇમ્સે ચાર્લ્સનું લગ્ન ફ્રેંચ કુંવરી Henrietta Mary સાથે કરવા ધામધુમ કરવા માંડી ને તે માટેની સંધિ ઉપર તેણે સહી પણ કરી, ઇ. સ. ૧૬૨૪. એ વખતે તેણે સ્વિડન, હોલંડ ને ડેન્માર્ક સાથે સંધિઓ કરવા મહેનત કરી. પણ ઇ. સ. ૧૬૨૫માં તે મરી ગયો એટલે એ મસલતોનું ફળ–યૂરોપના કૅથૉલિકો સામે લડાઈ–પુત્ર પહેલા ચાર્લ્સના અમલનાં પહેલાં વર્ષોમાં સ્પષ્ટ દેખાયું. આવી રીતે જેઇમ્સના અમલ દરમ્યાન ઈલિઝબેથે નક્કી કરી રાખેલી રાજ્યનીતિનો ત્યાગ કરવામાં આવ્યો.

**જેઇમ્સ, પ્યુરિટનો, ને કૅથૉલિકો**—જેઇમ્સ ગાદીએ આવ્યો ત્યારે એક હજાર પ્યુરિટનોએ તેને સમાધાની માટે અરજી કરી. (તે Millenary Petition કહેવાય છે.) રાજા કૅથૉલિકો અને પ્યુરિટનો વિરુદ્ધ હતો પણ તેને પ્યુરિટનો સાથે સમાધાની કરવાનો વિચાર હતો. તે ગાદીએ આવ્યો કે તુરત તેની સામાં બે કાવતરાં થયાં–એક નાનું કાવતરૂં–Bye plot ને બીજું મોટું કાવતરૂં–Main plot. બંનેમાં કૅથૉલિકો સંડોવાએલા હતા પણ કાવતરાંના આગેવાનો પકડાઈ ગયા.

ઇ. સ. ૧૬૧૬માં રૅલે અમેરિકા ગયો. તેણે રાજાને એવી આશા આપી હતી કે તે ખંડમાં સોનારૂપાની ખાણોવાળો એક નવો મુલક પોતે શોધી લાવશે ને સ્પેઇન સાથે પોતે લડશે નહિ. પણ એ સાહસમાં કાંઈ વળ્યું નહિ. ઉલટું, રૅલેએ સ્પેઇન સામે યુદ્ધ કર્યું. તેથી જ્યારે તે પાછો આવ્યો ત્યારે તેના ઉપર કામ ચલાવવામાં આવ્યું ને તેને દેહાંતદંડ આપવામાં આવ્યો, ઇ. સ. ૧૬૧૮. (મોટા કાવતરામાં રૅલે પોતે સામેલ હોય એવો શક ગયો. રૅલેને પ્રથમ દેહાંતદંડની શિક્ષા આપવામાં આવી પણ પછી તેને તો માફી મળી) પણ આ કાવતરાંથી રાજા બીનો નહિ તેણે ધાર્મિક પ્રશ્નોનું નિરાકરણ કરવા હૅમ્પટન કોર્ટમાં એક પરિષદ્–Conference બોલાવી, ૧૬૦૪. રાજા પોતે તેનો પ્રમુખ બન્યો પણ એ પરિષદ્ કશા નિર્ણય ઉપર આવી નહિ. ઉલટું, કૉન્વોકેશને પ્યુરિટનો સામે કેટલાક સખ્ત કાયદાઓ કર્યા. પાર્લમેંટમાં પ્યુરિટન પક્ષ બળવાન્ હતો. પણ રાજાની સત્તા સામે ઉભા રહેવાની સત્તા હજુ તેમાં આવી નહોતી. કૅથૉલિકો સામે કૉન્વોકેશને અને પાર્લમેંટે સખ્ત કાયદાઓ કર્યા તેથી રૉબર્ટ(Catesby) કેઇટ્સૂબિ નામના માણસે પાર્લમેંટને, રાજાને, તેના પ્રધાનોને ને સલાહકારોને મારી નાંખવા માટે એક ભયંકર કાવતરૂં રચ્યું. ગાઈડો ફૉક્સ–Guido Fauxe નામનો એક સ્પેઇનના લશ્કરમાં તાલીમ લીધેલો અંગ્રેજ ને બીજા કેટલાએક માણસો તેમાં સામેલ થયા. તેઓએ પાર્લમેંટના મકાન પાસે એક ઘર ભાડે લીધું ને તેમાં દારૂ ભર્યો. તેમનો સંકેત એવો હતો કે જે દિવસે પાર્લમેંટ પહેલી વાર મળે તે જ દિવસે ભોંયરામાંના દારૂને સળગાવવો, ને તેથી પાર્લમેંટના મકાનને જમીનદોસ્ત કરવું,–તે સાથે જ રાજા, સભાસદો ને પ્રધાનો પણ દબાઈ જવાના–આખા દેશમાં કૅથૉલિકોનું એક મોટું બંડ ઉભું કરાવવું ને પોપ તથા સ્પેઇનના રાજાની મદદથી ઇંગ્લંડમાં કૅથૉલિક સત્તા સ્થાપવી. પણ કાવતરૂં પકડાઈ ગયું, નવેંબર, ઇ. સ. ૧૬૦૫. આગેવાનોને ફાંસી દેવામાં આવી. આ કાવતરૂં Gunpowder Plot કહેવાય છે.*

---

*Courage, cold as steel, self-sacrifice, untainted by jealousy or ambition, readiness when all was lost to endure all, raised the Plot into a story of which the ungarnished facts

ઉપલા કાવતરાથી પાર્લમેંટે રોમન કૅથૉલિકો સામે વિશેષ સખ્ત ઇલાજો લીધા ને તેઓ ઈંગ્લંડમાં સુખી ને વફાદાર પ્રજાજન તરીકે રહી શકે એ ઘણું મુશ્કેલ થઈ ગયું. જેઇમ્સ પોતે આ સખ્ત કાયદાઓનો અમલ થયો જોવા ઇચ્છતો નહોતો એટલે જ કૅથૉલિકો ઝાઝા હેરાન થયા નહિ, કારણ કે તે લોકોની સંખ્યા જુજ હતી ને તેઓ બધા જેઇમ્સની સત્તાનો તિરસ્કાર કરતા નહોતા.

પ્યુરિટનોની સાથે રાજા સમાધાન કરી શકયો નહિ તેથી તેઓ હવે સામા થયા અને એક બળવાન્ પક્ષ જમાવીને તેમણે રાજા સામે પ્રચંડ તકરારો શરૂ કરી. રાજા અને પ્યુરિટનો વચ્ચેનો મતભેદ સમગ્ર રાજ્યતંત્રના સિદ્ધાંતો સંબંધીનો હતો.*

કૅથૉલિકો સામે કાયદાઓનો અમલ ઇ. સ. ૧૬૧૯ સુધીજ સખ્ત રીતે થઈ શકયો. ત્યાર પછી જેઇમ્સે સ્પેઇન સાથે મૈત્રી કરવાની રાજ્યનીતિ સ્વીકારી, એટલે ઇંગ્લંડના કૅથૉલિકોને સતાવવાનું તેણે માંડી વાળ્યું. સ્ટુઅર્ટ વંશના રાજાઓ અને કૅથૉલિકો વચ્ચે સહાનુભૂતિનો જમાનો આ વખતથી શરૂ થયો

**જેઇમ્સ ને પાર્લમેન્ટ**—ઈલિઝબેથનાં છેલ્લાં વર્ષોમાં હાઉસ ઑફ્ કોમન્સના સભાસદો રાણીના કારભારનાં કેટલાએક કૃત્યો સામે થયા હતા તે આપણે ઉપર જોયું. આ સભામાં પ્યુરિટનોની સારી સંખ્યા હતી. સભાસદો શહેરના ને ગામડાંઓના હોઈ લંડનથી અજાણ્યા હતા અને રાજાના માનચાંદને માટે કે જગ્યાઓ લેવા માટે તેમને ઝાઝી આકાંક્ષા

---

might well be read by those of every faith, not with shame or anger, but with enlarged admiration and pity for the things which men can do.

*England under the Stuarts* by Charles Trevelyan, P. 93.

* હૅમ્પ્ટન કૉર્ટની પરિષદ્ બરખાસ્ત કરતી વેળા રાજા બોલ્યો:—It is my aphorism, "no bishop, no king" If you aim at a Scottish presbytery, it agreeth as well with monarchy as God and the Devil. Then Jack and Tom and Will and Dick shall meet and consure me and my council and all our Proceedings."

નહોતી. તેથી તેઓ સ્વતંત્ર રહી શકતા. રાજાને પૈસા આપવાની બાબતમાં તેઓ એકદમ મક્કમ હતા. અલબત, તે વખતની પાર્લમેન્ટમાં કારભારની વીગતો જોવાની શક્તિ નહોતી; પણ તેના સભાસદોમાં ખાસ અજબ શક્તિ હતી. તેઓ પ્રજાના હકકો ને અધિકારોનું રક્ષણ કરવા જાનમાલ કુરબાન કરવા પણ તૈયાર હતા, હવે તેમનામાં પ્યુરિટન પંથનું ઝનુન આવી ગયું હતું. યૂરોપની લોકનિયુક્ત સભાઓ નાશ પામી હતી તે વાતથી તેઓ અજાણ્યા નહોતા; એ કારણથી તો તેઓ પોતાના અધિકારો કાયમ રાખવા વધારે કટિબંધ થયા.

જેઈમ્સની પહેલી પાર્લમેંટ ૭ વર્ષ સુધી બેઠી, ઇ. સ. ૧૬૦૩–૧૬૧૦. તે પાર્લમેંટે પ્યુરિટનો સામે ને કૅથૉલિકો સામે સખ્ત કાયદાઓ કર્યા. જેઈમ્સનો ને તેના સલાહકારોનો વિચાર એવો હતો કે ઈંગ્લંડ ને સ્કોટલૅંડ એક થાય, રાજ્યની નાણાંની સ્થિતિ સુધરે અને દેશનું લશ્કરી ને દરિયાઈ બળ વ્યવસ્થામાં આવે. આ વિચારો ઘણા ઉમદા હતા. પણ પાર્લમેંટને તેમનો વિશ્વાસ નહોતો તેથી તે વિચારો બર આવ્યા નહિ. વળી જેઇમ્સ જુના ધોરણ મુજબ દસ્તૂરો કાઢી કારભાર કરતો. ટ્યૂડરો પણ તેમ કરતા પણ હવે વસ્તુસ્થિતિ ફરી ગઈ હતી. નીકાસઆયાત ઉપરની જગાતની પેદાશમાંથી જેઇમ્સે નાણું ભેગું કરવા માંડયું. પાર્લમેંટે પ્રજાની પાસેથી પોતાની સંમતિ વિના પૈસા કાઢવાની આ નવી યુક્તિ સામે વાંધો ઉઠાવ્યો, જો કે અદાલતોએ તો એવો ઠરાવ આપ્યો કે રાજાને આવો હક્ક છે. જેઇમ્સે પાર્લમેંટના વિવાદ કરવાના હક્કો વિષે વાંધો ઉઠાવ્યો. આ મતભેદ તીવ્ર થતો ગયો.*

જેઇમ્સ પાર્લમેંટના વિરોધથી કંટાળી ગયો. તેથી તેણે આ પહેલી પાર્લમેંટ બરખાસ્ત કરી, ફેબ્રુઆરિ, ઇ. સ. ૧૬૧૧. પણ જેઈમ્સને પૈસાની જરૂર તો પડતી જ. તેથી ઇ. સ. ૧૬૧૪માં તેણે પાર્લમેંટને

* "The prerogatives of princes may easily and do daily grow; the privileges of the subject are for the most part at an everlasting stand. They may be by good providence and care preserved, but being once lost are not recovered but with much disquiet." પાર્લમેંટની એક ક્ષમાપત્રિકા–*Apology*–ઉપરથી.

બોલાવી. પણ સભાસદો ટીકાખોર બનતાં રાજાએ તે પાર્લમેંટને પણ તુરત જ બરખાસ્ત કરી, જુન. ઇ. સ. ૧૬૧૪. આ પાર્લમેંટે કોઈ કાયદો ઘડ્યો નહિ તેથી તે Addled Parliament કહેવાય છે. ઇ. સ. ૧૬૧૮માં યૂરોપમાં ત્રીસ વર્ષોનો ધાર્મિક વિગ્રહ શરૂ થયો. જેઇમ્સનો જમાઈ ફ્રેડરિક પોતાનો મુલક ખોઈ બેઠો. ઇંગ્લંડના લોકો જર્મનિના પ્રોટેસ્ટંટોને મદદ કરવા તૈયાર થયા. જેઇમ્સને નાણા-ભીડ તો રોજ નડતી હતી. તેથી વળી ઇ. સ. ૧૬૨૧ના જાન્યુવારિ માસમાં તેણે પાર્લમેંટ બોલાવી. આ પાર્લમેંટે રાજાએ જે એકહથ્થુ વેપારના ઇજારાઓ–Monopolies–આપ્યા હતા તેની સામે પોકાર ઉઠાવ્યો ને સ્પેઇન સામે લડાઈ જાહેર કરવા રાજાને વિનતિ કરી.




આ વિરોધથી કંટાળી રાજાએ એ પાર્લમેંટને પણ રજા આપી, જાન્યુઆરિ. ઇ. સ. ૧૬૨૨. ઇ. સ. ૧૬૨૩માં જેઇમ્સે સ્પેઇન સાથેનો વ્યવહાર બંધ કર્યો ને તે દેશ સામે લડાઈ જાહેર કરવાનો વિચાર રાખ્યો. તેથી તેણે પોતાના અમલની છેલ્લી પાર્લમેંટ ઇ. સ. ૧૬૨૪ના ફ્રેબ્રુઆરિમાં બોલાવી. તે નવેંબર સુધી જ બેઠી. ઇ. સ. ૧૬૨૫ના માર્ચમાં જેઇમ્સ

મરી ગયો. આવી રીતે જેઇમ્સના વખતમાં પાર્લમેંટે (૧) ધર્મની બાબનોમાં (૨) પરદેશ સાથેના વ્યવહારમાં (૩) દેશની નાણાસ્થિતિમાં ને (૪) પોતાના અધિકારોની બાબતમાં રાજાની વિરુદ્ધ ખુલ્લી રીતે તકરારો કરવાનું ને તે બધા કિસ્સાઓ ઉપર પોતાનો અંકુશ રહે તેવી રીતે વર્તન રાખવાનું શરૂ કર્યું. એ મતભેદ ચાર્લ્સના વખતમાં ઘણો તીવ્ર બન્યો.

**જેઇમ્સનો આપખુદ કારભાર. તેના મુખ્ય સલાહકારો—** ઇ. સ. ૧૬૧૧ની સાલથી જેઇમ્સે પાર્લમેંટ વિના રાજ્ય કર્યું એમ કહીએ તો ચાલે. તે વખતમાં રૉબર્ટ સેસિલ, અર્લ ઑવ્ સૅલિસબ્યુરિ, મરી ગયો એટલે બાહોશ લોકો કારભારથી અળગ રહ્યા. ખુશામતખોર અને લાંચ રૂશવત આપી મોટા હોદ્દાઓ મેળવનારાઓ હવે આગળ આવ્યા. વિખ્યાત લેખક **ફ્રાંસિસ બેકન,** ને ધારાશાસ્ત્રી **કોક,** એ આ વખતે મોટા હોદ્દાઓ ઉપર આવ્યા. બેકન સૉલિસિટર, ઍટૉર્ની જનરલ ને ચૅન્સેલર થયો. તેનાં લખાણો– ખાસ કરીને *Advancement of Learning*, *Essays* અને *Henry VII*, હજુ પણ આકર્ષક છે. પણ તે લાલચુ, ખુશામતખોર અને રાજાના હક્કોનો હિમાયતી હતો.* બીજો સલાહકાર **સર રૉબર્ટ કાર,** Carr—અર્લ ઑવ્ રૉચેસ્ટર અથવા સોમર્સેટ, હતો. તે અને તેની સ્ત્રી એક ખુનના કિસ્સામાં સામેલ થયાં. તેથી ઇ. સ. ૧૬૧૬માં તેને બરતરફ કરવામાં આવ્યો. હવે જ્યોર્જ વિલિઅર્સ Villiers, પાછળથી Duke of Buckingham, રાજાનો મુખ્ય સલાહકાર થયો, ઇ. સ. ૧૬૧૬.× રાજાના મરણ સુધી બધો કારભાર તેના હાથમાં હતો.

**ઇંગ્લંડ, આયર્લેંડ ને અમેરિકાઃ**—જેઇમ્સના વખતમાં આયર્લેંડના અલ્સ્ટરના પરગણામાં ઇંગ્લંડના ને સ્કૉટ્લૅંડના માણસોનો વસવાટ કરવામાં આવ્યો. અમેરિકામાં વર્જિનિઆનું સંસ્થાન વસ્યું. ઇંગ્લંડની સરકારના જુલમથી કંટાળી કેટલાએક ચુસ્ત પ્યુરિટનો હોલૅંડમાં ગયા હતા.

---

*બેકન કહેતો કે Judges are lions under the throne; પણ કોક Coke કહેતો કે Judges are umpires between king and subject.

×રાજાનો તે એટલો બધો માનીતો હતો કે એક વખત તે આમ પણ બોલી ગયો–Christ had his John and I have my George.

ત્યાં તેમણે પોતાના ધર્મનો બચાવ કરવા ખાતર અમેરિકામાં જઈ વસવાનો નિર્ણય કર્યો. તેથી ઇ. સ. ૧૬૨૦માં ૧૨૦ જણાં *Mayflower* નામના વહાણમાં બેસી અમેરિકા જવા ઉપડી ગયાં. ત્યાં તેઓએ ન્યૂ ઇંગ્લંડ વસાવ્યું. આ લોકો Pilgrim Fathers કહેવાય છે. ધીમે ધીમે તેમની સંખ્યામાં વધારો થયો કાળક્રમે તેમના વંશજોએ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો–The United States of America-સ્થાપ્યાં.

**શેક્સપિયર**—ઇંગ્લંડના સાહિત્યના વિકાસનો ઉલ્લેખ આપણે ઉપર કરી ગયા છીએ. શેક્સપિયરે જેમ્સના વખતમાં પોતાની અપ્રતિમ પ્રતિભાનો સ્વાદ ઇંગ્લંડને આપ્યો. ઇ. સ. ૧૬૧૧માં તે નિવૃત્ત થયો ને ઇ. સ. ૧૬૧૬માં મરી ગયો.

## પ્રકરણ ૮મું

## પહેલો ચાર્લ્સ, ઇ. સ. ૧૬૨૫–૪૯.

**પહેલો ચાર્લ્સ.** પચીસ વર્ષની ઉમરે ચાર્લ્સ ઇંગ્લંડનો રાજા થયો. તે શરીરે મજબુત, દેખાવે સુંદર અને રૂવાબદાર, ચાલચલગતે એકદમ નિષ્કલંક, શૂર, હિંમતબાજ, ધર્મનિષ્ટ, ઉદ્યમી, સાહિત્ય ને કળાનો શોખીન, અને મિત્રો તરફ ઉદાર અને વફાદાર હતો. પણ તેનામાં દૂરદર્શિત્વ નહોતું. પોતાના રાજ્યકીય વિચારો ઉપર તેને અનન્ય નિષ્ઠા હતી. દેશની ખરી સ્થિતિનું તેને ભાન નહોતું. બીજાની સાથેનો મતભેદ તે સમજી શકતો નહિ. બાપે માનેલો ને તેણે એક દિલથી શીખવેલો અનિયંત્રિત સત્તાનો સિદ્ધાંત ચાર્લ્સના મગજમાં સજ્જડ રીતે ઊંડો પેસી ગયો હતો. તે બીજા સિદ્ધાંતો માટે જરા પણ પરવા કરતો નહિ. પોતાના કરતાં બાહોશ માણસને શોધી કાઢતાં તેને આવડતું નહિ. જે માણસોને તેણે પોતાના સલાહકારો તરીકે રોક્યા તે માણસો મુત્સદ્દીઓ કે અનુભવી કારભારીઓ તરીકે આગળ આવ્યા નહોતા; તેમના ઉપર રાજાને અંગત મોહ હોવાથી જ તેઓ તેના પ્રધાનો કે સલાહકારો થઈ શક્યા હતા. વિકટ પરિસ્થિતિથી બચી જવા તે મોટાં મોટાં વચનો આપતો પણ પછી તેમાંનો એક શબ્દ પણ તે પાળતો નહિ. ફ્રાંસમાં ને સ્પેઇનમાં તેણે રાજની અનિયંત્રિત સત્તા જોઈ હતી; યૂરોપમાં

એ વેળા ક્યાંય પણ પ્રજાના પ્રતિનિધિઓનું મંડળ તાજ ઉપર કોઈ અધિકાર ભોગવતું નહોતું. તેની રાણી કૅથૉલિક હતી. સાધારણ સંજોગોમાં ચાર્લ્સ વગર મુશ્કેલીએ રાજ્ય કરી ગયો હોત; પણ જ્યારે તે તખ્ત ઉપર આવ્યો ત્યારે રાજાનાં ને પ્રજાનાં મન વિખુટાં પડી ગયાં હતાં. ચર્ચમાં બે ઘણા બળવાન્ પક્ષો થઈ ગયા હતા. પાર્લમેંટ પોતાના જુના અધિકારો સાબુત કરવા માંગતી હતી રાજાને એ હક્કોને નિરર્થક કરવા હતા. ધર્મનો ઝગડો હવે તીવ્ર થઈ ગયો હતો ને તેના કેટલાક આગેવાનો રાજાની સત્તાનો દુરુપયોગ કરી પોતાના પક્ષનો સ્વાર્થ સાધવા માંગતા હતા. ચાર્લ્સ પ્યુરિટનોનો વિરોધી હતો. વળી તાજની સત્તા ઉપર પાર્લમેંટનો અંકુશ હોઈ શકે નહિ એ માન્યતા તે ધરાવતો હતો. તેથી આ બંને પક્ષો એક થઈ ગયા. પ્યુરિટનો ને પાર્લમેંટના પક્ષકારો સામા થયા.* પરિણામે, પરસ્પર વિગ્રહ થયો, રાજાના શત્રુઓના પક્ષની ફત્તેહ થઈ, ને રાજાનો પોતાનો શિરચ્છેદ થયો. પહેલા ચાર્લ્સના અમલનો આ ભાગ ભયાનક કહી શકાય.

ગાદીએ આવ્યા પછી તુરત ચાર્લ્સ ફ્રેંચ રાજાની બેન હેનરિએટા મેરાઆને પરણ્યો. લગ્ન વખતે તો તે સત્તર વર્ષની બાળા હતી પણ જેમ જેમ તે મોટી થતી ગઈ તેમ તેમ ચાર્લ્સ તેના મોહજાળમાં વધારે ને વધારે ફસાતો ગયો ને રાણી કૅથૉલિક તથા નિરંકુશ સત્તામાં માનનારી હોવાથી ચાર્લ્સ એક પછી એક વધારે ને વધારે ભૂલો કરતો ગયો.

*Sacred things and secular became one interest. Civil politics and ecclesiastical grew to be the same Tonnage and poundage and predestination, shipmoney and election, habeas corpus and justification by faith, all fell into line.

John Morley's *Cromwell*, P. 61

ચાર્લ્સના અમલનો ને તે પછીના બંડખોરોના અમલનો ઇતિહાસ ક્લૅરંડન, મૅકૉલે, ગાર્ડિનર, હૅરિસન, કાર્લાઇલ, ટ્રેવિલિઅન, મૅટિગ્યુ, વગેરે લેખકોનાં જુદાં જુદાં લખાણોમાં મળી શકે છે ને તે વાંચવા માટે લેખક દરેક શિક્ષકને આગ્રહ કરે છે. ઇંગ્લંડના સમસ્ત ઇતિહાસમાં આ વિભાગ સૌથી વધારે રસિક ને ખાસ બોધપ્રદ લાગે છે. આ જ કારણથી આ પુસ્તકમાં તે વિભાગ વિષે ખાસ આવશ્યક ઉતારાઓ વધારે પ્રમાણમાં ટાંકવામાં આવ્યા છે. મોર્લી પોતે લખે છે:—

We go wrong in political judgment if we leave out rivalries, heart-burnings, personalities, even among leading

**બકિંગહામનો કારભાર**—ચાર્લ્સે પોતાના બાપના ખાસ સલાહકાર બકિંગહામને રાજ્યની મુખ્ય જગ્યા ઉપર કાયમ રાખ્યો તેણે સ્પેઇન ને ફ્રાંસ સામેની લડાઈઓમાં ઘણી નાદારી બતાવી. તેનો વિચાર એવો હતો કે ઇગ્લંડને લડાઈમાં ઉતારી પાર્લમેંટ પાસે પોતાની બાહોશી કબૂલ કરાવવી ને એક મોટા મુત્સદ્દીની કીર્તિ પોતાની પાછળ મૂકતા જવું. તે તદ્દન પાર્લમેંટ વિરુદ્ધ નહોતો. પણ પાર્લમેંટ જ્યારે તેની વિરુદ્ધ પડી ત્યારે તેને રજા આપવા સિવાય બીજો કશો ઉપાય નહોતો. લોકો પાસેથી તેણે પરાણે નાણું કઢાવ્યું. તે નાણું ઉઘરાવવા માટે ખાસ અમલદારો આખા દેશમાં ફરતા. પોતે ઉભા કરેલા લશ્કરને ખોરાકી પહોંચાડવા માટે તેણે સિપાઈઓને ખાનગી ઘરોમાં રહેવા મોકલી દીધા. દેશમાં લશ્કરી કાયદો ચાલવા મંડયો. ઇંગ્લંડ ઉપર આવી રીતે અમલ કરવાની રાજ્યનીતિમાં બકિંગહામ ફ્રાંસ, ઑસ્ટ્રિઆ, ને સ્પેઇનનું અનુકરણ કરતો હતો. પણ તેમાં તેણે ભૂલ કરી, કારણ કે ઇંગ્લંડના લોકોનો સ્વભાવ યૂરોપના લોકોના સ્વભાવથી ઘણો જ જુદો હતો. આ કારણથી તે નિષ્ફળ નીવડયો. ઇ. સ. ૧૬૨૮માં ફેલ્ટન નામના એક અંગ્રેજ લશ્કરી અમલદારે તેનું ખુન કર્યું. ઇંગ્લંડના લોકો એ વેળા ખુશખુશ થઈ ગયા.†

---

men and great men. History is apt to smooth out these rugosities; hero-worship may smooth them out; time hides them; but they do their work. Less trace of personal jealousy or cabals is to be found in the English rebellion than in almost any other revolutionary movement in Europe, and Cromwell himself was free from these disfigurements of public life. P. 480, op. cit.

†Awake, sad Britain, and advance at last
Thy drooping head; let all thy sorrows past
Be drowned and sunk with their own tears, and now,
Overlook thy foes with a triumphant brow.
Thy foe, Spain's agent, Holland's bane, Rome's friend,
By a victorious hand received his end.
Live ever Felton, that hast turned to dust
Treason, ambition, murder, pride, and lust.

**ચાર્લ્સના અમલની પાર્લમેંટો**—યૂરોપમાં ઇંગ્લંડ દરમ્યાન થયું હતું તેથી રાજાને પૈસાની જરૂર હતી, એટલે ચાર્લ્સની પહેલી પાર્લમેંટ ઇ. સ. ૧૬૨૫ ના જુનમાં મળી. રાજાનો પક્ષ પાર્લમેંટમાં ઘણો નબળો હતો. સામા પક્ષે કૅથૉલિકો સામેના કાયદાઓનો સખ્ત અમલ કરવા અને પ્રોટેસ્ટંટ પંથનો લોકોને ઉપદેશ આપવા રાજાના સલાહકારો પાસે માંગણી કરી ને પૈસાની બાબતમાં રાજાને ખાસ પ્રસન્ન કર્યો નહિ. આ કારણોથી ત્રણ માસ પછી આ પહેલી પાર્લમેંટને રજા મળી. પણ લડાઈ માટે નાણું જોઇએ એ નિઃશંક હતું તેથી ઇ. સ. ૧૬૨૬ ના ફેબ્રુઆરિમાં રાજાએ બીજી પાર્લમેંટ બોલાવી. આ પાર્લમેંટે બકિંગ્હામના ઉપર લડાઇની દુર્વ્યવસ્થા અને લાંચ રૂશવતના આરોપ ઉપર કામ ચલાવવા માંગણી કરી ને પોતાની ફરિયાદોનો નિકાલ ન થાય ત્યાં સુધી નાણા માટેની રાજાની માગણીનો વિચાર કરવાનું મોકુફ રાખવાનો ઠરાવ કર્યો. તેથી તેને પણ રજા મળી, જુન, ૧૬૨૬. દરમ્યાન લડાઈ માટે નાણું મેળવવા ચાર્લ્સે ભગીરથ પ્રયત્નો કર્યા પણ તેમાં તે ફાવ્યો નહિ. તેથી ઇ. સ. ૧૬૨૮ના માર્ચ માસમાં રાજાએ ત્રીજી પાર્લમેંટને બોલાવી. રાજાએ આ પાર્લમેંટને દાબી દેવા માટે ધમકીઓ આપી પણ સભાસદો નિડર રહ્યા અને પ્રજાની ફરિયાદો તેઓએ રાજા સમક્ષ મૂકવા નિર્ણય કર્યો. આ ફરિયાદો નીચે મુજબ ગણાવી શકાયઃ—(૧) પાર્લમેંટની સંમતિ વિના રાજાએ પ્રજા ઉપર કર નાંખવો નહિ. (૨) કોઈ પણ રૈયતને રાજાએ કામ ચલાવ્યા વગર કેદ કરવી નહિ. (૩) લશ્કરના માણસોને પ્રજાનાં ઘરમાં રાજાએ રાખવા નહિ. દેશમાં સુલેહ શાંતિ હોય ત્યારે રાજાએ માર્શ્યલ લૉ-લશ્કરી કાયદો જાહેર કરવો નહિ. (૫) રાજાનાં ગેરકાયદેસર કૃત્યોને અનુમોદન આપનારા તમામ સલાહકારો રાજા પાસેથી દૂર થવા જોઈએ. પાર્લમેંટે હવે જાહેર કર્યું કે જ્યાં સુધી આ ફરિયાદોની દાદ નહિ મળે ત્યાં સુધી નાણાની માંગણી ઉપર કશો વિચાર થઈ શકશે નહિ. આટલું કહ્યા પછી સભાસદોએ આ ફરિયાદોની અથવા પ્રજાજનોના હકકોની—એક અર્જ Petetion of Right—ઘડી કાઢી અને હાઉસ ઑફ લૉર્ડ્ઝની સંમતિ લીધા પછી રાજા પાસે તેનો સ્વીકાર કરાવ્યો.

જુન, ૧૬૨૮. આ વખતે ડૉક્ટર રૉજર મેનવૅરિંગ Manwaring–નામના એક ઉપદેશકે રાજાને અનિયંત્રિત કર નાંખવાની સત્તા છે એવું જાહેર કર્યું તેથી તેના ઉપર હાઉસ ઑફ્ લૉર્ડઝમાં કામ ચલાવી તેને શિક્ષા કરવામાં આવી. આ ત્રીજી પાર્લમેંટે પણ બકિંગહામને બરતરફ કરવાની સૂચના કરી પણ જૉન ફેલ્ટન નામના એક લશ્કરી અમલદારે પૉર્ટ્સમાઉથ પાસે ડયૂકનું ખુન કર્યું એટલે તે સવાલ હવે બાજૂએ મૂકવામાં આવ્યો. પણ આ વખતે ચાર્લ્સ લૉડ, મૉંટેગ્યુ, ને બીજા બિશપોને ઉત્તેજન આપતો હતો. તેઓ Armenian–આર્મિનિઅન–એટલે પ્યુરિટન વિરુદ્ધ અને ઍંગ્લો–કૅથૉલિક એટલે પોપની સત્તા ને બીજા કેટલાએક અગત્યના મુદ્દાઓ બાતલ કરતાં જુના કૅથૉલિક મતના હતા. તેમની વિરુદ્ધ આ ત્રીજી પાર્લમેંટે પોકાર ઉઠાવ્યો. પાર્લમેંટે રાજાને માત્ર એક જ વર્ષ માટે નાણાની મદદ આપી. ઇલિઅટ રાજાનો મુખ્ય વિરોધી હતો. પ્રમુખ Speaker–સર જૉન ફિંચ રાજાના હુકમ અનુસાર કૉમન્સને બરખાસ્ત કરતો હતો. પણ તેને કેટલાક સભ્યોએ ખુરસી ઉપર પરાણે બેસાડી રાખ્યો ને પછી મનમાનતા ત્રણ ઠરાવો પ્રસાર કરાવ્યા. રાજાએ ઇલિઅટ, હોલ્સ–Hoiles–ને વૅલેંટિન નામના ત્રણ સભાસદોને કેદ કર્યા. તેમાં ઇલિઅટ કેદમાં જ મરી ગયો, ઇ. સ. ૧૬૩૧. હવે ત્રીજી પાર્લમેંટ પોતાની મેળે વીખરાઈ ગઈ. પછી અગ્યાર વર્ષો સૂધી રાજાએ પાર્લમેંટ સિવાય ચલાવ્યું. ત્રીજી પાર્લમેંટની છેલ્લી બેઠકમાં રાજ્યની મુખ્ય સત્તા પાર્લમેંટના હાથમાં રહેવી જોઈએ, એવો તેના સભ્યોની લડતનો મુદ્દો હતો પણ તે મુદ્દો ચાર્લ્સના અનિયંત્રિત અમલના મુદ્દા જેટલો જ ગેરવ્યાજબી હતો. એ કારણથી વેંટવર્થ જેવા સભ્યો હવે રાજાના પક્ષમાં ભળ્યા. ઠેઠ ઇ. સ. ૧૬૩૯ સૂધી ચાર્લ્સે પાર્લમેંટ વિના ચલાવ્યું. ઇ. સ. ૧૬૪૦માં રાજાને સ્કૉટ્લૅંડના લોકોને દબાવવા ઇંગ્લંડમાં એક લશ્કર ઉભું કરવું હતું તેથી સ્ટ્રેફ્ફૉર્ડની સલાહથી તેણે પાર્લમેંટને ફરી બોલાવી. પિમે તુરત જુની ફરિયાદો રજુ કરી ને રાજાને સાફ કહી દીધું કે પાર્લમેંટ ઇંગ્લંડનું તમામ રાજ્યતંત્ર અંકુશમાં રાખી શકે છે.* રાજાએ તુરત સભાસદોને સૌ સૌને ઘેર મોકલી

---

*The powers of Parliament are to the body politic as the rational faculty of the soul to man.

આપ્યા, એપ્રિલ–મે, ઇ. સ. ૧૬૪૦. આ પાર્લમેંટ Short **ટૂંકી મુદ્દત માટે મળેલી પાર્લમેંટ** કહેવાય છે.×

સ્કૉટલૅંડ ઉપર કરેલી બે સવારીઓ નિષ્ફળ ગઈ. રાજા પાસે નાણું તો નહોતું એટલે વળી પાર્લમેંટની જરૂર પડી. એ પાર્લમેંટ ઇ. સ. ૧૬૪૦ના નવ્હેમ્બર માસમાં મળી. ચાર્લ્સની તે પાંચમી ને છેલ્લી પાર્લમેંટ હતી ને ઇતિહાસમાં તે Long Parliament લાંબી પાર્લમેંટ કહેવાય છે, કારણ કે તે ઇ. સ. ૧૬૬૦ સુધી ચાલુ રહી*

**ચાર્લ્સ અને યૂરોપ**—જ્યારે ચાર્લ્સ ગાદીએ આવ્યો ત્યારે ઇંગ્લંડે ક્યારનું ત્રીસ વર્ષના વિગ્રહમાં ઝંપલાવ્યું હતું. પણ આ બાબત ઉપર દેશમાં બે પક્ષો હતા. એક પક્ષને સ્પેઇન સામે લડાઈ કરવી હતી; ત્યારે બીજા પક્ષને ફ્રેડ્રિકને પોતાની ગાદી પાછી અપાવવી હતી. બકિંગ્હામ પહેલા પક્ષમાં હતો. તેણે અર્લ ઑવ્ એસેક્સને કાડિઝ લેવા મોકલ્યો પણ નૌકાસૈન્ય માટે પૂરતો બંદોબસ્ત કરવામાં આવ્યો નહોતો તેથી તે દરિયાઈ સવારી એકદમ નિષ્ફળ ગઈ. ફ્રાંસમાં કાર્ડિનલ રિશ્લિયુ–Richeleiu–પ્રોટેસ્ટંટોનો પક્ષકાર હતો તે હકીકત ચાર્લ્સના નબળા મુરતદીઓ બીલકુલ

---

†તેના સભ્યોએ સ્કોટ્ટ લોકો સાથે મસલત પણ ચલાવી હતી. તેના વીખરાયા પછી લંડનમાં સ્થળે સ્થળે સુલેહનો ભંગ થયો.

*પિમ–ઘણી શક્તિવાળો આગેવાન હતો. He was the only leader on the popular side on a level in position with Strafford and Laud....He was no revolutionary either by temper or by principle....Surrounded by men who were often apt to take narrow views, Pym, if ever English statemen did, took broad ones....He had the double gift...of being at once practical and elevated: a master of tactics and organizing arts, and yet the inspirer of solid and lofty principles. How can we measure the perversity of a king and counsellors who forced into opposition a man so imbued with the deep instinct of government, so whole-hearted, so keen of sight, so skilful in resource as Pym? John Morley's *Cromwell.*

કળી શક્યા નહિ. ઉલટું તેઓએ તેને નાખુશ કર્યો, કારણકે, બકિંગ્હામે ફ્રાંસની રાણીને જાળમાં લેવાની મૂર્ખાઈ કરી ને ચાલ્સેં કૅથૉલિકોને છૂટ આપી નહિ તેથી ફ્રાંસને ને ઈંગ્લંડને પણ લડાઈ સળગી ઉઠી. આ લડાઈમાં પણ બકિંગ્હામે ઘણી નાદારી બતાવી, ઇ. સ. ૧૬૨૭. ઈંગ્લંડથી કેટલાંક માણસો ચાર્લ્સના મામા ડેન્માર્કના રાજાની ને બનેવી ફ્રેડ્રિકની મદદે ગયા હતા. તેઓ પણ બકિંગ્હામની દુર્વ્યવસ્થાને લઈને ખૂબ હેરાન થયા. આ વખતે વૉલ્લેન્સ્ટાઇન–Wallenstein–કૅથૉલિક રાજ્યોની વતી જર્મનિમાં ને બાલ્ટિક સમુદ્રના કિનારા ઉપર મુખ્ય ફતેહો મેળવતો હતો. અંગ્રેજોનો એ દિશાનો બધો વેપાર તૂટી જશે એમ ચાર્લ્સને લાગ્યું પણ પાર્લમેંટ સાથે તેને બનતું નહોતું તેથી તે કાંઈ કરી શક્યો નહિ. તેણે ફ્રાંસ ને સ્પેઇન સાથે સુલેહ કરી, ઇ. સ. ૧૬૨૯–૩૦. જર્મનિમાં સ્વિડનનો રાજા ગસ્ટેવસ એડોલ્ફસ પ્રોટેસ્ટંટોનો પક્ષ લઈ દરમ્યાન થયો હતો. ચાર્લ્સે તેની સાથે મૈત્રી કરવા ફાંફાં માર્યાં પણ હવે યૂરોપના રાજાઓ તેને કળી ગયા હતા. તેથી તેમાં પણ તે ફાવ્યો નહિ. રાજા ને પાર્લમેંટ પરસ્પર લડાઈ કરતાં હતાં ત્યારે રાજાએ ફ્રાંસથી ને હૉલંડથી મદદ મેળવવા તજવીજ કરી હતી પણ ફ્રાંસમાં કાર્ડિનલ મૅઝેરિને તેને ફાવવા દીધો નહિ. હૉલંડમાં રાજાના કેટલાએક પક્ષકારોએ આશરો લીધો હતો તે સિવાય તે દેશની પણ ખાસ મદદ તેને મળી નહિ.

**ચાર્લ્સનો આપખુદ અમલ**—બકિંગ્હામના મરણ પછી ને ત્રીજી પાર્લમેંટને રજા આપ્યા પછી ચાર્લ્સે રાજ્યની તમામ લગામ પોતાના હાથમાં લીધી. પહેલાં તો તે પોતે જ પોતાનો મંત્રી રહ્યો પણ થોડા વખતમાં વેંટવર્થ અને લૉડ નામના બે મુખ્ય સલાહકારો મળ્યા ને બધો કારભાર તેમના કહેવા મુજબ ચાલવા લાગ્યો. પ્રજા પાસેથી નાણું કઢાવવા માટે આ વખતમાં જુદા જુદા રસ્તાઓ લેવામાં આવ્યા. લોકોને પરાણે પૈસા લઈ નાઇટ Knights બનાવવામાં આવતા. ફ્રાંસમાં કાર્ડિનલ રિશલિઅૂએ નેધર્લંડ્સના ભાગલાઓ પાડવા માટે સ્પેઇન સાથે સંધિ કરી ત્યારે ચાર્લ્સને ડર લાગ્યો ને ને માટે તેણે એક મોટું નૌકાબળ તૈયાર

કરવા નિશ્ચય કર્યો. અત્યાર સૂધી એવો ધારો હતો કે કિનારા ઉપર વસતા લોકો લડાઈ વખતે પોતાને ખર્ચે નૌકાઓ તૈયાર રાખે અથવા તે બદ્દલ રાજાને રોકડ રકમ આપી એ જવાબદારીથી છૂટી શકે. ચાર્લ્સે હવે આ Ship money tax–નૌકાકર સુલેહના વખતમાં પણ કિનારાના લોકો ને પછી આખા રાજ્ય ઉપર નાંખ્યો ને તે બદ્દલ દર વર્ષ સારી રકમ ભેગી કરી,* ઇ. સ. ૧૬૩૪–૩૭. જુનાં જંગલો સંબંધીનો કાયદો નવેસર કરી રાજાનાં જંગલોમાં જે લોકોએ વસવાટ કર્યો હતો તેમની પાસેથી પણ ચાર્લ્સે સારી રકમ કઢાવી. જુદી જુદી વેપારની ચીજો માટે એક-હથ્થુ ઇજારાઓ આપી પૈસો એકઠો કરવામાં આવ્યો.

અદાલતોના ન્યાયાધીશોને ચાર્લ્સ પોતાની ખુશી પ્રમાણે રજા આપવા ને નીમવા લાગ્યો. એક તરફ ચાર્લ્સ પ્યુરિટનોને સંતાપતો હતો તો બીજી તરફ તે કૅથૉલિકોને આશરો આપતો હતો. વૅંટવર્થની ને લૉડની મદદથી ચાર્લ્સે આપખુદ સત્તા સ્થાપવા હવે તનતોડ મહેનત કરવા માંડી. ઇંગ્લંડના લોકોમાં એ વખતે છચોક બંડ કરવાની ઉમેદ કે તૈયારી જરા પણ નહોતી. એ તૈયારીની શરૂઆત સ્કૉટ્લૅંડમાં થઈ. ઇ. સ. ૧૬૩૯માં શૉર્ટ પાર્લમેંટે ને ઇ. સ. ૧૬૪૦ની લૉંગ પાર્લમેંટની પહેલી બેઠકના બનાવોએ આ આપખુદ અમલનું અનિષ્ટ પ્રજાને જાહેર કરી દીધું ને ઇ. સ. ૧૬૪૨માં લડાઈ શરૂ થઈ એટલે એ આપખુદ કારભારનો પણ નાશ શરૂ થયો.

**સર થૉમસ વૅંટવર્થ, લૉર્ડ સ્ટ્રૅફર્ડ**—વૅંટવર્થ પહેલાં હાઉસ ઑફ કૉમન્સમાં રાજાનો મુખ્ય પ્રતિપક્ષી હતો. ઇ. સ. ૧૬૨૮ માં તે રાજાને મળી ગયો. તે બાહોશ, પૈસાદાર, ખાનદાન, બુદ્ધિશાળી અને આવેશવાળો માણસ હતો અને ઇલિઅટની આગેવાની તેને પસંદ ન પડવાથી તે

---

* આ કર સામે માત્ર બે જણાઓએ જ અદાલતોમાં જઈ ન્યાય માંગ્યો–લૉર્ડ સે (Saye)એ અને જૉન હૅંપડને–હૅંપડનના કરનો આકાર માત્ર ૨૦ શિલિંગ હતો. અદાલતના કેટલાક ન્યાયાધીશોએ વિવાદ તેમના લાભમાં ઉતાર્યો. રાજાના જ પક્ષકાર હાઈડે અથવા લૉર્ડ કલૅરંડને પણ કર સામે લખ્યું છેઃ—a spring and magazine, that should have no bottom, and an everlasting supply for all occasions.

ચાર્લ્સના પક્ષમાં ભળી ગયો હતો. તે એમ માનતો કે રાજાનાં તમામ કાર્યોને પાર્લમેંટ કાયદેસર રીતે સંપૂર્ણ અંકુશમાં લાવી શકે નહિ. હવે રાજાએ તેને અર્લ બનાવ્યો અને તુરત જ ઉત્તર વિભાગની કાઉંસિલનું પ્રમુખપદ આપ્યું. આ હોદ્દા ઉપર તેણે ઉત્તર ઇંગ્લંડના લોકો ઉપર રાજાને નામે ઘણો જુલમ ગુજાર્યો. ઇ. સ. ૧૬૩૩માં ચાર્લ્સે તેને આયર્લંડનો ડેપ્યુટિ કર્યો. ત્યાં તે પોતાની ખરી રાજ્યનીતિને પ્રકાશમાં લાવ્યો. એ રાજ્યનીતિ "Thorough" ના નામથી ઓળખાય છે. તેમાં લૉડ પણ સામેલ હતો. આ ધોરણ એટલે–પહેલાં રાજાને માટે એક મોટું ને તાલીમ લીધેલું લશ્કર ઉભું કરવું; બીજું, પાર્લમેંટ વિના રાજા અમલ કરી શકે તે માટે નાણાં મેળવવાનાં કાયમ સાધનો ઉભાં કરવાં; ત્રીજું, આયર્લંડમાં વસતા બ્રિટિશ લોકોને અને આઇરિશ ખેડુતોને સારો કારભાર ચલાવી સંતોષમાં રાખવા; ચોથું, હરામખોરોને ને લાંચ રૂશવતને દાબી દેવાં. ઇંગ્લંડમાં પણ આવી જ જાતની રાજ્યનીતિનું અનુકરણ કરવા તેણે રાજાને ને લૉડને કહેવરાવ્યું. કરકસર કરવી, યૂરોપનાં રાજ્યો સાથે સુલેહથી રહેવું, ઉત્પન્નથી ખર્ચ હમેશાં ઓછું રાખવું, પાર્લમેંટની સલાહ પ્રમાણે કાયદાઓ કરવા પણ તેને કદિ નમતું તો ન આપવું, જુના દફ્તરમાંથી રાજાને અનુકૂળ ધોરણોને બહાર લાવવાં, રાજાના વિરોધીઓને હરકોઈ રીતે દાબી દેવા, વેપાર, ખેતી અને ખરા ધર્મને દેશમાં ઉત્તેજન આપવું, એ આ "થરો" ને નામે ઓળખાતી રાજ્યનીતિનાં બીજાં સૂત્રો હતાં. It meant vigilance, dexterity, relentless energy–તેની સામે વિરોધીઓએ Root and Branch Policy–જડમૂળથી ઉખેડવાની નીતિ ધરી. આવી રીતે જ ઇંગ્લંડનો રાજા યૂરોપના રાજાઓ જેવો નિરંકુશ થઈ શકે એમ સ્ટ્રેફર્ડ માનતો. સ્કૉટ્લૅંડમાં રાજાનો પરાજય થયો ત્યારે તેણે વેંટવર્થને ઇંગ્લંડ બોલાવ્યો ને તેને અર્લ સ્ટ્રેફર્ડ બનાવ્યો, ઇ. સ. ૧૬૩૯. તેનો વિચાર પાર્લમેંટની સંમતિથી બે લશ્કરો ઉભાં કરવાનો હતો, એક આયર્લંડમાં ને બીજું ઇંગ્લંડમાં. તે કારણથી તેણે રાજાને પાર્લમેંટને ફરી બોલાવવાની સલાહ આપી. પણ જ્યારે એ શૉર્ટ પાર્લમેંટને રજા આપવામાં આવી ત્યારે તેણે જોયું કે પાર્લમેંટ કાયમ લશ્કર રાખવા

માટે કદિ સંમતિ આપશે નહિ. તેથી તેણે હવે વગર સંમતિએ એવું લશ્કર ઉભું કરવાની કોશીશ કરી. તેણે આયર્લંડના લોકોને તે દેશમાં વસતા અંગ્રેજો ને સ્કૉટ્ટ લોકો વિરુદ્ધ ઉશ્કેર્યા. પણ દરમ્યાન, લૉંગ પાર્લમેંટ મળી હતી. તેના સભાસદોએ સ્ટ્રેફ્ફૉર્ડ ઉપર આયર્લંડના લોકોની મદદ વડે ઇંગ્લંડમાં બંડ ઉઠાવવાની કોશીશ કરવાના આરોપ ઉપર કામ ચલાવ્યું ને તેને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવી. સ્ટ્રેફ્ફૉર્ડનાં કૃત્યોથી આવી શિક્ષા તેને થવી જોઇતી નહોતી–તેનું અપકૃત્ય રાજદ્રોહમાં નહિ પણ દેશદ્રોહમાં ગણાવું જોઈએ. આરોપીએ પોતાનો સરસ બચાવ કર્યો. દરમ્યાન ઇંગ્લંડના કેટલાક લશ્કરી અમલદારોએ જબરદસ્તીથી રાજાને મદદ કરવાનું છળ કર્યું તે પકડાઈ ગયું. તેથી સ્ટ્રેફ્ફૉર્ડના કામનો પણ હવે તુરત જ નિકાલ કરવામાં આવ્યો. હાઉસ ઑફ્ કૉમન્સમાં તેના સામે Bill of Attainder–પ્રસાર કરવામાં આવ્યું. સ્ટ્રેફ્ફૉર્ડનો શિરચ્છેદ થાય તો જ લોકો શાંત બેસી રહે એમ હતું. હાઉસ ઑફ્ લૉર્ડઝમાં માંડ માંડ બિલ્લને સંમતિ મળી. રાજાએ પણ માંડ માંડ સહી આપી. ઇ. સ. ૧૬૪૦ ના મેની ૧૨ મી તારીખે આ માનીતા મુત્સદ્દીનો શિરચ્છેદ કરવામાં આવ્યો ને એ ભયંકર બનાવ બે લાખ ઉશ્કેરાએલા અંગ્રેજોએ આનંદથી ને કોલાહલથી નજરેનજર જોયો.*

**વિલિઅમ લૉડ–William Laud**—વેટવર્થ મુફ્રકી ખાતાંઓ જોતો; લૉડ ચર્ચની વ્યવસ્થા ઉપર દેખરેખ રાખતો. આ બિશપ જેઇમ્સના

*Three whole kingdoms were his accusers and eagerly sought in one death a recompense of all their sufferings.

મરતી વખતે સ્ટ્રેફ્ફર્ડ બોલ્યો કેઃ—Put not your trust in princes nor in the sons of men, for in them there is no salvation.

રાજા બિલ્લના ઉપર સહી કરતાં ઘણું અચકાતો હતો. "If my own person only were in danger, I would gladly venture to save Lord Strafford's life; but seeing my wife, children, and all my kingdom are concerned in it, I am forced to give way to it....My Lord Strafford's condition is more happy than mine."

વખતમાં બહુ આગળ આવી શકયો નહોતો પણુ ચાર્લ્સના વખતમાં બકિંગ્હામની વગથી તે રાજાની પ્રીતિ મેળવી શકયો. તે ઍંગ્લો–કૅથૉલિક મતનો હતો ને તેથી પ્યુરિટનોનો ને પાર્લમેંટની સ્વતંત્રતાનો કટ્ટો શત્રુ હતો. ચાર્લ્સ ગાદીએ આવ્યો ત્યારે તેની ઉમર ૫૨ વર્ષની હતી. પણુ હવે બંને જણુા એક થઈ ગયા. લૉડ ઝીણામાં ઝીણી કારભારની વીગત જોઈ શકતો. તે ઘણો પ્રામાણિક, ખંતીલો, કરકસરી, ઉદ્યમી, અને નિયમિત કામ કરવા વાળો હતો. પણુ તેનામાં દૂરદર્શિત્વ નહોતું. તે ઉપરાંત તે વખતના માણુસોની માફક લૉડ પણુ ધર્મની બાબતમાં અસહિષ્ણુ હતો. જે લોકો તેના મતને નમતા નહિ તે બધાને તે પાપી સમજતો ને તેમને જળમૂળથી કાઢવા તે તે ધર્મ માનતો. ધર્મને નામે તેણે ચાર્લ્સને આપખુદ ને જુલમી રાજા બનાવી દીધો. તે સ્વભાવે ઉદ્ધત હતો અને તેની રીતભાત ઘણી કડક હતી. તેણે સ્ટાર ચેંબર ને હાય કમિશન અદાલતો મારફત તથા આખા દેશમાં ફરીને પોતાના પંથના વિરોધીઓને સખ્ત દંડ, કેદ ને બીજી શારીરિક વ્યથાની શિક્ષાઓ કરાવી. ઈ. સ. ૧૬૩૪માં લૉડ કૅંટબર્યુરિનો આર્ચબિશપ થયો. હવે પોતાના મનોરથો પાર પાડવાની તેને ખરી તક મળી. તે રાજાનો મુખ્ય સલાહકાર* થયો. લૉડ નજીવા ગુન્હાઓ માટે સખ્ત શિક્ષા કરતો. William Prynne નામના એક બૅરિસ્ટરે નાટકો વિરુદ્ધ લખ્યું તેથી તેના ઉપર રાજદ્રોહ (?)નો આરોપ મૂકી તેની સનદ ખેંચી લેવામાં આવી અને તે ઉપરાંત તેના કાન કાપી નાંખવામાં આવ્યા. બીજી વખત તેના ગાલ ઉપર S. L. (Seditious Libeller)ના ડામ દેવામાં આવ્યા.†

* એક વખતે કોઈ એક અજાણ્યા માણુસે લૉડને કહ્યું કે જો તે કૅથૉલિક પંથમાં આવે તો તે કાર્ડિનલ બને ખરો: લૉડે કહ્યું:–Something dwells within me, which will not suffer me to accept that until Rome be other than it is."

†If he is called upon to defend his practice of bowing towards the alter upon entering a church, he founds his arguments not on any high religious theme but upon the custom of the Order of the Garter. To him a Church was not so much the Temple of a living spirit as the palace of an invisible King–Gardiner.

લૉડે હવે ભાષણકર્તાઓ, વર્તમાનપત્રો, છાપખાનાંઓ, લેખકો, ધર્મગુરુઓ, શિક્ષકો, વગેરે તમામ વિરોધીઓને સતાવ્યા. પરિણામે હજારો પ્યુરિટનો ઇંગ્લંડ છોડી ગયા, ને હજારો રાજાના ને તેના પંથના કટ્ટા દુશ્મનો બન્યા. ઇ. સ. ૧૬૪૦ના ડિસેમ્બરમાં લૉંગ પાર્લમેંટે તેને કેદ કર્યો ને ઇ. સ. ૧૬૪૫ના જાનેવારિમાં તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો.

**ચાર્લ્સ અને સ્કૉટ્લંડ**—સ્કૉટ્લૅંડ પછાત અને ગેરીબ હતું. ઉત્તરમાં ડુંગરાઉ ભાગના લોકો અર્ધા સ્વતંત્ર રહી શક્યા હતા. દક્ષિણના લોકો રાજા સામે બાથ ભીડી શકે એવા હતા. રાજા તેમનાથી બહુ ડરતો. ધર્મની બાબતમાં દક્ષિણ સ્કૉટ્લૅંડના લોકો ઘણા ઝનુની હતા ને તેઓ કાલ્વિનના પંથમાં ભળ્યા હતા. જેઇમ્સના વખતમાં ઇંગ્લંડનો પંથ ત્યાં પરાણે દાખલ કરવાના નિષ્ફળ પ્રયત્નો કરવામાં આવ્યા હતા. ચાર્લ્સે પોતાના અમલનાં પહેલાં વર્ષોમાં એવો જ નિષ્ફળ ઉદ્યોગ કર્યો. ઇ. સ. ૧૬૩૩માં તે અભિષેક માટે તે દેશમાં ગયો ને તેણે ત્યાંની પાર્લમેંટને પોતાના પક્ષમાં લેવા યત્ન કર્યો. પણ એ બાબતમાં તે ફાવી શક્યો નહિ તેથી નિરાશ થઈ તે તુરત સ્વદેશ પાછો વળ્યો. પણ સ્કૉટ્લૅંડમાં પોતાના વિચારો દાખલ કરવાની મમત તેણે ને લૉડે જરા પણ છોડી નહિ. ઇંગ્લંડની તમામ જુલમી સંસ્થાઓ તેમણે તે દેશમાં હવે દાખલ કરી. લોકો ઘણા છંછેડાયા તે લોકોએ પોતાના નિયુક્ત માણસોને રાજાના મંત્રિમંડળ પાસે પોતાની ફરિયાદો લઈને મોકલ્યા. પછી તેઓએ એકમત થઈને એક રાષ્ટ્રીય કરાર–National Covenant કર્યો કે ચર્ચ–Kirk–નીને પાર્લમેંટની સંમતિ વિના પોતાના ધર્મ ઉપર જે કોઈ અત્યાચાર કરવામાં આવે તે સામે સૌ કોઈએ બચાવ કરવો ને તે સાથે, રાજાના તમામ અધિકારોનું રક્ષણ કરવું, ઇ. સ. ૧૬૩૮. આ કરારમાં તમામ સ્કૉટ્ લોકોએ સહીઓ આપી. રાજા આ કરારને બંડખોરોના અપકૃત્ય તરીકે ગણવા લાગ્યો. તેણે પોતાનાં અપકૃત્યો સામેનો પ્રજાનો વિરોધ કેટલો સખ્ત તથા તીવ્ર હતો તે ગણકાર્યું પણ નહિ. રાજાએ સ્કૉટ્ પ્રજાને મનાવવા માટે માર્ક્વિસ ઑવ્ હૅમિલ્ટનને ત્રણ ત્રણ વાર મોકલ્યો પણ ત્રણેય વાર તે

કોઈ નિર્ણય પર આવ્યા સિવાય પાછો આવ્યો. સ્કૉટ્ટ પાર્લમેંટે હવે રાજાની તમામ ધાર્મિક સત્તાઓ પાછી ખેંચી લીધી.

તુરત ચાર્લ્સેં સ્કૉટ્લૅંડ ઉપર સવારી કરી. તેની પાસે નહોતું સારી તાલીમ પામેલું લશ્કર, નહોતો પૈસો, નહોતું દારૂખાનું, કે નહોતા સારા સરદારો. સ્કૉટ્લૅંડના લોકોએ પરદેશથી લડાઈનાં સાધનો મંગાવ્યાં. ઘણુ સ્કૉટ્ટ સિપાઈઓ યૂરોપમાં સુંદર લશ્કરી તાલીમ લઈ આવ્યા હતા. તેઓએ પોતાનાં ધર્મની ને સ્વતંત્રતાની ખાતર પ્રજાની આગેવાની લીધી. તેમાં ઍલેક્ઝાંડર લેઝલિ અથવા અર્લ ઑવ્ મૉંટ્રોઝ–Montrose–મુખ્ય હતો. તેથી ચાર્લ્સેં બેર્વિક–Bervick–પાસે સુલેહ કરી, ઇ. સ. ૧૬૩૯. આ લડાઈ First Bishops' War કહેવાય છે.*

બેરવિકનું તહ તદ્દન નકામું હતું, કારણ કે રાજાની ને સ્કૉટ્ટ લોકોની વચ્ચે જે મતભેદ હતો તેનું નિરાકરણ તેથી જરા પણ થયું નહોતું. દરેક પક્ષને સામા પક્ષનો ભરોસો નહોતો. આ વખતે વેંન્ટ્વર્થ ઇંગ્લંડ આવ્યો. તેની સલાહથી ચાર્લ્સેં સ્કૉટ્ટ પાર્લમેંટને પણ રજા આપી. ચાર્લ્સેં વળી સ્કૉટ્લૅંડ ઉપર ચડાઈ કરી, પણ લેવને તેના સરદારોને ન્યુબર્ન પાસે હરાવ્યા. તેથી ચાર્લ્સને પાછું હઠવું પડ્યું, ઇ. સ. ૧૬૪૦. રિપન મુકામે બંને પક્ષો વચ્ચે સમાધાની થઈ. ચાર્લ્સેં સ્કૉટ્ટ લોકોને દંડ આપ્યો ને જ્યાં સુધી તે દંડ ન ભરાય ત્યાં સુધી ઇંગ્લંડની ઉત્તરનો કેટલોક ભાગ તેમના હવાલામાં રહેવા દેવો એવું વચન આપ્યું. આ લડાઈ Second Bishops' War કહેવાય છે.

ઇ. સ. ૧૬૪૧માં જ્યારે લૉંગ પાર્લમેંટ રાજાનાં તમામ કાર્યોને એક પછી એક ઉથલાવી નાંખતી હતી ત્યારે એક પક્ષે રાજાને સ્કૉટ્લૅંડમાં આવવા નિમંત્રણ કર્યું. રાજા ત્યાં ગયો પણ ખરો પણ તેમાં કાંઈ વળ્યું નહિ.

---

* ચાર્લ્સના લશ્કરમાં માર્ક્વિસ ઑવ્ હૅમિલ્ટન હતો. તેને લાઇથ Leith–ના કોટનો કબજો લેવો હતો. તે કોટના બચાવકામમાં સ્ત્રીઓ પણ સામેલ હતી. તેની પોતાની માએ પિસ્તોલ હાથમાં લઈ તેને કહેવરાવ્યું કે જો તે જમીન ઉપર પગ મૂકશે તો તે પોતે પોતાના પુત્રને ગોળીએ ઠાર કરશે.

આવી રીતે સ્કૉટ્ લોકો ને અંગ્રેજ લોકો એકદિલ થઈ રાજા સામે થવા તૈયાર થતા હતા. હવે પછીનો ભાગ આપણે રાજા ને પાર્લમેંટની લડાઈઓમાં જોઈશું.

**લૉંગ પાર્લમેંટ**—આ પાર્લમેંટ મળી કે તુરત જ પિમે સ્ટ્રેફર્ડૉર્ડ ઉપર કામ ચલાવ્યું અને ફ્રિંચ, વિંડબૅંક, ને લૉડ ઉપર પણ કામ ચલાવવા હુકમ મેળવ્યો. ફ્રિંચ ને વિંડબૅંક દેશાવર ભાગી ગયા. સ્ટાર ચેંબરના ઠરાવ ઉપર જે લોકોને ક્રૂર શિક્ષાઓ કરવામાં આવી હતી તેઓ હવે છૂટા થયા. એકહથ્થુ વેપાર Monopolies બંધ થયો. નૌકાકર પણ ગેરકાયદેસર ઠર્યો. કૅથૉલિકોની સામેના કાયદાઓનો હવે અમલ કરવામાં આવ્યો. રાજાએ પાર્લમેંટ દર ત્રણ વર્ષે બોલાવવી જોઈએ એવો ઠરાવ Triennial Bill–કરવામાં આવ્યો. હાય કમિશન કૉર્ટ, સ્ટાર ચેંબર, ઉત્તરના પ્રદેશની ને વેઇલ્સની કાઉંસિલો, ને એવી આપખુદ અદાલતોને બંધ કરવામાં આવી. ગયાં વર્ષોમાં ચાર્લ્સે જે જે આપખુદ અપકૃત્યો કર્યાં હતાં તે બધાં હવે ગેરકાયદેસર ઠર્યાં આ પાર્લમેંટે લૉડે ઇંગ્લંડના ચર્ચની ક્રિયાઓમાં ઉતારેલું કેટલું ઝનુન બંધ કર્યું. દરમ્યાન આયર્લંડમાં બળવો થયો. તેથી સભાસદો મુંઝાવા લાગ્યા. તેઓએ એક અગ્યાર મતની બહુમતિએ Grand Remonstrance એટલે મોટું વાંધાપત્ર પ્રસાર કરાવ્યું. તેમાં ચાર્લ્સના અમલનાં જુનાં કામોની, પાર્લમેંટે હમણાં જ કરેલા ઠરાવોની ને રાજાએ વિશ્વાસુ ને પ્રજાપ્રિય સલાહકારોને મંત્રિમંડળમાં મૂકવાની નોંધો લેવામાં આવી* આ બાબતો ઉપર પાર્લમેંટમાં ઘણી ગરમાગરમ તકરારો ચાલી ને હાઈડ, ફૉકલૅંડ, વગેરે સામા પડયા.* રાજાએ તેમને હવે પોતાના વિશ્વાસમાં લીધા.

આયર્લંડનો બળવો દાબી દેવા લશ્કરની જરૂર હતી. રાજા ને પાર્લમેંટ બંને વચ્ચે તે Militia નાગરિકોના સૈન્યના ઉપરના અંકુશ માટે ભારે

---

*ક્રોમ્વેલ્લે પાછળથી જણાવ્યું કે:—If the Remonstrance had been rejected, I would have sold all I had the next morning and never have seen England any more; and I know there are many other honest men of this same resolution.

તકરારો થઈ. દરમ્યાન લંડનમાં સુલેહનો ભંગ વધુ ને વધુ થતો હતો. તેથી તેનો લાભ લઈ ચાર્લ્સે પિમ, હૅમ્પ્ડન, હોલ્લ્સ, હૅઝલ્રિગ–Hezlerigg, સ્ટ્રોડ–Strode–ને Lord Mandeville–મૅંડવિલ્લને કેદ કર્યા ને તેમના ઉપર કામ ચલાવવા હુકમ કર્યો. પણ કૉમન્સે એ લોકોને સોંપી દેવા ના પાડી તેથી રાજા પોતે ૩૦૦ માણસો સાથે પાર્લમેંટના સભાગૃહમાં દાખલ થયો; પણ પાંચ જણાઓ તો તેના સપાટાથી છટકી ગયા હતા. તેથી રાજા હતાશ થયો ને એક નાનું ભાષણ કરી ચાલ્યો ગયો.

રાજા ને પ્રજા વચ્ચે હવે ઉઘાડી લડાઈ થશે તે વિષે કોઇને શક રહ્યો નહિ. દરેક પક્ષ તે માટે હવે તૈયારી કરવા લાગ્યો. રાણી પોતે ફ્રાંસ નાસી ગઈ. રાજા પોતે યૉર્ક ચાલ્યો ગયો. પાર્લમેંટે ઓગણીસ ઠરાવોમાં પ્રજાની જરૂરીઆતો રાજાને જણાવી. જો આ ઠરાવો રાજા કબૂલ કરે તો તેની તમામ સત્તા નાબુદ થાય. એ કારણથી એ ઠરાવો તેણે માન્ય રાખ્યા નહિ. ઇ. સ. ૧૬૪૨ના ઑગસ્ટમાં રાજા ને પ્રજા વચ્ચે લડાઈ શરૂ થઈ.*

**બંને પક્ષોનું બળાબળ**—ઇ. સ. ૧૬૪૨ના ઑગસ્ટની ૨૨મી તારીખે નૉટિંગ્હામ મુકામે ચાર્લ્સે પોતાની પાર્લમેંટ સામે લડાઈ જાહેર કરી તે અગાઉ પાર્લમેંટે તો ક્યારનું લોકોને જાહેર કરી દીધું હતું કે તેને પોતાને પ્રજાના ધર્મ, અધિકારો, સ્વતંત્રતા અને કાયદાઓના રક્ષણ માટે ને રાજાના ખરાબ સલાહકારોને લીધે, રાજા વિરુદ્ધ ઉઠવા ફરજ પડી છે. એ વખતે હારજીત

---

*Former Parliaments had spoken for the people, but never called upon the people to protect them. Hence the purity and charm of Elliot's life and death; he registered the claims. Pym was the master of another art–to seize the power. Pym first called in clubs and broadswords to protect this Parliament from the fate to which all its predecessors had submitted.

*England under the Stuarts* by Trevelyan.

કોની થશે તે વિષે ખાસ આગાહી થઈ શકે એમ નહોતું. ૮૦ અમીરો રાજાના પક્ષમાં ભળ્યા; ૩૦ અમીરો પાર્લમેંટ સાથે રહ્યા; ૨૦ અમીરો તટસ્થ રહ્યા. કૉમન્સમાંથી ૩૦૦ સભાસદો પાર્લમેંટ સાથે રહ્યા ને ૧૭૫ સભાસદોએ રાજાનો પક્ષ લીધો. ઉચ્ચ ને મધ્યમ વર્ગોનો મોટો ભાગ રાજાનો પક્ષકાર હતો. વેપારીઓ, કારીગરો, ને ઘણા ખેડુતો પાર્લમેંટ સાથે રહ્યા. તમામ ચર્ચ લગભગ રાજાના પક્ષમાં હતું. લંડન,* તમામ બંદરો, હુન્નરઉદ્યોગોનાં મથકો, એટલે કે ઇંગ્લંડનો પૂર્વ ને અગ્નિકોણનો ભાગ પાર્લમેંટના સાથમાં હતો. પશ્ચિમ ને ઉત્તરના દેશના લોકોએ રાજાનો પક્ષ લીધો. સાધારણ રીતે એમ કહી શકાય કે જે લોકો કૅથૉલિક પંથ ને ઍંગ્લો કૅથૉલિક પંથ માનતા હતા તેઓ રાજા સાથે રહ્યા ને જે લોકો પ્યુરિટન પંથ માનતા હતા તે લોકો પાર્લમેંટ સાથે રહી લડયા. ઇંગ્લંડના મધ્યભાગમાં ખાસ કોઈ એક પક્ષનું જોર નહોતું. પાર્લમેંટને એક ખાસ લાભ હતો. તેના પક્ષના પ્રદેશનો બચાવ કરવો એ ઘણું સુગમ હતું, કારણ કે એ પ્રદેશ છુટોછવાયો નહોતો. પાર્લમેંટના પક્ષકારો પૈસેટકે સુખી હતા. કિનારાનો તમામ ભાગ તેના કબજામાં હતો તેથી જગાતનું ઉત્પન્ન તેને ખુશીથી મળી શક્યું. રાજાના પક્ષકારો ખેતી ઉપર નભતા તેથી તેમને નાણા સંબધી ઘણી મુસ્કેલીઓ નડી. વળી ચાર્લ્સના દરબારમાં બીલકુલ એકસંપી નહોતી. લશ્કરી બળમાં બંને પક્ષો પહેલાં તો સરખા કહી શકાય. પણ પાર્લમેંટના માણસોને લશ્કરી તાલીમ કદિ મળી નહોતી. વેપારીઓને ને ખેડુતોને લાંબા વખત માટે સિપાઈગીરી કરવાનું કેમ કહી શકાય? રાજા પાસે ઘોડેસવારોનું સૈન્ય સારૂં હતું; પાર્લમેંટનું તોપખાનું રાજાથી ચડીઆતું હતું. સરદારી માટે પહેલાં તો ખાસ કોઈ પક્ષ બળવાન્ નહોતો. દરિયા ઉપરનો કાબુ પાર્લમેંટ પાસે હોવાથી તે બાબતમાં રાજાના પક્ષની નબળાઈ ગણી શકાય, કારણ કે જો દેશનું નૌકાબળ ને કિનારાનો કબજો રાજાના હાથમાં હોત તો તે યુરોપના રાજાઓની સલાહ ને મદદ મેળવી શકત ને ઉપરાંત બંદરોના વેપારનું ઉત્પન્ન પોતે વસુલ કરી શકત; છતાં રાજાનું નામ, તેની ઇજત, તેનો મોહ, પ્રજાને મન બહુ હતાં. તેથી

* ટ્રેવિલિઅન તેને workshop of the Revolution કહે છે.

પણુ ઘણાઓ તેના પક્ષમાં ભળ્યા. આ રાજાપ્રજાના વિગ્રહમાં એક ખાસ નોંધવા જેવી બાબત રહી જવી જોઈએ નહિ. એ વિગ્રહમાં બીજા વિગ્રહોમાં જેમ જોવામાં આવે છે તેમ, મોટા પાયા ઉપર લુંટફાટ, ખુન, તોફાન, હાલાકી, કે એવું કાંઈ ખાસ કયાંય નહોતું. તે વિગ્રહથી ઇંગ્લંડની પ્રજાને ખાસ આર્થિક નુકસાન થયું નહિ. દરેક કાઉંટિ અથવા જિલ્લામાં લશ્કરી સમિતિઓ બધો લશ્કરી વહિવટ કરતી.

**Cavaliers અને Roundheads**—જ્યારે Grand Remonstrance ઉપર પાર્લમેંટમાં ગરમાગરમ તકરારો ચાલતી હતી ત્યારે બે રાજ્યકીય પક્ષો ઉદયમાં આવ્યા, રાજાનો પક્ષ ને પાર્લમેંટનો પક્ષ. આ પક્ષકારો લડાઈમાં ઉતર્યા ત્યારે તેમને અમુક નામો આપવામાં આવ્યાં–રાજાનો પક્ષકારCavalier–કહેવાયો; પાર્લમેંટનો પક્ષકાર Roundhead કહેવાયો. પહેલાં, ઇ. સ. ૧૬૪૦માં ચાર્લ્સે, પોતાનું રક્ષણ કરવા સ્ટ્રેફર્ડે ઉભા કરેલા લશ્કરના જે અમલદારોને રોકયા હતા તેમને પ્રતિપક્ષીઓ કૅવેલિઅરો કહેતા; જે લોકો હાઉસ ઑફ લૉર્ડ્ઝમાંથી બિશપોને બાતલ કરવા માંગતા હતા તેમને પ્રતિપક્ષીઓ Roundheads કહેતા. આ બે સંજ્ઞાઓ હવે જુદા જુદા બે પક્ષોની ઓળખ માટે સામાન્ય સંજ્ઞાઓ થઈ ગઈ.

**રાજાપ્રજાનો વિગ્રહ—પહેલો વિભાગ, ઇ. સ. ૧૬૪૨-૪૩.** લડાઈ સળગી ત્યારે પાર્લમેંટનું મુખ્ય મથક નૉર્થેમ્ટન હતું; રાજા નૉટિંગ્હામમાં હતો. પાર્લમેંટના સરદાર અર્લ ઑવ્ એસ્સેક્સે રાજાનાં માણસોને વૉર્સેસ્ટર–Worcesterમાંથી કાઢી મૂકયાં. રાજા પોતે લંડન કબજે કરવા ઉપડયો પણ રસ્તામાં એડ્જહિલ્લ–Edge-hill–પાસે તે હારી ગયો. ચાર્લ્સે હવે ઑકસફર્ડને પોતાની રાજધાની કર્યું. વળી તેણે લંડનની નજીક બ્રેંટફૉર્ડ કબજે કર્યું પણ ટર્નહૅમ ગ્રીન–Turnham Green–પાસે શત્રુઓ મોટી સંખ્યામાં ભેગા થયા હતા તેથી તે પાછો હઠી ગયો, ઇ. સ. ૧૬૪૨. ઉત્તરમાં ચાર્લ્સના પક્ષકાર અર્લ ઑવ્ ન્યુકૅસલે યોર્ક પરગણું કબજે કર્યું; પશ્ચિમમાં પણ તેના માણસોએ કૉર્નવૉલ્સ; ડેવ્હનશિઅર, ને વેઇલ્સ કબજે કર્યાં. આવી રીતે શરૂઆતમાં રાજાના પક્ષને વિજય મળ્યો. તેથી પાર્લમેંટના આગેવાનોએ ઑક્સ્ફર્ડ મુકામે રાજા સાથે સુલેહ કરવા વાટાઘાટ ચલાવી પણ એકમત ન થતાં તે વાટાઘાટો બંધ રહી. ચૅલ્ગ્રોવફીલ્ડ–Chelgrovefield–પાસે રુપર્ટે

Rupert–હૅમ્પ્ડનને હરાવ્યો. હૅમ્પ્ડન સખ્ત ઘાયલ થયો ને મરી ગયો, ઇ. સ. ૧૬૪૩. પૂર્વમાં બ્રિસ્ટલ રુપર્ટને હાથ પડયું, ઉત્તરમાં ન્યુકૅસલે લિંકનશિઅર રાજાના કબજામાં લીધું. લંડન ઉપર ત્રણ લશ્કરોની નજર તરવરી રહી હતી, ઉત્તરથી, ઑક્સ્ફર્ડથી, અને પશ્ચિમથી. પણ ચાર્લ્સને ન્યુ બ્યુરિ–New–bury–આગળ એસેક્સ તરફથી અટકાયત કરવામાં આવી, ને ક્રૉમ્વેલ્લે અને મૅંચેસ્ટરે ન્યુકૅસલને રોકી રાખ્યો, એટલે



લંડન બચી ગયું. આવી રીતે રાજાનું બળ વધતું જતું હતું તે પાર્લમેંટે જોયું ત્યારે તેના સભાસદોએ સ્કૉટ્લૅંડના આગેવાનો સાથે ઘણી મસલત પછી એક કરાર કર્યો. તે કરારથી પાર્લમેંટને સ્કૉટ્ લોકોની લશ્કરી મદદ મળી શકી, પણ તેના સભાસદોએ ઈંગ્લંડમાં ને આયર્લંડમાં સ્કોટ્લૅંડનો પ્રેસ્બિટિરિઅન-**કાલ્વિન** પંથ દાખલ કરવાનું ને તે સાથે રાજાની કાયદેસર સત્તાઓને કાયમ રાખવાનું વચન આપ્યું. આ કરાર Solemn League and Covenant કહેવાય છે. આ અરસામાં પાર્લમેંટનો મુખ્ય નાયક પિમ મરી ગયો, ઇ. સ. ૧૬૪૩.

**બીજો વિભાગ—ઇ. સ. ૧૬૪૪–૧૬૪૬.** હૅંપ્ડન ને પિમ ગયા; સ્કોટ્લૅંડ સાથે તદ્દન નવો ને ભવિષ્યમાં ન પાળી શકાય તેવો કરાર કરવામાં આવ્યો; વળી ક્રૉમ્વેલ્લ જેવા બાહોશ અમલદારોની આગેવાની નીચે નવાં લશ્કરો નવી તાલીમ લઈને તૈયાર થયાં; એટલે વિગ્રહનો રંગ પણ બદલાઈ ગયો ને તે સાથે યુદ્ધના મુખ્ય લક્ષ્યનું રૂપ પણ ફરી ગયું. સેંટ જન,-St-John-વેઈન,-Vane-ક્રૉમ્વેલ્લ, વગેરે હવે મોખરે આવ્યા. તેઓ મહાજનસત્તાવાદ-Republicanism-ના પક્ષપાતીઓ હતા ને ધર્મની બાબતમાં તેઓ પ્યુરિટનોનો જ ખાસ પક્ષ કરવો તેથી વિરુદ્ધ હતા-ધર્મની બાબતમાં તેઓ ઘણા ઉદાર વિચારો ધરાવતા હતા.

સ્કૉટ્લૅંડથી અર્લ ઑવ્ લેવન ૨૧૦૦૦ માણસો સાથે યૉર્ક તરફ ધસી આવ્યો તેથી રાજાનો પક્ષ તે દિશામાં ઘણો નબળો થઈ ગયો. દક્ષિણમાં રાજાના માણસો ચેરિટન આગળ હારી ગયા એટલે તે દિશામાં પણ તેનું બળ ઓછું થઈ ગયું. પણ હજુ ઑક્સ્ફર્ડ પાસે રાજા બળવાન્ હતો ને બૅનબ્યુરિ પાસે પાર્લમેંટનું લશ્કર હારી પણ ગયું હતું. પણ ઇ. સ. ૧૬૪૪માં ક્રૉમ્વેલ્લની બાહોશીથી પાર્લમેંટના લશ્કરે રુપર્ટના લશ્કરને માર્સ્ટન મૂર Marston Moor-પાસે સખ્ત હાર ખવરાવી ને યૉર્ક પણ પડયું એટલે ઉત્તરમાં રાજાને હવેથી કશી મદદ મળી શકશે નહિ એમ ચોક્કસ થઈ ગયું. નૈઋતમાં ખુદ રાજાએ Lostwithil-લૉસ્ટવિથીલ પાસે પાર્લમેંટના લશ્કરને સખ્ત હાર આપી; ન્યુબેરિ પાસે પણ રાજાને પાર્લમેંટ હરાવી શકી નહિ. આવી રીતે ઉત્તર ને પૂર્વ સિવાય બાકીના ભાગમાં હજુ ચાર્લ્સ કાંઈ ઓછો ઉતરે એમ નહોતો.

**ક્રૉમ્વેલ્લનું નવું લશ્કર. The New Model. Self-denying Ordinance—**અત્યાર સુધી પાર્લમેંટનાં લશ્કરો દેશનાં પરગ-

ણુંઓની જુદી જુદી સમિતિઓની વ્યયવસ્થા નીચે હતાં. લશ્કરોની સરદારીઓ લાયકાત મુજબ નહિ પણ પૈસો, ને ઇજ્જત પ્રમાણે આપવામાં આવતી. લડાઈઓ પણ સમિતિઓના કહ્યા મુજબ થતી. આવી વ્યવસ્થાને લઈને પાર્લમેંટનાં લશ્કરો વારંવાર હારી જતાં હતાં. વળી આગેવાનોમાં એકસંપી નહોતી. ક્રોમ્વેલ્લને ને તેના મિત્રોને સ્કૉટ્લંડનો પ્રેસ્બિટિરિઅન મત પસંદ નહોતો. તેઓ તાજની સંસ્થાને દેશના તંત્રમાંથી બાતલ કરવા તૈયાર હતા ને ધર્મની બાબતમાં તેમને પૂરી છૂટ જોઈતી હતી. વળી લશ્કરી વહિવટમાં એકહથ્થુ સત્તા જ્યાં સૂધી નહિ થાય ત્યાં સૂધી વિજય કદિ નહિ મળે એમ તેઓ માનતા હતા. પાર્લમેંટના સભાસદોએ લડાઈમાં ફતેહ મળે તે ઉદ્દેશથી આ નવા પક્ષને નમતું આપ્યું. હવે, ૨૧૦૦૦ માણસોનું કાયમ લશ્કર દેશમાં રહે; તે લશ્કરને નિયમસર ને દર માસે રોકડ પગાર મળવો જોઈએ; પાર્લમેંટના સભાસદોએ મુલ્કી ને લશ્કરી ખાતાંના હોદ્દાઓ છોડી દેવા; અને લશ્કરમાં ધર્મ કે રાજકારણને લઈને મતભેદ હોવો જોઈએ નહિ, એ આ વલણના મુખ્ય મુદ્દાઓ કહી શકાય. આ નવો ઠરાવ Self-denying Ordinance કહેવાય છે ને નવું લશ્કર New Model કહેવાય છે, ઇ. સ. ૧૬૪૫. *ઍાલ્લર, એસ્સેક્સ, મૅંચેસ્ટર,* વગેરે જુના સરદારોની સત્તા હવે પડી ભાંગી ને ક્રોમ્વેલ્લ, મંક, પ્રાઇડ, વગેરે નવા સરદારો આગળ આવ્યા; લશ્કર પણ ઉત્તમ થયું. તે ઉપરાંત પાર્લમેંટે તમામ સત્તાઓ આ લશ્કરી અમલદારોને સોંપી દીધી અને તુરત જ તે લોકોના આગેવાન ક્રોમ્વેલ્લ મુખ્ય અધિકાર ઉપર આવ્યો. ધર્મની બાબતમાં પણ હવે તેમનો પક્ષ આગળ આવ્યો. આ પક્ષ Independent પક્ષ કહેવાય છે.

---

* Those under the king's commanders grew insensibly into all the license, disorder, and impiety with which they had reproached the rebels; and they again, into great discipline, diligence, and sobriety; which begot courage and resolution in them, and notable dexterity in achievements, and enterprises. In so much as one side served to fight for monarchy, with the weapons of confusion, and the other side to destroy the King and Government, with all the principles and regularity of monarchy—*Clarendon.*

**લડાઈનો બદલેલો રંગ**—આવા તાલીમ પામેલા ને ઝનુની લશ્કર સામે ચાર્લ્સનું લશ્કર તદ્દન નમાલું કહી શકાય. ઇ. સ. ૧૬૪૫ના જુનમાં ક્રૉમ્વેલ્લે રાજાને નેઇસબી–Naseby પાસે સખ્ત હાર આપી. તેથી ઇંગ્લંડનો મધ્ય પ્રદેશ હવે રાજાના કબજામાંથી જતો રહ્યો. નૈઋતમાં ફૅરફૅક્સે રાજાના સરદારને લાંગપૉર્ટ Langport–પાસે હરાવ્યો; બ્રિસ્ટલ પણ પાર્લમેંટના હાથમાં આવ્યું. દરમ્યાન, મૉન્ટ્રોઝે રાજાના વતી તેના શત્રુઓને સ્કૉટ્‌લૅંડમાં કિલ્સિથ–Kilsyth–પાસે સખ્ત હરાવ્યા તેથી ચાર્લ્સને ફરી આશા આવી ને તે સ્કૉટ્‌લૅંડ નાસી ગયો, કારણકે ત્યાંના લોકોએ મદદનું વચન આપ્યું હતું, ઇ. સ. ૧૬૪૬.

ઇંગ્લંડમાં પોતાના શત્રુઓ શરણ થયા અને સ્કૉટ્‌લૅંડમાં રાજાને આશરો મળ્યો, એટલે પાર્લમેંટને હવે તે દેશ તરફ નજર કરવાની રહી; પણ રાજાને ને સ્કૉટ્ લોકોને સમાધાન થઈ શક્યું નહિ તેથી તેઓ ફરી અંગ્રેજો સાથે ભળી ગયા ને રાજાને પાર્લમેંટના હવાલામાં સોંપી દીધો. આવી રીતે લડાઈનો બીજો ભાગ સમાપ્ત થયો.

**ક્રૉમ્વેલ્લના ને તેના પક્ષના બદલાએલા સંજોગો**—આ વખતે આયર્લંડમાં રાજાના પક્ષ તરફથી સુલેહનો ભંગ થયો હતો તેથી પાર્લમેંટે નવા લશ્કરની કેટલીક ટૂકડીઓને ત્યાં જવાનો હુકમ કર્યો. પણ એ લશ્કરના સિપાઈઓનાં મનમાં પાર્લમેંટના વલણ સંબંધી શક ઉત્પન્ન થયો હતો. તેઓને ધર્મની બાબતમાં સ્વતંત્રતા જોઇતી હતી. વળી તેમનો ચડ્યો પગાર અપાયો નહોતો. તેથી તેઓએ આયર્લંડ જવા ના પાડી. જૉઇસ–Joyce–નામના સરદારે રાજાનો કબજો કરી લીધો× ને તેને લંડન આણ્યો. લંડન પણ તેમના હાથમાં આવ્યું. તેઓએ રાજાને મનાવી લેવા માટે પણ પ્રયાસો કર્યા પણ રાજા માન્યો નહિ. દરમ્યાન ક્રૉમ્વેલ્લના જ પક્ષમાં એક નાનો, નવો, પણ ઘણો બળવાન્ પક્ષ ઉભો થયો હતો. તેઓ

---

× જૉઈસે રાજાને તાબે થવા કહ્યું; રાજાએ તેની પાસે હુકમ માંગ્યો. જૉઈસે બહાર ઉભેલા હથિઆરબંધ સિપાઈઓ તરફ આંગળી કરી જવાબ દીધો કે–એ મારૂં કમિશન–હુકમપત્ર છે. રાજાએ કહ્યું:—As well-written a commission and with as fine a frontispiece, as I have ever seen in my life. તુરત જ ચાર્લ્સ જૉઈસ સાથે ચાલી નીકળ્યો.

Levellers કહેવાય છે. તે પક્ષના માણસોને વાર્ષિક પાર્લમેંટો, સર્વ-સામાન્ય મતાધિકાર–Universal suffrage, મહાજનસત્તાક રાજ્ય, ધર્મસહિષ્ણુતા–toleration–વગેરે જોઈતાં હતાં. રાજાને આ નવા વિચારોનો ડર લાગ્યો તેથી તે વ્હાઇટના ટાપુમાં નાસી આવ્યો.

**સ્કૉટ્ લોકોનો પરાજય**—ચાર્લ્સને ને પાર્લમેંટને સુલેહ માટે મસલતો ચાલતી હતી; રાજા કુટિલતાથી ભરેલો હતો ને તેને પોતાની સત્તા હજુ પણ નિરંકુશ રાખવી હતી. પણ આ માટે તેની પાસે લશ્કર નહોતું. તેથી વળી તેણે સ્કૉટ્ લોકો સાથે ખટપટ કરી અને તેમની સાથે કરાર કર્યો. ઇ. સ. ૧૬૪૮માં હૉલંડથી કેટલાક રાજાના પક્ષકારો દેશમાં દાખલ થયા. ઘણે ઠેકાણે સુલેહનો ભંગ થયો. સ્કૉટ્ લોકોએ હૅમિલ્ટનને ઇંગ્લંડ ઉપર મોકલ્યો. પણ પ્રેસ્ટન પાસે ને વિન્‌વિક પાસે ક્રૉમ્વેલ્લે તેને સખ્ત માર આપ્યો ને સ્કૉટલૅંડમાં જઈ રાજાના પક્ષને નબળો કરી દીધો. રાજાને પાછો લંડન લાવવામાં આવ્યો.

**પ્રાઇડે પાર્લમેંટની કરેલી શુદ્ધિ, Pride's Purge**—ઉપરના બનાવોથી લશ્કરનો નવો પક્ષ એકદમ ઝનુની થઈ ગયો. તેમનો રાજા ઉપરનો બધો ભરોસો હવે ઉડી ગયો. ક્રૉમ્વેલ્લ પણ તેમના પક્ષમાં મળ્યો. તેઓએ ચાલુ પાર્લમેંટની સત્તા સ્વીકારવાની ના પાડી. પાર્લમેંટે પણ આ નવા પક્ષ સામે ઠરાવો બહાર પાડ્યા. ઇ. સ. ૧૬૪૮ના ડિસેંબરમાં પ્રાઇડ નામના લશ્કરી અમલદારે હાઉસ ઑફ્ કૉમન્સની બેઠકમાં જઈ ૧૪૩ અણમાનીતા સભાસદોને જબરદસ્તીથી રજા આપી દીધી. બાકી રહેલા સભાસદોની પાર્લમેંટ Rump પાર્લમેંટ કહેવાય છે ને પ્રાઇડનું કૃત્ય Pride's Purge કહેવાય છે.

**રંપ ને રાજા ચાર્લ્સના છેલ્લા દિવસો**—આ નામધારી પાર્લમેંટે રાજા ઉપર કામ ચલાવવા ૧૩૫ જણાઓને નીમ્યા, ને રાજ્યની મૂળ સત્તા પ્રજાની જ છે, પણ તે પ્રજા પોતાના પ્રતિનિધિઓને પાર્લમેંટમાં મોકલી એ સત્તાનો તેમની પાસે અમલ ચલાવે છે, ને પાર્લમેંટના તમામ કાયદાઓ લોકોને બંધનકર્તા છે, એવા ત્રણ ઠરાવો બહાર પાડ્યા, અને હાઉસ ઑફ્ લૉર્ડ્ઝને તથા તાજને ઇંગ્લંડના રાજ્યતંત્રમાંથી સમૂળગાં બાતલ કર્યાં.

ત્યારપછી તેમણે નીચે પ્રમાણે ઠરાવ કર્યો:—

That the people are under God the original all of all just power; that the Commons of England, in Parliament assembled, being chosen by and representing the people, have the supreme power in the nation; that whatsoever is enacted or declared for law by the Commons in Parliament assembled, hath the force of law and all the people of this nation are concluded thereby although the consent and concurrence of the King or house of peers be not had thereunto.

૧૩૫ જણાઓમાંથી ખરે વખતે માત્ર ૫૨ સભાસદો હાજર રહ્યા. બ્રેડશૉ નામનો એક વકીલ ને લશ્કરી અમલદાર તેનો પ્રમુખ હતો. આ સમિતિએ રાજા ઉપર નિરંકુશ સત્તા સ્થાપવા માટે પાર્લમેંટ ને પ્રજા સામે લડાઈ કરવાનો આરોપ મૂક્યો. *રાજાએ આ સમિતિનો ઇનકાર કર્યો. ચાર વખત તેને અદાલત સમક્ષ લાવવામાં આવ્યો. દરેક વખતે તેણે ગેરકાયદેસર અદાલત પાસે પોતાનો બચાવ કરવા ના પાડી. છેવટે ઇ. સ. ૧૬૪૯ના જાનેવારિની ૨૭મી તારીખે તેને દેહાંતદંડની શિક્ષા આપવામાં આવી. રાજાને બચાવવા પાટવીકુંવર ચાર્લ્સે કોરા કાગળ ઉપર ગમે તે શરતોએ સહી આપવા સંદેશ મોકલ્યો. ફ્રાંસની પાર્લમેંટ રંપની દયા માંગી. ઇંગ્લંડના ધર્મગુરુઓએ પણ દયા માંગી. પણ રંપના સભાસદો એકના બે થયા નહિ. જાનેવારિની ૩૦મી તારીખે રાજાનો શિરચ્છેદ કરવામાં આવ્યો, ઇ. સ. ૧૬૪૯.

ચાર્લ્સનો શિરચ્છેદ ગેરવ્યાજબી ને ગેરકાયદેસર હતો. એ અપકૃત્યથી પાર્લમેંટને કોઈ સત્તા કે સ્વતંત્રતા મળી નહિ; ઉલટું, દેશમાં

---

*That Charles Stuart, being admitted King of England with a limited power, out of a wicked design to erect an unlimited power, had traitorously levied war against the Parliament and people of England, thereby causing the death of many thousands and had repeated and persevered in his offence.

અગ્યાર વર્ષ માટે લશ્કરી અમલ ચાલુ રહ્યો. સત્તરમા સૈકાના ઇંગ્લંડના લોકો જવાબદાર રાજ્યતંત્ર માટે, ધર્મસહિષ્ણુતા માટે, કે સર્વસામાન્ય મતાધિકાર માટે, બીલકુલ લાયક નહોતા અને તેવું રાજ્યતંત્ર તેઓ માંગતા પણ નહોતા. રંપના આગેવાનો પોતાના જમાનાથી ઘણા આગળ વધી ગયા હતા. ચાર્લ્સના ધર્મ સંબંધી વિચારો ઇંગ્લંડમાં મોટા ભાગને અનુકૂળ આવે એવા હતા. લડાઇમાં ચાર્લ્સને ઇંગ્લંડના લોકોનું અનુમોદન હતું. ઇંગ્લંડના તમામ લોકો તેના શિરચ્છેદથી વિરુદ્ધ હતા. એ કૃત્યથી ક્રૉમ્વેલ્લે, આયર્ટને ને તેના પક્ષકારોએ ઇંગ્લંડમાં જવાબદાર રાજ્યતંત્રની ને ધર્મસહિષ્ણુ થવાના વિચારની સ્થાપનાને બે સૈકાંઓ સૂધી. ઢીલમાં નાંખી. ચાર્લ્સ પોતે શિરચ્છેદ વખતે જે શબ્દો બોલ્યો તે શબ્દો ખરેખર તે જમાનાને માટે અક્ષરેઅક્ષર સાચા હતા. *એ વખતે પાર્લમેંટને રાજાની સંમિતિથી ધારા ઘડવાની ને કર નાંખવાની સત્તા હતી; સમસ્ત રાજ્યનો વહિવટ ચલાવવાની, કાયદાઓનો અમલ કરવાની, કાયદાઓ પ્રમાણે ન્યાય કરવાની કે અમલદારોને ને પ્રધાનોને નીમવાની સત્તા નહોતી. એ સત્તા ખરી રીતે તાજની હતી. અત્યારે, તાજની આ સત્તાનો અમલ પાર્લમેંટના મુખ્ય આગેવાનો તાજને નામે કરે છે તેથી તાજ ને પાર્લમેંટ વચ્ચે એક-મત રહી શકે છે પણ આવું જવાબદાર રાજ્યતંત્ર તે વખતના લોકોને પરિચિત નહોતું.

---

*For the people truly I desire their liberty and freedom as much as any body whosoever, but I must tell you that their liberty and their freedom consists in having of Government those laws by which their life and their goods may be most their own. It is not for having share in Government, sirs, that is nothing pertaining to them; a subject and a sovereign are clean different things, and therefore until you do that, I mean that you do put the people in that liberty as I say; certainly they will never enjoy themselves.

ચાર્લ્સનો શિરચ્છેદ કરાવનારા લોકો "જુની આંખે" નવી સૃષ્ટિ જોતા હતા ને જુના હાથે નવી રાજ્યસૃષ્ટિ ઉત્પન્ન કરવા માંગતા હતા. પણ એ નવીન સૃષ્ટિ લોકોને જોઈતી નહોતી. *છતાં ચાર્લ્સનો શિરચ્છેદ અને પાર્લમેંટનું બંડ, એ બે બનાવો ઈંગ્લંડના ને યુરોપના ઇતિહાસમાં અગત્યનું સ્થાન ધરાવે છે. ચાર્લ્સના શિરચ્છેદ સાથે જ ફ્યૂડલ જમાનાના

---

*The sovereignty of the people and the equality of man with man in the scales of justice, were first ushered into the world of English politics by this deed. Against them stood the old-world ideas, as Charles proclaimed them as he looked out into eternity....They were striving to make a new law of democracy, and could not be expected to effect this by observing the old laws. But their fault lay in this, that the new law, by which they condemned Charles, while it claimed to derive from the people of England, did not, save in theory, derive from that source at all. When the bleeding head was held up, the shout of the soldiers was drowned in the groan of the vast multitude. × × × Thus the Republicans, at the outset of their career, made it impossible for themselves ever to appeal in free election to the people whom they had called into sovereignty. Their own fall...became therefore necessary to the re-establishment of Parliamentary rule. The worship of birth, of pageantry, of title; the aristocratic claim to administrative power; the excessive influence of the large landowner, and of inherited wealth; the mean admiration of mean things, which has ever since the Restoration been at the root of the worst evils of English society–all these gained a fresh life and popularity by the deed that was meant to strike them dead for ever. This at least is what appears.

*England under the Stuarts,* by G. M. Trevelyan, P. P. 289–290.

તાજનો પણ ઉચ્છેદ થયો. પાર્લમેંટના સંગ્રામ દરમ્યાન ઈંગ્લંડનું રાજ્યતંત્ર રાષ્ટ્રીય અને નવીન સૂત્રો પ્રમાણે ઘડાતું જતું હતું. તાજ ઈંગ્લંડના તંત્રનું એક આવશ્યક પણ તે જ વખતે કાયદાને અનુસરતું અંગ છે એમ હવે સૌને ખાત્રી થઈ ગઈ. પ્રજા રાજાને વફાદાર રહે તો રાજાએ પણ પ્રજાને ને પાર્લમેંટને વફાદાર રહેવું જોઈએ, એ હવે ઈંગ્લંડની શાસનપદ્ધતિનું મુખ્ય સૂત્ર થઈ પડ્યું. તેમ, તાજ વગર ચાલી શકે નહિ, એ પણ ચાર્લ્સના શિરચ્છેદથી અને તેના પછીના તંત્રથી, જણાઈ ગયું; પણ તાજ અનિયંત્રિત ન હોવું જોઈએ, એ પણ હવે સ્પષ્ટ થઈ ગયું.

## પ્રકરણ ૯મું

## રાજ્યક્રાંતિનાં પ્રથમ પાંચ વર્ષો, ઇ. સ. ૧૬૪૯–૧૬૫૩.

**નવું રાજ્યતંત્ર**—ચાર્લ્સ સ્ટુઅર્ટના ભયાનક શિરચ્છેદ પછી પાર્લમેંટના સભ્યોએ તાજને ને હાઉસ ઑફ લૉર્ડ્ઝને ઈંગ્લંડના રાજ્યતંત્રથી બાતલ કર્યાં અને દેશનો કારભાર કરવા માટે ૪૧ જણાઓની એક સમિતિ નીમી. બ્રૅડશૉ આ સમિતિનો પ્રમુખ થયો. તે જ પ્રમાણે જુની અદાલતો કાઢી તેને બદલે નવી અદાલતો ઉભી કરવામાં આવી. કેટલાએક સિપાઈઓએ લશ્કરમાં બળવો કર્યો પણ તેમને તુરત દાબી દેવામાં આવ્યા. આયર્લંડમાં Ormond ઑર્મંડ ને સ્કૉટ લોકો રાજાના પક્ષમાં ખટપટ કરતા હતા તેથી પાર્લમેંટે ક્રૉમ્વેલ્લને ત્રણ વર્ષ માટે તે દેશના ગવ્હર્નરની સેનાપતિની જગ્યા આપી. તેણે ડ્રૉઘેડા, વેક્સફર્ડ, વગેરે મુખ્ય મુખ્ય આઇરિશ કિલ્લાઓ લઈ લીધા ને તેમાં ભરાઈ રહેલાં તમામ લશ્કરોની* કતલ ચલાવી, ઇ. સ. ૧૬૪૯–૫૦. આયર્ટને તે દેશ જીતી લેવાનું કામ પૂરૂં કર્યું, ઇ. સ. ૧૬૫૦–૫૨. ઘણા લોકો દેશાવર ચાલ્યા ગયા. સ્કૉટ્લૅંડમાં મૉન્ટ્રોઝ ચાર્લ્સના પુત્ર બીજા ચાર્લ્સ માટે ખટપટ કરતો હતો. શત્રુઓએ તેનો વધ કરાવ્યો પણ ચાર્લ્સ પોતે ઇ. સ. ૧૬૫૦માં સ્કૉટ્લૅંડ ગયો એટલે ત્યાંના લોકોએ તેને પોતાના રાજા તરીકે જાહેર કર્યો. પાર્લમેંટે તેના સામે ક્રૉમ્વેલ્લને મોકલ્યો. તેણે ડનબાર પાસે લેસ્લિને

*લગભગ ૪૦,૦૦૦ આઇરિશો. ક્રૉમ્વેલ્લની વ્યવસ્થા હજુ પણ Cromwell's curse કહેવાય છે.

સખ્ત હાર ખવરાવી, ૧૬૫૦. પણ ચાર્લ્સનો પક્ષ હજુ બળવાન હતો. ઇ. સ. ૧૬૫૧માં સ્કૉટ્લૅંડમાં તેનો રાજ્યાભિષેક થયો. હવે તેણે ઇંગ્લંડ ઉપર ચડાઈ કરી ને લૅંકેશિઅર ને બીજાં પૂર્વ પરગણાઓમાં કુચ કરી. ક્રૉમ્વેલ્લ તેની પાછળ પડયો. ઇ. સ. ૧૬૫૧માં વૉર્સેસ્ટર પાસે બંને પક્ષો વચ્ચે પ્રચંડ યુદ્ધ થયું. ચાર્લ્સના મુખ્ય સરદારો માર્યા ગયા અથવા પકડાઈ ગયા. ઘણા સ્કૉટ્ર લોકોને દેશપાર કરવામાં આવ્યા. ચાર્લ્સ પોતે માંડ માંડ ફ્રાંસ ભાગી ગયો. એક વર્ષમાં આખો સ્કૉટ્લૅંડ તાબે થઈ ગયો. ઇ. સ. ૧૬૫૧માં ઇંગ્લંડની પાર્લમેંટે સ્કૉટ્લૅંડ ને ઇંગ્લંડ એક કરી દીધાં. પણ આ કામ સ્કૉટ્ર લોકોને પસંદ પડયું નહિ. ચાર્લ્સનો સગો પ્રિંસ રુપર્ટ લિસ્બન ભાગી ગયો હતો ને ત્યાંનો રાજા ચોથો જૉન તેને મદદ કરવા ઇચ્છતો હતો. પણ પાર્લમેંટે બ્લેઇક–Blake–ને તેની પાછળ મોકલ્યો. બ્લેઇકે રુપર્ટને દરિઆપાર નસાડી મૂકયો ને બ્રિટિશ ચૅનલના ટાપુઓનો કબજો સાબુત કરી સ્વદેશ પાછો ફર્યો, ઇ. સ. ૧૬૫૦–૫૨. અમેરિકામાં વર્જિનિઆ, મેરિલૅંડ, ને બાર્બાડોઝનાં સંસ્થાનોએ પણ પાર્લમેંટની હકુમત સ્વીકારી.

નવા રાજ્યતંત્રના દુશ્મનોની સંખ્યા મોટી હતી. રાજાના પક્ષકારો, સ્કૉટ્લૅંડના ને ઇંગ્લંડના પ્રેસ્બિટિરિઅનો, ઍંગ્લિકનો, આયર્લંડના કૅથૉલિકો, ને સામાન્યતઃ તટસ્થ રહેતી તમામ જનતા;* એ બધાં આ તંત્રના દુશ્મનોની પંક્તિમાં આવી શકે. કેટલાએકો તો વળી નવા રાજ્યતંત્રદ્વારા સામાજિક ને આર્થિક સંક્રાંતિ માટે આશાઓ બાંધી રહ્યા હતા. યૂરોપનાં રાજ્યો ને પોપ પણ આ નવા તંત્ર ઉપર નજર કરતા હતા. પણ ક્રૉમ્વેલ્લનું લશ્કર એટલું બધું જોરાવર હતું કે તેણે ટુંક મુદ્દતમાં બધા શત્રુઓને વશ કર્યા. વળી આ વખતે યૂરોપનાં રાજ્યો ત્રીસ વર્ષોના ધાર્મિક વિગ્રહમાંથી હમણાં જ છૂટાં થયાં હતાં તેથી ઇંગ્લંડમાં તેઓ દરમ્યાન થઈ ચાર્લ્સના પદભ્રષ્ટ વંશને મદદ કરે એવી સ્થિતિમાં નહોતાં.

---

* જૉન લિલ્બર્ન નામના એક સામ્યવાદી (Leveller) ઉપર બબ્બે વાર કામ ચલાવવામાં આવ્યું પણ અદાલતોએ તેને નિર્દોષ જાહેર કર્યો:—

And what, shall then honest John Lilburne die?
Three score thousand will know the reason why.

શત્રુઓ હારી ગયા એટલે નવા રાજ્યતંત્ર માટે ભય રહ્યું નહિ; પણ આ સંક્રાંતિના તંત્રને પ્રજાની અનુમતિ તો નહોતી જ. પાર્લમેંટમાં પણ પ્રજાના પ્રતિનિધિઓ નહોતા; તે સભાસદો તો ઠેઠ ઇ. સ. ૧૬૪૦માં ચુંટાઈને આવ્યા હતા. પાર્લમેંટે પોતાના શત્રુઓની મીલકતને જપ્ત કરવાનું ધોરણ ચાલુ રાખ્યું. લોકો ઉપર કરનો બોજો લડાઈના વખત જેટલો જ હતો. વર્તમાનપત્રો ને લેખકો તરફ પણ નવા તંત્રનો કટાક્ષ રહેતો. ચિત્રો, નાટકો, ધર્મના તહેવારો, વગેરે સામે કાયદાઓ કરવામાં આવ્યા. દુરાચારો, અત્યાચારો, રંડીબાજી, વગેરે ગુન્હાઓ માટેની શિક્ષાઓ સખ્ત કરવામાં આવી. દેશના કાયદાઓ સુધારવા માટે પ્રયાસો થયા. પણ એકંદર નવું તંત્ર લોકપ્રિય તો થઈ શકયું નહિ.

**દેશાવર સાથેનો સંબંધ**—યુરોપમાં વેસ્ટફાલિઆના તહથી ત્રીસ વર્ષનો ધાર્મિક વિગ્રહ પૂરો થયો હતો. સ્પેઇને ઇંગ્લંડના નવા તંત્રને કાયદેસર તંત્ર તરીકે સ્વીકાર્યું હતું પણ ફ્રાંસે હજુ તેવો સ્વીકાર કર્યો નહોતો. ક્રૉમ્વેલ્લનો એવો વિચાર હતો કે ફ્રાંસના પ્રોટેસ્ટંટોને મદદ આપવી ને ડંકર્ક–Dunkirk–નો કબજો લેવો; પણ દરમ્યાન હૉલ્લંડ સાથે લડાઈ થઈ તેથી એ વિચાર બંધ રહ્યો.

**વલંદાઓ સાથે વિગ્રહ**—હિંદી મહાસાગરમાં અંગ્રેજ ને ડચ કંપનિઓ ને વેપારીઓ વચ્ચે વારંવાર તકરારો થતી હતી. ઇંગ્લંડે નેવિગેશન ઍક્ટ પ્રસાર કરી પોતાના વહાણો બાંધવાના ઉદ્યોગને ઉત્તેજન આપ્યું હતું પણ હૉલ્લંડને તેથી નુકસાન થયું, કારણ કે આ વખતે દરિયાઈ બળમાં તે દેશ પ્રથમ પદ ભોગવતો હતો. ઉત્તર સમુદ્રમાં ડચ માછીમારો ઇંગ્લંડને કર ભરવાની ના પાડતા હતા ને ડચ વહાણો ઇંગ્લંડના વેપારને અટકાયત કરતાં હતાં. અંગ્રેજો ડચ વહાણોના માલનો તપાસ કરવાનો હક્ક સાબીત કરતા હતા. આ કારણોથી પહેલો ડચ વિગ્રહ થયો, ઇ. સ. ૧૬૫૨. બ્લેઇકે ડચ નૌકાધિપતિ ટ્રૉમ્પને ઉત્તરમાં ને બ્રિટિશ ચૅનલમાં હરાવ્યો. તેણે ને Ayscue–આઇસ્કયુએ થેઇમ્સ નદીના મુખ આગળ બીજા વલંદા અમલદારો–De With વિથ ને De Ruyter–રૅયટર–ને હરાવ્યા, ઇ. સ. ૧૬૫૨. Dungeness–ડુંગનેસ્સ, પૉર્ટલૅંડ ને લેઘૉર્ન પાસે અંગ્રેજો હાર્યા. અંગ્રેજોએ ટેક્સૂલ–Texel પાસે વલંદાઓને સખ્ત હાર

મવરાવી. તેમનો મુખ્ય નાવિક ફ્રૉન ટૉપ માર્યો ગયો; એટલે તેઓએ અંગ્રેજો સાથે સુલેહ કરી, ઇ. સ. ૧૬૫૪, એપ્રિલ.

**રંપ પાર્લમેંટને રજા**—આ લડાઈઓ કરવા માટે નવા કારભારીઓને લોકો ઉપર સખ્ત કરનો બોજો રાખવો પડ્યો હતો. તેથી તેઓ ક્રૉમ્વેલ્લના રાજ્યતંત્રને ગબડાવી પાડવા તૈયાર થયા.

પાર્લમેંટથી માત્ર લોકો નહિ પણ લશ્કર પણ કંટાળી ગયું હતું. ગમે તેમ પણ પાર્લમેંટ તો બરખાસ્ત થવી જ જોઈએ. પણ પાર્લમેંટના સભાસદો પાતે પોતાની સત્તા છોડવા આનાકાની કરતા હતા. તેથી ઇ. સ. ૧૬૫૩માં ક્રૉમ્વેલ્લે પોતે પાર્લમેંટમાં જઈ સભાસદોને ધમકાવી તેમને જબ્બદસ્તીથી બહાર કાઢી મૂક્યા ને પછી સભાગૃહને તાળું વાસી દીધું. એ વખતે સભાસદો પોતાની સત્તા કાયમ કરવા માટે ચુંટણીનો નવો કાયદો ચર્ચતા હતા. તે પ્રમાણે ક્રૉમ્વેલ્લે કારભારીમંડળને પણ રજા આપી.

---

રંપ પાર્લમેંટને જબરદસ્તીથી કાઢી મૂકવામાં આવી તે વખતનું સુંદર વર્ણન મૅજૅર ઝનરલ હૅરિસને લડ્લોને આપ્યું ને લડ્લો પાસેથી તે ચિત્ર આપણને મળી શક્યું છે. ક્રૉમ્વેલ્લે તે ભયંકર કામ પ્રથમ હૅરિસનને સોંપ્યું પણ હૅરિસને કહ્યું:-Sir, the work is very great and dangerous, therefore I desire you seriously to consider of it before you engage in it". ક્રૉમ્વેલને આ સલાહ પહેલાં ગળે ઉતરી; પણ પા કલાક પછી તે પાછો પોતાના મુળ ઉપર વિચાર આવી ગયો. તે સભાગૃહમાં દાખલ થયો ને સભાસદોને જેમ તેમ ભરડવા લાગ્યો. સર વિટર વેંટવર્થ નામના સભાસદે જણાવ્યું કે-ગમે તેમ પણ ક્રૉમ્વેલ્લ પાર્લમેંટનો માણસ છે ને તેને એવાં વચનો બોલવું ઘટતું નથી. ક્રૉમવેલ્લનો મીજાજ તુરત ગયો:-"Come, Come, I will put an end to your prating". જમીન ઉપર પગ પછડાતાં પછડાતાં તે આવેશમાં બોલવા લ. ગ્યો-You are no Parliament; I say, you are no Parliament; I will put an end to your sitting; call them in; call them in." તુરત સભાગૃહમાં સિપાઈઓ બંદુકો સહિત દાખલ થયા. ક્રૉમ્વેલ્લનો પરમ પ્રિય મિત્ર સર હેનરિ વેઈન બોલ્યો:-This is not honest; yea, it is against morality and common honesty." ક્રૉમ્વેલ્લે તેને ધમકાવ્યો:-Oh sir Henry Vane, Sir Henry Vane, the Lord deliver me from Sir Henry Vane." તે પછી તેણે પાર્લમેંટનો રાજ્યદંડ-Mace-લઈ જવાનો હુકમ આપ્યો ને કહ્યું:- What shall we do with this bauble? There take it away. હૅરિસને સ્પીકરને પણ જબરદસ્તીથી તેની ખુરસી ઉપરથી ઉઠાડી મૂક્યો.

આવી રીતે રાજ્યનો કારભાર હવે એકદમ લશ્કરના મુખ્ય અમલદારોના હાથમાં આવ્યો ને રંપ પાર્લમેંટનો અંત આવ્યો.

**લિટલ અથવા બૅરબોન્સની પાર્લમેંટ**—પણ કોઈ પણ પ્રતિનિધિઓના મંડળની સલાહ વગર કારભાર કરવો તે આ લશ્કરી અમલદારોને ઉચિત લાગ્યું નહિ. તેથી તેઓએ દરેક પરગણાના કોંગ્રિગેશન અથવા સંઘ મારફત પોતાના મનમાનતા માણસોને એકઠા કર્યા ને એવી રીતે ઇંગ્લંડમાંથી ૧૨૯, સ્કૉટ્લૅંડમાંથી ૫ ને આયર્લૅંડમાંથી ૬, એમ કુલ ૧૪૦ માણસોની એક પાર્લમેંટ બોલાવી. આ નાની અથવા બૅરબોનની પાર્લમેંટ કહેવાય છે. બૅરબોન લંડનનો ચામડાનો વેપારી હતો. આ પાર્લમેંટે ૩૫ જણાઓનું મિત્રમંડળ નીમ્યું ને કેટલાક સારા સુધારાઓ પણ પ્રસાર કર્યા. પણ લશ્કર ને પ્રજા, બંને એની વિરુદ્ધ હતાં. લશ્કરને એક હથ્થુ સત્તા જોઈતી હતી; પ્રજાને ખરી પાર્લમેંટ જોઈતી હતી. આ કારણથી ડિસેંબર માસમાં આ પાર્લમેંટે પોતે પોતાની મેળે જ રજા લીધી. જે સભાસદો રજા લેવા ખુશ નહોતા તેઓને Goffe ગૉફ ને વ્હાઈટ નામના લશ્કરી અમલદારોએ સભાગૃહમાં દાખલ થઈ કાઢી મૂક્યા.

**રાજ્યવહીવટનો મુત્સદ્દો—Instrument of Government**—પાર્લમેંટ ખલાસ થઈ એટલે લૅંબર્ટ ને તેના મિત્રોએ એક બીજી વ્યવસ્થા ઉભી કરી. રાજ્યની તમામ વહિવટી સત્તાઓ એક માણસ માણસ-Lord Protector-સંરક્ષકને આપવી; ૨૧ માણસોનું મિત્રમંડળ તેને સલાહ આપે; પાર્લમેંટમાં ૪૦૦ અંગ્રેજો, ૩૦ આઇરિશો ને ૩૦ સ્કૉટ્ લોકો દર ત્રણ વર્ષે નવા ચુંટણીના ધોરણ ઉપર ચુંટાય; ધર્મની બાબતમાં રોમન કૅથૉલિકો સિવાય તમામ ખ્રિસ્તીઓને ગમે તે પંથ પ્રમાણે રહેવાની છૂટ રહેવી જોઈએ; એ આ મુત્સદ્દાના મુખ્ય મુદ્દાઓ હતા. એ અનુસાર ડિસેંબરની ૧૬મી તારીખે ક્રૉમ્વેલ્લ જીંદગીભર લૉર્ડ પ્રોટેકટરની જગ્યા ઉપર આવ્યો.*

## પ્રકરણ ૧૦મું

## ક્રૉમ્વેલ્લનો રાજ્યદંડ, ઇ. સ. ૧૬૫૪–૫૮.

**ઓલિવ્હર ક્રૉમ્વેલ્લ, ઇ. સ. ૧૫૯૯–૧૬૫૩.** ઓલિવ્હર

*અત્યારસુધી તે Unofficial Dictator હતો; હવે તે Official Dictator થયો.

ક્રૉમ્વેલનો જન્મ ઇ. સ. ૧૫૯૯માં હંટિંગ્ટન નામના ગામમાં થયો હતો ને આઠમા હેન્‌રિના સલાહકાર થૉમસ ક્રૉમ્વેલની બેનનો તે વંશજ હતો. ક્રૉમ્વેલ કુટુંબ ખાનદાન, પૈસેટકે સુખી, અને રાજાને પૂરૂં વફાદાર હતું. ક્રૉમ્વેલ જ્યારે અઢાર વર્ષનો થયો ત્યારે તેનો બાપ રૉબર્ટ ગુજરી ગયો. નાની બેનોનું ને માનું ભરણપોષણ કરવાની જવાબદારી હવે ઓલિવ્હર ઉપર આવી તેથી તેને ભણતર મૂકી દેવું પડ્યું. નિશાળમાં કે કૉલેજમાં ઓલિવ્હર ઝાઝું ભણ્યો નહોતો. કાયદાનું ને લૅટિનનું જ્ઞાન તેને હતું કે કેમ તે શંકાયુક્ત છે. પણ ઓલિવ્હરના તમામ કુટુંબીઓ ને સગાઓ પ્યુરિટન પંથના હતા ને ઓલિવ્હર પોતે બાઇબલનો અંગ્રેજી અનુવાદ મન દઈને વાંચતો. એ જમાનામાં બાઇબલ સિવાય બીજું સાહિત્ય લોકોને સુગમ પણ નહોતું. આ કારણોથી ઓલિવ્હરનાં વાણીમાં, વિચારોમાં ને આચારોમાં બાઇબલ, બાઇબલ, ને બાઇબલ માત્ર જોવામાં આવતું ને તે સિવાય બીજું કાંઈ પણ નજરે ચડતું નહિ. જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ ક્રૉમ્વેલ ને પ્યુરિટન એકતાર થતા ગયા. ઓલિવ્હરે ૨૯ વર્ષ તો પોતાની મીલકત સંભાળવામાં, ને ગરીબોને, દુ:ખીને, અને પોતાના સગાંસ્નેહીઓને મદદ કરવામાં કાઢયાં. ઇ. સ. ૧૬૨૮માં તે પાર્લમેંટમાં દાખલ થયો ત્યારે તેને જાહેર જીવનનો ખરો અનુભવ પ્રથમ મળ્યો એમ કહીએ તો પણ ચાલે. આ પાર્લમેંટમાં ક્રૉમ્વેલ્લે ખાસ કામ કરી બતાવ્યું નહિ. ઇ. સ. ૧૬૪૦ સૂધી ચાર્લ્સે પાર્લમેંટ વગર ચલાવ્યું તે વખતે ક્રૉમ્વેલ્લ પોતાની જુદી જુદી જમીનનો વહિવટ કરવામાં રોકાયો હતો. ઇ. સ. ૧૬૪૦ની શૉર્ટ ને લૉંગ પાર્લમેંટોમાં તે કૅમ્બ્રિજ તરફથી ચુંટાયો. પણ હજુ તે આગેવાન તરીકે આગળ આવ્યો નહોતો. હૅમ્પડન, પિમ, સેંટ જન, વૉલ્લર, વગેરે તેના સગાઓ ને મિત્રો થતા હતા ને તેમની ઓળખાણને લઈને તે પાર્લમેંટની જુદી જુદી સમિતિઓમાં બેસતો. આવી રીતે તેને પાર્લમેંટના કામકાજનો અને રાજ્યવહિવટનો પણ પાકો અનુભવ મળતો ગયો. ઇ. સ. ૧૬૪૨માં જ્યારે રાજા ને પાર્લમેંટ વચ્ચે યુદ્ધ સળગ્યું ત્યારે ક્રૉમ્વેલ્લે પોતાના શહેર—કૅમ્બ્રિજ—માં એક નાનું લશ્કર ઉભું કર્યું ને ચાર્લ્સ સામે લડવા તે બહાર પડ્યો. એડજહિલ્લની લડાઈમાં ક્રૉમ્વેલ્લની ને તેના મિત્રોની બહાદુરીથી પાર્લમેંટનું લશ્કર

સખ્ત હારથી બચી શક્યું. આ અનુભવ કાંઈ જેવો તેવો નહોતો. હવેથી તેણે પોતાના લશ્કરમાં ઈશ્વરમાં શ્રદ્ધાવાન્, ને લોહહિતને ને લડાઈના ખરા મુદ્દાને સમજનારા માણસોને એકઠા કરવા માંડ્યા. પહેલી લડાઈ નેઇસબિના મેદાન ઉપર થઈ. રાજાનું તમામ લશ્કર વીખરાઈ ગયું. ક્રૉમ્વેલ્લની લશ્કરી પ્રતિભાથી પાર્લમેંટને ફરી વિજય મળ્યો. ત્યાર પછીની ક્રૉમ્વેલ્લની કારકીર્દી રાજાના શિરચ્છેદના વૃત્તાંતના ઇતિહાસમાં સમાઈ જાય છે એટલે તે સંબંધી અહીં વધારે લખવું યોગ્ય નથી.

આ મુદ્દા ઉપર હવે ક્રૉમ્વેલ્લે પૂર્વ ઈંગ્લંડનાં જુદાં જુદાં પરગણાંમાં લશ્કર માટે ભરતી કરવી શરૂ કરી. જૉન ડાલ્બિઅર–Dalbier–નામના એક અનુભવી ડચ અમલદારની સલાહ મુજબ આ નવાં લશ્કરોને લશ્કરી તાલીમ આપવામાં આવી. ધીમે ધીમે તે કર્નલ, જનરલ, ને મૅજોર થયો. ઉત્તરમાં તેણે ન્યુકૅસલના લશ્કરને રોકી રાખ્યું. ઇ. સ. ૧૬૪૪માં પાર્લમેંટે તેને લડાઈ ચલાવવાની સમિતિનો સભ્ય બનાવ્યો. યુદ્ધની તમામ નીતિનો તે હવે નાયક થયો. સ્કૉટ્લંડ સાથેના તહની શરતો તેણે પોતાના તાબાનાં પરગણાંઓમાં પરાણે કબૂલ કરાવી. પણ ધર્મની બાબતમાં ને રાજ્યશાસનના વિષયમાં તે હવેથી Independent *"સ્વતંત્ર" વિચાર ધરાવવા લાગ્યો. ઇ. સ. ૧૬૪૪માં માસ્ટર્નમૂરની લડાઈમાં તેણે પોતાના ઘોડેસવારોની પલટણો વડે પાર્લમેંટને સખ્ત હારમાંથી મોટો વિજય અપાવ્યો. આ વખતે રાજાના ભાણેજ પ્રિન્સ રુપર્ટે ક્રૉમ્વેલ્લના ઘોડેસવારોને તેમની અડગ યુદ્ધ કળાથી મોહ પામી

---

*Presbyterians, Independents, all have here the same spirit of faith and prayer; the same presence and answer; they agree here, have no names of difference : pity it is it should be otherwise anywhere ! All that believe have the real unity, which is most glorious; because inward and spiritual, in the Body and to the Head. For being united in forms, commonly called Uniformity, every Christian will for peace-stake study and do, as far as conscience will permit. And for bretheren, in things of the mind we look for no compulsion, but that of light and reason.

ક્રૉમ્વેલ્લે નેઇઝબિની લડાઈ પછી સ્પીકરને લખેલા એક પત્રમાંથી.

Ironsidesનું ઉપનામ આપ્યું, ક્રૉમ્વેલ્લે મૅંચેસ્ટર જેવા જુના, પેસ્બિ-ટિરિઅન પંથના, આબરૂદાર, ને પૈસાદાર, પણ બીનઅનુભવી ને રાજા સાથે સુલેહની ઇચ્છા ધરાવતા માણુસોની હવે ખબર લીધી. તેઓએ પોતાના હોદ્દાઓ છોડી દીધા ને Self-denying Ordinance ઉપર સહી આપી. એ જ વખતે પાર્લમેંટે તેને ૨૨૦૦૦ માણુસોનું નમૂનેદાર લશ્કર–Model Army–તૈયાર કરવા પરવાનગી આપી. પહેલાં આ લશ્કરનો સેનાપતિ ફૅરફૅક્સ Fairfax–હતો.

**ક્રૉમ્વેલ્લનો કારભારઃ**—ક્રૉમ્વેલ્લને બે કાર્યો કરવાનાં હતાં–Healing, જ્યાં જ્યાં રાજ્યમાં રોગો હોય ત્યાં ત્યાં સુધારાઓ કરવા. ને Settiing–બધું તંત્ર વ્યવસ્થિત કરવું. તે પોતાને Constable of the Parish* કહેતો. ક્રૉમ્વેલ્લે પહેલાં તો ચર્ચની વ્યવસ્થામાં સુધારો કર્યો. તેણે માત્ર લાયક ઉપદેશકોને ને શિક્ષકોને જ જીવાઈઓ ને નોકરી આપી. તેનો વિચાર તો એવો હતો કે રાજ્યને વફાદાર દરેક ખ્રિસ્તીને સુખેથી રહેવા દેવો; પણ આવા ઉદાર વિચારો જમાનાને અનુકૂળ નહોતા તેથી તેણે ધર્મની બાબતમાં મર્યાદિત સહિષ્ણુતા દાખલ કરી. તેણે કૅથૉલિકો સામેના કાયદાઓને કાઢી નાંખ્યા નહિ, પણ તેમને સતાવ્યા પણ નહિ. ઍંગ્લિકનોને પણ તેણે કનેડયા નહિ. નાસ્તિકો તરફ પણ તેણે ઉદાર દિલ બતાવ્યું. યાહુદીઓ પણ તેના અમલ દરમ્યાન સલામત રહ્યા. ક્રૉમ્વેલ્લે કાયદાઓને ને અદાલતોને નિષ્પક્ષપાત બનાવ્યાં. સ્કૉટ્લૅંડમાં તેણે એવા જ સુધારાઓ દાખલ કર્યા. જનરલ મંક–Monk ત્યાં મુખ્ય સેનાપતિનું કામ કરતો હતો. તેણે ચાર્લ્સના પક્ષકારોને હરાવ્યા, ઠેકઠેકાણે કિલ્લાઓ બાંધ્યા, પોલિસનું ખાતું સુધાર્યું, જુની અમીરાતના અધિકારોને ઘટાડી નાંખ્યા, હાયલૅંડરોને દાબમાં રાખ્યા, ને વેપારને વધાર્યો. આયર્લંડમાં ક્રૉમ્વેલ્લે જહાંગીરી ચલાવી. તેણે લગભગ ૨૦૦ કે ૩૦૦ કૅથૉલિકોને દેહાંતદંડ

---

* For truely I have often thought that I could not tell what my business was in the place I stood in, save comparing myself to a good constable set to keep the peace of the parish.

આપ્યો અને ઘણા લોકોની મીલ્કત જપ્ત કરી. બીજા બંડખોર કૅથૉલિકોને તેણે કૉનૉટ તરફ વસવા ફરજ પાડી. તેઓએ ખાલી કરેલી જમીન ઉપર અંગ્રેજોનો ને સ્કૉટ લોકોનો વસવાટ કરવામાં આવ્યો. આ વખતે ક્રૉમ્વેલ્લને મારવા માટે જીરાર્ડ નામના માણસને દેહાંતદંડ થયો, ઇ. સ. ૧૬૫૪.

**પરદેશ સાથે વ્યવહારઃ**—ક્રૉમ્વેલ્લનો વિચાર એવો હતો કે યૂરોપનાં બધાં પ્રોટેસ્ટંટ રાજ્યોની સાથે સહકાર કરી ઇંગ્લંડનાં વજન, સામ્રાજ્ય ને વેપાર ચોતરફ વધારવાં. આ મુદ્દા ઉપર તેણે ઇ. સ. ૧૬૫૪માં વલંદા લોકો સાથે સુલેહ કરી. ડેન્માર્ક ને સ્વિડન સાથે પણ તેણે તહ કર્યાં ને અંગ્રેજી વેપારને કેટલાક લાભો અપાવ્યા. પોર્ચુગલ સાથે પણ એવો જ કરાર કરવામાં આવ્યો. ક્રૉમ્વેલ્લને સ્પેઇનનાં સંસ્થાનો ઉપર ચડાઈ કરવી હતી. તેણે જામેઇકા સર કર્યું, ઇ. સ. ૧૬૫૫. બ્લેઇકે ભૂમધ્ય સમુદ્ર ઉપર અંગ્રેજી નૌકાબળને બતાવ્યું. સ્પેઇન સાથે લડાઈ સળગે એમ હોવાથી ક્રૉમ્વેલ્લે ફ્રાંસના રાજા ચૌદમા લૂઈ સાથે પણ મિત્રતા કરી, ઇ. સ. ૧૬૫૫–૫૭. ચાર્લ્સ ફ્રાંસ છોડી ગયો ને સ્પેઇનના રાજાને શરણ આવ્યો. ઇ. સ. ૧૬૫૭માં બ્લેઇકે સ્પેઇનના કાફલાને સાંતાક્રૂઝ પાસે સખ્ત હાર આપી. ઇ. સ. ૧૬૫૮માં ડંકર્ક ઇંગ્લંડના કબજામાં આવ્યું. પણ બધા પ્રોટેસ્ટંટ રાજ્યોને એક કરી સ્પેઇન, ઑસ્ટ્રિઆ ને ફ્રાંસનાં કૅથૉલિક રાજ્યોને સતાવવાની ક્રૉમ્વેલ્લની રાજ્યનીતિ સફળ થઈ શકી નહિ, કારણ કે ધર્મને નામે કોઈ રાજ્ય પોતાનું રાજ્યકીય હિત એક બાજુ મૂકવા તૈયાર નહોતું. છતાં યૂરોપનાં રાજ્યો ઇંગ્લંડના નવા રાજ્યતંત્રથી ડરતાં ને તેની મૈત્રી કરવા મથતાં. એ બધું ક્રૉમ્વેલ્લના કડક ને બાહોશ કારભારને લઈને જ હતું.

**ક્રૉમ્વેલ્લની પાર્લમેંટોઃ**—આપણે એટલું યાદ રાખવું જોઈએ કે આ વખતે ક્રૉમ્વેલ્લ તદ્દન સ્વતંત્ર અમલ કરતો નહોતો. તેને મદદ કરવા ૧૮ લશ્કરી અમલદારોનું એક મંડળ હતું. ક્રૉમ્વેલ્લની પહેલી પાર્લમેંટ ઇ. સ. ૧૬૫૪ના સપ્ટેંબરમાં મળી; પણ પહેલેથી જ ધર્મની બાબતમાં પ્રોટેક્ટરની વિશાળ સત્તાઓની બાબતમાં ને સ્પેઇન વિરુદ્ધની લડાઈના વિષયમાં બંને વચ્ચે એકદમ મતભેદ ઉભો થયો. તેથી ઇ. સ. ૧૬૫૫ના

જાનેવારિ માસમાં તેણે સભાસદોને પોતાને ઘેર બોલાવી રજા આપી દીધી. ક્રૉમ્વેલના તંત્ર વિરુદ્ધ બોલવાની હિંમત જે લોકો કરતા તેમને હવે ગમે તે પ્રકારે દાબી દેવાની તૈયારીઓ થવા લાગી. આખા દેશમાં જુદા જુદા લશ્કરી અમલદારો Major Generals ને તેમની નીચેનાં પરગણાંઓની સમિતિઓ તમામ વિરોધીઓને પોતાની ઘણી વિશાળ સત્તાઓથી સતાવવા માંડયાં. સિપાઈઓ સંતોને નામે હવે શાસન કરતા થયા. દરમ્યાન સ્પેઇન સાથે લડાઇ ચાલતી હોવાથી ક્રૉમ્વેલ્લે બીજી પાર્લમેંટ બોલાવી, ઇ. સ. ૧૬૫૬. પણ પહેલી જ બેઠક વખતે, તેણે પોતાની સત્તાથી પાર્લમેંટના સો સભાસદોને સભાગૃહમાં બેસતા અટકાવ્યા, કારણ કે તેમના વિચારો રાજ્યતંત્રને જરા પણ અનુકૂળ નહોતા. આ પાર્લમેંટે ઇ. સ. ૧૬૫૭માં એક નમ્ર અરજ ને સલાહ A Humble Petition and Advice–ના રૂપમાં ક્રૉમ્વેલ રાજા થાય ને હાઉસ ઓફ લૉર્ડ્ઝની સ્થાપના કરવામાં આવે, એવા ઠરાવો કર્યા, કારણ કે લોકોમાં ભવિષ્ય માટે ઘણી બીક રહેતી હતી અને ક્રૉમ્વેલને મારી નાંખવા માટે હમણાં જ એક બીજું છળ પકડાઇ ગયું હતું. આ સલાહ ને અર્જનો છેવટનો નીકાલ કરવા ક્રૉમ્વેલ્લે ઘણો વખત કાઢયો. પણ છેવટે તેણે રાજા થવાની ના પાડી. પાર્લમેંટે હવે તેને બીજી વાર રાજ્યનો પ્રોટેક્ટર બનાવ્યો, ને તેનો અભિષેક પૂર દરબારી દમામથી કરવામાં આવ્યો.* આ અરસામાં સેક્સબિ ને કૅપ્ટન ટાઇટસ નામના માણસોએ *Killing no murder* નામનું એક નાનું પુસ્તક બહાર પાડયું, જેમાં ક્રૉમ્વેલને મારી તેના આપખુદ અમલનો નાશ કરવા લોકોને ઉશ્કેરવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૬૬૦માં ક્રૉમ્વેલ્લે નવું દિવાનેખાસ સ્થાપ્યું. પણ પાર્લમેંટની સાથેની જુની તકરારો તો હજુ ચાલુ હતી તેથી. ઇ. સ. ૧૬૫૮માં આ બીજી ને છેલ્લી પાર્લમેંટને પણ તેણે રજા આપી દીધી.

---

*Thus monarchy was returning to England in the usual order of progression; first the power, then the splendour, and last of all the name; but even the name might be judged not far distant.

*Pol. Hist. of England*, Vol. VII. P. 448.

**ક્રૉમ્‌વેલનો અંતકાળ:**—આવી રીતે સ્વદેશમાં પોતાના જ પક્ષમાં વિરોધીઓ ઉભા થયા હતા; પરદેશમાં બધાં પ્રોટેસ્ટંટ રાજ્યો ક્રૉમ્‌વેલનો પક્ષ કરવા ના પાડતા હતા. ક્રૉમ્‌વેલ પોતે પણ હવે વૃદ્ધ ને અશક્ત થતો જતો હતો. તેના ત્રણ પુત્રો ક્યારનાયે મરી ગયા હતા. ક્રૉમ્‌વેલના સૌથી મોટા પુત્ર રિચર્ડને પ્રોટેક્ટર બનાવવો હતો ને તે આશયથી તેણે તેને તાલીમ આપવા માંડી હતી. તેની ચાર પુત્રીઓમાં બીજી ને સૌથી વ્હાલી પુત્રી ઇલીઝબેથ માંદી પડી. પ્રોટેક્ટર પોતે બધું રાજ્યકામ ભૂલી જઈ તેની સારવાર કરતો; પણ તે મરી ગઈ. ક્રૉમવેલનો આ ઘા કદિ રૂઝાયો નહિ. ઇ. સ. ૧૬૫૮ના સપ્ટેંબરની ત્રીજી તારીખે તે મરી ગયો.

**ક્રૉમ્‌વેલનું કાર્ય. એક સમાલોચના**—ઇંગ્લંડના અથવા યૂરોપના ઇતિહાસમાં જે જે કર્તાપુરુષો થઈ ગયા છે તેમાં ક્રૉમ્‌વેલનું નામ હમેશાં પહેલી પંક્તિએ આવશે. તેના સમકાલીન વિરોધીઓ તેને ધિક્કારતા હતા. એક સૈકા પછી બર્કે તેને કાંઇક ન્યાય આપ્યો. ઓગણીસમા સૈકામાં ગિઝો–Guizötએ તેના કામની સારી કિંમત કરી; મૅકોલેએ ને કાર્લાઈલે તેને ઘણો ચડાવી દીધો; પણ ગાર્ડિનરના વખતથી અભ્યાસીઓ તેનાં કામોનો ખરો ખ્યાલ કરી શક્યા છે, કારણ કે તેના જમાનાનું તમામ સાહિત્ય હવે આપણને મળી શકે છે. કેટલાએકો તેને Conservative Revolutinary કહે છે. તે દંભી કે સ્વાર્થી પુરુષ નહોતો. ધર્મની ખાતર તેણે રાજા સામે યુદ્ધ કર્યું, કારણ કે તે એમ માનતો હતો કે રાજાના ને લૉડના ધાર્મિક વિચારો લોકોને પરતંત્ર ને વિધર્મી બનાવશે. રાજાનો શિરચ્છેદ કર્યા પછી તેણે જોયું કે પ્રેસ્બિટિરિઅન લોકો તેના ને તેના પક્ષના ધર્મની આડે આવશે; તેથી તેણે એ નવા વિરોધીઓને પણ ખતર હંફાવ્યા. અલબત, તે વસ્તુસ્થિતિને દૂરંદેશીથી જોઈ શકતો નહિ. તેને મહાજનસત્તાક રાજ્ય તરફ ખાસ પક્ષપાત નહોતો; તેમ પાર્લમેંટની સમતિથી જ લોકોને કલ્યાણકારક કારભાર થવો જોઈએ, તે મત પણ તે હંમેશાં સ્વીકારતો નહિ; તેને અનિયંત્રિત રાજસત્તા પણ જોઈતી નહોતી; જેવું રાજ્યતંત્ર ચાર્લ્સને જોઈતું હતું તેવું જ રાજ્યતંત્ર તેને જોઈતું હતું ને ચાર્લ્સે જે ભૂલો કરી તે જ ભૂલો ક્રૉમ્‌વેલ્લે પણ કરી. લશ્કરની

મદદ વડે તેણે અમલ ચલાવ્યો; ટ્યૂટર ને સ્ટુઅર્ટ રાજાઓના જેટલી જ આપખુદ સત્તાઓ તેણે ભોગવી; પણ આપણે એટલું યાદ રાખવું જોઈએ કે ક્રૉમ્વેલને ખુનામરકી પસંદ નહોતી; આઇરિશ કૅથૉલિકો સિવાયના વિરોધીઓને તેણે બહુ કનેડ્યા કે સંતાપ્યા નથી. તેના વખતમાં ઇંગ્લંડ, સ્કોટ્લૅંડ ને આયર્લંડ પહેલી જ વાર એકરાષ્ટ્ર થયાં. ધર્મની બાબતમાં તેનું મન ઘણું ઉદાર હતું. ક્વેઇકરQuaker ફૉક્સ તેના અમલમાં ઉપદેશ આપી શક્યો. તે મિલ્ટન જેવા વિદ્વાનોને આશરો આપતો ગયો. હૉબ્બસ--Hobbes જેવા વિરોધી વિદ્વાનો પણ તેનું આતિથ્ય ભોગવી ગયા છે. તેનો અમલ કરકસરી ને ઉદ્યમી હતો. તેના શ્રમથી ઇંગ્લંડમાં એક સારૂં લશ્કર ઉભું થઈ શક્યું. તેણે યૂરોપમાં પોતાના દેશની આબરૂ વધારી. તેણે અંગ્રેજી વેપાર ને સામ્રાજ્યનો વિકાસ કરાવ્યો. ચારિત્રમાં ક્રૉમ્વેલ પ્રથમ કોટિએ આવશે. તે માયાળુ, નિઃસ્વાર્થી, વ્યસન વિનાનો, સ્ત્રી, છોકરાં અને સગાં-સ્નેહીઓ તરફ, વફાદાર ને એકવચની હતો; તે કદિ બાહોશ મિત્રો ને નોકરોની ઈર્ષ્યા કરતો નહિ. બ્લેઇક, મંક, લૉકહાર્ટ, થર્લો, મિલ્ટન, જેવા વફાદાર ને બાહોશ સલાહકારો, સરદારો ને મંત્રીઓ, તેના અમલને કીર્તિમાન્ કરી ગયા છે. રાજકારણના વિષયમાં તે સગાઈ, સ્નેહ, મૈત્રી કદિ ગણતો નહિ. તેનું જાસુસખાતું ઉત્તમમાં ઉત્તમ હતું. દરેક કાર્યમાં તે ધર્મને, બાઇબિલને, કાઇસ્ટને, ને ઈશ્વરને આગળ ધરતો. ઘણી વાર તે ઈશ્વરના ધ્યાનમાં મશગુલ રહેતો ને એક ભક્તની માફક ધર્મ પાછળ "ગાંડો" થઈ જતો--"મસ્ત" થઈ રહેતો. ઇ. સ. ૧૮૩૨નો પાર્લમેંટની સુધારણાનો કાયદો તેણે પોતાના અમલમાં કરી બતાવ્યો. તેણે કેળવણીને ઉત્તેજન આપ્યું. પણ પ્યુરિટન પંથની "મસ્તી"ને ઓળખવા આપણે ક્રૉમ્વેલનાં ભાંગ્યાતુટ્યાં ને આવેશી ભાષણો તરફ દૃષ્ટિ કરવી જોઈએ નહિ; તે માટે તો આપણે બનિઅનનો કે મિલ્ટનનો અભ્યાસ કરવો જોઈએ. તેમ ધર્મસહિષ્ણુતાનો ઊંચો આશય દુનિયાને ક્રૉમ્વેલ તરફથી મળ્યો નથી. ક્રૉમ્વેલ્લે ધર્મ ને બંડને નામે ચલાવેલી આયર્લંડની કતલ આપણે કદિ પસંદ કરશું નહિ; તેણે પાર્લમેંટ સામે બતાવેલી વર્તણુંક પણ આપણે પસંદ કરશું નહિ.

તેનું મનોબળ અપાર હતું ને તે અપાર મનોબળથી જ તેણે વિજય મેળવ્યો. પણ જ્યારે જ્યારે જુદા વિચારો ધરાવતી જનતા સાથે તેને કામ લેવું પડયું ત્યારે દર વખત ક્રૉમ્‌વેલ નિષ્ફળ ગયો. છતાં તે એક મહાન્ રાજ્ય-પુરુષ થઈ ગયો તે વિષે કદિ પણ બે મત થશે નહિ.

## પ્રકરણ ૧૧મું

## રિચર્ડ ક્રૉમ્‌વેલ, ઇ. સ. ૧૬૫૮-૬૦.

**રિચર્ડ ક્રૉમ્‌વેલ:**—ઓલિવર ક્રૉમ્‌વેલના મરણ પછી તેનો પુત્ર રિચર્ડ ક્રૉમ્‌વેલ વિના મુશ્કેલીએ પોતાના બાપના તમામ અધિકારો ઉપર આવ્યો. પણ તેને લશ્કર તરફથી જરા પણ મદદ મળી નહિ. ઇ. સ. ૧૬૫૯ના જાનેવારિ માસમાં રિચર્ડે જુના ધોરણ પ્રમાણે ચુંટાએલી પાર્લમેંટ બોલાવી. લશ્કર ને પાર્લમેંટ હવે પરસ્પર લડી પડયાં, કારણ કે લશ્કરી અમલદારોને રાજ્યમાં કુલ સત્તા જોઈતી હતી. રિચર્ડે અમલદારોને નમતું આપ્યું. પાર્લમેંટને રજા આપવામાં આવી, એપ્રિલ, ઇ. સ. ૧૬૫૯. લશ્કરી અમલદારોએ હવે જુની—લૉંગ પાર્લમેંટ બોલાવી. રિચર્ડ વગર તકરારે રાજ્યવિષયથી ખસી ગયો—તે ઇ. સ. ૧૭૧૨માં મરી ગયો. લોકો તેને Tumbledown Dick કહેતા. આ વખતે ચાર્લ્સને નામે ઠેકઠેકાણે સુલેહનો ભંગ થયો. વળી પાર્લમેંટ વચ્ચે ને લશ્કરી અમલદારો વચ્ચે તકરારો થઈ તેથી પાર્લમેંટને રજા આપવામાં આવી. આવી રીતે દેશમાં લશ્કરી દોર ચાલુ થયો. પણ આ સ્થિતિ ક્યાં સૂધી ચાલી શકે? રાજા વિનાનું રાજ્ય કયાં સૂધી તે જમાનામાં ટકી શકે? સ્કૉટ્‌લૅંડમાં ઝનરલ મંકે પાર્લમેંટનો પક્ષ કર્યો. લશ્કરમાં અનેક પક્ષો હતા ને તેના સરદારોમાં આવડતનું નામ નહોતું. તેથી બધાએ વળી બીજી વાર રંપ પાર્લમેંટને બોલાવી, ઇ. સ. ૧૬૫૯. મંકે આ રંપ પાર્લમેંટને જુની લૉંગ પાર્લમેંટના સભાસદોને સભાગૃહમાં દાખલ કરવા ફરજ પાડી. તે લૉંગ પાર્લમેંટે ક્રૉમ્‌વેલનાં ને તેના પક્ષના કે કારભારનાં બધાં કૃત્યોને ગેરકાયદેસર ઠરાવ્યાં ને નવી પાર્લમેંટ બોલાવવાનો ઠરાવ કર્યો. પછી પોતાની મેળે જ તે બરખાસ્ત થઈ ગઈ, ઇ. સ. ૧૬૬૦. ઝનરલ મંકે હવે

ચાર્લ્સને ઇંગ્લંડ આવવા છૂપો સંદેશો કહેવરાવ્યો. ચાર્લ્સે બ્રેડા–Bredaથી લોકોને સુરાજ્યની ખાત્રી આપી. મહાજનસત્તાવાદીઓ–Republicans હવે અસ્તવ્યસ્ત થઈ ગયા. એપ્રિલમાં નવી પાર્લમેંટ મળી. તેણે રાજા ચાર્લ્સના સંદેશો વાંચ્યા ને તેને ઇંગ્લંડ આવવા નિમંત્રણ કર્યું. ઈ. સ. ૧૬૬૦ના મે માસમાં આ **કન્વેન્શન** પાર્લમેંટની અનુમતિથી ચાર્લ્સ રાજાની આણ બધે જાહેર કરવામાં આવી ને મેની ૨૯મી તારીખે ચાર્લ્સ પોતાના બાપની રાજધાની લંડનમાં દાખલ થયો. તાજનો અગ્યાર વર્ષનો દેશવટો હવે પૂરો થયો. આ બનાવ Restoration કહેવાય છે.

## પ્રકરણ ૧૨મું.

## બીજો ચાર્લ્સ, ઇ. સ. ૧૬૬૦–૧૬૮૫.

**રેસ્ટોરેશન એટલે?**:—બીજા ચાર્લ્સના ગાદીએ આવવાથી ઇંગ્લંડના રાજ્યતંત્રમાં તાજની પુનઃસ્થાપના થઈ એટલેથી જ આપણે "રેસ્ટોરેશન"નો અર્થ સમજવાનો નથી. તાજ ફરીથી રાજ્યતંત્રમાં ગોઠવાયું એ વાત ખરી છે પણ તેની સત્તા હવે એકદમ અંકુશમાં આવી ગઈ. બધી વ્યવસ્થા નવી પાર્લમેંટની સંમતિથી થવી જોઈએ એવું વચન ચાર્લ્સે બ્રેડા મુકામેથી કન્વેશન પાર્લમેંટને અને જનરલ મંકને આપ્યું હતું. તેથી પાર્લમેંટની સંમતિથી હવે તાજની પુનઃસ્થાપના થઈ. હવેથી કોઈ રાજા દેશમાં કાયમનું લશ્કર રાખી શકયો નહિ; ને કાયમ લશ્કર સિવાય તાજની સત્તા નિરાબાધ કેમ રહી શકે? કોઈ રાજા હવેથી પાર્લમેંટની અનુમતિ સિવાય લોકો ઉપર કર નાંખી શકયો નહિ; અને પૈસા સિવાય રાજ્ય પણ કેવી રીતે ચાલે? કોઈ રાજા હવે સ્ટારચેંબર, હાય કમિશન કોર્ટ કે ઉત્તરની કે વેઇલ્સની કાઉંસિલ, કે એવી બીજી આપખુદ અદાલતો દેશમાં ઉભી કરી શકયો નહિ; ઇંગ્લંડનો કોઇ પણ રાજા હવે પછી સિપાઈઓને પ્રજાજનોનાં ઘરમાં રાખવા કે દેશની ચાલુ અદાલતોમાં કામ ચલાવ્યા સિવાય આરોપીઓને કેદમાં સોડવવાની હિંમત કરી શકયો નહિ. પાર્લમેંટમાં હવે રાજાની પરવા કર્યા સિવાય સભાસદો છૂટથી દેશના તમામ પ્રશ્નો ઉપર ચર્ચા કરતા થયા. રાજાના માનીતા

ને જોરાવર સલાહકારોની ખુલ્લી જડતી લેવા પણ તેઓ ચુકતા નહિ. આવી રીતે રાજ્યકીય દૃષ્ટિએ " રેસ્ટોરેશન "નો અર્થ " રાજાનો ને પાર્લમેંટનો સંયુક્ત અમલ " એમ આપણે કરવો જોઈએ. રાજા સિવાય તંત્ર ચાલે નહિ એટલું જ નહિ પણ પાર્લમેંટ સિવાય પણ તંત્ર ચાલે નહિ, એમ હવેથી બધા સમજવા લાગ્યા.

જેવી રીતે રાજ્યકીય વિષયોની ચર્ચામાં આગળની પરિસ્થિતિમાં સુધારો થયો તેવી રીતે સામાજિક દૃષ્ટિએ પણ " રેસ્ટોરેશન "નો અર્થ " જુનાં ધોરણોની મર્યાદિત પુનઃસંસ્થાપના " એવો થવો જોઈએ. રાજા ચાર્લ્સના વધથી તે ઠેઠ ઇ. સ. ૧૬૬૦ સૂધી, એટલે અગ્યાર વર્ષની મુદ્દતમાં દેશનું રાજ્યતંત્ર ને સમાજની આગેવાની નવા લોકોના હાથમાં ચાલ્યાં ગયાં હતાં. પણ ઇ. સ. ૧૬૬૦થી જુની અમીરાત પાછી રાજ્યતંત્રમાં ગોઠવાઈ ગઈ. એ અમીરો હવે સમાજના આગેવાનો થયા. જમીનની માલીકી તેમને પાછી મળી. રાજ્યતંત્ર પણ તેમના હાથમાં આવ્યું. પિટ્ ને બર્ક જેવા બાહોશ આગેવાનો પણ આ જુની અમીરાતની વગને લઈને જ બહાર આવી શક્યા. લગભગ બે સૈકા સૂધી આ પરિસ્થિતિ ચાલુ રહી. દેશનાં તમામ પરગણાંઓમાં જુના સ્કવાયરો હવે પાછા વગવાળા થઈ ગયા. જેવી રીતે સમાજની આગેવાની જુના વર્ગો પાસે આવી ગઈ તેમ ઇ. સ. ૧૬૬૦ના બનાવથી ચર્ચની આગેવાની પણ હવે જુના વર્ગોના હાથમાં આવી ગઈ. પ્યુરિટનો રાજ્યતંત્રથી, પાર્લમેંટથી, ને ચર્ચની વ્યવસ્થાથી બાતલ થયા. પણ ચર્ચની નવી વ્યવસ્થા પાર્લમેંટહસ્તુ થઈ; તેથી બાતલ થએલા પ્યુરિટનો કોઈક દિવસ પાછા રાજ્યતંત્રમાં દાખલ થવાની આશા રાખવા લાગ્યા, ને અગાઉ જેમ તેમના વડવાઓ સ્વદેશને હરામ કરી દેશાવર ચાલ્યા ગયા હતા તેમ હવેના પ્યુરિટનો દેશાવર ચાલ્યા ગયા નહિ. ઘણા પ્યુરિટનોએ નવી પરિસ્થિતિને કોચવાતાં કોચવાતાં, પણ ન છૂટકે, સ્વીકારી ને કાળક્રમે તેઓના પ્રયાસોથી દેશમાં વળી સ્વતંત્રતાનો નવો જમાનો આવ્યો. ભવિષ્યના Whig–વ્હિગ પક્ષનો ઉદ્ભવ આ લોકોમાંથી થયો. એશઆરામને અટકાવવા ક્રૉમ્વેલના ને તેના પક્ષકારોના કાયદાઓથી કંટાળી ગએલા લોકો આ વખતે અધિકાર ઉપર

આવ્યા તેથી, ખુદ રાજાના દરબારીઓની ધર્મ તરફ બેદરકારીથી, અને વિજ્ઞાન Scienceની પ્રગતિથી, હવે લોકોનું આગળનું ધર્મનું ઝનુન ચાલ્યું ગયું. આ તમામ ક્રાંતિકારક ફેરફારો એક પણ લોહીનું ટીપું પાડયા સિવાય જનરલ મંક ને તેના સાથીઓ દેશમાં દાખલ કરી શક્યા; તેઓએ કોઈ પણ પરદેશી રાજાની કે પ્રજાની મદદ માંગી કે લીધી નહોતી; તેમ ચાર્લ્સ પાસે કોઈ પણ ખાસ લિખિત દસ્તાવેજ કરાવી લીધો નહોતો.

**બીજા ચાર્લ્સના ગુણદોષ**—બીજા ચાર્લ્સના અમલનો વિચાર કરતાં પહેલાં આપણે તેના ચારિત્રને સમજવું જોઈશે, કારણ કે તે સિવાય આપણાથી તેની કારકીર્દી બરોબર સમજી શકાશે નહિ. નવો રાજા ઉમરે ત્રીસ વર્ષનો, મોજીલો, સ્વાર્થી, લંપટ, ને બેદરકાર હતો; તે રોમન કૅથૉલિક પંથને માનતો હતો. તેનામાં લોકોને ને પોતાના સલાહકારોને છેતરવાની અપાર શક્તિ હતી; તેને ઇંગ્લંડની પાર્લમેંટને વશ રહી કામ કરવું જરા પણ ગમતું નહોતું. પોતાના બાપ ને દાદાની માફક ચાર્લ્સ પણ અનિયંત્રિત સત્તામાં શ્રદ્ધા રાખતો હતો. પણ તે પોતાના લાંબા દેશવટાને ભૂલી ગયો નહોતો. ફરીથી એ “ લાંબા પ્રવાસ ”નો અનુભવ લેવા તે ઇચ્છા રાખતો નહોતો. તેથી પાર્લમેંટને ને લોકોને તે હંમેશ માટે નાખુશ રાખવાથી વિરુદ્ધ હતો. છતાં, લોકોને ખુશ રાખીને ને કોઈ પણ મોટું જોખમ લીધા સિવાય, પાર્લમેંટના અંકુશથી સ્વતંત્ર થવા ગમે તે પરિસ્થિતિ ઉત્પન્ન કરવા તે તૈયાર હતો. તેનાથી પાર્લમેંટનો કે પોતાના મંત્રિમંડળનો—કોઈનો પણ—અંકુશ સહન થઈ શકતો નહિ. સાધારણ રીતે તેને ઝાઝું કામ કરવું ગમતું નહિ. મંત્રિમંડળ રાજકારણ ઉપર સલાહ આપતું હોય ત્યારે રાજા પોતાનાં કુતરાંને રમાડતો હોય, અથવા પતંગીઆં ભેગાં કરતો હોય, અથવા પોતાની રખાતો સાથે વાતો બનાવતો હોય, અથવા બગીચાઓમાં ફરતો હોય, અથવા ટેનિસ રમવા ઇચ્છતો હોય. પણ ચાર્લ્સ આવી રીતે હમેશ વર્તતો નહિ; કોઈ પણ જણ પોતાને “ બનાવી ” જાય એ તે પસંદ કરતો નહિ. વળી ચાર્લ્સ તદ્દન નગુણો નહોતો. તેનામાં રાજાના ગુણો હતા. તે જ્યારે કારભાર જોતો ત્યારે અનુભવી મુત્સદ્દીઓ પણ તેનાથી પાછા પડતા. સદ્‌ગુણી ને

અનુભવી સલાહકારો તેને હંમેશાં ગમતા. લાયકાતની તે કદર બૂઝતો. તે અપમાન કદિ સહન કરતો નહિ. તેનામાં વૈરબુદ્ધિ જરા પણ નહોતી. તે કોઈકિ વાર જ ગુસ્સે થતો. માણસોની પરીક્ષા કરવામાં તે બાહોશ હતો. વિજ્ઞાન, કળા ને વહાણના ઉદ્યોગનો તેને સારો શોખ હતો. પણ દેશાવરના વસવાટથી, રોમન કૅથૉલિકોના સહવાસથી, પ્રેસ્બિટિરિઅનોએ ને પ્યુરિટનોએ રાજકુટુંબને કરેલી સતામણીથી, અને બ્રિટિશ ટાપુઓના કૅથૉલિકોની વફાદારીથી, તેને ઇંગ્લંડના લોકોના વિચારો અથવા ઇંગ્લંડની ઇજ્જત માટે ખાસ દરકાર નહોતી. ચાર્લ્સ પોતાની ઇજ્જત ટકાવી રાખવામાં ભારે ચાલાક હતો; તેને સરસ "રમતો" રમતાં આવડતું; રાજા રાજ્યકીય "પટ્ટાબાજી" સુંદર રીતે ખેલી શકતો.

તેના અમલના ચાર વિભાગો પડી શકે છેઃ—પહેલા વિભાગમાં ચાર્લ્સ સારો રાજા કહેવાઈ ગયો, ઇ. સ. ૧૬૬૦–૬૭. બીજા વિભાગમાં તેની લુચ્ચાઈ જાણીતી થઈ ગઈ, ઇ. સ. ૧૬૬૭–૭૩. ત્રીજા વિભાગમાં તેનો પ્રપંચ સફળ થશે એમ જણાવા લાગ્યું. ઇ. સ. ૧૬૭૩–૮૦. ચોથા વિભાગમાં તેણે ચાલાકીથી લોકોને પોતાના પક્ષમાં લઈ લીધા, ને આપખુદ અમલ કર્યો, ઇ. સ. ૧૬૮૦–૮૫.

**હાઇડ, અર્લ ઑવ્ ક્લૅરંડનનો કારભાર.** ચાર્લ્સ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે રાજ્યની લગામ તેના મુખ્ય સલાહકાર ને દેશવટાના સાથી હાઇડ અથવા લૉર્ડ કલૅરન્ડનના હાથમાં આવી. હાઈડે પહેલા ચાર્લ્સના અમલમાં રાજા સામે એક વાર પક્ષ લીધો હતો પણ ઇ. સ. ૧૬૪૦ની સાલથી તે રાજાનો પક્ષકાર બન્યો હતો. તે તે વખતના જમાનાનો કૅવૅલિઅર એટલે તાજની સત્તાનો ને એપિસ્કોપસિનો કડક પક્ષકાર, પણ ઉદાર, સદ્‌ગુણી. કારભારમાં બાહોશ, વસ્તુસ્થિતિથી વાકેફ અને સ્પષ્ટવક્તા હતો. તેની પુત્રી રાજાના ભાઈ ડ્યૂક ઑવ્ યૉર્ક અથવા બીજા જેઇમ્સ સાથે પરણી હતી. પણ કૅથૉલિકો, પ્યુરિટનો ને રાજાની રખાત તેની સામે થયા. હાઇડને સુલેહ ગમતી છતાં ડચ વિગ્રહની જવાબદારી તેના ઉપર મૂકવામાં

---

*Three sights to be seen,
Dunkirk, Tanjier, and a barren Queen, એ પદ તેના મહેલની બારી ઉપર કોઈ લખી ગયું હતું.

આવી. તેથી ઇ. સ. ૧૬૬૭માં રાજાએ આ સલાહકારને રજા આપી. પાર્લમેંટે તેના ઉપર કામ ચલાવવાની ધમકી આપી એટલે હાઈડ રાજાની સલાહથી ફ્રાંસ ભાગી ગયો ને ત્યાં જ તે મરણ પામ્યો. તેણે રાજાપ્રજાના સંગ્રામ ઉપર એક રસિક પુસ્તક લખ્યું છે. તેણે સ્કૉટ્‌લૅંડમાં એપિસ્કોપસિ સ્થપાવી ને તે દેશને તેનું આગળનું તમામ તંત્ર પાછું સોંપ્યું. પરિણામે સ્કૉટ્‌લૅંડ ઇંગ્લંડનું તાબેદાર બની ગયું. આયર્લંડમાં ક્રૉમ્વેલનું કાર્ય નાબુદ કરવામાં આવ્યું ને ત્યાં સ્કૉટ્‌લૅંડના જેવું નોખું પણ તાબેદાર રાજ્યતંત્ર પાછું ઉભું કરવામાં આવ્યું.

**કન્વેશન પાર્લમેંટ, ઇ. સ. ૧૬૬૦**—ચાર્લ્સની પહેલી કન્વેન્શન પાર્લમેંટે તાજની સંસ્થાને રાજ્યમાં આવશ્યક ઠરાવી, રાજા ચાર્લ્સના હત્યાકાંડમાં આગેવાની લેનારાઓને—મુએલાને પણ—શિક્ષા પહોંચાડી, રાજાના પક્ષકારોની જમીનો પાછી અપાવી ને બીજાને માફી આપી. તેનું કામ પૂરૂં થઈ ગયું એટલે ચાર્લ્સે તેને રજા આપી, ડિસેંબર, ઇ. સ. ૧૬૬૦.

**કૅવૅલિઅર પાર્લમેંટ, ઇ. સ. ૧૬૬૧–૭૮**—ચાર્લ્સની પહેલી પાર્લમેંટના સભાસદો બહુમતિએ કૅવૅલિઅરો* હતા. તેઓએ પહેલાં તો ચર્ચની વ્યવસ્થા કરી અને ચાર કાયદાઓ ઘડ્યા. આ કાયદાઓ **ક્લેરેંડન કોડના** નામથી જાણીતા છે, કારણ કે તેમાં ક્લૅરન્ડનનો ખાસ હાથ હતો. ઇ. સ. ૧૬૬૧માં કૉર્પોરેશન ઍક્ટ પ્રસાર કરવામાં આવ્યો. આ કાયદાથી જેઓ એપિસ્કોપસિમાં માનતા હોય તેઓ જ મ્યુનિસિપૅલિટિના સભાસદો થઈ શક્યા, ને મોટાં શહેરોના વહિવટથી પ્યુરિટનો એકદમ બાતલ થઈ ગયા. ઇ. સ. ૧૬૬૨ના ઍક્ટ ઑફ યુનિફૉર્મિટિ–Act of Uniformity–થી જે પ્યુરિટનોએ–Prayer Book–પ્રાર્થનાનું પુસ્તક–સ્વીકાર્યું નહિ તેઓએ જીવાઈઓ મૂકી દીધી. આવા લોકોની સંખ્યા ૨૦૦૦ જેટલે પહોંચી ગઈ. ઇ. સ. ૧૬૬૪માં Conventicle Act–પ્રસાર કરવામાં આવ્યો. આ કાયદાથી એપિસ્કોપસિ સિવાયના બીજા પંથોની ક્રિયાઓમાં ભાગ લેનારાઓ સામે કેદ, દેશવટો ને દેહાંતદંડની

*More zealous for royalty than the king, and more zealous for episcopacy than the bishop—Macaulay.

શિક્ષાઓ ફરમાવવામાં આવી ને પ્યુરિટનો પોતાનો પંથ પાળતા બંધ થઈ ગયા. ઇ. સ. ૧૬૬૫ના Five Mile Act નામના કાયદાથી કોઈ પણ પ્યુરિટન, કલર્જિ કે શિક્ષક કોઇપણ શહેરથી પાંચ માઇલિની અંદર આવી શકે નહિ એવું ઠરાવવામાં આવ્યું. આ કાયદાથી પ્યુરિટનોને મોટાં શહેરોના વસવાટથી પણ બાતલ કરવામાં આવ્યા. આ તમામ કાયદાઓનો કડક અમલ થવા લાગ્યો તેથી ઘણા પ્યુરિટનોએ એપિસ્કોપસિ સ્વીકારી ને જેઓ અડગ રહ્યા તેમને માટે માફી મેળવવા માટે તેઓએ પાછળથી ઘણી મહેનત કરી. કૅવેલિઅર પાર્લમેંટે રાજાના ખર્ચનો હિસાબ તપાસવાનો પાર્લમેંટને હક્ક છે એ, અગત્યનો ઠરાવ બહાર પાડ્યો. તેણે કલૅરંડન ઉપર કામ ચલાવ્યું ને તેને નોકરીથી ફારક કરવા રાજાને ફરજ પાડી. કૅવેલિઅર પાર્લમેંટે ટેસ્ટ ઍક્ટ પ્રસાર કરી રાજ્યના મોટા મોટા અમલદારોને, જેઇમ્સને ને કિલફોર્ડને નોકરીનાં રાજીનામાં અપાવ્યાં, હૉલંડ સામેની લડાઈ રદ કરાવી, રાજા પાર્લમેંટે કરેલા કાયદાઓનો અમલ મોકુફ રખાવી શકે નહિ એમ જાહેર કર્યું, ને કૅબાલને તોડી નાંખી, ઇ. સ. ૧૬૭૩–૭૪. ડૅન્બિના કારભાર દરમ્યાન આ પાર્લમેંટે યૂરોપની પરિસ્થિતિ વિષે રાજાને સલાહ આપવાનું ને જરૂર પડે તો પોતાના મત પ્રમાણે તેની પાસેથી કામ લેવાનું ચાલુ રાખ્યું. પાર્લમેંટના સભાસદો આ વખતે, ચાર્લ્સ ને લૂઇ, એમ બંને પાસેથી લાંચ રૂશવતો લેતા તેથી પાર્લમેંટ પોતે Pensionary Parliament કહેવાઈ ગઈ. પોપિશ પ્લૉટ વખતમાં પાર્લમેંટે ડૅન્બિ ઉપર કામ ચલાવવાની હિંમત કરી તેથી રાજાએ તેને રજા આપી, જાન્યુઆરિ, ઇ. સ. ૧૬૭૯. રાજાનું માફીપત્ર પણ તેના સલાહકારોને રાજદ્રોહથી કે પાર્લમેંટના તપાસથી મુક્ત કરી શકતું નથી તે આ વખતથી ચોક્કસ થયું.

**વ્હિગ પાર્લમેંટ, ઇ. સ. ૧૬૭૯-૮૧**—ચાર્લ્સની પહેલી વ્હિગ પાર્લમેંટે હેબિઅસ કૉર્પસ ઍક્ટ પ્રસાર કર્યો, ઇ. સ. ૧૬૭૯. આ કાયદાથી કોઈ પણ આરોપી કેદમાં અમુક મુદ્દત ઉપર રહી શકે નહિ, આરોપીને તે મુદ્દત પછી કાયદેસર અદાલત સમક્ષ પોલિસે હાજર કરવો જ જોઈએ ને તેને કયા ગુન્હાસર પકડવામાં આવ્યો છે તેના ખબર પણ કરવા જોઈએ, એમ ઠર્યું. આ પાર્લમેંટે જેઇમ્સને ગાદીથી

બાતલ કરવાનું હાથમાં લીધું. પણ રાજાને તે વાત ગમતી નહોતી. તેથી તેણે ઑક્ટોબરમાં પાર્લમેંટને એકદમ રજા આપી. પણ નવી પાર્લમેંટે વધારે કડકપણે જેઇમ્સના ગાદી પરના હક્કને ડુબાવવા યત્ન કર્યો તેથી તેને પણ રજા મળી, ઇ. સ. ૧૬૮૧, જાન્યુઆરિ. નવી પાર્લમેંટને ઑક્સફર્ડ મુકામે બોલાવવામાં આવી તેણે એવો જ વિરોધ બતાવ્યો એટલે તેને પણ રજા આપવામાં આવી ને રાજાનો વિજય થયો.

**કૅબાલ.** હાઇડ અથવા અર્લ ઑવ્ ક્લૅરંડન પછી રાજા સ્વતંત્ર કારભાર કરવા મંડયો પણ પોતાના મુખ્ય સલાહકારો તરીકે તેણે પાંચ જણાઓને રાખ્યા. એ લોકોનાં નામો Clifford, Arlington, Buckingham, Ashley અને Lauderdale હતાં ને તે નામોના પહેલા અક્ષરોનો CABAL–કૅબાલ–શબ્દ થતો હતો તેથી તેમનો કારભાર કૅબાલનો કારભાર કહેવાય છે! એ કારભાર પાછળથી એટલો બધો વગોવાયો કે અત્યારે કોઈ પણ ખરાબ મંત્રિમંડળ કૅબાલ કહેવાય છે. આ સલાહકારોમાં ક્લિફ્ફર્ડ ને આર્લિંગ્ન કૅથૉલિકો હતા. બકિંગહામ--જેઇમ્સિના ને ચાર્લ્સના માનીતા બકિંગહામનો પુત્ર–ધર્મની બાબતમાં બેદરકાર ને લંપટ હતો. ઍશ્લી ધર્મની બાબતમાં બેદરકાર, પણ નહિતર પ્યુરિટનોનો ખાસ પક્ષકાર, હતો, ને લૉડર્ડેઇલ દેખાવે એપિસ્કોપસિનો, પણ અંદરથી ઇંડિપેંડન્ટ પક્ષકાર, હતો. એ લોકો એકમત નહોતા તેમાં જ રાજાનું બળ સમાએલું હતું, કારણ કે રાજાને પણ કૅથૉલિક લોકોને પ્રસન્ન રાખવા હતા. માત્ર બે બાબતોમાં આ પાંચ જણાઓ એકમત હતા. તેઓ બધા ક્લૅરંડન વિરુદ્ધ હતા અને તેમને ઇંગ્લંડમાં ધર્મસહિષ્ણુતાનું ધોરણ દાખલ કરવું હતું. પણ પાર્લમેંટ તેથી વિરુદ્ધ હતી. તેથી ક્લૅરંડન દેશપાર થયો એટલે તુરત જ આ મંત્રીઓ પણ પરસ્પર ખટપટ કરવા લાગ્યા ને તેમાંના કેટલાએકો રાજાના ગુપ્તમાં ગુપ્ત મંત્રને પણ પ્રજાના ને પાર્લમેંટના મત વિરુદ્ધ પોષવા લાગ્યા તેમાં એક પણ ઍંગ્લિકન નહોતો. ઇ. સ. ૧૬૭૦થી સાલથી આ નવા મંત્રિમંડળ મારફત ચાર્લ્સ કારભાર કરવા લાગ્યો.

**ચાર્લ્સનું મોટું કારસ્તાન**—હવે ચાર્લ્સે પોતાનો ભેદ ખુલ્લો કરવા માંડયો. પ્રેસ્બિટિરિઅનોને, કૅથૉલિકોને, ને પ્યુરિટનોને સતાવવા નહિ, કૅથૉલિકોને રાજ્યતંત્રમાં દાખલ કરવા, હૉલંડ સામે લડાઈ જાહેર કરવી, તે માટે નાણું પાર્લમેંટ પાસેથી લેવું, ને જો પાર્લમેંટ નાણું આપવા ના પાડે તો ફ્રાંસના રાજા ચૌદમા લૂઇની મદદ લઈ તેની પાસેથી રૂશવતો કબૂલ કરવી, અથવા પોપની મદદ મેળવવી, એ નાણાના સાધન વડે, પણ હૉલ્લૅંડ સામે કે ફ્રાંસ સામે લડાઈના બ્હાનાથી, દેશમાં કાયમ લશ્કર રાખવું, એ લશ્કરની મદદથી ઍંગ્લિકનોને દાબી દેવા, અને કૅથૉલિક પંથ ગ્રેઇટ બ્રિટનમાં સ્થાપવો, એટલાં આ સ્ટુઅર્ટ વંશના નવા કારસ્તાનનાં મુખ્ય સૂત્રો ગણાવી શકાય. આ પ્રયોગ રાજાએ બે વાર અજમાવી જોયો હતો પણ કેટલાંક કારણોને લીધે તેમાં તે ફાવ્યો નહોતો. ઇ. સ. ૧૬૬૮માં તેણે કૅબાલના કૅથૉલિક સભાસદોને પોતાનો કૅથૉલિક પંથ જાહેર કરી દીધો. પછી તેણે પોતાની બેન મારફત લૂઈ સાથે મસલત કરવા માંડી. ઇ. સ. ૧૬૬૮માં સર વિલિઅમ ટેંપલે ત્રિપક્ષ તહ–Triple Alliance–ઉપર સહી આપી. ઇ. સ. ૧૬૭૦ના મે માસમાં કપટી ચાર્લ્સે લૂઈ સાથે ડોવર–Dover–ની ખાનગી બે સુલેહો કરી–એક સંધિપત્રમાં કૅથૉલિક પંથ સ્થાપવા સંબંધી કાંઈ કહેવામાં આવ્યું નહોતું, જે સંધિપત્ર કૅબાલના પ્રોટેસ્ટંટ સભ્યોને બતાવવામાં આવ્યું હતું, જ્યારે બીજા સંધિપત્રમાં ઇંગ્લંડમાં કૅથૉલિક પંથની સ્થાપના કરવી એમ લખવામાં આવ્યું હતું ને જે માત્ર કૅથૉલિક સભ્યોને બતાવવામાં આવ્યું હતું. હૉલંડ સામે ફ્રાંસે ને ઇંગ્લંડે હવે લડાઈ જાહેર કરી, ઇ. સ. ૧૬૭૨. ખુદ ઇંગ્લંડમાં રાજાએ કલૅરંડન કોડના કાયદાઓનો અમલ કરવો મોકુફ રાખ્યો. તેણે પાર્લમેંટના સભાસદોને લાંચરૂશવતો, વર્ષાસનો અને નોકરીઓ આપી ચૂપ કર્યા. લશ્કરમાં ને કાફલામાં રોમન કૅથૉલિક અમલદારો ભરવામાં આવ્યા. પણ લોકોને ડોવરની છુપી સંધિની સુગ આવી ને રાજાનું પોગળ ખુલ્લું થઈ ગયું. તેથી પાર્લમેંટે ઇ. સ. ૧૬૭૩માં ટેસ્ટ

ઍક્ટ પ્રસાર કર્યો ને જેટલા કૅથૉલિક અમલદારોએ સોગન લેવા ના પાડી તે બધા બરતરફ થયા. ચાર્લ્સે બહાર પાડેલી છૂટ Declaration of Indulgence–પ્યુરિટનો ને ઍંગ્લિકનો એકમત થયા એટલે આપોઆપ નિષ્ફળ ગઈ. રાજાના ભાઈ જેઇમ્સે ને કારભારી ક્લિફર્ડે નોકરીનાં રાજીનામાં આપી દીધાં. કૅબાલનું તંત્ર નાશ પામ્યું ને ઇ. સ ૧૬૭૪માં હૉલંડ સાથે સુલેહ કરવામાં આવી.

ચાર્લ્સનું કારસ્તાન ખુલ્લું થઈ ગયું પણ તેનો કેટલોક ભાગ તો તેણે ઠેઠ સુધી મૂક્યો નહિ. અત્યાર સુધી તેણે કૅથૉલિકોને ને ડિસ્સેંટરોને ભોળવવા મહેનત કરી હતી; હવે તેણે તે બંને પક્ષોને છોડી દીધા ને ઍંગ્લિકનો સાથે મૈત્રી કરી. આ નવી મૈત્રી કરાવવામાં યૉર્કશિઅરનો એક કૅવૅલિઅર સર થૉમસ ઑસબોર્ન, Thomas Osborne–અથવા અર્લ Latimer Danby–લેટિમર કે ડેન્બિ તેને ઉપયોગી થયો. કૅબાલના મુખ્ય સભાસદ એશ્લી અથવા અર્લ શેફ્ટસબ્યુરિએ હવે રાજા સામે મોટો પક્ષ તૈયાર કર્યો.

**ડૅન્બિનો કારભાર, ઇ. સ. ૧૬૭૩–૭૯**—પોતાનું કારસ્તાન ગમે તે પ્રકારે પાર પાડવાની જરૂર તો હતી; પોતે પાર્લમેંટને જો રજા આપે તો અમલ આપખુદ થઈ જાય ને નવી પાર્લમેંટ મળે તો તેનો વિરોધ ચાલુ પાર્લમેંટના વિરોધ કરતાં ઘણો વધારે થઈ જાય; તેથી ચાર્લ્સે પાર્લમેંટને રજા આપી નહિ પણ તેના આ બાહોશ સભ્યને પોતાના વિશ્વાસમાં લીધો. ડૅન્બિએ નૌકાખાતામાં ને ત્રિજુરીખાતામાં નોકરી કરી હતી. એણે હવે પાર્લમેંટ અને રાજા વચ્ચે સમાધાની કરવાનું બીડું હાથમાં લીધું. રાજાના વિરોધીઓમાંથી કેટલાએકોને તેણે લાંચો આપી, નોકરીઓ આપી, ને પોતાના પક્ષમાં મેળવી લીધા. આવી રીતે એક તરફથી તેણે સામા પક્ષનું બળ મોળું કરી નાંખ્યું. પછી તેણે ડિસ્સેંટરો ને કૅથૉલિકો સામેના કાયદાઓનો સખ્ત અમલ કરી જુના કૅવૅલિઅરોને રાજાના પક્ષમાં ભેળવ્યા. તેણે રાજાને ને દેશને ફ્રાંસથી સ્વતંત્ર કરવા ને તે દેશના શત્રુઓ સાથે મૈત્રી કરવા પ્રયાસ કરવા માંડ્યો. આ ત્રણ રીતથી ડૅન્બિએ રાજાની આપખુદ સત્તા સ્થાપવા મન રોક્યું. પણ એ નીતિમાં કેટલીક મુશ્કેલીઓ નડી. પહેલું, ચાર્લ્સ ને તેનો ભાઈ જેઇમ્સ, ડ્યૂક ઑવ્ યૉર્ક, કૅથૉલિકો હતા

અને તેઓ પોતાના સધર્મીઓને સતાવવા માંગતા નહોતા; બીજું, ચાર્લ્સ પોતે ઘણો કુટિલ હતો; ત્રીજું, મંત્રિમંડળના બીજા સભ્યો ડેન્બિના શત્રુઓ હતા; ચોથું, રાજાને હવે યૂરોપ સાથે સુલેહ જોઈતી હતી, કારણ કે દરેક લડાઈ દરમ્યાન તેની સત્તા ઓછી થઈ હતી અને ખર્ચ વધી ગયું હતું. તે ફ્રાંસ સામે તો કદિ લડવા માંગતો નહોતો. છેલ્લું, પાર્લમેંટમાં રાજાના વિરોધીઓ હવે એક અગત્યના સવાલ ઉપર તકરાર ઉઠાવતા હતા. શેફ્ટ્સબ્યુરિ–Shafetesbury, બકિંગ્હામ ને લૉર્ડ હૅલિફૅક્સ ડ્યૂક ઑવ્ યૉર્ક અથવા જેઇમ્સના ગાદીના હક્ક ઉપર ને નવી કડકાઈ ઉપર તકરાર ઉઠાવવા માંગતા હતા, કારણ કે જેઇમ્સ કૅથૉલિક હતો ને કૅથૉલિક રાજા ઇંગ્લંડના લોકોને કદિ પસંદ પડે તેમ નહોતું. લૂઈએ વિરોધીઓના હાથમાં છૂટથી નાણું મૂકવા માંડયું, એટલે ડન્બિના મનોરથો મનમાં જ રહી ગયા; માત્ર બે બાબતોમાં તેના વિચારો પાર પડયા. ઇ. સ. ૧૬૭૭ના નવ્હેંબરમાં તેણે જેઇમ્સની પુત્રી મેઇરિનું લગ્ન હૉલંડના વિલિઅમ સાથે કરાવ્યું. બંને પ્રોટેસ્ટંટો હતાં એટલે આ કૃત્યથી ઇંગ્લંડના લોકો ઘણા ખુશ થયા. ડિસેંબર માસમાં તેણે વિલિઅમ સાથે મૈત્રી કરી. લોકોને એમ લાગ્યું કે ઈંગ્લંડ હવે લડાઈ જાહેર કરશે; પણ ચાર્લ્સનો દગો વળી આડે આવ્યો. છતાં પોતાના પ્રયાસોથી ડૅન્બિએ ભવિષ્યનો ટોરિ Tory–પક્ષ ઉભો કર્યો.

**ચાર્લ્સનો પર રાજ્યો સાથેનો વ્યવહારઃ–પોર્ચુગલ.** આ વખતે ફ્રાંસ ને સ્પેઇનિ વચ્ચે ચાલતા આવતા લાંબા વિગ્રહનો અંત આવ્યો હતો ને ફ્રાંસનો રાજા ચૌદમો લૂઈ યૂરોપમાં પોતાની સત્તા મુખ્ય કરવા માંગતો હતો. તેને હૉલ્લંડમાં પોતાની વગ સ્થાપવી હતી. આ કારણથી ઇંગ્લંડના લોકો ફ્રાંસ વિરુદ્ધ થયા. આ વસ્તુસ્થિતિ ધીમે ધીમે આગળ આવતી ગઈ. ઇ. સ. ૧૬૬૨ના મે માસમાં ચાર્લ્સે પોર્ચુગલના રાજાની બેન કૅથૅરિન ઑવ્ બ્રાગાંઝાની સાથે લગ્ન કર્યું. રાણી કૅથૉલિક પંથની હતી છતાં ઇંગ્લંડના લોકોને પોર્ચુગલ સાથેનો આ નવીન સંબંધ ગમી ગયો, કારણ કે રાણી કરિયાવરમાં મુંબાઈનો ટાપુ ને તાંજીરનું થાણું લાવી. અંગ્રેજોએ પોર્ચુગલને સ્પેઇનિ સામે મદદ કરી–આ મૈત્રી હજુ સૂધી ચાલી આવે છે. એ જ વેળાએ સ્પેઇનિ પાસેથી મળેલા ડંકર્કના બંદરને

ચાર્લ્સે લૂઈને વેચી નાંખ્યું, કારણુ કે તે જરા પણુ ઉપયોગી નહોતું. ઇંગ્લંડના લોકોને આ વાત પસંદ પડી નહિ, ઇ. સ. ૧૬૬૨.

**ડચ લોકો સાથે વિગ્રહ, ઇ. સ. ૧૬૬૫-૬૮.** પૅસિફિક ને હિંદી મહાસાગરોમાં, પશ્ચિમ ભાગમાં ને ઉત્તર સમુદ્રમાં ડચ લોકો ને અંગ્રેજ લોકો વચ્ચે હજુ હરીફાઈ ચાલતી હતી. ઇંગ્લંડમાં ડ્યૂક ઑવ્ યૉર્ક, ઍશ્લી, આર્લિંગ્ટન, વગેરે ક્લૅરંડનના શત્રુઓને દૂર કરવા રાજાને લડાઈનું બહાનું જોઈતું હતું. તેથી ઇ. સ. ૧૬૬૫માં પાર્લમેંટે રાજાને ખૂબ નાણું આપ્યું ને માર્ચ માસમાં હૉલ્લંડ સામે લડાઈ જાહેર કરવામાં આવી. જુન માસમાં Lowestoft-લો સ્ટૉફ્ટ પાસે ઇંગ્લંડના દરિયાઈ કાફલાની ફત્તેહ થઈ. બીજી બે ફત્તેહો એવી રીતે ઇંગ્લંડને મળી, ઇ. સ. ૧૬૬૬. પણ ઇ. સ. ૧૬૬૭ના જુનમાં એક ડચ દરિઆઈ કાફલો થેઇમ્સ નદીમાં દાખલ થયો ને તેણે ચૅથ્રમ ઉપર તોપોનો મારો ચલાવ્યો. ઇંગ્લંડના લોકો એકદમ ગભરાઈ ગયા. ચાર્લ્સે-Breda-બ્રેડા મુકામે સુલેહ કરી, જુલાઈ, ઇ. સ. ૧૬૬૭. ઇંગ્લંડને આ સુલેહથી અમેરિકામાં ન્યૂ યૉર્ક ને ન્યૂ જર્સિનાં સંસ્થાનો મળ્યાં.

**ત્રિપક્ષ કરાર—Triple Alliance, ઇ. સ. ૧૬૬૮.** ઇ. સ. ૧૬૬૭માં લૂઈએ સ્પેઇનના પ્રાંત નેધર્લંડ ઉપર મોટી સવારી મોકલી. ઇંગ્લંડ હવે શું કરશે એ બધાં યૂરોપી રાજ્યો વિચારવા લાગ્યાં. ચાર્લ્સ એક તરફથી લૂઈનો પક્ષ કરતો હતો; બીજી તરફથી તેણે સર વિલિઅમ ટૅંપલને હોલંડ મોકલ્યો. તે બાહોશ અંગ્રેજ વકીલે ઇંગ્લંડ, હૉલંડ ને સ્વિડનની વચ્ચે કરાર કરાવ્યો ને ફ્રાંસ જો લખી આપેલી શરતો ઉપરાંત જાય તો તેની સામે લડવા સહીઓ લખાવી લીધી. લૂઈ ઘણો ચીડવાયો. તેણે પણ સ્પેઇન સાથે સુલેહ કરી લીધી. પરિણામે યૂરોપના દરબારોમાં ઇંગ્લંડનું વજન વધ્યું.

**ડોવરના બે કરારો—એક છુપો ને એક જાહેર, ઇ. સ. ૧૬૭૦-૭૧.** પણ ચાર્લ્સને પોતાને ત્રિપક્ષ કરાર પસંદ નહોતો ને લૂઈની પાસેથી વધારે પૈસા પડાવવા માટે માત્ર તેણે તે કરારને પોતાની સંમતિ આપી હતી. ફ્રાંસ સાથે વાટાઘાટો તો હજુ ચાલતી જ હતી. ઇ. સ. ૧૬૭૦ના

મે માસમાં ડોવર મુકામે ચાર્લ્સે રાજા લૂઈ સાથે છુપી સંધિ કરી—આ સંધિ એક સૈકા સૂધી વીગતવાર કોઈ જાણી શક્યું નહોતું. એ સંધિથી ચાર્લ્સે ઈંગ્લંડમાં કૅથૉલિક પંથ સ્થાપવા, હૉલંડ ઉપર ચડાઈ કરવા, ને ફ્રાંસને મદદ કરવા વચન આપ્યું ને લૂઈએ ચાર્લ્સને ઈંગ્લંડના લોકોને દાબી દેવા લશ્કર ને પૈસો મોકલવાનું, અને હૉલંડનો કેટલોક ભાગ આપવાનું વચન આપ્યું. આ છુપો કરાર ઉઘાડો પડી જાય તો બંને પક્ષો બેહાલ થાય; તેથી એશ્લીને ને બકિંગહામને પક્ષમાં લઈ ફ્રાંસ સાથે બીજો જાહેર કરાર પણ કરવામાં આવ્યો, જાન્યુઆરિ, ઇ. સ. ૧૬૭૧. એ કરાર ગુપ્ત કરાર જેવો હતો પણ તેમાં કૅથૉલિક પંથ વિષે કોઈ ઉલ્લેખ નહોતો અને તેથી ઈંગ્લંડને હૉલંડનાં સંસ્થાનોની લુંટમાં પણ કેટલોક હિસ્સો મળે એમ હતું. ધર્મે ચાર્લ્સ બેદરકાર હતો ને કરારોથી ઈંગ્લંડ યૂરોપમાં ફ્રાંસના કબજામાં આવી જાય એમ હતું, એ બે બાબતો જો આપણે વિચારીએ તો રાજાની રાજ્યનીતિ એકદમ નીચ અને સ્વાર્થી કહી શકાય. રાજાને ફ્રાંસના કબજામાં રાખવા લૂઈ સુદર સ્ત્રીઓની પણ મદદ લેવા અચકાતો નહિ.

**બીજો ડચ વિગ્રહ, ઇ. સ. ૧૬૭૨–૭૪.** હૉલંડ સામે લડાઈની તમામ તૈયારી કરી લીધા પછી પ્રજાને ખોટાં કારણો બતાવી, ને હૉલંડની સરકાર બધાં અપમાનો ખુશીથી સહન કરતી હતી છતાં, લડાઈ જાહેર કરવામાં આવી, મે, ઇ. સ. ૧૬૭૨. પણ ચાર ચાર વાર De Ruyter રૉયટરે જેઈમ્સને દરિયા ઉપર હરાવ્યો; હૉલંડને યૂરોપનાં બીજાં રાજ્યોની મદદ મળી; અંગ્રેજ પાર્લમેંટ લડાઈ સામે થઈ; તેથી ચાર્લ્સે ઇ. સ. ૧૬૭૪માં હૉલંડ સાથે વેસ્ટમિંસ્ટરની સુલેહ કરી.

ઈંગ્લંડ લડાઈમાં સાથે રહેવા ના પાડે અથવા તો લડાઈ દરમ્યાન તટસ્થ રહે, એમાં જ લૂઈને લાભ હતો; ચાર્લ્સને ફ્રાંસ સામે કદિ લડવું નહોતું. તેથી રાજાએ ફ્રાંસ સાથે છુપી સુલેહો કરી, ઇ. સ. ૧૬૭૬–૭૮. આવી જાતનું ધોરણ રાજાએ ઠેઠ પોતાના અંતકાળ સુધી ચાલુ રાખ્યું.

**Popish Plot–પોપિશ કાવતરૂં, ઇ. સ. ૧૬૭૮**—આ વખતે Titus Oates–ટાઈટસ ઓએટિસ ને ડૉ. Tong–ટંગ નામના

એ બદમાસોએ એવું જાહેર કર્યું કે ઇ. સ. ૧૬૭૮ના એપ્રિલની ૨૪મી તારીખે જેસુઈટોએ ભેગા થઈ રાજાને મારી નાંખવા, ઇંગ્લંડમાં ફ્રેંચ ને આઇરિશ લશ્કરોની મદદ વડે દેશના તમામ પ્રોટેસ્ટંટોને કૅથૉલિક બનાવવા ને જો તેઓ ના પાડે તો તેમને મારી નાંખવા નક્કી કર્યું છે: તે કાવતરામાં દેશના ભલા ભલા માણસો ને છેવટે ખુદ રાણી પોતે પણ સામેલ છે એવું તેઓએ પાછળથી જાહેર કર્યું. એ બંને જણાઓએ પોતાની જુબાની સર એડમંડ ગૉડ્ફ્રે–Godfrey–નામના મૅજિસ્ટ્રેઇટ પાસે મૂકી પણ એક દિવસ ગૉડ્ફ્રેનું અચાનક ખુન કરવામાં આવ્યું. ઇંગ્લંડના લોકો આ બનાવથી ઘણા ઉશ્કેરાઈ ગયા. તેઓને એમ જ લાગ્યું કે ખરેખર આખું રાજ્યતંત્ર ઉંધું વાળવા કોઈ એક મોટું કાવતરૂં ઉભું કરવામાં આવ્યું છે ને તેમાં મોટામોટા માણસોનો હાથ છે. જેઇમ્સના મંત્રીની જડતી લેતાં તેના કબજામાં જે કાગળો મળ્યા તેમાં બ્રિટિશ ટાપુઓમાં લૂઈની મદદથી કૅથૉલિક પંથ દાખલ કરવાના ઉલ્લેખો મળી આવ્યા. શૅફ્ટ્સબ્યુરિના પક્ષકારોએ આ હકીકતોને લાભ લઈ જેઇમ્સના ગાદીના હક્કને બાતલ કરવા પાર્લમેંટમાં મુત્સદ્દો લાવ્યા. હાઉસ ઑફ લૉર્ડ્ઝમાંથી કૅથૉલિક અમીરોને કાઢી મૂકવામાં આવ્યા; જેઇમ્સે ઇંગ્લંડ છોડી દીધું: વ્હિગ આગેવાનો હવે ડૅન્બિ ઉપર કુદી પડ્યા.

**ડૅન્બિ કેદ. ઇ. સ. ૧૬૭૯**—અંગ્રેજ લોકો ઉપરની હકીકતોથી ફ્રાંસ સામે ઘણા ખાજ્નાઇ ગયા. ડૅન્બિને તો એટલું જ જોઈતું હતું. તેણે હવે પાર્લમેંટને પોતાના પક્ષમાં લેવા માંડી. પણ લૂઈ ચાલાક હતો. જો ડૅન્બિ, પાર્લમેંટ, ને રાજા એક થાય તો ચોક્કસ ઇંગ્લંડ તેની સામે લડાઈમાં ઉતરે. તેથી તેણે ચાર્લ્સના છુપા કરારો હવે જાહેર કરી દીધા. પણ ડૅન્બિ આ કરારોમાં સામેલ હતો. તેથી તેણે રાજા પાસે પાર્લમેંટને રજા અપાવી. નવી પાર્લમેંટે તુરત જ તેના ઉપર કામ ચલાવવા માટે રજા માંગી. રાજાએ ડૅન્બિને પોતાની સહી માટે લિખિત માફી આપી હતી. પણ પાર્લમેંટે તે માફીપત્ર સ્વીકારવા ના પાડી ને ઇ. સ. ૧૬૭૯ના એપ્રિલ માસમાં ડૅન્બિને રાજદ્રોહના આરોપ ઉપર કેદ કરવામાં આવ્યો. પાંચ વર્ષ સુધી તે કેદમાં રહ્યો. આવી રીતે ચાર્લ્સના કારસ્તાનની સિદ્ધિમાં ફરી નવો અંતરાય

આવ્યો. ડૅન્બિના કેદ થયા પછી ચાર્લ્સે ટેમ્પલની સલાહ મુજબ ત્રીસ જણાનું મંડળ નીમી તેમના મત પ્રમાણે થોડોક વખત કારભાર કર્યો પણ એવડું મોટું મંત્રિમંડળ એકદમ નિષ્ફળ નીવડયું. તેમના ગયા પછી ચાર્લ્સે મરજી મુજબ કારભાર કરવા માંડયો.

**વ્હિગ ને ટોરિ પક્ષો.** ડૅન્બિએ "ટોરિ" પક્ષને ઉભો કરવામાં ભાગ લીધો તો શેફટ્સ્બ્યુરિએ વ્હિગ પક્ષ ઉભો કરવામાં ભાગ લીધો. કૅવૅલિઅર પાર્લમેંટ પ્યુરિટનો વિરુદ્ધ હતી ને સાધારણ રીતે રાજાનો પક્ષ કરતી. પ્યુરિટનોને ક્લૅરંડન કોડના કડક અમલથી બચાવવા, રાજાની આપખુદ સત્તાને ઓછી કરવા, ને દેશને ફ્રાંસ સામે લડાઇમાં ઉતારવા શેફ્ટ્સ્બ્યુરિએ હૅલિફૅક્સ, બકિંગ્હામ, વગેરે અમીરોને પોતાના પક્ષમાં લીધા. પોપિશ પ્લૉટના જમાનામાં આ લોકોએ કૅથૉલિક જેઇમ્સને ગાદીથી બાતલ કરવાનો ને કોઈ પણ પ્રોટેસ્ટંટ રાજપુરુષની ઉમેદવારીને અનુમોદન આપવાનો માર્ગ લીધો. તેઓએ શહેરોમાં, ગામડાંઓમાં ને પાર્લમેંટમાં રાજાના કારસ્તાન ઉપર સખ્ત શબ્દપ્રહારો કરવા માંડયા. વેપારીઓ, નાના તાલુકદારો, વકીલો, વિદ્વાનો, બધા આ પક્ષમાં ભળ્યા. તેઓએ Green Ribbon Club નામનું મંડળ સ્થાપ્યું. તેના સભ્યો પોતાના પક્ષનો કાર્યક્રમ આગળથી નક્કી કરતા. તેઓ જેઇમ્સ સામા હતા તેથી ચાર્લ્સની લ્યુસિ વૉલ્ટર નામની એક રખાતના પુત્ર ને હમણાં જ સ્કૉટ્ લોકોને હરાવી લોકમાન્ય થએલા, શૂરા, ને દેખાવડા ડયૂક ઑવ્ મન્મથને ગાદી અપાવવા તેમણે નિશ્ચય કર્યો. આ બાબતમાં કેટલાએકો સામા પડયા, દાખલા તરીકે, હૅલિફૅક્સ; તેઓ જેઇમ્સને ગાદી આપવા ધારતા હતા, પણ અમુક શરતોએ. આ તેમની ભૂલ હતી, કારણ કે જેઇમ્સ નાલાયક હતો ને તેનો ભરોસો કરવા જેવું નહોતું. જ્યારે નવી પાર્લમેંટને બોલાવવાનું મોકુફ રાખવામાં આવ્યું ત્યારે આ લોકોએ રાજા ઉપર અરજીઓ ઉપર અરજીઓ મોકલી ને તેથી તેઓ Petitioners કહેવાયા. તેમના શત્રુઓ–એટલે દરબારી પક્ષકારો–Court party–Abhorrers–અરજીઓના ધિક્કારનારાઓ કહેવાયા. પણ આવાં સામાન્ય નામોથી તેમને સંતોષ થયો નહિ. સ્કૉટ્લૅડના બંડખોર પ્રેસ્બિટિરિઅનો Whig કહેવાતા ને આયર્લૅંડના

કૅથૉલિકો Tories કહેવાતા. એ બે નામો હવે ઇંગ્લંડના રાજ્યકીય પક્ષોને આપવામાં આવ્યાં. ઓગણીસમી સદીમાં "વ્હિગ" લોકો "લિબરલો" કહેવાયા ને "ટોરિ"ઓ "કૉન્ઝર્વેટિવો" કહેવાયા.

**આપખુદ ચાર્લ્સ, ઇ. સ. ૧૬૮૧–૮૫**—ઑક્સફૉર્ડની પાર્લમેંટને રજા આપ્યા પછી ચાર્લ્સે મરજી મુજબ કારભાર કરવા માંડયો. હવે પોપિશ પ્લૉટનું મોટું ધતીંગ ખુલ્લું પડી ગયું હતું. વ્હિગ લોકોએ જેઇમ્સના વંશાનુગત હક્કને કાઢી નાંખવા ને મન્મથને ગાદી આપવા તનતોડ પ્રયાસ કર્યો તેથી લોકોને બીજા ખુનખોર આંતર વિગ્રહનો ડર લાગવા માંડયો. તેઓ હવે રાજાની દયા ખાવા લાગ્યા. રાજાએ ચર્ચનો ને લૂઇનો આશરો લીધો, પોતાના શત્રુઓને કનેડ્યા, ને જેઇમ્સના હક્કને કાયમ રાખ્યો. તેણે લંડનના ને બીજાં શહેરોના સ્થાનિક સ્વરાજ્યને તોડી પાડયું. ડિસ્સેંટરોને જેઇલમાં પૂરવામાં આવ્યા. ઇ. સ. ૧૬૮૩માં કેટલાએક તોફાની વ્હિગોએ રાજાને ને તેના ભાઇને રાઇહાઉસ પાસે પકડવાનું કાવતરૂં કર્યું પણ તેઓ પકડાઈ ગયા. રસ્સેલને ને સિડ્નિને રાજદ્રોહના ગુન્હા સબબે ફાંસી દેવામાં આવી. શેઇફ્ટ્સ્બ્યુરિ ઉપર કામ ચલાવવામાં આવ્યું; તે હૉલંડ નાસી ગયો ને ત્યાં મરી ગયો. ચાર્લ્સ પોતે ઇ. સ. ૧૬૮૫ના ફેબ્રુઆરિની પાંચમી તારીખે મરી ગયો. જીંદગીભર પોતે રોમન કૅથૉલિક પંથનો હતો એમ તે મરતી વેળા તે પંથના એક પાદરીની રજુ વાતે કબૂલ કરતો ગયો.

ચાર્લ્સે સ્થાપત્યને ને લલિત કળાને ઉત્તેજન આપ્યું. તેની રાણી મુંબઈનો ટાપુ કરિઆવારમાં લાવી. તાંજીરમાં સત્તા સ્થાપી ભૂમધ્ય સમુદ્રમાં ઇંગ્લંડને પ્રબળ કરવા તેણે પોતાના અમલનાં પ્રથમ વર્ષોમાં સારી મહેનત લીધી. તેણે અમેરિકામાં કૅરોલિનાનું સંસ્થાન વસાવ્યું. ન્યૂ જર્સી–Jersey ન્યૂ યૉર્ક, પેનસિલ્વેનિઆ, ને ડેલાવૅર–Delaware–નાં સંસ્થાનો પણ તેના વખતમાં વસ્યાં.

**લંડનમાં ભયંકર પ્લેગ ને મોટી આગ, ઇ. સ. ૧૬૬૫–૬૬**—ઇ. સ. ૧૬૬૫ના જુનથી ડિસેંબર સુધી લંડનમાં પ્લેગથી હજારો માણસો મરી ગયાં. ઇ. સ. ૧૬૬૬ના સપ્ટેંબરની બીજીથી ને સાતમી તારીખ સુધી

લંડનમાં જબરદસ્ત આગ લાગી ને તેથી ક્રુ જેટલાં મકાનો જમીનદોસ્ત થઈ ગયાં. તેને ઠેકાણે જે નવાં મકાનો થયાં તેમાં આરોગ્ય માટે વધારે સવડો પૂરી પાડવામાં આવી ને પરિણામે લંડનની આર્થિક સ્થિતિમાં ઘણો ફેરફાર થયો.

**લલિત કળા, વાઙ્મય, વગેરે**—ચાર્લ્સના વખતનો મુખ્ય કવિ ડ્રાયડન* Dryden થઈ ગયો. તે પ્રતિભાશાળી કવિ કહી શકશે નથી પણ તેને રાજકવિ કહી શકાય. તેણે પોતાની તીવ્ર કવિતાથી ઘણા વિહગ મુત્સદ્દીઓને પ્રજામાં ઉતારી પાડયા. એ કવિએ ઑરંગઝેબ ઉપર એક નાટક

*ડ્રાયડને શેઇફ્ટ્સબ્યુરિનું નીચે પ્રમાણે વર્ણન આપ્યું છે:—

Of these the false Achitophel was first;
A name to all succeeding ages curst.
For close designs, and crooked counsels fit;
Sagacious, bold and turbulent of wit.
A fiery soul, which working out its way;
Fretted the pigmy-body to decay.
Great wits are sure to madness near allied;
And thin partitions do their bounds divide.
Else why should he with wealth and honour blest;
Refuse his age the needful hours of rest?
Punish a body which he could not please;
Bankrupt of life, yet prodigal of ease?
And to all to leave, what with his toil he won
To that unfeathered, two-legged thing a son,
In friendship false, implacable in hate;
Resolved to ruin or to rule the state.

*Absalom and Achitophel.*

Edmund Gosse-એડમંડ ગૉસ્સ આ કાવ્યના ગુણાનુવાદ કરતાં લખે છે કે:—**Its merit lies in the series of satirical portraits, cut and polished like jewels, and flashing malignant light from all their facets.**

લખ્યું છે, ઇ. સ. ૧૬૭૫–એ વખતે ઔરંગઝેબને ગાદીએ આવ્યાં માત્ર આઠ વર્ષો થયાં હતાં. બનિઅને–Bunyan–*Pilgrim's Progress* લખ્યો. રાજાના આશરા નીચે આ વખતે ઘણાં નમાલાં નાટકો લખાયાં; પણ તે બધાં સમાજ બાબતનાં હતાં. સર આઇઝૅક ન્યૂટને ગુરુત્વાકર્ષણના ને પ્રકાશના નિયમો જાહેર કર્યા* વૈદ્યકશાસ્ત્રમાં પણ સારી પ્રગતિ થઈ. ખગોળની શોધ કરવા માટે ગ્રીનીચમાં વેધશાળા–Observatory–બાંધવામાં આવી. અર્થશાસ્ત્રનો પણ અભ્યાસ થવા લાગ્યો. વર્તમાનપત્રોનો જમાનો શરૂ થયો. "કાફી" પીતાં પીતાં મુત્સદ્દીઓ આ વખતે રાજ્યપ્રશ્નોની ચર્ચા કરતા. Cristopher Wren–ક્રિસ્ટફર રેને સ્થાપત્યમાં નામ કાઢ્યું. જૉન ઇવલિને–John Evelyn ને Samuel Pepys–ને સેમ્યુઅલ પેપિસે ઉત્તમ રોજનીશીઓ લખી. હૉબ્સે–Hobbes–(રાજ્ય) નીતિશાસ્ત્ર ઉપર *Leviathan*–લખ્યું. હૅલિફૅાક્સ સારાં રાજ્યકીય લખાણો કરતો ગયો છે. Locke લૉક–મોટો ફિલસુફ હતો. અર્થશાસ્ત્ર ઉપર પણ કાંઇક કાંઇક સાહિત્ય બહાર પડવા લાગ્યું. Boyle બૉઇલે રસાયણશાસ્ત્રમાં નામ કાઢ્યું.

## પ્રકરણ ૧૧મું

## બીજો જેઇમ્સ, ઇ. સ. ૧૬૮૫–૮૮. હિંસાશૂન્ય રાજ્યક્રાંતિ.

**બીજો જેઇમ્સ**—બીજો જેઇમ્સ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તેની ઉમર ૫૩ વર્ષની હતી. છેલ્લાં વીસ વર્ષો થયાં તેણે ઇંગ્લંડની રાજ્યખટપટમાં સારો ભાગ લીધો હતો. ઇંગ્લંડના નૌકાસૈન્યની તમામ વ્યવસ્થા ઘણા વખત સૂધી તેણે પોતાના જ હાથમાં રાખી હતી. જેઇમ્સ મોટા ભાઈ જેવો બાહોશ કે દાવાબાજ નહોતો પણ ભાઈના અમલના બધા બનાવો તેણે નજરે નજર જોયા હતા તેથી તે ઉપરથી ધડો લઈ તે સમજીને પ્રજા સાથે કામ લેશે એમ દરેક અંગ્રેજ આશા રાખતો હતો. જેઇમ્સ રોમન કૅથૉલિક પંથનો હતો તે તો હવે દેશનું

---

*Nature and Nature's laws lay hid in night,
God said, Let Newton be, and all was light.

*Dryden.*

નાનું બાળક પણ જાણતું હતું. પણ ગાદી મેળવવામાં તેને ઇંગ્લંડના ઍંગ્લિકનોની જબરદસ્ત મદદ મળી હતી. જે રાજા તે લોકોને રીઝવી શકે તે રાજા પોતાની આપખુદ સત્તા ગમે તે પ્રકારે વાપરી શકે એ બાબત તેનાથી અજાણી રહેલી ન હોય. જેઇમ્સના ઉપર લોકોનો વિશ્વાસ હતો. ગાદીએ આવ્યા પછી તુરત જ તેણે લોકોના તમામ હક્કોને જાળવી રાખવાનું વચન આપ્યું ને પ્રજા તેથી સતોષ પામી * પણ જેઇમ્સમાં જરા પણ આવડત નહોતી. વળી તેનામાં જરા પણ હિંમત નહોતી. અણીને સમયે તે એકદમ ડરી જતો. નાની નાની બાબતોમાં પણ તે આપખુદ થઈ જતો. તે ધર્મે ઘણો ઝનુની હતો. અંગ્રેજો અત્યાર સૂધી એમ માનતા હતા કે નવો રાજા ધર્મની બાબતને નહિ છંછેડે. પણ આ માન્યતા ખોટી ઠરી. જેઇમ્સ ધર્મના વિષયમાં એકદમ કડકાઈ બતાવવા માંગતો હતો. એ વલણથી તેની સત્તાનો નાશ થયો.

**બેસતા રાજાનો અમલ**—ગાદીએ આવ્યા પછી તુરત જ જેઇમ્સે પોતાના ગાદી ઉપરના હક્કને અનુમોદન આપનારાઓ-મુખ્યત્વે સંડર્લેંડ ને ગૉડોલ્ફિન—ને મંત્રિમંડળમાં જગ્યાઓ આપી ને મર્હુમ રાજાની ને પોતાની રખાતોને દરબારમાંથી કાઢી મૂકી. કાયમ માટે લોકો પાસેથી જગાત વસુલ કરવા તેણે હુકમ બહાર પાડયો. આ હુકમને પાર્લમેંટની સંમતિ મળી નહોતી તેથી ઘણા સમજુ લોકો નાખુશ થયા. જેઇમ્સે નૈઋત કોણનાં પરગણાંઓનાં પ્યુરિટનોને એટલા તો દંડ્યા કે તે પ્રદેશમાં તે સમય Killing time—મહામારીનો વખત કહેવાયો. રાજાએ તુરત નવી પાર્લમેંટ બોલાવી. તેના સભાસદો લગભગ તમામ રાજાના પક્ષના ટોરિઓ હતા. તેમણે જેઇમ્સને માંગ્યું નાણું આપ્યું. આવી રીતે શરૂઆતમાં તો રાજાપ્રજા વચ્ચે ઠીક ઠીક ચાલ્યું.

**મન્મથ ને આરગાઈલનાં બંડો, ઇ. સ. ૧૬૮૫**—જ્યારે ઍશલી જેવા વ્હિગ આગેવાનોએ મન્મથનો પક્ષ લીધો ત્યારે દેશમાં એ પક્ષો વચ્ચે ખુનરેજી થશે એવા ભયથી બીજા ચાર્લ્સે મન્મથને દેશપાર કર્યો

---

*We have now the word of a king and a word never yet broken.

હતો. એ ફાંકડા દેખાવનો, શૂર ને લોકપ્રિય ડ્યૂક હવે બ્રસ્સેલ્સથી હૉલંડ ગયો ને ત્યાંથી ઇંગ્લંડના પશ્ચિમ કિનારા ઉપર ઉતર્યો. ડૉર્સેટ ને સોમર્સેટના પ્યુરિટન ખેડુતો તેના પક્ષમાં ભળ્યા. ટાઉટન મુકામે બીજા જેઇમ્સ રાજા તરીકે મન્મથ જાહેર થયો. પણ Sedgemoor–સેડ્જમૂર પાસે તેનું નમાલું લશ્કર ચર્ચિલ્લ સાથે લડતાં સખ્ત હારી ગયું, જુન, ઇ. સ. ૧૬૮૫. મન્મથ પોતે કેદ પકડાયો. તેણે જેઇમ્સ પાસે જીંદગી માટે ઘણા કરુણ કાલાવાલા કર્યા પણ રાજાએ તેને ફાંસીએ ચડાવ્યો. મન્મથને આશરો કે મદદ આપનારાં સ્ત્રીપુરુષોને પણ ઘણી ઘાતકી શિક્ષાઓ કરવામાં આવી. રાજાનું લશ્કર પણ એવા જ ઘાતકીપણે વર્ત્યું. લગભગ એકહજાર માણસોને વેસ્ટ ઇન્ડીઝના ટાપુઓમાં ગુલામીમાં વેચવામાં આવ્યા ને ત્રણસો માણસોને દેહાંતદંડ આપવામાં આવ્યો. આવી શિક્ષાઓ આપવામાં જેઇમ્સને ન્યાયાધીશ Jeffreys – જેફ્રીઝે મદદ કરી. શિક્ષાઓ કરતાં અદાલતમાં તેની ક્રૂર બોલી આરોપીઓનાં હાજાં ગગડાવી નાંખતી. તે પંચોને દબાવીને આરોપીને દેહાંતદંડની કે દેશપાર સજા કરાવતો ને સ્ત્રીઓને જીવતી બાળી મૂકવાની કે ડૂબાડી મારી નાંખવાની સજા ફરમાવતાં અચકાતો નહિ. આ કારણોથી જેફ્રીઝની અદાલતોને Bloody Assizes-નામથી લોકો ઓળખતા થયા. મન્મથની સાથે સ્કૉટ્લંડમાં ડ્યૂક ઑવ્ આર્ગાઈલે લશ્કર ઉતાર્યું હતું પણ હારી જતાં તેને ફાંસી દેવામાં આવી ને તેનાં માણસો વીખાઈ ગયાં.

**પરિણામો**—આ બે બંડો નિષ્ફળ ગયાં તેથી વ્હિગ લોકો ત્રીજા વિલિઅમ સાથે વગર સંકોચે ને છૂટથી સહાકાર કરી શક્યા. બીજું, જેઇમ્સે બંડોને દાબી દેવા માટે ૬૦૦૦ની સંખ્યામાંથી ૩૦,૦૦૦ની સંખ્યાનું મોટું લશ્કર ઉભું કર્યું. તે હવે એમ માનવા લાગ્યો કે આ મોટા લશ્કર વડે ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક પંથ ને રાજાની અનિયંત્રિત સત્તા સ્થાપી શકાશે.

**જેઇમ્સની કૅથૉલિક ને આપખુદ રાજ્યનીતિ ઇ. સ. ૧૬૮૫–૧૬૮૮**—ઉપર કહ્યું તેમ જેઇમ્સના જીવનનો મુખ્ય હેતુ, ઇંગ્લંડમાં

કૅથૉલિક પંથ ફરી ચાલુ કરવાનો ને રાજાની સત્તાને એકદમ આપખુદ કરવાનો હતો. રોમન કૅથૉલિકોને રાહત આપવાના બે માર્ગો હતા, એક તો કૅથૉલિક પંથના અનુયાયી સામેના બધા ફોજદારી કાયદાઓ રદ કરીને તેમને તે પંથ સુખેથી પાળવા દેવો; ને બીજું, ઇ. સ. ૧૬૭૩ના ટેસ્ટ ઍક્ટને ને ઇ. સ. ૧૬૭૮ના બીજા કાયદાને રદ કરી તેમને રાજ્યના તમામ હોદ્દાઓ ઉપર ને પાર્લમેંટમાં આવવા દેવા. જેઇમ્સે આ બેમાંથી બીજો માર્ગ લીધો ને તેથી તે ઇંગ્લંડના પ્રોટેસ્ટંટ લોકોનો અણમાનીતો થઈ ગયો, કારણ કે કૅથૉલિકો રાજ્યસત્તા ઉપર આવે તો તેઓ સત્તાનો ચોક્કસ દુરુપયોગ કરશે એમ બધા માનતા હતા. મંત્રિમંડળમાંથી સંડર્લૅંડે જ આ બાબતમાં રાજાને અનુમોદન આપ્યું. આપખુદ સત્તાની સ્થાપના માટે જેઇમ્સે હેબિઅસ કૉર્પસ ઍક્ટને રદ કરવા ને ઇંગ્લંડમાં કાયમ મોટું લશ્કર રાખવા નિર્ણય કર્યો. આ બધી બાબતો તેણે પાર્લમેંટમાં રજુ કરી એટલે તેના સભાસદો સામા થયા. તેથી ઇ. સ. ૧૬૮૭ના જુલાઈ માસમાં તેણે પાર્લમેંટને બરખાસ્ત કરી. મંત્રિ-મંડળમાં તેણે કૅથૉલિકોને કે તેમના પક્ષપાતીઓને દાખલ કર્યા. ઇ. સ. ૧૬૮૬માં હાયકમિશન કોર્ટ સ્થાપવામાં આવી. કૅથૉલિકો સામેના કાયદાઓને અમલમાં ન મૂકવાનો તાજનો અધિકાર તેણે વાપરવા માંડ્યો. ને કાયદાઓને તેણે બાતલ કરવા માટે પણ તેવો અધિકાર વાપર્યો. આ બને અધિકારો Dispensing and suspending powers કહેવાય છે. અદાલતોના જે ન્યાયાધીશોએ આ સત્તાઓના ઇન્કાર કરનારા ફેસલાઓ આપ્યા તેમને રજા આપવામાં આવી. રાજ્યના તમામ હોદ્દાઓ ઉપર હવે કૅથૉલિકો કોઈ જાતના વાંધા સિવાય નીમાવા માંડ્યા. ઑક્સફર્ડની યુનિવર્સિટિ ને ક્રાઇસ્ટ ચર્ચની કૉલેજની અગત્યની જગ્યાઓ ઉપર પણ તેમને નીમવામાં આવ્યા. જેઇમ્સને એક જેસુઇટને યૉર્કનો આર્ચબિશપ કરવો હતો. રાજદરબારમાં કૅથૉલિક પંથ છડેચોક પળાવા લાગ્યો. પણ અત્યારે કૅથૉલિકોને પોતા તરફથી જે જે રાહતો મળતી જતી હતી તે બધી પોતાનો અમલ પૂરો થયા પછી ચાલુ રાખવામાં નહિ આવે એ તો રાજા ચોક્કસ જાણતો હતો. તેથી પોતાની રાજ્યનીતિનાં મુખ્ય

કૅથૉલિક સૂત્રો કાયમ માટે દેશમાં પેસી જાય તે મુદ્દા ઉપર જેઇમ્સે હવે ડિસ્સેંટરોને પણ પોતાના પક્ષમાં લેવા નિર્ણય કર્યો. ઇ. સ. ૧૬૮૭ના એપ્રિલ માસમાં તેણે–Declaration of Indulgence–ધર્મની બાબતમાં સર્વસામાન્ય છુટીનો હુકમ બહાર પાડયો ને પછી તુરત જ નવી પાર્લમેંટ બોલાવી. અદાલતોમાં, પરગણાંઓના કારભારમાં, શહેરોમાં ને લશ્કરમાં, એમ તમામ વહિવટી સંસ્થાઓમાં કૅથૉલિકોની ભરતી થવા માંડી. રોમથી કૅથૉલિક પાદરીઓ ઇંગ્લંડમાં રાજાના આશ્રય તળે આવી રહ્યા. કેમ્બ્રિજના વિદ્યાપીઠના વાઇસ ચૅન્સેલરે એક કૅથૉલિકને એમ. એ.ની પદવી આપવા ના પાડી હતી તેથી તેને બરતરફ કરવામાં આવ્યો. Magdalen મૅગડેલન કૉલેજનો પ્રમુખ મરી ગયો ત્યારે તેની જગ્યાએ પણ રાજાએ વિદ્યાપીઠના ફેલોઝને એક કૅથૉલિક પ્રમુખ સ્વીકારવાની ફરજ પાડી. ઇ. સ. ૧૬૮૭–૮૮: ઇ. સ. ૧૬૮૮ના એપ્રિલમાં રાજાએ બીજો સર્વસામાન્ય છુટીનો હુકમ બહાર પાડયો ને તે રાજ્યમાં બધાં ચર્ચોમાં બે રવિવારોને દિવસોએ વંચાવો જ જોઈએ એવું ફરમાન કાઢયું. સૅંક્રોફ્ટની આગેવાની નીચે લંડનના સાત બિશપોએ આ હુકમ સામે વાંધો લીધો ને માત્ર સાત ચર્ચોમાં છુટીના હુકમને નિયત કરેલા રવિવારે વાંચવામાં આવ્યો. વાંધો લેવાના ગુન્હા ઉપર લંડનના સાત બિશપોને પકડી લંડનના કિલ્લામાં પૂરવામાં આવ્યા ને પછી તેમના ઉપર બદનક્ષીનો આરોપ મૂકી કામ ચલાવવામાં આવ્યું. અદાલતોના ચાર ન્યાયાધીશોમાં બેએ તેમને ગુન્હેગાર, ને બેએ નિર્દોષ, ઠરાવ્યા. પંચમાં પહેલાં મતભેદ હતો પણ આખી રાત વિચાર કર્યા પછી તેમણે સર્વાનુમતિએ બિશપોની નિર્દોષતા જાહેર કરી. ઠરાવ બહાર પડયો કે તુરત જ લોકો ખુશ ખુશ થઈ ગયા. Hounslow હાઉન્સ્લોના મેદાન–Heath–ઉપર મળેલા લશ્કરના સિપાઈઓએ પણ આનંદની ગર્જના કરી. બધા પ્રૉટેસ્ટંટો હવે એક થઈ રાજા સામે થવા એકમત થયા ને રાજાનું ધોરણ તોડી નાંખવાને ઉપાયો યોજવા લાગ્યા.

**વિલિયમ ને મેઇરિને નિમંત્રણ:**—કેટલાક અંગ્રેજો આ વખતે એમ માનતા હતા કે જેઇમ્સનો ઉન્માદ અનુભવે શાંત થઈ જશે. તેઓ

દેશને નવા જોખમમાં ઉતારવા માંગતા નહોતા. વળી રાણીને હમણાં જ—ઇ. સ. ૧૬૮૮ના જુનમાં—પુત્રનો પ્રસવ થયો હતો ને જેઇમ્સ વૃદ્ધ થયો હતો તેથી કોઈ કોઈ એમ ધારતા હતા કે રાજાના મરણ પછી સગીર કુંવરના વખતમાં પ્રજા ઉપરનો જુલમ આપોઆપ ટળી જશે. પણ અનુભવી ને નામાંકિત અંગ્રેજ મુત્સદ્દીઓની બધી આશાઓ હવે રાજાની પુત્રી મેઇરિ ને તેના પતિ વિલિઅમ—હૉલંડના મુખ્ય નાયક—ઉપર આવી રહી. મેઇરિ ધર્મે ઍંગ્લિકન હતી; વિલિઅમ ધર્મે કાલ્વિનના પંથનો હતો. તે લૂઈનો કટ્ટો શત્રુ હતો. તેને પ્રજાસત્તાક રાજ્યતંત્ર ગમતું નહોતું. તેની પાસે નાનું લશ્કર પણ હતું. તે ઇંગ્લંડના છેલ્લાં વીસ વર્ષોના કારભારથી અજાણ્યો નહોતો. ધુરંધર અંગ્રેજોની સાથે તે ખાનગી પત્રવ્યવહાર કરતો હતો. ઇ. સ. ૧૬૮૮ના એપ્રિલમાં લૂઈએ જેઇમ્સને હૉલ્લંડ ઉપર દરિયાઈ સવારી કરવાનું સૂચવ્યું હતું તેની વિલિઅમને ખબર પડી તેથી તે ગભરાયો ને તુરત જ ઇંગ્લંડના રાજ્યતંત્રને ફેરવી નાંખવાના નિર્ણય ઉપર આવ્યો. જે દિવસે સાત બિશપોના છુટા થવાથી લંડનના લોકો આનંદ માણતા હતા તે જ દિવસે શ્યુઝબ્યુરિ, ડૅન્બિ, સિડની, રસ્સેલ, કૉમ્પ્ટન, વગેરે વ્હિગ ને ટોરિ આગેવાનોએ વિલિઅમને ને મેઇરિને ઇંગ્લંડમાં લશ્કર સાથે આવી જેઇમ્સને પદભ્રષ્ટ કરવાનું ને દેશના તાજનો સ્વીકાર કરવાનું ખાનગી નિમંત્રણ મોકલ્યું. વિલિઅમે તેને માન્ય રાખ્યું. ચૌદમા લૂઈએ હ્યૂજનો—પ્રોટેસ્ટંટો—ઉપર અસહ્ય જુલમ કર્યો હતો તેથી વિલિઅમનો માર્ગ સરળ થઈ શકયો. લૂઈએ ડચ સરહદ ઉપર ચડાઈ કરી. તેણે ઍમ્પરરને ને પોપને પોતાની સામે ઉશ્કેર્યા. વિલિઅમે આ અણબનાવનો તાત્કાલિક લાભ લીધો. જેઇમ્સે પોતાની પ્રજાને ખુશ કરવા મોડાં, તનતોડ, પણ વ્યર્થ, પ્રયાસો કર્યા. ઇ. સ. ૧૬૮૮ના નવ્હેંબર માસની પાંચમી તારીખે વિલિઅમે ટૉર્બે મુકામે ઇંગ્લંડની જમીન ઉપર પગ મૂકયો. એક પછી એક બધા આગેવાનો, રાજાના નજીકના સગાઓ, ને પુત્રી ઍન ને જમાઈ જ્યોર્જ પણ તેને મળી ગયાં. શહેરોનાં શહેરો વિલિઅમને શરણ થઈ ગયાં. જેઇમ્સે પોતાની રાણીને ને બાળક કુંવરને ફ્રાંસ મોકલી દીધાં. ડિસેંબરની દસમી તારીખે રાજા પોતે કેટલીક કિંમતી વસ્તુઓ ખીસામાં મૂકી

રાજયની મુખ્ય મુદ્રા–the Great Seal–સાથે લઈ ફ્રાંસ જવા ઉપડી ગયો પણ રસ્તામાં અકસ્માત્ થતાં તે પાછો લંડન આવ્યો. વિલિઅમે તેને નાશી જવાની સરળતા કરી આપી એટલે જેઇમ્સ ફ્રાંસ ચાલ્યો ગયો. વિલિઅમ ને મેઇરિ હવે ઇંગ્લંડનાં ધણી થયાં. સ્ટુઅર્ટ વંશના રાજાઓના અમલનો ને તેજ સાથે ઈશ્વરી હક્કની માન્યતાનો ને અનિયંત્રિત રાજ-સત્તાના જમાનાનો પણ અંત આવ્યો ને ઇંગ્લંડના ઈતિહાસમાં નવા યુગનો આરંભ થયો.

**જેઇમ્સનો પરરાજ્યો સાથેનો વ્યવહાર**—સ્પેઇન ને લૂઈ વચ્ચે ઇ. સ. ૧૬૮૪માં વીસ વર્ષની સુલેહ ઉપર સહીઓ કરવામાં આવી હતી પણ લૂઈને પોતાના પુત્ર–ડૉફિન–માટે સ્પેઇનનું રાજ્ય જોઈતું હતું તેથી યૂરોપનાં તમામ રાજ્યો તેની વિરુદ્ધ થઈ ગયાં હતાં. જેઇમ્સની પુત્રી મેઇરિ હૉલ્લંડના વિલિઅમ સાથે પરણી હતી ને વિલિઅમ લૂઈનો કટ્ટો શત્રુ ને લૂઇના તમામ દુશ્મનોનો જબરો આગેવાન હતો. આ કારણથી કેટલાએકોએ એમ માન્યું કે જેઇમ્સ ફ્રાંસ સામો થશે ને ઇંગ્લંડને લૂઈ સામે લડાઇમાં ઉતારશે અથવા તો તેને હરેક બાબતમાં નમતું આપશે નહિ. પણ જેઇમ્સને ઇંગ્લંડના હિત માટે કે તેની ઇજત માટે જરા પણ દરકાર નહોતી. તેને તો ઇંગ્લંડમાં પોતાનો માનીતો કૅથૉલિક પંથ સ્થાપવો હતો ને પોતાની સત્તાને નિરંકુશ બનાવવી હતી. આ બંને વિષયોમાં લૂઈ ને તે એકમત હતા. તેથી ફ્રાંસના ચાલાક રાજાએ પૈસા પૂરા પાડી જેઇમ્સને ને તેની પ્રજાને લડાવી માર્યાં ને ઇંગ્લંડને યૂરોપની ખટપટમાં એકદમ નિર્બળ બનાવી દીધું.

**ત્રીજો વિલિઅમ, પૂર્વરંગ, ઇ. સ. ૧૬૫૦–૧૬૮૮**—ત્રીજા વિલિઅમનો જન્મ ઇ. સ. ૧૬૫૦ના નવ્હેંબર માસમાં થયો હતો. તેનો બાપ તેના જન્મ અગાઉ આઠ દિવસે ગુજરી ગયો. તેની મા મેઇરિ ઇંગ્લંડના પહેલા ચાર્લ્સની પુત્રી થતી હતી. તેણે આ બાળ રાજકુંવરને યોગ્ય કેળવણી આપી. તે અંગ્રેજી, ફ્રેંચ, ને જર્મન ભાષાઓ બહુ સારી પેઠે જાણતો. નાનપણમાંથી તે શરીરે નબળો રહેતો. તેની આસપાસ

## વંશવૃક્ષ

પહેલો જેઈમ્સ=ડેન્માર્કની ઍન, ઇ. સ. ૧૬૦૩-૨૫.

- પહેલો ચાર્લ્સ=ફ્રાંસની હેનરિયેટા મેરિયા.
  - બીજો ચાર્લ્સ, ઇ. સ. ૧૬૬૦-૮૦
  - મેરિ=વિલિયમ
    - ત્રીજો વિલિયમ, ઇ. સ. ૧૬૮૯-૧૭૦૨.
  - બીજો જેઈમ્સ, ઇ. સ. ૧૬૮૫-૮૮.
    - મેરિ ઇ. સ. ૧૬૮૯-૯૪.
    - ઍન, ઇ. સ. ૧૭૦૨-૧૪.
    - ઍડ્વર્ડ
- ઇલેક્ટર પેલેટિન. ફ્રેડરિક=ઇલિઝાબેથ
  - સોફિયા=હૅનોવરનો ઇલેક્ટર.
    - પહેલો જ્યૉર્જ, ઇ. સ. ૧૭૧૪-૨૦.

ઘણી ખટપટ ચાલતી તેથી તે કદિ પોતાનું મન બીજાને આપતો નહિ. ધર્મે તે કાલ્વિનનો ચુસ્ત પક્ષપાતી હતો. તે એમ માનતો કે ભવિષ્યમાં પોતાને હાથે કોઈ એક મોટું કામ થવાનું છે. પણ પહેલેથી જ તેનું નસીબ વળવા માંડયું. દસ વર્ષની ઉમરે તેની મા મરી ગઈ ને તેની જાગીર ઑરેંજનું પરગણું લૂઈએ ખાલસા કર્યું. હૉલંડની પાર્લમેંટે તેની વંશાનુંગત પદવી કાઢી નાખી. પણ લૂઈએ જ્યારે ઇ. સ. ૧૬૭૨માં હૉલંડ ઉપર સવારી કરી ત્યારે વિલિઅમને લોકોએ સ્ટેટ્‌હોલ્ડર–મુખ્ય રાજ્યપુરુષ–બનાવ્યો. તેણે લૂઈનાં લશ્કરોને દેશબહાર કાઢી મૂક્યાં તેથી લોકો તેનાથી ખુશ થઈ ગયા. ઇ. સ. ૧૬૭૭માં તે જેઇમ્સની પુત્રી મેઇરિને પરણ્યો એટલે ઇંગ્લંડના રાજ્યતંત્ર ઉપર તે વિશેષ ધ્યાન આપવા લાગ્યો. ઇ. સ. ૧૬૮૮ સુધી તે ખાસ કાંઈ કરી શક્યો નહિ. એ વર્ષે તેને, ઉપર જણાવ્યું તેમ, ઇંગ્લંડના આંતર કારભારમાં દરમ્યાન થવાની તક મળી ને તે તકનો પૂરો લાભ લઈ તેણે ઇંગ્લંડને જેઇમ્સના નિરંકુશ તંત્રથી ને યૂરોપને લૂઈના એકચક્રી સામ્રાજ્યવાદથી બચાવ્યાં.

**ત્રીજા વિલિઅમના ગુણદોષ**—વિલિઅમ સારો મુત્સદ્દી, દૂરંદેશી રાજપુરુષ, બાહોશ સિપાઈ ને સરદાર હતો. તેણે આખી જીંદગીભર ફ્રાંસના લૂઈ સામે લડાઈના મેદાન ઉપર અથવા સુલેહની પરિષદોમાં લડયાં કર્યું. ઇંગ્લંડને તેણે તે લડાઈમાં મોખરે કર્યું ને તેથી તેને ઘણો લાભ અપાવ્યો; પણ ઇંગ્લંડને તે પરદેશ ગણતો ને અંગ્રેજો પણ તેને હમેશાં પરદેશી તરીકે જ લેખતા. તે મોટો બુદ્ધિમાન્, ઉદ્યમી, ઉપાયો યોજવામાં કુશળ, ને દૂરદર્શી રાજા થઈ ગયો. તેણે કદિ ઇંગ્લંડનું અહિત કર્યું નહિ; પણ અંગ્રેજોની આંતર તકરારો ને ખટપટો તે ધિક્કારતો; અંગ્રેજ રાજ્યવહિવટને તે બરોબર સમજી શકતો નહિ; તે રાજકારભારમાં પૉર્ટલૅંડ ને બેંટિંક જેવા પરદેશી મિત્રોને રોકતો તે અંગ્રેજોને ઘાણું ખુંચતું. લંડનથી તે દૂર રહેતો; વારંવાર તે ઇંગ્લંડથી બહાર જતો; આ બધું લોકોને જરા પણ ગમતું નહિ. તે હમેશાં માંદો રહેતો–તેને દમનું દરદ લાગુ પડયું હતું; ધર્મે તે કાલ્વિનના મતનો હતો; તે પણ અંગ્રેજો ધિક્કારતા.

તેને રમતગમતો ગમતી નહિ. એ કારણથી પણ તે લોકપ્રિય થઈ શક્યો નહિ. તેને લોકનિયંત્રિત શાસન ઉપર ખાસ પ્રીતિ નહોતી. તે ઘણી વાર લુચ્ચાઈ રમ્યો હશે. તેનામાં મોટી મહત્ત્વાકાંક્ષાઓ હતી. સંકટો વખતે તેની ધીરજ અપાર હતી. તે દુશ્મનો તરફ વૈરભાવ કદિ બતાવતો નહિ. ઘણાઓને તેણે માફી આપી દીધી હતી. તે અત્યંત બહાદુર હતો. તેનામાં કારભાર કરવાની શક્તિ પણ સારી હતી. ટૂંકામાં ત્રીજો વિલિઅમ ઇંગ્લંડનો એક બાહોશ ને યુગદ્રષ્ટા રાજા થઈ ગયો.*

*The showy administrative exploits of a Napoleon with vast armies at his back, and the pen of a despotism in his hand, appear to me to sink into insignificance when compared with this ruler of four nations,-a constitutional sovereign in England and Scotland, the chief of a republic in Holland, and a military autocrat, governing by the sword alone, in Ireland,-who for eleven years successfully directed the affairs of these alien and often mutually hostile communities, and who throughout all that time held in one hand the threads of a vast network of European diplomacy, and in the other the sword, which kept the most formidable of European monarchs at bay Nor should we omit from the comparison that he did all this under moral restraints and physical disadvantages to which Napolean was a total stranger, impeded by obligations to law, municipal and international, which Napolean set cynically at defiance, and distressed throughout his life by bodily ailments, which never troubled the frame.

P. 202, *William III*, by H. D. Trail.

# પ્રકરણ ૧૪મું

## વિલિઅમ ને મેઇરિ, ઇ. સ. ૧૬૮૯–૯૪. ત્રીજો વિલિઅમ, ઇ. સ. ૧૬૮૯–૧૭૦૨.

**"૧૬૮૮"ની રાજ્યક્રાંન્તિનું માર્મિક સ્વરૂપ**—જેવી રીતે આપણે ઇ. સ. ૧૬૪૯ ને ઇ. સ. ૧૬૬૦ના બનાવોનો ખરો મર્મ સમજવા પ્રયાસ કર્યો હતો તેવી જ રીતે આપણે ઇ. સ. ૧૬૮૯ના બનાવોનો એટલે જેમ્સના નાસી જવાનો, તેના પદભ્રષ્ટ થવાનો તથા વિલિઅમ ને મેઇરિના ઇંગ્લંડમાં આવવાનો ખરો મર્મ સમજવો જોઇએ. એ બનાવોથી પહેલાં તો તાજ સુધરી ગયું. Bill of Rights પ્રજાજનોના હક્કોના કાયદાથી રાજાની સત્તા ઉપર યોગ્ય મર્યાદાઓ મૂકાઈ ગઈ. પ્રજાજનોની સ્વતંત્રતા હવે સિદ્ધ થઈ શકી. કોઇ પણ રાજા હવે આગળના જેવા ઉઘાડો જુલમ કરી શકયો નહિ. બીજું, પાર્લમેંટ હવે હરહંમેશ મળવા મંડી. આગળની માફક તેની જુદી જુદી બેઠકો વચ્ચે લાંબા ગાળાઓ હવે રાજા રાખી શકયો નહિ. હરહંમેશ મળતી પાર્લમેંટમાં હવે રાજ્યના વહિવટની ચર્ચા થવા લાગી. નાણું પાર્લમેંટ વગર મળી શકતું નહિ એટલે સ્વાભાવિક રીતે તે સંસ્થાનું બળ હવે વધવા લાગ્યું. અત્યાર સુધી ટોરિ પક્ષના લોકો એમ કહેતા કે રાજાની સામે થવામાં અધર્મ રહેલો છે અને રાજાનો દરેક હુકમ પ્રજાએ વિના અપવાદે–વિના સંકોચે માન્ય કરવો જોઇએ. એ ઉપદેશનો જમાનો હવે ચાલ્યો ગયો. વિલિઅમને ને મેઇરિને નિમંત્રણ કરવામાં ટોરિઓ પણ સામેલ હતા. ઈશ્વરી હક્કથી તાજ માથા ઉપર જડાય છે એ માન્યતા હવે નષ્ટ થઈ ગઈ. રાજા સારી રીતે પ્રજા સાથે વર્તે તો જ તેને તાબે થવું, તેના જુલમ માટે તેને પદભ્રષ્ટતાની શિક્ષા થવી જોઇએ; અને રાજા પાર્લમેંટની અનુમતિથી જ ગાદી ઉપર આવી શકે છે, એ સૂત્રોનો હવે સ્વીકાર થયો.*

---

*The tradition of ages was snapped. In the eyes of no section of his subjects did William succeed to the majesty that had hedged the ancient Kings of England. While few

ઇ. સ. ૧૬૮૮ના બનાવોથી દેશમાં ધાર્મિક સહિષ્ણુતા–Tolerationનો સ્વીકાર થયો. વર્તમાનપત્રો સ્વતંત્ર થયાં. અદાલતોના ઇનસાફમાં રાજા કે તેના પ્રધાનો હવેથી દરમ્યાન થઈ શકયા નહિ.

ઇંગ્લંડના બંને રાજ્યકીય પક્ષો–ટોરિઓ ને વ્હિગો વચ્ચે હવે રાજાની સત્તાનો ઉપયોગ કરવાની હરીફાઈ શરૂ થઈ. અગાઉ, રાજા બંને પક્ષોના આગેવાનો પાસે પોતાનું ધાર્યું કરાવી શકતો; હવેથી રાજા પાસે એ લોકો પોતાનું ધાર્યું કરાવવા મંડ્યા. છતાં રાજ્યકારભારમાં રાજાની વગ તદ્દન નાશ પામી નહિ. રાજા હજુ પોતાની સત્તામાં રહી કારભારમાં સારી રીતે મનનું ધાર્યું કરાવી શકતો. તેમ પાર્લમેંટ પણ વહિવટ ઉપર એકદમ નિયમ લાવી શકી નહિ. પાર્લમેંટ સમસ્ત પ્રજાને જવાબદાર નહોતી. અમીરાતની વગ તેમાં ઘણી હતી. તે કારણથી રાજાના પ્રધાનોને પાર્લમેંટના કહ્યા પ્રમાણે મોટે ભાગે વર્તવું પડતું.*

છેલ્લું, ઇ. સ. ૧૬૮૮ના બનાવથી ઇંગ્લંડ યૂરોપમાં વજનદાર રાજ્ય ગણાવા લાગ્યું. લૂઇની સત્તાને તોડવા માટે જ વિલિઅમ ઇંગ્લંડમાં ઉતર્યો હતો. તેને ઇંગ્લંડની આંતર ખટપટો પસંદ નહોતી. વ્હિગો ને ટોરિઓ વચ્ચે ચાલતા ઝગડાથી તે કંટાળી જતો. તેને તો ઇંગ્લંડના પ્રોટેસ્ટંટ ઝનુનને, તેના નૌકાબળને ને તેના વધતા જતા પૈસાને ફ્રાંસ સામે રોકવાં હતાં. ઇંગ્લંડના લોકોને પણ તે જ જોઇતું હતું. એ કારણથી ઇ. સ. ૧૬૮૮ની રાજ્યક્રાંતિથી જેમ ઇંગ્લંડના રાજ્યતંત્રનાં સૂત્રોમાં મોટું પરિવર્તન થયું તેમ તેથી યૂરોપની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં પણ મોટું પરિવર્તન થઈ ગયું–તેથી ઇંગ્લંડના આંતરિક ને પરદેશીય વ્યવહારો એકતાર થઈ ગયા.

---

felt affection for his person, none felt reverence for his office. Tories and Whigs agreed to think of him as temporary care-taker of the English people. Loyalty to him was binding as a patriotic duty, not as an inalienable allegiance. Trevelyan's *England under the Stuarts*, P. 448.

*The Divine Right of Free-holders was not substituted for the Divine Right of Kings.

**કન્વેન્શન પાર્લમેંટ,** ઇ. સ. **૧૬૮૯**—જ્યારે રાજા જેઇમ્સ નાસી ગયો ને વિલિઅમ ને મેઇરિ હજુ લંડનમાં આવ્યાં નહોતાં ત્યારે પાર્લમેન્ટે દેશનો કારભાર વિલિઅમના હાથમાં સોંપ્યો ને દરમ્યાન એક કામચલાઉ પાર્લમેંટ બોલાવવાની તેને સલાહ આપી. એ કન્વેન્શન પાર્લમેંટ જાન્યુઆરિની આખરમાં મળી. તેમાં વ્હિગ પક્ષ બળવાન્ હતો. તેણે બહુમતિથી જેઇમ્સને પદભ્રષ્ટ કર્યો, ગાદી ઉપર કોઈ વાર કૅથૉલિક ધર્મનો રાજા બેસી શકે નહિ એવો ઠરાવ કર્યો, ને વિલિઅમને ને મેઇરિને રાજારાણી બનાવ્યાં; પણ કારભાર વિલિઅમને એકલાને જ સોંપ્યો, ઉપરાંત એમાંથી જે કોઈ જીવતું રહે તે એકના મરણ પછી ગાદી ભોગવે, ને બંનેના મરણ પછી મેઇરિનાં છોકરાંને, પછી તેની બ્હેની પુત્રી ઍનને ને તેનાં છોકરાંને, ને પછી વિલિઅમનાં છોકરાંને ગાદી મળે, એવું નક્કી કરવામાં આવ્યું.*

**પ્રજાના હક્કોનું જાહેરનામું ને સંબંધનો કાયદો**—The Declaration of Rights; and Bill of Rights–**કન્વેન્શન** પાર્લમેંટે ગાદીના હક્કદાર વિશે ચોક્કસ ઠરાવ આપ્યા પછી પ્રજાના હક્કોનો ઠરાવ આપ્યો. એક જાહેરનામાથી રાજા પાસેથી દેશના કાયદાઓનો અમલ મોકુફ રાખવાની ને તે કાયદાઓને રદ કરવાની તમામ સત્તા લઈ લેવામાં આવી. પાર્લમેંટની સંમતિથી જ હવે કર નાંખી શકાય; સુલેહના વખતમાં દેશમાં કાયમ લશ્કર રાખી શકાય નહિ. પાર્લમેંટ હરહંમેશ મળવી જ જોઈએ; એ આ જાહેરનામાનાં બીજાં અંગો હતાં. ઇ. સ. ૧૬૮૯ના ડિસેમ્બરમાં જાહેરનામાને રાજાની સંમતિ મળી એટલે તે દેશનો કાયદો થયો.

---

*જેઇમ્સને પદભ્રષ્ટ કરનાર ઠરાવ અહિં આપ્યો છેઃ-That King James the Second, having endeavoured to subvert the constitution of the Kingdom by breaking the original contract between King and People, and by the advice of Jesuits and other wicked people having violated the fundamental laws, and having withdrawn himself out of his kingdom, has abdicated the government, and the throne is thereby become vacant.

**નૉન્‌જ્યુરરો – Non-Jurors. ધર્મસહિષ્ણુતા —** કન્વેન્શન પાર્લમેંટે પ્યુરિટનોને અમુક શરતોએ તેમના જુદા જુદા પંથો પાળવાની છુટ આપી, ને કૅથૉલિકો સામેના કાયદાઓનો સખ્ત અમલ કરાવ્યો. વિલિઅમને ધર્મની બાબતમાં લોકોને કનડગત કરવાનું પસંદ નહોતું, પણ પાર્લમેંટના વિરોધથી તે નિરુપાય થઈ ગયો. ઘણા નામાંકિત કલર્જિએ નવાં રાજારાણી તરફ વફાદારીના સોગંદ લેવા ના પાડી. તેઓએ હવે પોતાનું જુદું મંડળ ઉભું કર્યું ને પોતાના હોદ્દાઓનાં રાજીનામાં આપ્યાં. એ કારણથી તેઓ Non-Jurors કહેવાયા. કૅથૉલિકોને હજુ રાજ્યના વહિવટમાંથી ને પાર્લમેંટથી બહાર રાખવામાં આવ્યા; પ્યુરિટનોને પણ રાજ્યતંત્રના હોદ્દાઓ ઉપર આવવાની મનાઈ હતી, જો કે દર વર્ષ તે મનાઈ સામે પાર્લમેંટ માફી Indemnity–આપ્યે જતી હતી. ઇ. સ. ૧૬૯૦ના જાન્યુઆરિમાં કન્વેન્શન પાર્લમેંટને રજા આપવામાં આવી.

**સ્કૉટલૅંડમાં લડાઈ, ઇ. સ. ૧૬૮૯. ગ્લેન્કોના લોકોનો વધ, ઇ. સ. ૧૬૯૨**—સ્કૉટ્‌લૅંડમાં ગ્લૅન્કોના લોકોમાં ઇંગ્લંડના જેવી એકસંપી નહોતી. ડુંગરાઉ પ્રદેશના વતનીઓ અંદર અંદર લડી મરતા હતા. તેમાંના કેટલાકને વિલિઅમ ગમતો નહોતો. તેમણે ઇ. સ. ૧૬૮૯માં કલૅવર્‌હાઉસના જૉન ગ્રેહામ અથવા વાઇકાઉંટ ડંડી–Dundee–ની આગેવાની નીચે જેઇમ્સનો પક્ષ કરી બંડ ઉઠાવ્યું પણ જેઇમ્સે તેમને મદદ મોકલી નહિ. Killiekrankie-કિલ્લીક્રાંકીના ઘાટમાં તેઓ જનરલ હ્યૂ મૅકે–Hugh-Mackay–પાસે હારી ગયા. ડંડી માર્યો ગયો, જુલાઈ, ઇ. સ. ૧૬૮૯. રાજાએ બંડખોરોને ક્ષમા આપી ને જેઓએ વફાદારીના સોગંદ લીધા તેઓ છુટી ગયા. પણ ગ્લૅન્કોના કૅથૉલિક પંથના મૅકડોનલ્ડ કુટુંબનાં માણસો સોગંદ લેવા મુકરર કરેલી જગ્યાએ તોફાની ઋતુના કારણથી મોડા પહોંચ્યા તેથી મૅકડોનલ્ડના શત્રુઓ, અર્લ ઑવ્ આર્ગાઇલેને જૉન ડાલિંપલે તોફાની ઋતુની હકીકત રાજાને કાને ઇરાદાપૂર્વક નાંખી નહિ ને તેની પાસેથી પોતાના દુશ્મનોને ઠાર કરવાનો નિર્દય હુકમ* કઢાવ્યો.

---

* As for Jan of Glencoe, and all that tribe, if they can be well distinguished from the other Highlanders,

હવે કૅમ્પબેલ્લ કુટુંબના માણુસોએ મિત્રો તરીકે મૅક્ડોનલ્ડનાં ઘરોમાં ઉતારો કર્યો, ને પછી એક અનુકૂળ સવારે તેમાં રહેતાં કેટલાંક માણુસો, પુરુષો, સ્ત્રીઓ ને છોકરાંઓ, બધાંને નિર્દય રીતે હણી નાંખવામાં આવ્યાં, ને તેમની માલમતાનો પણ નાશ કરવામાં આવ્યો. વિલિઅમ આ હત્યાકાંડની જવાબદારીથી મુક્ત થઈ શકતો નથી. તેણે એ ખુનરેજી માટે જવાબદાર અમલદારોને સજા કરી નહિ.

**આયર્લંડમાં જેઇમ્સના પક્ષની હાર, ઇ. સ. ૧૬૮૯ ૯૦—** આયર્લંડમાં ઇ. સ. ૧૬૮૯ના માર્ચમાં જેઇમ્સ પોતે દાખલ થયો. ત્યાંના કૅથૉલિકોએ ટિરકોનલની આગેવાની નીચે તેને મદદ આપી. ચૌદમો લૂઈ પણ તેની મદદે હતો, જો કે જેઇમ્સને ઇંગ્લંડનું રાજ્ય પાછું લેવું હતું, જ્યારે લૂઇને સ્વતંત્ર રાજ્ય જોઇતું હતું. તે દેશના પ્રોટેસ્ટંટો ડરીને લંડનડેરિમાં ભરાઈ ગયા. શત્રુઓએ તે શહેરને ઘેર્યું. ઘેરો લાંબો ચાલ્યો. શહેરનાં માણુસો પાસે ખોરાક ખુટી ગયો, એટલે સુધી કે જો કોઇ જાડો માણસ જડી આવે તો તેને ખાઈ જવાનું પણ તેઓ ભૂલે નહિ. છેવટે ઇંગ્લંડથી મદદ આવતાં દુશ્મનોએ ઘેરો ઉઠાવી લીધો. વિલિઅમ પોતે હવે આયર્લંડમાં દાખલ થયો. ઇ. સ. ૧૬૯૦ના જુનમાં બૉઇન–Boyne–નદી ઉપર તેણે જેઇમ્સને સખ્ત હાર આપી. જેઇમ્સ ફ્રાંસ નાસી ગયો. માર્લબરોએ બીજાં આઇરિશ થાણાંઓ સર કર્યાં. ફ્રેંચો પણ સ્વદેશ ચાલ્યા ગયા. લિમરિક મુકામે પ્રોટેસ્ટંટોએ આઈરિશો સાથે સુલેહ કરી. આ હારનો પ્રોટેસ્ટંટોએ પૂરો લાભ લીધો. હજારો આઇરિશો અમેરિકા જતા રહ્યા ને આયર્લંડના ઉદ્યોગો નાશ પામ્યા.

**સ્કૉટ્લૅંડમાં નવી રાજ્યક્રાંતિની પૂર્ણાહુતિ**—સ્કૉટ્લૅંડની પાર્લમેંટે ઇંગ્લંડની પાર્લમેંટના જેવો પ્રજાજનોના હક્કોનો કાયદો કર્યો. તેણે પ્રેસ્પિટિરિઅન પંથ ફરીથી દેશમાં સ્થાપ્યો ને પોતાની સત્તા વધારી. પરિણામે ઇંગ્લંડ ને સ્કૉટ્લૅંડ વચ્ચે હવેથી વધારે તીવ્ર મતભેદ થતો ગયો.

---

it will be proper, for the vindication of public justice, to extirpate that set of thieves, ને પહેલાના હુકમમાં, to act against them by fire and sword, to burn their houses, seize their goods, and to cut off the men.

**ડેરિઅન કંપનિનું પ્રકરણ**—ઇંગ્લંડ ને સ્કૉટ્લૅંડ વચ્ચે વેપારની વૃદ્ધિ માટે તીવ્ર હરીફાઈ હતી, સ્કૉટ્ પાર્લમેંટે ઇ. સ. ૧૬૮૫માં વિલિઅમ પૅટ્રર્સન નામના માણસની આગેવાની નીચે એક વેપારી મંડળ સ્થાપ્યું ને તે મંડળના સભ્યોને આફ્રિકા, અમેરિકા કે એશિઆમાંના કોઈ પણ ભાગમાં સંસ્થાનો વસાવવાની સત્તા આપી. ઇંગ્લંડના લોકો તેની સામે થયા. પણ પૅટ્રર્સને નિડરપણે બધી તૈયારીઓ કરીને ઍટ્લૅંટિક ને પૅસિફિક મહાસાગરોમાં ચાલતા વેપારનો લાભ લેવા ડેરિઅન—Darien—ની સંયોગિ-ભૂમિ ઉપર કૅલેડોનિઆ નામનું સંસ્થાન વસાવ્યું. બે ટૂકડીઓ ત્યાં ગઈ. સ્પેઇનના સંસ્થાનિકોએ આ નવા સાહસને તોડી પાડ્યું. હવાપાણી પણ નવા સંસ્થાનિકોને માફક આવ્યાં નહિ. ઘણાઓ ન્યૂ યૉર્ક ચાલ્યા ગયા; કેટલાએકો, મરી ગયા ને જે બચ્યા તેઓ સ્વદેશ પાછા ફર્યા, ઇ. સ. ૧૬૯૮. સ્કૉટ્લૅંડના લોકોએ આ યોજનાની નિષ્ફળતાની તમામ જવાબદારી રાજા ઉપર નાંખી. આવા મતભેદોના નિવારણનો માત્ર એક ઉપાય હતો—બંને દેશોને એકદમ એકત્રિત રાજ્યતંત્ર નીચે મૂકયા સિવાય બીજો છૂટકો નહોતો. વિલિઅમે આ વિચાર ઘણી વાર કર્યો હતો પણ તેની સિદ્ધિ ઍનના સમયમાં થઈ.

**ઇંગ્લંડ અને યૂરોપ: ઇ. સ. ૧૬૮૯-૯૭. ઑગ્સબર્ગ Augsbugના League-લીગનો વિગ્રહ**—વિલિઅમ ઇંગ્લંડમાં આવ્યો એટલે ઇંગ્લંડને ફ્રાંસના લૂઈ સામે લડાઈમાં ઉતર્યા સિવાય છુટકો નહોતો. તે બાબતમાં ઇંગ્લંડના લોકો એકમત હતા. જેઇમ્સ ફ્રાંસ નાસી ગયો ને ત્યાં લૂઈએ તેને ગાદી અપાવવાનું વચન આપ્યું, ફ્રાંસ અને હૉલ્લંડ વચ્ચે ક્યારની લડાઈ સળગી ઉઠી હતી. ધીમે ધીમે એ લડાઈમાં જર્મનિમાં હૅનોવર ને બ્રૅડન્બર્ગ, સ્પેઇન, ઑસ્ટ્રિઆ, ને સેવૉય લડાઈમાં દાખલ થયાં, ઇ. સ. ૧૬૮૮. લૂઈએ જેઇમ્સને આયર્લંડમાં મદદ મોકલી. બ્રિટિશ સામુદ્રધુનીમાં ફ્રેંચ રાજાએ પોતાની નૌકાઓ મોકલી. આ કારણોથી ઇંગ્લંડ પણ લડાઈમાં ભળ્યું.*

---

* જ્યારે ઇ. સ. ૧૬૯૦માંની વસંતઋતુમાં પાર્લમેંટે લડાઈ જાહેર કરી ત્યારે વિલિઅમ ઘણો પ્રસન્ન થયો ને બોલી ઉઠયો:-This is indeed the first day of my reign.

લૂઈ ઇંગ્લંડ ઉપર સવારી મોકલવાનો વિચાર કરતો હતો. વિલિઅમ આ વખતે ભીડમાં હતો, કારણ કે સ્કૉટ્લંડમાં ને આયર્લંડમાં હજુ વિરોધ ચાલ્યાં કરતો હતો. ઇંગ્લંડથી યૂરોપમાં લશ્કરો જઈ શક્યાં નહિ. ઇ. સ. ૧૬૯૦માં વલંદા અને અંગ્રેજ નૌકાસૈન્યોએ ફ્રેંચ નૌકાઓ સામે બીચીહેડ–Beachy Head–આગળ લડાઈ આપી. પણ અંગ્રેજ અમલદાર લૉર્ડ ટૉરિંગ્ટનની ગાફલગીરીથી શત્રુઓ ફાવી ગયા. ઇ. સ. ૧૬૯૨ના મે માસમાં લૉર્ડ રસ્સેલે લાહોગ–La Hogue–પાસે ફ્રેંચોને હરાવ્યા. આ જીતથી અંગ્રેજો દરિયાપાર જઈ શક્યા. બૉઇનની લડાઈ પછી વિલિઅમ પણ યૂરોપ ગયો. Vauban–વાઉબન જેવા ઇંજનિઅરની મદદથી લૂઈએ મૉન્સ–Mons–ને નામુર–Namur–ના કિલ્લાઓ લઈ લીધા, ઇ. સ. ૧૬૯૧–૯૨. વિલિઅમ પોતે Steinkerk–સ્ટાઇન્ કર્ક પાસે ને Landen–લૅંડન–પાસે હારી ગયે; Rook રૂક નીચે વેપાર માટે સ્મર્ના જતી નૌકાઓનો નાશ થયો, ઇ. સ. ૧૬૯૨–૯૩. છતાં ધીમે ધીમે તેને ફત્તેહ મળતી ગઈ. જીતાએલા કિલ્લાઓ તેણે ફરીથી કબજે કર્યા, ઇ. સ. ૧૬૯૪–૯૫. પણ ઇ. સ. ૧૬૯૬માં વિલિઅમને મારી નાંખવાનું ને ઇંગ્લંડ ઉપર સવારી કરવાનું જૅકોબાઇટો–જેઇમ્સના પક્ષકારો–નું કાવતરૂં પકડાયું ત્યારે ઇંગ્લંડના નૌકાસૈન્યને સ્વદેશ તરફ બોલાવી લેવામાં આવ્યું. તેથી સેવૉયના ડ્યૂકે ફ્રાંસ સાથે સંધિ કરી. તે જ વખતે ઑસ્ટ્રિઆ ને સ્પેઇન પણ લડાઈમાંથી નીકળી ગયાં. ઇંગ્લંડમાં પણ નાણાની તંગી જણાવા માંડી હતી લૂઇની નજર સ્પેઇનના રાજ્ય ઉપર તરવરી રહી હતી. આમ બધાને સુલેહ જોઇતી હતી. વિલિઅમે સુલેહની તમામ વાટાઘાટ પોતાના હાથમાં લીધી. તેનું મંત્રિમંડળ કે ઇંગ્લંડનાં બીજાં મિત્રરાજ્યો એ વિષે કાંઈ જાણતાં નહોતાં. રિઝ્વિક (હેગ પાસે) મુકામે ઇ. સ. ૧૬૯૭ના નવેંબર માસમાં સુલેહ ઉપર સહીઓ થઈ. લૂઈએ સેવૉયને, સ્પેઇનને, હૉલ્લૅંડને ને ઑસ્ટ્રિઆને કેટલાક લાભો આપી સંતોષ્યાં તેણે જેઇમ્સનો પક્ષ છોડી દીધો ને વિલિઅમને ઇંગ્લંડના ખરા રાજા તરીકે સ્વીકાર્યો. વિલિઅમને પોતાને તેની ઑરેંજની જાગીર મળી. આવી રીતે અમુક અંશે ફ્રાંસની સત્તા ઘટી.

**સ્પેઇનનો રાજા બીજો ચાર્લ્સ મોતને આંગણે. તેની ગાદીનો વારસો**—સ્પેઇનનો રાજા બીજો ચાર્લ્સ છત્રીસ વર્ષનો હતો પણ તે એટલો બધો નબળો હતો કે બધા એમ જ ધારતા હતા કે તે ઝાઝો વખત જીવશે નહિ. તેને કાંઈ સંતાન નહોતું. તેથી ગાદી તેની બે બેનોનાં સંતાનોને જાય એમ હતું. એક બેન મેરાઆ થેરેસા–Maria Theresa–ફ્રાંસના રાજા લૂઈને પરણી હતી ને બીજી બેન માર્ગારેટ–Margaret–ઑસ્ટ્રિઆના એમ્પરર લિઓપોલ્ડને પરણી હતી. સામાન્ય રીતે સ્પેઇનની જે કુંવરી ફ્રાંસના રાજાને કે કુંવરને પરણતી તે ગાદી ઉપરનો પોતાનો હક્ક જતો કરતી. પણ આ વખતે મેરાયાને પોતાનો કરિઆવર રીતસર મળ્યો નહોતો ને તેના ગાદીના હક્કના પરિત્યાગને સ્પેઇનની પાર્લમેંટે–Cortes–અનુમતિ આપી નહોતી. તે કારણસર લૂઈએ સ્પેઇનની ગાદી ઉપર પોતાનાં સંતાનનો અધિકાર હજુ ઉઠાવી લીધો નહોતો. લિઓપોલ્ડ ને માર્ગારેટને માત્ર એક પુત્રી હતી તે પુત્રી બવેરિઆના ઇલેક્ટર–રાજા–મેકિઝમિલિઅન સાથે પરણી હતી ને લગ્ન વેળા તેણે બીજા ચાર્લ્સની ગાદી ઉપરનો પોતાનો હક્ક તજી દીધો હતો, તે બદલ નેધર્લૅંડઝને લેવાનું કબૂલ કર્યું હતું, ને પહેલો હક્ક પોતાના બાપને બીજી રાણીથી થએલાં સંતાનોને આપી દીધો હતો. આ રાજકુંવરી એક નાનું બાળક મૂકી મરી ગઈ હતી.

સ્પેઇનનું મહારાજ્ય કાંઈ નાનું નહોતું. સ્પેઇન, ભૂમધ્ય સમુદ્રના ટાપુઓ, સિસિલિ, નેઇપલ્સ, મિલન, આફ્રિકામાં કેટલાંક સંસ્થાનો, મધ્ય અમેરિકા ને દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનો, ને નેધરૂલંડઝ, એટલો વિશાળ મુલક સ્પેઇનના મહારાજ્યમાં સમાઈ જતો હતો. સ્પેઇન ને ફ્રાંસ એક થાય અથવા સ્પેઇન ને ઑસ્ટ્રિઆ એક થાય, તે યૂરોપનાં બીજાં રાજ્યો કદિ કબૂલ કરે એમ તો નહોતું; એટલે તે માટે કોઈ પણ સર્વસામાન્ય ને સુલેહ જળવાય તેવો માર્ગ લેવાની જરૂર હતી.

**સ્પેઇનની ગાદીના બંદોબસ્ત માટે જુદા જુદા પક્ષોના વિચારોની તપાસ**—સ્પેઇનની ગાદીની કેવી રીતે વ્યવસ્થા કરવી એ હવે મુખ્ય પ્રશ્ન થઈ પડયો. સ્પેઇનના લોકોને પોતાનું મોટું સામ્રાજ્ય

સ્પેઇનનો રાજા ત્રીજો ફિલિપ. ઇ. સ. ૧૫૯૮-૧૬૨૧.

- ફ્રાંસનો તેરમો લૂઈ=ઍન
  - ચૌદમો લૂઈ=મેરાયા થેરિસા
    મૃત્યુ, ઈ. સ. ૧૭૧૫
    - લૂઈ ડૉફિન
      - ડ્યૂક ઑવ્ બર્ગંડિ
        - પંદરમો લૂઈ, મૃત્યુ, ઇ.સ.૧૭૭૪.
      - ફિલિપ પાંચમો ચાર્લ્સની ગાદીનો ફ્રેંચ ઉમેદવાર, મૃત્યુ, ઇ.સ.૧૭૪૬. છેવટે સ્પેઇનનો રાજા.
- ચોથો ફિલિપ, ઇ. સ. ૧૬૨૧-૬૫.
  - મેરાયા થેરિસા (=ચૌદમો લૂઈ)
  - બીજો ચાર્લ્સ, અપુત્ર. મૃત્યુ, ઈ.સ. ૧૭૦૦.
  - માર્ગરેટ=લિઓપોલ્ડ
    - મેરાયા = મૅક્સિમિલિયન, બવેરિયાનો રાજા.
      - જોસફ ફર્ડિનન્ડ, પહેલા કરારનો ઉમેદવાર, અપુત્ર. મૃત્યુ. ઇ. સ. ૧૬૯૯.
- મેરાયા=ઍમ્પરર ત્રીજો ફર્ડિનંડ
  - લિઓપોલ્ડ=ઇલિયાનોર
    - ઍમ્પરર જોસફ
    - આર્ચડ્યૂક ચાર્લ્સ, ઑસ્ટ્રિયા તરફથી ઉમેદવાર

ટકાવી રાખવું હતું. સામ્રાજ્યના કટકાઓ કરાવી નાનાં મોટાં રાજ્યો તે ગળી જાય એ સ્વાભાવિક રીતે તેમને પસંદ નહોતું. ચૌદમા લૂઈને સ્પેઇન પાસેથી અમુક લાભો લેવા હતા ને બની શકે તો પોતાના બીજા પૌત્રને તેનું રાજ્ય પણ અપાવવું તેવો તેનો વિચાર હતો. એમ્પરર લિઓપોલ્ડ એવા મતનો હતો કે હમેશના ધારા પ્રમાણે તે રાજ્ય પોતાના વંશમાં જ રહેવું જોઈએ. ઈંગ્લંડ ને હૉલ્લંડનો એવો મત હતો કે, સ્પેઇનના મહારાજ્યના વેપારનો કેટલોક હિસ્સો પોતાની પ્રજાઓને મળે, હૉલંડ ને ઈટલિની સરહદો ઉપર ફ્રાંસ જોરાવર થાય નહિ, ને સ્પેઇનમાં કોઈ એક યૂરોપિઅન સત્તા વિશેષ બળવાળી ન થાય એમ બંદોબસ્ત થવો જોઈએ.

**સ્પેઇનના સામ્રાજ્યના વિભાગ માટે બે કરારો—The Partition Treaties:—ઇ. સ. ૧૬૯૮–૧૭૦૦—**પહેલાં વિલિઅમ ને લૂઈ એકમત થયા. તેમણે ઇ. સ. ૧૬૯૮ના ઑક્ટોબર માસમાં પહેલો કરાર કર્યો કે, સ્પેઇનના મુલકનો મુખ્ય ભાગ બવેરિઆના નાના રાજકુંવર જોસફ ફર્ડિનન્ડને આપવો, ને માત્ર નેઇપલ્સ ને સિસિલિ ફ્રાંસને,




ચૌદમો લૂઈ ને તેના મિત્રો

ન. મ. પટેલ.

ને મિલન ને નેધર્લેન્ડઝ ઑસ્ટ્રિઆને, જાય. પણ ઇ. સ. ૧૬૯૯માં ઉમેદવાર રાજકુંવર જોસફ પોતે મરી ગયો. તેથી બીજો કરાર કરવાની જરૂર પડી. વિલિઅમ ને તેની પાર્લમેંટ વચ્ચે તકરારો થતી હતી તેનો લાભ હવે લૂઈએ લીધો. ઇ. સ. ૧૭૦૦ના ફેબ્રુઆરિ–માર્ચમાં બીજા કરાર ઉપર ફ્રાંસ, ઇંગ્લંડ ને હૉલંડના પ્રતિનિધિઓએ સહીઓ આપી એ કરારમાં આર્ચડયૂક ચાર્લ્સને સ્પેઇન, તેનાં સંસ્થાનો ને નેધર્લેંડઝ, ને ડૉફિનને મિલન ને નેપલ્સ, મળે એમ ઠરાવ થયો. એંપરર લિઓપોલ્ડ ને સ્પેઇનનો ચાર્લ્સ આ કરાર સામે થયા.

**બીજા ચાર્લ્સનું વસીઅતનામું; તેનું મરણ, ઇ. સ. ૧૭૦૦–૧૭૦૧**—પોતાના સામ્રાજ્યના વિભાગો પોતાની રજા વગર બે જુદા રાજાઓ કરે એ કોઈ પણ રાજાને પસંદ ન પડે તે સ્વાભાવિક છે. ઉપરના બને કરારોની વીગતો ગુપ્ત તો કદિ રહી શકે તેમ નહોતું. જ્યારે બીજા ચાર્લ્સે. તેના દરબારીઓએ ને પ્રજાએ તે કરારોની વીગતો જાણી ત્યારે તેઓ ઘણા છંછેડાઈ ગયા. ચાર્લ્સે પોતાના વસિયતનામામાં સ્પેઇના સામ્રાજ્યને અખંડિત રાખ્યું, લૂઇના પુત્ર ડૉફિનના બીજા પુત્ર ફિલિપને તેનો વારસ બનાવ્યો, સ્પેઇના રાજ્યને ફ્રાંસના રાજ્યથી નોખું રાખવાની લિખિત સૂચના કરતો ગયો, ઑક્ટોબર, ઇ. સ. ૧૭૦૦. ઉપરાંત એમાં ફિલિપ જો ફ્રાંસની ગાદીએ આવે તો સ્પેઇનની ગાદી તેના નાના ભાઈને મળે; જો તે પણ ફ્રાંસની ગાદીએ આવે તો પછી સ્પેઇનની ગાદી આર્ચડયૂક ચાર્લ્સને ને તેના પછી ડયૂક ઑવ્ સેવૉયને મળે, એ પણ જણાવવામાં આવ્યું હતું. આ વસીઅતનામું લખ્યા પછી થોડા દિવસો કેડે ચાર્લ્સ મરી ગયો. વસીઅતનામું હવે જાહેર કરવામાં આવ્યું.

**ચૌદમો લૂઈ અને સ્પેઇનનું પ્રકરણ, ઇ. સ. ૧૭૦૧–૨**—ચાર્લ્સનું વસીઅતનામું જાહેર થયું કે તુરત જ લૂઈએ પાકો વિચાર કર્યા પછી તેને કબૂલ કર્યું ને પોતાના પૌત્રનો હક્ક જાળવવા તે બધી તૈયારીઓ કરવા લાગ્યો. ફિલિપને સ્પેઇનના પાંચમા ફિલિપ તરીકે જાહેર કરવામાં આવ્યો. લૂઈને કાંઇક યુદ્ધ ગમતું નહોતું; હજુ તે એમ જ માનતો હતો કે કોઈ પણ પ્રકારે યૂરોપનાં રાજ્યો લડાઈમાં તો નહિ ઉતરે. પણ

એંપરર લિઓપોલ્ડ ને વિલિઅમ સામા થયા. ફ્રાંસનો રાજકુંવર સ્પેઇનની ગાદી ઉપર હોય, એટલે તેમનો તો નાશ જ થવાનો, ભલે ને પછી બંને દેશની ગાદીઓ જુદી જુદી રહે—એમ તેમને ખાત્રી થઈ ગઈ. ઇંગ્લંડનો વ્હિગ પક્ષ આ વિરોધમાં સામેલ થયો પણ ટોરિઓને હજુ તે બાબત ગળે ઉતરતી નહોતી. છેવટે લૂઈનાં કેટલાંક કૃત્યોએ ટોરિઓને પણ ઉશ્કેર્યા.

**લૂઈની બદલાએલી રાજ્યનીતિ ને ગ્રાંડ અલ્લાયન્સ, મિત્ર રાજ્યોના બીજા મંડળની યોજના, ઇ. સ. ૧૭૦૧-૨**—લૂઈએ હવે નેધર્લૅડઝમાં લશ્કરો મોકલ્યાં ને ફ્રેંચોને સ્પેઇનનાં સંસ્થાનોમાં વેપારના હકકો આપ્યા. ઇંગ્લંડના લોકોએ પોતાના રાજાને મદદ આપવાનું વચન આપ્યું. કેન્ટના ને બીજા લોકોએ પણ રાજાને એક એવી જ જાતની અરજ કરી. વિલિઅમે એમ્પરર સાથે મિત્રતા કરી. હેગ મુકામેથી મિત્ર રાજ્યોએ ફ્રાંસ પાસેથી કેટલાક લાભો માંગ્યા. લૂઈએ ના પાડી એટલું જ નહિ પણ જ્યારે બીજો જેઇમ્સ મરી ગયો ત્યારે તેના ચૌદ વર્ષના પુત્રને ત્રીજા જેઇમ્સ તરીકે તેણે સ્વીકાર્યો, સપ્ટેંબર, ઇ. સ. ૧૭૦૧. આ કૃત્યથી ઇંગ્લંડમાં બધા એક થઈ ગયા. હોલૅંડ પણ તેમાં ભળ્યું. લૂઈએ દુશ્મનોના મુલકોમાં લશ્કરો મોકલ્યાં. બંને વચ્ચે ખરો સંગ્રામ ઍનના વખતમાં થયો. વિલિઅમનો જીવનહેતુ સફળ થયો—ઇંગ્લંડ વળી ફ્રાંસ સામે લડવા મેદાનમાં પડ્યું.

**વિલિઅમ, વ્હિગો ને ટોરિઓ. ઇ. સ. ૧૬૮૮-૧૭૦૨. બે પક્ષો. ટોરિઓ**—વિલિઅમ ને મેઇરિના અમલ દરમ્યાન ઇંગ્લંડના રાજયકીય વાતાવરણમાં વ્હિગ ને ટોરિ પક્ષો વચ્ચે સત્તા માટે ચડસાચડસી શરૂ થઈ. કલૅરંડન જેવા ટોરિઓએ નવાં રાજારાણીને વફાદારીના સોગંદ ખાવા ના પાડી હતી. તેઓ જેઇમ્સને ફરી રાજા કરવા વિચાર કરતા હતા. બીજા ટોરિઓએ વફાદારીના સોગંદ તો લીધા હતા પણ તેથી તેઓ નવા રાજ્યતંત્ર ઉપર ખાસ પ્રીતિ ધરાવતા નહોતા. અમુક ટોરિઓ તો માત્ર દેશમાં સુલેહશાંતિ જળવાય એટલા કારણથી જ નવા રાજ્યતંત્રને તાબેદાર થયા હતા. બધા ટોરિઓ ઇંગ્લંડના ચર્ચના, જુની અમીરાતના, ને તાજના પક્ષપાતીઓ હતા ને તેઓ કાયમ લશ્કર સામે ને લડાઈ વિરુદ્ધ હતા.

**વ્હિગો**—વ્હિગ લોકો રોમન, ને ઇંગ્લિશ, બંને ચર્ચના ને ફ્રાંસના કટ્ટા શત્રુઓ હતા. પ્યુરિટનો ને વેપારીઓ તેમના પક્ષમાં હતા. વિલિઅમના તેઓ મિત્રો હતા પણ તાજની સત્તાના તેઓ વિરોધીઓ હતા તેથી વિલિઅમને ને તેમને બહુ બને એ અસંભવિત હતું. કેટલાએક વ્હિગોને મહાજનસત્તાક રાજ્યતંત્ર જોઇતું હતું.

આ બે પક્ષો હજુ પાર્લમેંટમાં કે દેશમાં બરોબર વ્યવસ્થિત થયા નહોતા. પાર્લમેંટ ઉપર પ્રધાનોની સત્તા ઘણી ઓછી હતી. દેશમાં જાહેર મત હજુ યોગ્ય રીતે કેળવાએલો નહોતો. પાર્લમેંટના સભ્યો લાંચરૂશવત આ વખતે લેતા; વળી પાર્લમેંટની ચર્ચાઓ પાર્લમેંટની બહાર હજુ જઇ શકતી નહોતી. આ કારણોથી દરેક રાજ્યકીય પક્ષના માણસો દરેક બાબતમાં જેમ અત્યારે સર્વાનુમતિથી કામ કરે છે તેમ તે વખતે કામ કરી શકતા નહોતા.

**રાજા પોતે**—વિલિઅમને ઇંગ્લંડમાં ખરો અમલ કરવો હતો—સાચો અધિકાર ભોગવવો હતો. કોઈ એક રાજ્યકીય પક્ષને તાબે રહી કામ કરવાનું તે પસંદ કરતો નહિ. પર રાજ્યોની સાથેના વ્યવહારમાં તો તે કોઇની દરમ્યાનગીરી ચલાવે એવો નહોતો. આંતર વ્યવહારમાં પણ તેને કોઈ એક મુખ્ય પ્રધાનની જરૂર જણાતી નહોતી. દરેક રાજ્યકીય પક્ષના આગેવાનોને પોતાના વિશ્વાસમાં લઈ તે અમલ કરવા માંગતો હતો. રાણી મેહારિ પણ તે જ મતની હતી.

**આંતર કારભાર. વ્હિગ મંત્રિમંડળી**—કન્વેશન પાર્લમેંટ બરખાસ્ત થઈ ત્યાર પછી વિલિઅમે ટોરિઓને પણ મંત્રિમંડળમાં હોદ્દાઓ આપ્યા. નવી પાર્લમેંટમાં ટોરિની સંખ્યા ઠીક હતી. ક્લેરંડને, ડ્યુકબ્યુરિએ, પ્રેસ્ટને ને ઍસ્ટને દગો કરી જેઇમ્સને પાછો લાવવા કાવતરાં કર્યાં પણ તેમને દબાવી દેવામાં આવ્યાં. વિલિઅમે પોતે આયર્લંડ જઈ શત્રુઓને હરાવ્યા. દેશમાં મેહારિએ ચાલાકીથી રાજ્યતંત્ર ચલાવ્યું. મંત્રિમંડળના કેટલાક પ્રધાનો—રસ્સેલ, માર્લબરો, ગોડોલ્ફિન, કુંવરી ઍન, વગેરે, ને બીજા નામાંકિત આગેવાનો પણ આ વખતે જેઇમ્સ સાથે ખાનગી પત્રવ્યવહાર કરતા હતા—ને એવી રીતે દહીંમાં ને દૂધમાં બંનેમાં—પોતાનો પગ રાખ્યે જતા

હતા. યૂરોપના સંગ્રામમાં ભાગ લેવા વિલિઅમ વારંવાર ફ્લૅંડર્સ જતો ને ઇંગ્લંડ પાછો આવી જતો. ગેરહાજરીમાં તેણે કદિ પાર્લમૅંટને બોલાવી નહિ, એવો તો તે કાબેલ હતો. પણ ધીમે ધીમે રાજા વ્હિગ પક્ષ ઉપર ઢળવા લાગ્યો.

અત્યાર સુધી જ્યારે રાજાને લડાઈ માટે પૈસાની જરૂર પડતી ત્યારે હમેશાં સાહુકારો નાણું વ્યાજે ધીરતા ને ધીમે ધીમે તે નાણું તેઓ સરકાર પાસેથી વસુલ કરતા. હવે મોંટેગ્યુની સલાહથી ૧૦ને પછી ૭ ટકાનું ખાલી કાયમ વ્યાજ દેવાની શરતે લોકો પાસેથી નાણું ઉછીતું લેવામાં આવ્યું, ઇ. સ. ૧૬૯૪. આ કરજને રાષ્ટ્રીય **National Debt**નું નામ આપવામાં આવે છે. વ્હિગ મંત્રીઓએ **ઇંગ્લંડની બૅંક** કાઢી, ઇ. સ. ૧૬૯૪.

હવે વિલિઅમને એમ લાગ્યું કે મંત્રિમંડળમાં બનતાં સુધી એક જ પક્ષના માણસો હોવા જોઈએ સંડર્લેંડે પણ તેને આવી સલાહ આપી. પાર્લમેંટના વિરોધ અટકાવવા માટે ને ફ્રાંસ સામે લડાઈ કરવા માટે તેને વ્હિગ પક્ષના માણસો વધારે મદદગાર થતા હતા. એ કારણોથી ઇ. સ. ૧૬૯૩માં તેણે વ્હિગ પ્રધાનોને પોતાની પાસે રાખ્યા ને મોટા મોટા ટોરિઓને મંત્રિમંડળમાંથી રજા આપી દીધી. ઇ. સ. ૧૬૯૪ના ડિસેમ્બરમાં મેરિને માતા નીકળ્યાં ને તે મરી ગઈ. ઍન પણ હવે રાજાના પક્ષમાં ભળી ને ઍન સાથે તેની માનીતી સારા ચર્ચિલ–Sarah Churchill–નો ભાઈ જૉન અથવા ભવિષ્યનો ડ્યૂક ઑવ્ માર્લબરો પણ વિલિઅમનો પકો મિત્ર બન્યો. દર ત્રણ વર્ષે નવી પાર્લમેંટ મળતી. નામુરના કોટની જીતનો લાભ લઈ રાજાએ જુની પાર્લમેંટને રજા આપી. ઇ. સ. ૧૬૯૫માં નવી પાર્લમેંટમાં વળી વ્હિગ સભ્યો બહુમતિએ દાખલ થયા. આ પાર્લમેંટે ન્યૂટનની મદદથી દેશના ચલણમાં સુધારો કર્યો. આ વખતમાં વિલિઅમને મારી નાંખવાનું કાવતરૂં પકડાઈ ગયું. પરિણામે રાજા ને પ્રજા વચ્ચે એકસંપી વધી. ગોડોલિફનના ગયા પછી મંત્રિમંડળ પણ વ્હિગ થઈ ગયું, ઇ. સ ૧૬૯૬. ઇ. સ. ૧૬૯૭માં રિઝવિકની સુલેહથી આ એકસંપી વિશેષ ગાઢી બની. સોમર્સ, મૉંટેગ્યુ, રસ્સેલ, વ્હૅાર્ટન, ને સંડર્લેંડ આ મંત્રિમંડળના મુખ્ય ચાલકો હતા. તેઓએ હિંદ ને એશિઆ સાથે વેપાર કરવા એક બીજી કંપનિ ઉભી

કરી ને તેની પાસેથી ખૂબ નાણું લીધું. ઇ. સ. ૧૭૦૨માં બંને કંપનિઓને ભેગી કરી નાંખવામાં [illegible] આ એકસંપી પણ માત્ર થોડા વખત માટે જ ટકી શકી. સુલેહના વખતમાં વળી બંને પક્ષો પરસ્પર લડવા લાગ્યા. રાજા પણ અળખામણો થયો હતો, કારણ કે સ્પેઇન સાથેના કરારો તેણે ગુપ્ત રાખ્યા હતા ને મંત્રિમંડળની સલાહ લીધી નહોતી. નવી પાર્લમેંટ એકદમ ટોરિ નીવડી. તે વખતે લૂઈએ સ્પેઇનના રાજ્યને ગળી જવાની યુક્તિરો [illegible] ને જેઇમ્સના મરણ વખતે તેના પુત્રને ઇંગ્લંડની ગાદીના ખરા હક્કદાર તરીકે સ્વીકાર્યો. તુરત જ રાજાએ નવી પાર્લમેંટ બોલાવી, નવેંબર, ઇ. સ. ૧૭૦૧. તે નવી સભામાં મોટે ભાગે વ્હિગો આવ્યા. પણ વિલિઅમને તેનો લાભ મળી શક્યો નહિ. ઇ. સ. ૧૭૦૨ના ફેબ્રુઆરિ માસમાં તે [illegible] કોર્ટના મેદાનમાં ઘોડા ઉપરથી પડી ગયો ને માર્ચની ૮મી તારીખે મરી [illegible].

**Act of Settlement:** [illegible] **સંબંધી કાયદો. જુન, ઇ. સ. ૧૭૦૧**—વિલિઅમની છેલ્લી ટોરિ પાર્લમેંટે ઇંગ્લંડની ગાદીનો બંદોબસ્ત કર્યો. વિલિઅમના મરણ પછી તો ઍન ગાદીએ આવનાર હતી પણ ઍનને અત્યારે સંતાન નહોતું. તેથી પાર્લમેંટે પહેલા જેઇમ્સની પુત્રી ઇલિઝબેથ અને ઇલેક્ટર પેલેટિન ફ્રેડરિકની પુત્રી, ને હેનોવરના રાજા ઇલેક્ટરની વિધવા–સોફાયાને ને તેના વંશજોને ગાદી આપી. ગાદીનો બંદોબસ્ત કરતી વખતે ટોરિ પાર્લમેંટે વ્હિગ સિદ્ધાંતોને કાયદામાં [illegible] રાજાએ ને રાણીએ હવે ઇંગ્લંડના ચર્ચમાં જ રહેવું જોઈએ; અદાલતો, ને ન્યાયાધીશો પાર્લમેંટની રજા સિવાય ખસેડી શકાય નહિ; કોઈ રાજા પોતાના પ્રધાનને કામ ચાલે તે અગાઉ માફી આપી શકે નહિ; પ્રધાનોએ મંત્રિમંડળના ઠરાવો ઉપર પોતાની સહીઓ આપવી જોઈએ; કોઈ રાજા હવે દેશબહાર પાર્લમેંટની રજા વગર જઈ શકે નહિ; પરદેશીઓ જમીન, કે હોદ્દા, કે પાર્લમેંટની સભ્યગીરી ભોગવી શકે નહિ; ને સરકારી નોકરો ને વર્ષાસનો ખાવાવાળાઓ લૉર્ડઝમાં બેસી શકે નહિ, એ આ કાયદાના બીજા ભાગો હતા. આ કલમોથી પ્રધાનો પાર્લમેંટને વિશેષ જવાબદાર થઈ શકયા, અદાલતો તાજની વગની બહાર આવી ગઈ, પાર્લમેંટ શુદ્ધ થઈ શકી, ને રાજાની સત્તા ઉપર વિશેષ અંકુશો મૂકાયા.

# પ્રકરણ ૧૫મું

## ઍન, ઇ. સ. ૧૭૦૨-૧૪.

**રાણી ઍન**—નવી રાણી બીજા જેઇમ્સની બીજી પુત્રી થતી હતી. તેને ઍંગ્લિકન ચર્ચ ઉપર ઘણી પ્રીતિ હતી. તે શરીરે મજબુત હતી. પણ તે બુદ્ધિમાં બહુ સારી નહોતી. તેનો પતિ જ્યૉર્જ પણ એવો જ હતો.* ગાદી ઉપરનો નવી રાણીને હક્ક બધા ટોરિઓ એક અવાજે કબૂલ કરતા નહોતા તેથી ઍન એકદમ ટોરિ પક્ષમાં ભળી શકી નહિ; નહિતર સ્વભાવે, તે ટોરિ પક્ષના વિચારો ધરાવતી હતી. તેને માનમર્તબો બહુ વ્હાલો હતો, તેથી ગમે તેવા ઉસ્તાદ મુત્સદ્દીઓ તેના મંત્રિમંડળમાં હોય છતાં જો રાણી તરફ જરાક પણ અવિનયનો ગુન્હો થઈ જતો તો તેમને રજા આપવામાં આવતી. ઍન રાજ્યનીતિવાળી સ્ત્રી નહોતી; તેને કારભારનો જરા પણ અનુભવ મળ્યો નહોતો; તેથી તે ભૂલથાપ ખાઇ જતી. સ્વભાવે તે સારી હતી. તેનામાં એક પણ અવગુણ નહોતો. એ કારણથી અંગ્રેજ લોકો રાણીને ચાહતા. ઍનના અમલ દરમ્યાન યુદ્ધકળામાં, સાહિત્યના ક્ષેત્રમાં અને રાજ્યકીય બાબતોમાં કેટલાક પ્રતિભાશાળી પુરુષો આગળ આવ્યા. એ કારણથી સંતાન વિનાની આ રાણીનો ટૂંકો અમલ ઇંગ્લંડના ઇતિહાસમાં અગત્યનું સ્થાન ધરાવે છે†

---

*બીજા ચાર્લ્સે એકવાર એમ કહ્યું હતું કે:-I have tried George drunk and I have tried him sober and there is nothing in him.

†This game of rise and fall, played out for a dozen years by the chiefs of a small people scarcely more numerous than the inhabitants of London at the present day is great in history, both because of the value to humanity of the stake placed upon its issue, and because the players on both sides were men of military, political and literary genius, who have thrown an undying and pathetic lustre over the name of a most unhappy woman.

P. 470, *England under the Stuarts.*

**સ્પેઈનની ગાદી વિષેનો વિગ્રહ; War of the Spanish Succession; ઇ. સ. ૧૭૦૨–૧૭૧૩**—ઍનના સલાહકારોમાં માર્લબરો ને ગોડોલ્ફિન લડાઈના પક્ષપાતીઓ હતા. રાણીના ગાદીએ આવ્યા પછી તુરત જ ફ્રાંસ ને સ્પેઈન સામે લડાઈ જાહેર કરવામાં આવી, મે, ઇ. સ. ૧૭૦૨. પ્રશિઆ ને બ્રુન્સવિક મિત્રરાજ્યો સાથે ભળ્યાં; બવેરિઆ ને હોલ્સ્ટાઈન–Holstein–ફ્રાંસ સાથે ભળ્યાં. ડેન્માર્કના રાજાએ, સેવૉયે, ને પોર્ચુગલે મિત્રરાજ્યોને મદદ આપવાનું વચન આપ્યું. આ લડાઈ પોર્ચુગલમાં, ફ્રાંસની પૂર્વમાં, સ્પેઇનમાં, ઇટલિમાં, ને ઍટ્લૅંટિક મહાસાગરમાં તથા ભૂમધ્ય સમુદ્રમાં, એમ ચોતરફ ચાલી. માર્લબરો સેનાપતિ થયો. તેણે Meuse–મ્યુઝ ને Moselle–મોઝેલ નદીઓ ઉપરથી બધાં ફ્રેંચ થાણાંઓને ઉઠાડી મૂક્યાં, ઇ. સ. ૧૭૦૨–૩; પણ પોતાના સાથીઓના વિરોધને લઈને તે ઝાઝું કરી શક્યો નહિ. ફ્રેંચ લશ્કરો ને બવેરિઆનાં લશ્કરો ઑસ્ટ્રિઆમાં ઠેઠ વિએના સુધી જવા વિચાર રાખતાં હતાં તેથી માર્લબરોએ ગમે તે પ્રકારે તે યોજનાને તોડી પાડવાનો નિશ્ચય કર્યો. પોતાનો વિચાર ગુપ્ત રાખી તે બવેરિઆ ઉપર ચાલ્યો ગયો ને પ્રિંસ એઉગેન–Eugene–ના લશ્કરને પોતાના લશ્કર સાથે ભેગું કરી તેણે ઇ. સ. ૧૭૦૪ના જુલાઈની ૧૩મી તારીખે બ્લેનહાઇમ–Blenheim–ના ગામ આગળ એક ખીણમાં ફ્રેંચ માર્શલો–સેનાપતિઓને સખ્ત હાર ખવરાવી. શત્રુઓને ૨૮૦૦૦ માણસોનું નુકસાન લાગ્યું. એક ફ્રેંચ સેનાપતિ કેદ પકડાયો. શત્રુની તમામ તોપો માર્લબરોએ કબજે કરી. એવી સખ્ત હાર હજુ સુધી ફ્રેંચોએ ખાધી નહોતી ને અંગ્રેજોએ કદિ એવી મોટી જીત યૂરોપમાં મેળવી નહોતી. વિએના બચી ગયું. બધે ફ્રેંચ પક્ષ નબળો થઈ ગયો. ઇંગ્લંડમાં લડાઈનો ઉત્સાહ વધ્યો. ઑગસ્ટમાં બિંગે જિબ્રાલ્ટર સર કર્યું. ઇ. સ. ૧૭૦૪–૫ માં ડ્યૂક બહુ ફાવી શક્યો નહિ, કારણ કે ડચ સેનાપતિઓ તેના કહ્યા પ્રમાણે વર્તતા નહોતા. પણ ઇ. સ. ૧૭૦૬ માં તેણે વળી શત્રુઓ ઉપર મોટી ફતેહ મેળવી. રામિલ્લિઝ પાસે મે ની ૨૩મી તારીખે તેણે ફ્રેંચ માર્શલોને હરાવ્યા. શત્રુઓએ આ

વખતે લગભગ ૧૫૦૦૦ માણસો ખોયા. આ જીતથી નેધર્લેન્ડ્ઝ, બ્રાબાંટ, ને ફ્લાંડર્સ પ્રાંત ફ્રેંચો ખાલી કરી ગયા. ઍંતવર્પ મિત્રરાજ્યોના હાથમાં આવ્યું. જો વલંદાઓ સામા ન થયા હોત તો માર્લબરો હવે સીધો પારિસ પહોંચી શકત. અંગ્રેજોએ સ્પેઇનમાં બાર્સિલોના જીતી દક્ષિણ સ્પેઇન પોતાના હાથમાં લીધું, એપ્રિલ, ઇ. સ. ૧૭૦૬.



માડ્રિડ પણ મિત્રરાજ્યોએ સર કર્યું. માર્લબરો આ વર્ષમાં પોતાની અક્કલ વાપરી શક્યો નહિ, કારણ કે સ્વિડનના રાજા બારમા ચાર્લ્સ ને એમ્પરર જોસફ વચ્ચેના અણબનાવનું તે સમાધાન કરવા રોકાયો હતો. પણ ઇ. સ. ૧૭૦૮માં વળી લૂઈએ મોટાં લશ્કરો ફ્લાંડર્સમાં ને બ્રાબાંટમાં મોકલ્યાં. જુલાઈની ૧૧મી તારીખે સ્કેલ્ડ–Schelde–નદી ઉપર આઉડર્નાર્ડ–Oudernarde–પાસે–ત્રીજી ભયંકર લડાઈ થઈ. ફ્રેંચ સેનાપતિ હારી ગયો. કુલ ૧૫૦૦૦ ફ્રેંચો મરી ગયા, ઘાયલ થયા, ને કેદ પકડાયા. આ યુદ્ધ વખતે જેઇમ્સ બીજાનો પુત્ર ફ્રેંચ લશ્કરમાં હાજર હતો. વળી માર્લબરો પારિસ જઈ શકત, પણ

ડચ ને ઑસ્ટ્રિઆના સરદારોએ તેને અટકાવ્યો. ફ્રેંચો હવે ગ... ખાલી કરી ગયા. મિત્રરાજ્યોએ ટ્યુરિન લીધું તેથી ઈટલિમાંથી પણ શત્રુઓ ચાલ્યા ગયા. અંગ્રેજોએ માઇનૉર્કાનો ટાપુ કબજે કર્યો, ઇ. સ. ૧૭૦૮. સાર્ડિનિઆનો ટાપુ પણ મિત્રરાજ્યોના હાથમાં ગયો. ઇ. સ. ૧૭૦૯ના સપ્ટેંબરના ૧૧મે દિવસે માર્લબરોએ માલ્પાકે–Malpaquet–આગળ ફ્રેંચ સરદારને છેલ્લી સખ્ત હાર આપી, પણ આ વખતે મિત્રરાજ્યોએ ૨૩૦૦૦ માણસો ખોયા. ફ્રેંચો આ વખતે બાહોશીથી લડતા હતા તેથી માર્લબરો આગળ વધી શક્યો નહિ. સ્પેઇનમાં ને દક્ષિણ ફ્રાંસમાં પણ મિત્રરાજ્યો બહુ ફાવ્યા નહિ. ઇ. સ. ૧૭૦૯–૧૧. ઇંગ્લંડના લોકો આ લડાઇથી કંટાળી ગયા હતા. છેલ્લાં ત્ર... વર્ષો થયાં સુલેહ માટે પરસ્પર ખાનગી ને માર્લબરોથી અજાણી વાટાઘાટ તો ચાલતી જ હતી. એમ્પરર જોસફ હવે મરી ગયો હતો. આર્ચડ્યુક ચાર્લ્સ એમ્પરર થયો હતો. તેના એકલાના હાથમાં સ્પેઇનનાં ને આસ્ટ્રિઆનાં રાજ્યો જાય તેમ હવે નહોતું. ઇંગ્લંડમાં પણ મિત્રમંડળમાં ફેરફારો થઈ ગયા હતા. વ્હિગોએ લડાઈ નકામી ચાલુ રાખી હતી; ટોરિઓ એકદમ સુલેહ કરવા તૈયાર થયા, કારણ કે હવે તેઓ રાણીના સલાહકારો થયા હતા. માર્લબરોની પત્ની અત્યારે રાણીની ખરી સખી નહોતી. એ સખીપદ મિસિસ મેશામે હવે લીધું હતું. તેમને લડાઈ ગમતી નહોતી. હાર્લીએ ને સેઇન્ટ જને–St. John–માર્લબરો ઉપર લાંચ રૂશવતો લેવાનો આરોપ મૂક્યો ને ઇ. સ. ૧૭૧૧ના ડિસેંબર માસમાં રાણીએ તેને દેશપાર ને બરતરફ કર્યો. ઇંગ્લંડે એક પછી એક પોતાના મિત્રોને છોડી દીધા. યૂટ્રેક્ટ–Utrecht–મુકામે સુલેહ માટે પરિષદ્ મળી ને ત્યાં જ તમામ કલમો નક્કી કરવામાં આવી, ઇ. સ. ૧૭૧૨–૧૩.

**રાસ્ટાટ–Rastat–ને યૂટ્રેક્ટની સુલેહો, માર્ચ–એપ્રિલ, ઇ. સ. ૧૭૧૩**—આ સુલેહોથી લૂઈએ ઍનને ઇંગ્લંડની ગાદીની ખરી હક્કદાર રાણી તરીકે સ્વીકારી, હૅનોવરના વંશનો ઇંગ્લંડની ગાદી ઉપરનો હક્ક કબૂલ કર્યો, ને બીજા જેઇમ્સના પુત્ર–પ્રિટેન્ડર–ને મદદ કે આશરો ન આપવાનું વચન આપ્યું. સ્પેઇનની ગાદી લૂઈના પૌત્ર ફિલિપને મળી

પણ તેણે ફ્રાંસની ગાદી ઉપરના ને ફ્રાંસના રાજવંશે સ્પેઇનની ગાદી ઉપરના તમામ હક્કો છોડી દીધા. સ્પેઈનનાં સંસ્થાનોમાં અંગ્રેજોને ને વલંદાઓને વેપાર કરવાના હક્કો મળ્યા. હડ્સન બે–Hudson Bay, Nova Scotia, નોવા સ્કોશિઆ, ને ન્યૂફાઉંડલૅંડના ટાપુઓ ઇંગ્લંડને મળ્યા. સ્પેઇને ઇંગ્લંડને માઇનૉર્કા ને જીબ્રાલ્ટર પણ સોંપી દીધાં. નેધર્લૅંડઝ ઑસ્ટ્રિઆને મળ્યું. હૉલ્લંડને પોતાની સરહદના કિલ્લાઓમાં લશ્કરો રાખવા દેવાનું નક્કી થયું. સેવૉયના રાજાને સિસિલિ મળ્યું. ઑસ્ટ્રિઆને નેઇપલ્સ ને મિલન મળ્યાં. આફ્રિકાના ગુલામોને વેસ્ટ ઇન્ડીઝના ટાપુઓમાં વેચવાનો એકહથ્થુ હક્ક ઈંગ્લંડને મળ્યો.

**પરિણામો**—વિલિઅમના અને ઍનના અમલના વિગ્રહોથી ઇંગ્લંડની સત્તા વધી. વેપારી વર્ગ આગળ આવ્યો. અંગ્રેજ નૌકાબળ હવે યૂરોપમાં પહેલી પંક્તિએ ગણાવા લાગ્યું. ઈંગ્લંડને કૅનેડાના કિનારા ઉપર ને ભૂમધ્ય સમુદ્રમાં અગત્યના લાભો મળ્યા. અંગ્રેજો હવે બધે છૂટથી વેપાર કરતા થયા. ફ્રાંસ પડી ભાંગ્યું. લૂઈની ને તેના રાજવંશની આબરૂનો નાશ થયો. તેના લોકો હવે અંગ્રેજોના રાજ્યવહિવટને વખાણવા માંડયા. સ્પેઇન તો ક્યારનું પડી ભાંગ્યું હતું. અત્યાર સુધી તે રાજ્ય માત્ર ઑસ્ટ્રિઆની ને ફ્રાંસની મદદ ઉપર જ જીવતું હતું. ઑસ્ટ્રિઆના રાજ્યની સત્તા ઇટલિમાં ને નેધર્લૅંડઝમાં વધી. હૉલંડ હવે ફ્રાંસથી નિર્ભય થયું પણ તેની નૌકા-સત્તા પડી ભાંગી. ઈંગ્લંડને સરસ લાભ થયો. ઇંગ્લંડ પોર્ચુગલ સાથે કાયમ મૈત્રી કરી ને ત્યાં કેટલાક વેપારી હક્કો સાધ્યા. યૂટ્રેક્ટ ને રાસ્ટાટ મુકામે જે યોજનાઓ નક્કી થઈ તે યોજનાઓ પ્રમાણે ઘણાં વર્ષો સુધી યૂરોપની પરિસ્થિતિ ટકી રહી. તેથી એ બે સુલેહો માત્ર ઈંગ્લંડના જ ઇતિહાસમાં નહિ પણ યૂરોપના ઇતિહાસમાં પણ અગત્યનું સ્થાન ધરાવે છે.

**વ્હિગો ને ટોરિઓ**—ઍનના વખતમાં વેપારીઓ, લશ્કરી અમલ-દારો, સાહુકારો, પ્યુરિટનો, પરદેશીઓ, ને કેટલાએક જાણીતા લેખકો વ્હિગ પક્ષના હતા. ઘણા જમીનદારો, ઍંગ્લિકનો, ને જમીન ઉપર જીવનારાઓ ટોરિ પક્ષના હતા. વ્હિગ પક્ષને આટલાં વાનાં જોઈતાં હતાં.—

(૧) ફ્રાંસ સામે લડાઈ. (૨) તેથી દેશમાં સારૂં લશ્કર. (૩) તેથી તમામ પ્યુરિટનોને ધર્મની બાબતમાં છૂટ (૪) દેશાવર સાથે વેપારનો વિકાસ (૫) તાજની સત્તા ઉપર અંકુશ. ટોરિ પક્ષને આટલી બાબતો જોઈતી હતી–(૧) જમીનદારો ઉપર ઓછો કરનો બોજો; વેપારીઓ ઉપર વધારે કરનો બોજો. (૨) ઍંગ્લિકન ચર્ચને ઉત્તેજન. (૩) તાજ સાથે સહકાર. (૪) પર રાજ્યો સાથે સુલેહ. (૫) હાઉસ ઑફ઼ કૉમન્સમાં માલધારીઓની વગ. (૬) વેપારી મંડળો સામે કાયદાઓ.

**આંતર કારભાર. ગોડોલ્ફિનનું મંત્રિમંડળ, ઇ. સ. ૧૭૦૨–૧૦**—ઍનની પહેલી પાર્લમેંટમાં ટોરિઓનું જોર હતું. તેઓએ વ્હિગ લોકોને સતાવવામાં મણા રાખી નહિ. કેટલાએક પ્યુરિટનો કાયદાનો લાભ લઈ થોડા વખત માટે ઍંગ્લિકન ચર્ચનાં કાનુનો સ્વીકારી નાના હોદ્દાઓ ભોગવતા હતા તેમને બાતલ કરવાને આ ટોરિ પાર્લમેંટે એક મુત્સદ્દો તૈયાર કર્યો પણ હાઉસ ઑફ઼ કૉમન્સમાં તે નાપાસ થયો, ઇ. સ. ૧૭૦૨–૪. મંત્રિમડળમાં ગોડોલ્ફિન વિગ્રહ માટે હતો. માર્લબરોનો સ્વાર્થ લડાઈ જેમ બને તેમ યુક્તિથી અને બાહોશીથી ચાલુ રહે એમાં હતો. ગોડોલ્ફિનના એકનો એક પુત્ર માર્લબરોની પુત્રી વેરે પરણ્યો હતા. માર્લબરોની સ્ત્રી ઍનની માનીતી સખી હતી. એ કારણોથી મંત્રિ-મંડળમાં વિગ્રહનો પક્ષ આઠ વર્ષ સુધી ટકી શકયો. આ બાબતમાં હાર્લી–Harley–નામના મધ્યસ્થ ન સેંટ જન નામના કડક ટોરિએ સારી મદદ આપી.

**હાર્લી, અર્લ ઑવ્ ઑક્સફ઼ર્ડ**—ઍનના વખતના આ વિખ્યાત ટોરિ મુત્સદ્દીની ઉમર આ વખતે લગભગ ચાળીસ વર્ષની હતી. તેના કુટુંબે વિલિઅમને મદદ કરી હતી પણ રાજ્યકીય બાબતોમાં તેના વિચારો ટોરિ હતા. હાઉસ ઑફ઼ કૉમન્સના પ્રમુખ–Speakerની જગ્યા તેણે ઇ.સ. ૧૭૦૧–૩માં ભોગવી ને એ વખતે તેણે બધા સભ્યોને સારી રીતે જાળવી રાખ્યા. તે ડિસ્સેંટર હતો. તે સ્વભાવે ઘણો સારો હતો. રાણીની પ્રીતિ મેળવવી, કોઈને કડવું વચન કહેવું નહિ, બંને પક્ષો સાથે સમાધાનીથી કામ લઈ પોતાની વગ વધારવી, ને સાથે દેશનું હિત લક્ષમાં રાખવું, એ તેનો

મુખ્ય મત હતો. હાર્લીએ પહેલી જ વાર ઈંગ્લંડનાં વર્તમાનપત્રોની ને પ્રાઅર ને ડિફો જેવા લેખકોની મદદ લઈ પોતાના પક્ષને સબળ કર્યો. પણ તેનામાં આગેવાનીની શક્તિ નહોતી. તે થોડાબોલો, બીકણ, ને ઘણો ધીરો હતો. વ્હિગ મંત્રીઓએ પણ હાર્લીની યુક્તિ લીધી. ઍડિસન ને સ્ટીલ તેમના લેખકો હતા. રોજ તેમનાં લખાણોની ને મુત્સદ્દીઓના કારભારોની ચર્ચા "હોટેલો"માં થતી.

**સેન્ટ જન, લૉર્ડ બૉલિંગબ્રોક**—હાર્લી સાથે જ સેન્ટ જન અથવા લૉર્ડ બૉલિંગબ્રોક આગળ આવ્યો. તેની ઉમર આ વખતે છવીસ વર્ષની હતી. સેન્ટ જન દારુડીઓ અને છાકટો હતો. તે ઘણો લાલચુ હતો. પણ તેનામાં કારભાર કરવાની અજબ શકિત હતી. તેની યાદદાસ્ત પણ ઘણી સારી હતી. તે છટાદાર ભાપણો ને લખાણો કરી શકતો. તેનું સાહિત્યનું ને ફિલસુફીનું જ્ઞાન સારૂં હતું. ધર્મની તે ઝાઝી દરકાર કરતો નહિ. ટોરિઓથી બધું રાજ્યતંત્ર ભરી દેવું, વેપારીઓ ઉપર નવા કરો નાંખી જમીનદારોને કરથી મુક્ત કરવા અને તેમનો આશ્રય લેવો, ને યૂરોપમાં મિત્રો વધારવા, એવો એનો મત હતો. પણ આગળ આવવા *માટે તેણે ઍંગ્લિકન પક્ષનો સ્વીકાર કર્યો. વ્હિગ

---

*પાકી ઉમરે બૉલિંગબ્રોકે લખ્યું કે—The principal spring of our actions was to have the government of the state in our hands. The landed men are the true owners of our political vessel. Peace abroad, at home to improve the queen's favour and to fill the employments of the kingdom down to the meanest with Tories...An island, under one government, advantageously situated, rich in it self, richer by its commerce, can have no necessity in the ordinary course of affairs to take up the policy of the Continent, to enter into the system of alliances, or in short, to act any other part than that of a friendly neighbour and a fair trader. We must remember that we are not part of the Continent but we must never forget that we are neighbours to it.

Bolingbroke's *Works.*

મુત્સદ્દીઓનો તે હવે કટ્ટો દુશ્મન બન્યો. ગોડૉલ્ફિન ને માર્લબરો આવી દુશ્મનાવટ સાંખી શકયા નહિ. તેથી તેમણે સેંટ જનને પણ મંત્રિમંડળમાં જગ્યા આપી.

ગોડૉલ્ફિને નૉટિંગહૅમ જેવા વિગ્રહના પક્ષના શત્રુને મંત્રિમંડળમાંથી બેસવી નાંખ્યો. ઇ. સ. ૧૭૦૫ ને ૧૭૦૭ની પાર્લમેંટમાં વ્હિગ લોકોનું જોર હતું તેથી ગોડૉલ્ફિન સારી રીતે ફાવી શક્યો. તે પોતે વ્હિગ નહોતો છતાં વ્હિગ સભ્યો તેને અનુમોદન આપતા, કારણ કે વિગ્રહની બાબતમાં તેમનો મત એક જ હતો. વ્હિગ મુત્સદ્દીઓને હજુ મંત્રિમંડળમાં બધી અગત્યની જગ્યાઓ મળી શકી નહોતી. રાજ્યકારભારના દરેક વિષયમાં તેમનો અભિપ્રાય હજુ પૂછવામાં આવતો નહિ. એ કારણોથી તેઓ અસંતુષ્ટ રહેતા. તેમનો મુખ્ય માણસ સંડર્લૅંડ બાહોશ મુત્સદ્દી, યૂરોપની ઘણી ભાષાઓનો જાણકાર, ધર્મે એકદમ સહિષ્ણુ, સ્વતંત્ર મિજાજનો, તાજનો પાકો વિરોધી, પણ માર્લબરોનો જમાઇ થતો હતો. તેને મંત્રિમંડળમાં બેસવું હતું. પણ રાણી તેનાથી ઘણી નાખુશ હતી. પોતાની સખી, ડચેસ્સ ઑવ્ માર્લબરોનું કહ્યું પણ તે માનતી નહિ. છતાં છેવટે સંડર્લૅંડને રાણીને મંત્રિમંડળમાં અગત્યનો હોદ્દો આપવો પડ્યો. બીજા વ્હિગ મુત્સદ્દીઓ પણ હવે દાખલ થયા. હાર્લીએ એબિગેઇલ હિલ્લ–Abegail Hill અથવા Mrs. Masham–મિસિઝ માશામ નામની ઍનની પાસે એક ખીજમતદાર, પણ હવે સખી તરીકે રહેતી, પોતાની સગી મારફત ગોડૉલ્ફિન સામે ખટપટ કરવા માંડી પણ તેમાં તે ન ફાવ્યો. શત્રુઓએ હાર્લીના ઉપર કેટલીક રાજ્યની ખાનગી બાબતો જાહેર કરવાનો આરોપ મૂકયો. પરિણામે, તે ને સેઇંટ જન મંત્રિમંડળમાંથી નીકળી ગયા.

મંત્રિમંડળ હવે એકદમ વ્હિગ થયું, ઇ. સ. ૧૭૦૮, એપ્રિલ. આ વખતે સ્કૉટ્લંડના કિનારા ઉપર પ્રિટેન્ડર જેઇમ્સ ઉતરશે અને પછી ઇંગ્લંડ ઉપર પણ ચડી આવશે એવી ધાસ્તી લોકોને લાગતી હતી તેથી વ્હિગ પક્ષ વધારે પ્રબળ થયો. પરદેશી પ્યુરિટનો ઇંગ્લંડમાં કાયમ રહે એટલા માટે વ્હિગ મુત્સદ્દીઓએ તેમને ધર્મ સંબંધી પૂરી છૂટી આપી, ઇ. સ. ૧૭૦૮. રાણીનો પતિ પ્રિન્સ જ્યૉર્જ આ વખતે મરી ગયો.

આવી રીતે ગોડોલ્ફિન અને માર્લ્બરો વ્હિગ લોકોની મદદથી કારભાર કરતા હતા. પણ સોમર્સ ને હૅલિફૅક્સ જેવા નામીચા વ્હિગો હજુ નાખુશ જ હતા ને ગોડોલ્ફિનનું વજન* મંત્રિમંડળ ઉપર એટલું બધું સારૂં પડી શકતું નહોતું.

માર્લબરોની પત્ની ને રાણી વચ્ચેનો અણબનાવ વધતો જતો હતો. મિસિઝ માશામનું વજન રાણી પાસે ઘણું પડતું હતું. માર્લબરોને જીંદગી-ભર સેનાપતિનો હોદ્દો જોઈતો હતો. રાણીએ તેવો હોદ્દો આપવા ના પાડી. લોકો ફરજીઆત લશ્કરી નોકરીથી, કરના બોજાથી અને લડાઈથી કંટાળી ગયા હતા. આ વેળા હેન્રિ સેચવરેલ્લ Henry Sacheverell–નામના એક ઝનુની ને ઉદ્ધત પણ લોકપ્રિય ને સારી લેખનશક્તિવાળા ઑક્સફર્ડના વિદ્યાપીઠના વિદ્યાર્થીએ ધર્મની છૂટી સામે સખ્ત ઉપદેશ આપ્યો ને એક ઉપદેશમાં તેણે ગોડોલ્ફિનને તેના જાણીતા નામ Volponeથી ઉદ્દેશી સખ્ત ગાળો આપી. ટોરિ પક્ષના ઉદ્દેશોને દબાવી દેવા માટે અને વ્હિગ રાજ્યક્રાંતિ–Revolution–ને વિશેષ લોકમાન્ય કરવા માટે હવે મંત્રિમંડળે સેચવરેલ્લ ઉપર હાઉસ ઑફ કૉમન્સમાં કામ ચલાવ્યું, ઇ. સ. ૧૭૦૯–૧૦. આરોપીએ પોતાનો ઘણો સારો બચાવ કર્યો. પણ તેનો ગુન્હો પૂરવાર થયો ને તેને થોડીક યોગ્ય શિક્ષા કરવામાં આવી. તેને થોડીક શિક્ષા થઈ એ કારણથી જ વ્હિગોના શત્રુઓએ આરોપીની ફતેહ માની. સેચવરેલ્લને લોકોએ જબરદસ્ત સંમાન આપ્યું ને રાણીએ પણ તેને પાછળથી સારો હોદ્દો આપ્યો; હાર્લીના પક્ષનું જોર હવે વધ્યું. ઇ. સ. ૧૭૧૦ના ઑગસ્ટમાં રાણી ઍને ગોડોલ્ફિનને રજા આપી. પાર્લમેંટમાં ટોરિઓ વધુ મતે દાખલ થયા. માર્લબરોની પત્ની ઇ. સ. ૧૭૧૧માં કમી થઈ ગઈ. હાર્લી ને સેન્ટ જન ફરી મંત્રિમંડળમાં આવ્યા. સુલેહ માટે હવે તૈયારીઓ થવા લાગી. આવી રીતે ગોડોલ્ફિનનો આઠ વર્ષનો કારભાર પૂરો થયો.†

---

* તેણે માર્લબરોને એક કાગળમાં લખ્યું હતું કે The life of a slave in the galleys is paradise in comparison of mine.

†તે ઇ. સ. ૧૭૧૨માં મરી ગયો. નાણાના વિષયનો તેનો સારો અનુભવ હતો. ઇંગ્લંડના નાણાથી તેણે લૂઇને નાસીપાસ કર્યો. તે પ્રામાણિક ખજાનચી

**હાર્લીનો કારભાર,* ઇ. સ. ૧૭૧૦-૧૭૧૪**—રાણીએ હવે હાર્લીને અર્લ ઑક્સફૉર્ડ બનાવ્યો. હાર્લીએ જ્યારે કારભાર સંભાળ્યો ત્યારે દેશનું દેવું ઘણું વધી ગયું હતું ને નાણાની સ્થિતિ ઘણી જ ભયાનક થઈ પડી હતી. તેણે દાક્ષિણ અમેરિકાની સાથે વેપાર કરવાનો એકહથ્થુ હક્ક આપી એક South Sea Company—સાઉથ સી કંપનિ—ઉભી કરી. તેના શેરો રાખવાવાળાઓને મંત્રિમંડળે ૭ ટકાનું કાયમનું વ્યાજ આપવા કબૂલ કર્યું ને શેરોના વેચાણમાંથી હાર્લીએ દેશના દેવાને પતાવવાની યુક્તિ શોધી કાઢી. હાર્લીએ ફ્રાંસ ને સ્પેઇન સાથે સુલેહ કરવા મિત્રરાજ્યોથી સ્વતંત્ર વાટાઘાટો કરવા માંડી, માર્લબરો તથા વૉલ્પોલ ઉપર રાજ્યના નાણાંને ઉચાપત કરવાના આરોપો મૂક્યા, ને બંનેને બરતરફ કરાવ્યા. સુલેહની બાબત હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં વગર વિરોધે પ્રસાર થાય તે માટે મંત્રિઓએ રાણી પાસે બાર અમીરો ઉમેરાવ્યા. હાર્લીએ ને સેન્ટ જને વ્હિગ વર્તમાનપત્રકારોને ને પ્યુરિટનોને હેરાન કર્યા, ગોડોલ્ફિનના કારભારના કેટલાક કાયદાઓ વૈરબુદ્ધિથી રદ કર્યા, ને રાજ્યતંત્રમાંથી ઘણા વ્હિગોને રજા આપી. પણ હાર્લી પ્યુરિટન હતો. પહેલાં તો તે વ્હિગ પક્ષમાં રહી કામ કરતો. તેને રાષ્ટ્રની એટલી બધી પીડા નહોતી. તેને તો પોતાની વગ વધારવી હતી. વળી ટોરિ પક્ષમાં વ્હિગ પક્ષ જેટલી બુદ્ધિ ને તેમના જેટલો અનુભવ નહોતાં. બૉલિંગબ્રોકને અંગત લાભ ને રાષ્ટ્રનું હિત બંને જોઇતાં હતાં. હાર્લી હવે અશક્ત થઈ ગયો હતો. તેનાથી કામકાજ ઉપર ધ્યાન અપાતું નહોતું. બૉલિંગબ્રોક‡ પ્રિટેંડર સાથે ને ફ્રાંસ સાથે પણ ખટપટ કરતો હતો. તેથી ટોરિ પક્ષના આ બંને આગેવાનો વચ્ચે અણબનાવ થયો. રાણી ને મિસિઝ માશામ, બંને

---

હતો ને લડાઈ લડવા માટે તેણે એટલું એટલું નાણું ઉભું કર્યું છતાં જ્યારે તે મરી ગયો ત્યારે તેની પાસે ૧૨૦૦૦ પૌંડ માંડ નીકળ્યા. બીજા ચાર્લ્સના દરબારમાં એક નાના પટાવાળાની જગ્યા ઉપરથી તે ધીમે ધીમે મોટો મંત્રી થઈ શકયો હતો.

*The country resolutely adhered at the same time to a Protestant King and to Jacobite ministers—stanhope.

‡ It was a mine dug to blow up the White Staff.

હવે બૉલિંગબ્રોક ઉપર પક્ષપાત દર્શાવવા લાગ્યાં. બૉલિંગબ્રોકે ડિસ્સેંટરોને પોતાના પંથના શિક્ષકો મારફત શિક્ષણ લેતા અટકાવ્યા હતા. આ કાયદો Schism Act કહેવાય છે. હાર્લી આ બાબતોથી બહુ કંટાળી ગયો. રાણીએ તેને છેવટે રજા આપી દીધી, ૨૭, જુલાઈ, ૧૭૧૪. બૉલિંગબ્રોક ફાવત ખરો. પણ ૭ દિવસમાં રાણી ઍન પોતે મરી ગઈ, એટલે તે લાચાર થઈ ગયો.

**જ્યૉર્જ માટે ગાદીનો બંદોબસ્ત**—જ્યારે ઍન મરણ પથારી ઉપર હતી ત્યારે બૉલિંગબ્રોક જેવા ટોરિઓ ખટપટ કરી પ્રિટેંડર જેઇમ્સને ગાદી ઉપર બેસાડવા વિચાર કરતા હતા. પણ અણીને સમયે વ્હિગ અમીરો સોમર્સેટ ને આર્ગાઇલ મંત્રિમંડળમાં આપમુખત્યારીથી દાખલ થયા. રાણીએ શ્ર્યુરિબ્યૂરિને રાજ્યનો ઘટતો બંદોબસ્ત કરવા હુકમ આપ્યો. ઍનના મરણ પછી વ્હિગ મંત્રીઓએ ઇંગ્લંડના રક્ષણ માટે તાબડતોબ બધી જોઈતી તજવીજ કરી લીધી, ને સોફાયાના પુત્ર જ્યૉર્જને ઇંગ્લંડના રાજા તરીકે સ્વીકાર્યો. આવી રીતે બૉલિંગબ્રોકની* ખટપટોનો નાશ થયો; સાથે જ સ્ટુઅર્ટ અમલનો ને ટોરિ પક્ષના અમલનો પણ અંત આવ્યો.

**સ્કૉટ્લંડ ને ઇંગ્લંડ એક—The Scottish Union, ઇ. સ. ૧૭૦૭**—જ્યારથી રાજા જેઇમ્સ ઇંગ્લંડ ને સ્કૉટ્લંડ ઉપર અમલ કરતો હતો ત્યારથી બંને દેશોનું રાજ્યતંત્ર પણ એક જ પ્રથા ઉપર ચાલે તો સારૂં એમ બધા અનુભવી મુત્સદ્દીઓ કહેતા હતા. પોતાના અમલના છેલ્લા દિવસો વખતે વિલિઅમ પોતે પણ એ જ સૂચના આપતો ગયો હતો. જૅકોબાઈટો ફરીથી જેઇમ્સના વંશને ગાદી ઉપર બેસાડવા માંગતા હતા. કેટલાએક વ્હિગોને એકદમ સ્વતંત્ર રાજ્યતંત્ર જોઈતું હતું. ઍનના વખતમાં વિલિઅમની સૂચના ઉપર વિચાર કરવા બંને દેશોના પ્રતિનિધિઓની એક પરિષદ્ મળી પણ સ્કૉટ્લંડના વિરોધથી તે

---

* તેણે લખ્યું. The grief of my soul is this:—I see plainly that the Tory party is gone.

સ્વિફ્ટે જવાબ આપ્યો:—The events of the five days last week might furnish morals for another volume of Seneca.

પરિષદ્ પડી ભાંગી. ઉલટું, ઇ. સ. ૧૭૦૩–૪ની સ્કૉટ્ટ પાર્લમેંટે ગાદી માટે ઇંગ્લંડથી જુદો બંદોબસ્ત કરવાનો ઠરાવ કર્યો. ઈંગ્લંડની પાર્લમેંટે સામો એવો જ કટ્ટો જવાબ વાળ્યો ને સ્કૉટ્ટ લોકોના વેપાર વગેરે સામે કાયદાઓ કર્યા. ઇ. સ. ૧૭૦૬માં મંત્રિમંડળે વળી જુના સવાલનો ફડચો લાવવા માટે એકત્રીસ સ્કૉટ્ટ પ્રતિનિધિઓ ને તેટલા જ અંગ્રેજ પ્રતિનિધિઓ નીમ્યા. તેઓની સૂચનાઓ પ્રમાણે સ્કૉટ્લંડની પાર્લમેંટને બંધ કરવામાં આવી. તેને બદલે સ્કૉટ્લંડથી ઇંગ્લંડના હાઉસ કૉમન્સમાં ૪૫ જણાઓ ને હાઇસ ઑફ્ લૉર્ડ્ઝમાં ૧૬ જણાઓ બેસે એમ નક્કી થયું. સ્કૉટ્લંડના કાયદાઓ ને તેના ચર્ચની વ્યવસ્થા હતાં તેમ જ રહ્યાં. ઇંગ્લંડના દેવામાં ને કર વગેરેની બાબતોમાં પણ બંને વચ્ચે યોગ્ય સમજુતીઓ કરવામાં આવી. વેપારમાં ને સંસ્થાનિક વસવાટમાં સ્કૉટ્લંડની પ્રજાને અંગ્રેજો જેટલી છૂટ આપવામાં આવી. આવી રીતે ઇંગ્લંડનું ને સ્કૉટ્લંડનું રાજ્યતંત્ર એક થયું, મે, ઇ. સ. ૧૭૦૭. તે ઐક્યથી એકંદરે બંને પ્રજાઓને લાભ થયો, યૂરોપમાં ઇંગ્લંડનું વજન વધ્યું, ને ઉત્તરમાં પરરાજ્યો તરફનું ભય નાબુદ થયું.

---

# ખંડ ૪થો. હૅનોવર વંશ

## પ્રકરણ ૧૬મું

## હૅનોવરના રાજાઓનો અમલ, ઇ. સ. ૧૭૧૪–૧૮૧૫.

**મુખ્ય લક્ષણો**—ઍનના મરણ પછી ઍક્ટ ઑવ્ સેટ્લમૅંટ પ્રમાણે હૅનોવરનો ઇલેક્ટર જ્યૉર્જ ગાદીએ આવ્યો. આ બનાવ અઢારમી સદીનાં ચૌદ વર્ષો વીત્યા પછી બન્યો છતાં આપણે તે વખતથી તે ઠેઠ ફ્રાંસ સામેના યુદ્ધના અંત સુધી એટલે ઇ. સ. ૧૭૧૪થી ઇ. સ. ૧૮૧૫ સુધીના ઇંગ્લાંડના ઇતિહાસને મુખ્યત્વે હૅનોવરના રાજાઓના અમલનો જ કે અઢારમી સદીનો ઇતિહાસ કહીશું, કારણ કે કેટલેક પ્રકારે એ અમલનાં ઘણાં ખરાં સૂત્રો સર્વમાન્ય હતાં. હવે રાજા અને પ્રજાનો વિરોધ શાંત થઈ ગયો હતો. ઇંગ્લંડના લોકોની રાષ્ટ્રીય ભાવના સતેજ થઈ હતી. યૂરોપનાં તમામ રાજ્યોમાં આ અઢારમા સૈકામાં ખુનખાર રાજ્યક્રાંતિઓ થઈ પણ ઇંગ્લંડનું રાજ્યતંત્ર જરા પણ ડોલ્યું નહિ. ઉલટું, ઇંગ્લંડનું સામ્રાજ્ય વધ્યું ને આબાદ થયું. દેશમાં પાર્લમેંટની સત્તા વધી. ખેતીનો ને વેપારનો પણ વિકાસ થયો. ઇ. સ. ૧૭૧૪નું ગ્રેટ બ્રિટન યૂરોપમાં મુખ્ય દરિયાઈ રાજ્ય હતું; ઇ. સ. ૧૮૧૫નું ગ્રેટ બ્રિટન આખી દુનિયાનું મુખ્ય સામ્રાજ્ય થઈ ગયું. અમેરિકાનાં અંગ્રેજી સંસ્થાનો સ્વતંત્ર થયાં, એ ખરૂં છે, પણ ઇંગ્લંડે કૅનેડામાં, મધ્ય અમેરિકામાં, આફ્રિકામાં, હિંદુસ્તાનમાં ને એશિઆના બીજા ભાગોમાં ઘણો મુલક મેળવ્યો. આ વખતમાં ઇંગ્લંડને મુખ્યત્વે ફ્રાંસ સાથે લડવું પડયું. ઇંગ્લંડનો રાજ્યકારભાર હવે રાષ્ટ્રીય ને લોકમાન્ય થતો જતો હતો. એવા કારભારથી અંગ્રેજો નેપોલિઅન જેવી મહાશક્તિને દબાવી શકયા. યૂરોપમાં રાષ્ટ્રની સ્વતંત્રતાનો ને વ્યક્તિની સ્વતંત્રતાનો હજુ જન્મ પણ થયો નહોતો ત્યારે ઇંગ્લંડમાં એ પ્રમાણે તમામ રાજ્યતંત્ર ખેડાતું હતું. ફૉક્સ કહેતો કે–Liberty, is order; liberty is strength; liberty is also unity. આ સૂત્રો ઉપર કારભાર ચલાવીને અંગ્રેજ મુત્સદ્દીઓએ પોતાના સ્વદેશને દુનિઆનું સામ્રાજ્ય અપાવ્યું. એ બાબત આખું યૂરોપ હવે બે આંખે

જોઈ રહ્યું. ઇ. સ. ૧૭૧૪નું ઇંગ્લંડવેપાર રોજગારમાં આગળ વધતું હતું. અંગ્રેજો મોટા વેપારીઓ થતા જતા હતા. એક સૈકામાં તેઓ વેપારીઓ જ નહિ પણ મોટા મોટા ઉદ્યોગો ચલાવવાની શક્તિ ધરાવતા થઈ શક્યા. આ અઢારમા સૈકામાં નવી નવી શક્તિઓની શોધ કરવામાં આવી. દેશમાં મોટાં કારખાનાંઓ ઉભાં કરવામાં આવ્યાં. વેપારની એકદમ છૂટ મૂકવામાં આવી. મૂડીવાળાઓ ને મજુરી કરનારાઓના બે ખાસ વર્ગો હવે હૈયાતીમાં આવ્યા. વસતિ ત્રણગણી વધી. ગામડાંઓ ભાંગી પડ્યાં. શહેરો વધ્યાં. આમ ખેતી, ઉદ્યોગ, ને વેપાર શાસ્ત્રીય થયાં. આ બનાવ ઔદ્યોગિક ક્રાંતિ–Industrial Revolution--ના નામથી ઓળખાય છે. આ બધી રાજ્યકીય ને આર્થિક પરિસ્થિતિ લાવવામાં ધુરંધર મુત્સદ્દીઓ, નાવિકો, સરદારો, લેખકો, ને વક્તાઓનો હાથ હતો.

યુરોપની પરિસ્થિતિમાં પણ આ સૈકામાં એટલા જ ક્રાંતિકારક બનાવો બન્યા. ઇંગ્લંડના મુત્સદ્દીઓએ ચાળીસેક વર્ષો સુધી તો ફ્રાંસ સાથે મૈત્રી રાખી, કારણ કે નવા રાજ્યને હજુ રાષ્ટ્રીય સંસ્થાઓના ચોકઠામાં બરોબર ગોઠવવાની જરૂર હતી ને તે માટે દેશને આબાદી ને સુલેહ જોઈતાં હતાં. ટોરીઓએ યુટ્રેક્ટની ટ્રીટીની યોજનાને તોડવી હતી તેથી પહેલાં તો અંગ્રેજોએ તેની સામે બીજાં રાજ્યોને પોતાના પક્ષમાં લીધાં. આ સૈકામાં રશિયા ને પ્રશિયા આગળ આવ્યાં. તેથી ઇંગ્લંડને તે દિશા તરફ દૃષ્ટિ રાખવાની જરૂર પડી. કારણ કે બાલ્ટિક સમુદ્રમાં કોઈ એક સત્તા વધારે બળ ભોગવે એ તેને હિતકર નહોતું. ઇંગ્લંડના રાજા હૅનોવરના પણ રાજા હતા. હૅનોવર જર્મનિમાં નાનું રાજ્ય હતું. તેથી તેનું હિત પણ અંગ્રેજોને સાચવવાની જરૂર પડી. ઇંગ્લંડને આ સૈકામાં ચારેય ખંડોમાં લડવું પડ્યું તેથી તે પ્રમાણે જુદાં જુદાં હિતોને કાયમ રાખીને અંગ્રેજ મુત્સદ્દીઓએ પર રાજ્યો સાથે કામ લીધું.

## પ્રકરણ ૧૭મું

## પહેલો જ્યૉર્જ, ઇ. સ. ૧૭૧૪–૨૭.

## હૅનોવર વંશની સ્થાપના.

**પહેલો જ્યૉર્જ રાજા**—ઍનના મરણ વખતે જ્યૉર્જ હૅનોવરમાં હતો તેથી તેની ગેરહાજરી દરમ્યાન રાણીએ મરણ પથારી ઉપર

કરેલી લિખિત સૂચના પ્રમાણે નવા મંત્રિમંડળે દેશનો કારભાર નવા રાજાને નામે સંભાળ્યો. જ્યૉર્જ પોતે ટૂંક મુદ્દતમાં ઇંગ્લંડ આવ્યો. એ વખતે તેની ઉમર ૫૪ વર્ષની હતી. હૅનોવરની ગાદીએ આવ્યાં તેને સોળ વર્ષ થયાં હતાં. તેણે ઑસ્ટ્રિઆમાં ને નેધર્લૅંડઝમાં સરદારી કરી બતાવી હતી. રગેરગમાં તે પાકો જર્મન હતો. તે થોડાબોલો, સાદો, કદ્રૂપો ને કરકસરી હતો. તેનામાં મહત્ત્વાકાંક્ષા હતી. મુખ્ય મુદ્દાઓ તે સમજી શકતો. તેનામાં ક્રૂરતા જરા પણ નહોતી. પણ તે ઘણો કૃપણ, લંપટ, હલકટ સ્વભાવનો, આવડત વગરનો, સાહિત્ય કે કળા તરફ તદ્દન બેદરકાર, ને ધર્મે ઝનુની પ્રોટેસ્ટંટ હતો. લોકોના પ્રતિનિધિઓને વિશ્વાસમાં લઈ રાજ્ય કરવાનું તે ક્યાંય શીખ્યો નહોતો. અધુરામાં પૂરૂં, તે અંગ્રેજી ભાષા કે સંસ્થાઓ વિષે કાંઈ જાણતો નહોતો. ફ્રાંસ સામે સતત વિગ્રહ કરવો જોઈએ, એમ તે માનતો. વ્હિગ લોકો જ તેના ખરા મિત્રો છે, એમ તે હમેશાં સમજતો. નવા રાજાએ પોતાની પત્નીને તજી દીધી હતી ને તેને હૅનોવરમાં કેદ કરી હતી. તે સ્ત્રી ત્યાં જ મરી ગઈ; તેણે કદિ ઇંગ્લંડનાં "ઝાડવાં" જોયાં નહિ. ઇંગ્લંડમાં રાજા પાસે બે રખાતો રહેતી. એ કારણથી જ્યૉર્જને પોતાના એકના એક પુત્ર ને પુત્રી સાથે બનતું નહિ. પૌત્ર ફ્રેડરિકને રાજા તેના બાપ સાથે રહેવા દેતો નહિ. આ કૌટુંબિક વિખવાદ વંશાનુગત ચાલ્યો આવ્યો. પણ પાટવી કુંવર જ્યૉર્જ ઑગસ્ટસની પત્ની કૅરોલિન Caroline—ઘણી ચાલાક સ્ત્રી હતી. નવા રાજાના જર્મન સાથીઓ આપખુદ હતા. તેઓ લાંચ લઈ રાજા પાસેથી લોકોને લાભો અપાવતા. પરિણામે અંગ્રેજ મુત્સદ્દીઓ વચ્ચે ને તેમની વચ્ચે ઘણી તકરારો થઈ. જ્યૉર્જ ઇંગ્લંડ માટે જરા પણ દરકાર કરતો નહિ. તેણે હૅનોવર ઉપર જ પોતાનું મન લગાડ્યું. પરિણામે અંગ્રેજ મુત્સદ્દીઓએ ઇંગ્લંડનો કારભાર રાજાની દરમ્યાનગીરી સિવાય કર્યો. જ્યૉર્જે તમામ સત્તા વ્હિગ મુત્સદ્દીઓને આપી દીધી. તેથી તાજની સત્તા ઘટી, પાર્લમેંટના અધિકારો વધ્યા, ટોરિઓ રાજ્યતંત્રથી લગભગ પચાસ વર્ષો સૂધી બાતલ રહ્યા, ને નવું રાજ્યતંત્ર લોકમાન્ય થયું.

**પહેલું મંત્રિમંડળ—સ્ટૅન્‌હોપ અને ટાઉન્‌શેન્ડ—Stanh... ; Townshend; ઇ. સ. ૧૭૧૪–૧૬. પ્રધાનનો હોદ્દો**—... જણાવ્યું તેમ જ્યૉર્જે મુખ્યત્વે વ્હિગ આગેવાનોને મંત્રિમંડળમાં જગ્યા આપી. આ મુત્સદ્દીઓમાં સ્ટૅન્‌હોપ અને ટાઉન્‌શેન્ડ મુખ્ય હતા. ટાઉન્‌શેન્ડ ચુસ્ત પ્રોટેસ્ટંટ, સરળ, કામકાજથી પૂરેપૂરો વાકેફ, ખંતીલો, ટેકીલો, પ્રામાણિક, પણ આવેશી હતો. સ્ટૅન્‌હોપ પાર્લમેંટના કામકાજમાં ઉસ્તાદ, બાહે...રા સિપાઈ, નિપુણ ધારાશાસ્ત્રી, યૂરોપની પરિસ્થિતિનો પૂરો વાકેફગાર, વિદ્વા..., ને મુત્સદ્દી હતો. ટાઉન્‌શેન્ડનો સાળો વૉલ્‌પોલ આ મંત્રિમંડળમાં હાજર હ...તો. એમના સિવાય રાજાના જર્મન મિત્રો રાજ્યકારભારમાં ને મુખ્યત્વે પરદે...શ ખાતાના કારભારમાં સારી પેઠે માથું મારતા. જ્યૉર્જ અંગ્રેજી સમજ...તો નહિ તેથી તે મંત્રિમંડળની બેઠકોના પ્રમુખસ્થાને બેસવા આવ...તો નહિ. પરિણામે મંત્રિમંડળના કામકાજના ઇતિહાસમાં એવો ધારો પ...ડી ગયો કે રાજા કદિ પણ તેમાં હાજરી આપી શકે નહિ. મંત્રિમંડળ...ની ચર્ચાઓ હવે વધારે સ્વતંત્ર થઇ ગઈ. રાજાની ગેરહાજરીમાં મંડળ...નો મુખ્ય મુત્સદ્દી પ્રમુખ થવા લાગ્યો. કાળક્રમે, તે Prime Minis... મુખ્ય પ્રધાનના નામથી ઓળખાવા લાગ્યો. મંત્રિમંડળના ઠરાવોનું નિ...વેદન આ મુખ્ય અમાત્ય હમેશાં રાજાને કરતો. આંતર કારભારમાં હવેથી ઇંગ્લંડના રાજાઓ ઝાઝા દરમ્યાન થયા નહિ.

**પ્રિટેન્ડરની ઇંગ્લંડ ઉપર સવારી, ઇ. સ. ૧૭૧૫**—રાજા બીજા જેઇમ્સનો પુત્ર જેઇમ્સ એડ્‌વર્ડ, શિવલિઅર દ સાન જ્યોર્જ—Chevalier de St. George—આ વખતે લૉરેઇનમાં રહેતો ને ત્યાંથી ટોરિઓ સાથે ખાનગી પત્રવ્યવહાર ચલાવતો હતો. જ્યોર્જ ગાદીએ આવ્યો ત્યાર પછી બૉલિંગબ્રોક જેવા કેટલાએક ટોરિ આગેવાનો તેની પાસે નાસી ગયા. ચૌદમો લૂઈ ઇ. સ. ૧૭૧૫ના સપ્ટેંબરમાં મરી ગયો તેથી ફ્રાંસમાંથી તેને ખાસ મદદ મળી શકે એમ નહોતું; પણ ઇંગ્લંડમાં માર્લબરો જેવા કેટલાએક અસંતુષ્ટ ને સ્વાર્થી આગેવાનોએ તેને ખોટી આશાઓ આપી. અર્લ ઑવ્ મારે સ્પટેંબરમાં સ્કૉટ્‌લંડમાં બંડ ઉઠાવ્યું ને પ્રિટેન્ડરને રાજા તરીકે જાહેર કર્યો. મૅકિન્ટૉશ વગેરે હાય

લૅંડરો તેની સાથે ભળ્યા. તુરત તેઓએ પર્થનો કબજો કર્યો. પછી તેઓ ઉત્તર ઇંગ્લંડમાં દાખલ થયા પણ પ્રેસ્ટન–Preston–પાસે તેઓ સખ્ત હારી ગયા, નવ્હેંબર, ઇ. સ. ૧૭૧૫. આર્ગાઇલ ને માર સ્કૉટ્‌લંડમાં શેરિફ્મૂર પાસે લડ્યા. પણ કોઈ ખાસ જીત્યું કે હાર્યું નહિ. આ બે બનાવોથી સ્કૉટ્‌લંડની બધી પરિસ્થિતિ બગડી ગઈ. ત્યાર પછી પ્રિટેંડર પોતે તે દેશમાં આવ્યો. તેણે ડંડી કબજે કરી પર્થ આગળ મુકામ કર્યો. પણ ઉત્તરથી ને દક્ષિણથી એમ બંને બાજુઓથી તેના ઉપર અંગ્રેજ લસ્કરો આવતાં હતાં તેથી ઇ. સ. ૧૭૧૬ના ફેબ્રુઆરિ માસમાં તે દરિયાવાટે ફ્રાંસ ચાલ્યો ગયો. તેના અનુયાયીઓ વીખરાઈ ગયા અથવા યૂરોપ ભાગી ગયા.

પ્રિટેંડર ફાવી શક્યો નહિ, કારણ કે તેનામાં બહાદુરી હતી પણ આવડત નહોતી. તે સાહસ કરતાં અચકાતો. સ્કૉટ્‌લંડના હાય લૅંડરો અથવા પહાડી વતનીઓના આગેવાનો પરસ્પર લડતા હતા ને તે દેશમાં કોઈ રાજા માટે રાષ્ટ્રીય ભાવના પ્રકટ થાય એવી સ્થિતિ હતી જ નહિ. પ્રિટેંડર ચુસ્ત કૅથૉલિક હતો. સ્કૉટ્‌લંડમાં, આયર્લંડમાં કે ઇંગ્લંડમાં પ્રોટેસ્ટંટ મતને તે જરા પણ નમતું આપવા માંગતા નહોતો, એટલું જ નહિ પણ જો બની શકે તો પરદેશી લસ્કર ને પૈસાની મદદ વડે તે પંથને પોતાના બાપીકા માલીકામાંથી તેને જડમૂળ ઉખેડી પણ નાંખવો હતો. પોતાના બાપદાદાઓ માફક એ કુમાર પણ રાજાના ઈશ્વરદત્ત હકકમાં માનનારો હતો. જે જે અંગ્રેજો તેની સાથે છૂપો સંબંધ ધરાવતા હતા તે બધા અણીને પ્રસંગે ફરી ગયા. ફ્રાંસથી કોઈ મદદ મળી નહિ. ફ્રાંસમાં બૉલિંગબ્રોક જેવા તેના મિત્રો બંને બાજુ "ઢોલ" વગાડતા હતા. ઇંગ્લંડમાં કોઈ પણ બળવાન્ પક્ષે તેને ખરી મદદ આપી નહિ. ઉલટું, જ્યૉર્જની ગાદી હવે "રીઢી" થઈ ગઈ. રાજાએ ને તેના મંત્રિ-મંડળે બંડખોરો તરફ નરમાશ બતાવી ને લગભગ તમામ લોકોને જીવિતદાન આપ્યું, પરિણામે. શત્રુપક્ષ એકદમ શાંત થઇ ગયો. મુખ્ય બંડખોરોને દેહાંતદંડની શિક્ષા થઈ, ટોરિ અમાત્ય નૉટિંગહામ સામો થયો તેથી તેને હવે રજા આપવામાં આવી, ઇ. સ. ૧૭૧૬. જેઇમ્સ ફ્રાંસથી હદપાર થયો. તે યૂરોપમાં રઝળી રઝળી મરી ગયો.

**સ્ટૅનહોપ ને ટાઉનશેન્ડનો કારભાર. સેપ્ટેન્નિઅલ ઍક્ટ, સાત વર્ષની પાર્લમેંટની મુદ્દત, ઇ. સ. ૧૭૧૬**—આ પહેલા મંત્રિમંડળે પ્રથમ તો ટોરિ આગેવાનોનાં કેટલાંક કૃત્યોની તપાસ ચલાવી ને હાર્લી ઉપર કામ ચલાવ્યું, બૉલિંગબ્રોક ફ્રાંસ નાસી ગયો. હાર્લી ઠેઠ ઇ. સ. ૧૭૧૭માં છૂટ્યો. બૉલિંગબ્રોક ઠેઠ ઇ. સ. ૧૭૨૩માં ઇંગ્લંડમાં આવી શક્યો ને ૧૭૫૧માં તે મરી ગયો. ત્યાર પછી તેઓએ પોતાની સત્તા કાયમ થાય તે માટે એક અગત્યનો કાયદો કર્યો. ત્રીજા વિલિઅમના વખતમાં ઇ. સ. ૧૬૯૪માં પાર્લમેંટ દર ત્રણ વર્ષે બરખાસ્ત થવી જોઈએ ને નવી પાર્લમેંટ મળવી જોઈએ એમ ઠરાવવામાં આવ્યું હતું.



જ્યૉર્જ ૧લો

કોઈ પણ પક્ષને આ કાયદો અનુકૂળ નહોતો. દર ત્રણ વર્ષે પ્રધાનો બદલાય, પાર્લમેંટના સભાસદો બદલાય, ભાષણોથી, વર્તમાનપત્રોથી અને પત્રિકાઓથી ચુંટણી માટે જનતામાં કોલાહલ થાય, એ ઇચ્છવા જોગ નહોતું.* ઇ. સ. ૧૭૧૫ના બંડથી મંત્રિમંડળમાંથી ટોરિ પક્ષનો એકનો એક મુત્સદ્દી નૉટિંગહામ પણ ખસી ગયો હતો. વ્હિગ લોકોને ચાલુ પાર્લમેંટની બેઠક લંબાય તેમાં લાભ હતો. તેઓ હવે એમ કહેવા લાગ્યા કે દેશમાં આબાદી ને સુલેહ વધે તે માટે પાર્લમેંટની બેઠકની મુદ્દતમાં લંબાણ નાંખવાની જરૂર છે. પોતાની બહુમતિના બળથી પાર્લમેંટ વધારેમાં વધારે સાત વર્ષની મુદ્દત સુધી બેસી શકે ને તે પછી નવી ચુંટણી થવી જોઈએ, એવો કાયદો તેમણે પ્રસાર કર્યો, એપ્રિલ–મે, ઇ. સ. ૧૭૧૬.

---

*The Triennial Act had made a triennial king, a triennial ministry, and a triennial alliance.

આ કાયદાથી મંત્રિમંડળો પાર્લમેંટથી ને ખાસ કરીને તાજની સત્તાથી સ્વતંત્ર થયાં, તાજની સત્તા એટલે અંશે ઘટી, અને હાઉસ ઑફ઼ કૉમન્સ હાઉસ ઑફ઼ લૉર્ડ્ઝના અંકુશથી સ્વતંત્ર થયું. આ કાયદો લગભગ બસો વર્ષો સુધી ચાલુ રહ્યો.

**સ્ટૅનહોપની પરદેશો સાથેની રાજ્યનીતિ, ઇ. સ. ૧૭૧૪-૨૧–** ઉપર આપણે જોઈ ગયા કે પરદેશ સાથેના વ્યવહારમાં પહેલા મંત્રિમંડળનો મુખ્ય આત્મા સ્ટૅનહોપ હતો. યૂટ્રેક્ટની સુલેહમાં ટોરિ મુત્સદ્દીઓએ વ્હિગ સિદ્ધાંતોને બાજુએ મૂક્યા હતા. હવે વ્હિગ લોકો સત્તા ઉપર આવ્યા હતા. તે પ્રતિકૂળ શરતોને કોઈ પણ રીતે ફેરવી શકાય એમ હતું. પણ યૂરોપની સ્થિતિમાં હવે એક બીજો અગત્યનો ફેરફાર થઈ ગયો હતો. પ્રથમ તો ઇ. સ. ૧૭૧૫માં ફ્રાંસનો રાજા ચૌદમો લૂઈ મરી ગયો. બીજું, ઇંગ્લંડનો રાજા હૅનોવરનો પણ રાજા હતો ને હૅનોવર જર્મનિ, ઍમ્પાયર એટલે ઑસ્ટ્રિઆના રાજ્યતંત્ર, અને સ્વિડન તથા રશિઆ સાથે નિકટ સંબંધમાં હતું. જ્યૉર્જ હૅનોવરના હિતને જ હમેશાં લક્ષમાં રાખતો. આ કારણોથી સ્ટૅનહોપને જુદી જુદી દિશાઓમાં ધ્યાન રાખવું પડયું. ઇ. સ. ૧૭૧૫માં જ્યૉર્જે જર્મનિમાં બ્રેમન–Bremen ને Verden–વર્ડનનો કબજો મેળવ્યો હતો ને તે બાબતમાં તેને ઍમ્પરરની ખાત્રી જોઈતી હતી. સ્ટૅનહોપે પહેલાં તો હૉલંડ સાથે ને ઑસ્ટ્રિઆ સાથે લડાઈ વખતે પરસ્પર મદદ કરવાનો વેસ્ટમિંસ્ટરનો કરાર કર્યો, ઇ. સ. ૧૭૧૬.

સ્પેઇનના રાજા પાંચમા ફિલિપને ફ્રાંસના સગીર રાજાનો વાલી બનવું હતું ને તે માટે તેને ઇંગ્લંડની મદદ જોઈતી હતી તેથી તેણે અંગ્રેજોને વેપારના હકકો આપ્યા, ઇ. સ. ૧૭૧૬. બાલ્ટિક સમુદ્રમાં સ્વિડનના રાજાને નબળો કરવામાં આવ્યો, કારણ કે તે હૅનોવર વિરુદ્ધ પ્રિટેંડરને મદદ કરવા કારસ્તાન કરતો હતો. ફ્રાંસ પણ ઇ. સ. ૧૭૧૭માં હોલંડ ને ઇંગ્લંડ સાથે ત્રિપક્ષ કરાર–Triple Alliance–માં ભળ્યું. ઇ. સ. ૧૭૧૭માં ટાઉનશેન્ડ ને વૉલ્પોલ મંત્રિમંડળમાંથી નીકળી ગયા ને સંડર્લંડ દાખલ થયો એટલે યૂરોપીય કામકાજમાં સ્ટૅનહોપ કુલ સત્તા ભોગવતો થયો.

ઇ. સ. ૧૭૧૮માં ત્રિપક્ષ કરારમાં ઑસ્ટ્રિઆ પણ ભળ્યું ને ઇંગ્લંડ, ફ્રાંસ, હૉલંડ, ને એંપાઅર, હવે મિત્રો થયાં. સ્ટૅનહોપનો વિચાર સ્પેઇનના મુત્સદ્દી આલ્બેરોનિની યોજનાને તોડી નાંખવાનો હતો. આ સ્પેઇનના પ્રખ્યાત મુત્સદ્દીની યોજના એ હતી કે સિસિલિ, સાર્ડિનિઆ, મિલન ને નેઇપલ્સમાં સ્પેઇનની વગ રહે ને તે માટે સ્વિડન ને રશિઆ સાથે મૈત્રી કરી ઇંગ્લંડ ને ઑસ્ટ્રિઆને દબાવવાં. પણ ઍડ્મિરલ બિંગે સ્પેઇનના કાફલાને સિસિલિના મેસ્સિનાના બંદર પાસે હરાવ્યો, ઑગસ્ટ, ઇ. સ. ૧૭૧૮. આલ્બેરોનિએ ઇંગ્લંડ ઉપર એક કાફલો મોકલ્યો પણ તે સવારી પણ નિષ્ફળ ગઈ, ઇ. સ. ૧૭૧૯. ફિલિપે તેને દેશપાર કર્યો ને પછી ઇંગ્લંડ સાથે મૈત્રી કરી. સ્વિડન ને પ્રશિઆ પણ ઇંગ્લંડનાં મિત્રો થયાં, ઇ. સ. ૧૭૧૯-૨૦. આવી રીતે સ્ટૅનહોપે ચાલાકીથી ઇંગ્લંડને બધે ઠેકાણે લાભો અપાવ્યા એટલું જ નહિ પણ તેની આગેવાની નીચે યૂરોપનાં રાજ્યો વચ્ચે કરારો કરાવ્યા.

**સ્ટૅનહોપ ને સંડર્લંડનો આંતર કારભાર, ઇ. સ. ૧૭૧૭-૨૧**— ટાઉનશેન્ડ ને તેનો સગો વૉલ્પોલ ઇ. સ. ૧૭૧૭માં સ્ટૅનહોપ પાસેથી ખસી ગયા એટલે આંતર કારભારમાં સંડર્લંડ મુખ્ય સત્તા ઉપર આવ્યો અને સ્ટૅનહોપના મરણ સુધી એ બંને જણાઓ મંત્રિમંડળમાં મુખ્ય હોદ્દેદારો તરીકે રહ્યા. આવી રીતે વ્હિગ પક્ષમાં મોટું તડ પડયું. દેશને તો તેથી ફાયદો થયો, કારણ કે પોતાના જ પક્ષના, પણ હવે પોતાના વિરોધીઓ, મંત્રિમંડળના કારભાર ઉપર ટોરિ શત્રુઓના જેટલો શબ્દ-પ્રહાર કરવા લાગ્યા અને અણીને પ્રસંગે વ્હિગ પક્ષના મૂળ સિદ્ધાંતો ઉપર પોતાના હરીફોના સડેલા કારભારને વ્યવસ્થિત કરવા તૈયાર થયા.

**અમીરાતનો મુત્સદ્દો, Peerage Bill–ઇ. સ. ૧૭૧૯**— આ નવા કારભારમાં ઇ. સ. ૧૭૧૫ના બનાવના ગુન્હેગારોને માફી આપવામાં આવી ને પ્યુરિટનો ઉપર કેળવણીની બાબતમાં ને ધર્મની બાબતમાં બૉલિંગબ્રોકે જે અત્યાચારો કર્યા હતા તેમને રદ કરવામાં આવ્યા. ઇ. સ. ૧૭૧૯માં પ્રધાનોએ પાર્લમેંટમાં મુત્સદ્દો દાખલ કર્યો કે હાઉસ

ઑફ્ લૉર્ડઝમાં છથી વધારે નવા અમીરો તાજ દાખલ કરી શકે નહિ, ને દરેક જુની ખલાસ થતી અમીરાત બદલે એક નવી અમીરાત ઉત્પન્ન કરવી. પ્રધાનોનો મુદ્દો એવો હતો કે પોતાનો શત્રુ પાટવી કુંવર જ્યારે રાજા થાય ત્યારે તેની નવા અમીરો કરવાની સત્તા નાબુદ કરવી ને તેથી પોતાના પક્ષની સત્તા હાઉસ ઑફ્ કૉમન્સમાં વધારવી. પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. આ મુત્સદ્દો Peerage Bill-કહેવાય છે.

**સાઉથ સી કંપનિની નાદારી. વૉલ્પોલે કરેલો નાદાર દેશનો ઉદ્ધાર, ૧૭૨૦—સંડર્લેંડ ને સ્ટૅન્હોપના સંયુક્ત કારભારનો અંત. ઇ. સ. ૧૯૨૧**—ઉપર આપણે જોયું હતું કે જેવી રીતે વ્હિગ મુત્સદ્દીઓએ ઈંગ્લંડની બૅંક ઉભી કરી વેપારીઓને ને સાહુકારોને પોતાના પક્ષમાં લીધા હતા તેવી જ રીતે ટોરિ આગેવાનોએ તે સંસ્થાના હરીફ તરીકે સાઉથ સી કંપનિ ઉભી કરી હતી ને તેની મારફત દેશના મોટા દેવાની પતાવટ કરવાની યોજના તૈયાર કરી હતી. ઈ. સ. ૧૭૧૯ને સુમારે એ નવી કંપનિના શેરોના ભાવમાં મોટી તેજી બોલાતી હતી, જો કે ટોરિ મુત્સદ્દીઓએ જેવાં બણુગાં ફૂંક્યાં હતાં તેવો ધીકતો વેપાર કંપનિ હજુ સૂધી મેળવી શકી નહોતી. ઇંગ્લંડનું પ્રજાકીય દેવું આ વખતે લગભગ કરોડ ૫૧,૩૦૦,૦૦૦ પાઉંડનું હતું અને તેના ઉપર લગભગ ૩૫ લાખ પૌંડ જેટલું વ્યાજ સરકારને આપવું પડતું. દેશના બજેટોનો આંકડો વાર્ષિક એક કરોડ પૌંડનો આવતો એટલે સાધારણ રીતે કરજ સંબધી લોકોને ને સરકારને ચિંતા તો રહે જ. આ કારણથી ટોરિ સરકારે કરજનો કેટલોક ભાગ સાઉથ સી કંપનિના શેરોમાં બદલાવી નાંખવાની ને કરજનો વહિવટ કંપનિને સોંપવાની યોજના પાર્લમેંટ સમક્ષ મૂકી. પણ ઇંગ્લંડની બૅંક કંપનિ કરતાં વધારે સારી શરતો આપવા તૈયાર થઈ તેથી કંપનિએ તેથી પણ વધારે સારી શરતો આપવા કબૂલ્યું. સરકારે વ્યાજની અમુક તેરીખે કંપનિને ૭૫ લાખ પૌંડનું કરજ સોંપી દીધું. કંપનિએ તે રકમ પોતાના શૅરવાળાઓને વ્હેંચી આપી, ઇ. સ. ૧૭૨૦. આ વખતે કંપનિના શેરો તેજીમાં હોવાથી તેટલું નાણું ભરવામાં કાંઈ મુશ્કેલી પડી નહિ, પણ આમાં જ ખરી પોલ હતી, કારણ કે કંપનિને કાંઈ

ખરો નફો હજુ મોટા પ્રમાણમાં ક્યાંયથી થતો નહોતો. છતાં લોકો ખોટી અફવાથી એટલા બધા ઘેલા થઈ ગયા કે તેઓ કંપનિના શેરો લેવા તલપાપડ થવા લાગ્યા. સોનો શેર હજારે વેચાવા લાગ્યો. ઉપરાંત કેટલાએક લેભાગુઓએ ને શેખચલ્લીઓએ નવી કંપનિઓ ઉભી કરી મોટા મોટા માણસો તેના આગેવાનો થયા. ઘરો બાંધવાની, વીમો ઉતરાવવાની, સતત ગતિમાં રહે એવી ચક્રી કાઢવાની, સ્પેઇનનાં ખચ્ચરોને પરદેશ મોકલવાની, પારાને પ્રવાહી બનાવવાની, અનાથાશ્રમો ખોલવાની, એવી અનેક કંપનિઓ ઉભી થઈ. બધા લોકોએ પોતાનું બચેલું નાણું આવી લેભાગુ યોજનાઓમાં રોક્યું. એક જણાએ એવી લાલચ આપી કે જે કોઈ શખ્સ બે પૌંડની રકમ અનામત મૂકશે તેને દર વર્ષે સો પૌંડ મળશે. લોકોએ પાંચ કલાકમાં ૨૦૦૦ પૌંડ ભરી દીધા. લેભાગુ સોનેરી ટોળીનો માણુસ આ રકમ ખીસ્સામાં મૂકી પોલ કરી ગયો. આવી હરામખોરીને દબાવવા માટે સરકારે કેટલીક જૂઠી કંપનિઓને દબાવી દીધી. કંપનિઓ ઉભી થઈ હતી પણ વેપાર તો હતો નહિ; નફા વગર શૅરોના ભાવો ક્યાં સૂધી ટકી રહે? ધીમે ધીમે શેરબજારમાં મંદી પેઠી. એક પછી એક, બધી કંપનિઓ ગગડી પડી. સાઉથ સી કંપનિની પોલ પણ હવે છાની રહી શકી નહિ. હવાવાળો પાણીનો પરપોટો ફુટી ગયો. શેર અસલ ભાવે આવી ગયો. વિધવાઓ, માબાપ વગરનાં છોકરાંઓ, સામાન્ય વર્ગનાં માણસો, પ્રધાનો, વગેરે બધા હવે પારાવાર નુકસાનીમાં ફસાઈ પડ્યા. કંપનિની સ્થિતિની તપાસ કરવામાં આવી. એક પ્રધાન, નામે ક્રૅગ્સ, સામે રૂશવત ને દગો પૂરવાર થયાં. તેણે આપઘાત કર્યો. બીજા પ્રધાનને પણ એ જ ગુન્હાસર બરતરફ ને કેદ કરવામાં આવ્યો. સ્ટૅનહોપ ઉપર તેના શત્રુઓએ એવા તો સખ્ત શબ્દપ્રહારો કર્યા કે જવાબ વાળતાં મોટો આઘાત થવાથી તે મરી ગયો. કંપનિના કેટલાક ડાયરેક્ટરો ભાગી ગયા. કેટલાકને સજા કરવામાં આવી. સંડર્લૅંડે રાજીનામું આપ્યું. ઇ. સ. ૧૭૨૨માં તે મરી ગયો. વૉલ્પોલ હવે આગળ આવ્યો. તેણે ગુન્હેગારોની મીલકતને જપ્ત કરાવી વેંચી નાંખી. તેમાંથી લોકોને નુકસાનીનો બદલો મળ્યો. કંપનિએ પ્રજાકીય કરજ પેટે જે રકમ આપવાનું કબૂલ્યું હતું તેનો મોટો

ભાગ માફ કરવામાં આવ્યો. જે લોકોએ પ્રજાકીય કરજનાં કાગળીઆં–Annuities–ને બદલે કંપનિનાં કાગળીઆં ખરીદાં હતાં તેમને પણ થોડા ઘણા સંતોષવામાં આવ્યા.* પ્રજાકીય કરજના વ્યાજની તેરીખ પાંચ ટકાની ને પછી ચાર ટકાની કરી નાંખવામાં આવી. કરજ પતાવવા માટે વૉલ્પોલે દર વર્ષ અમુક રકમ અનામત રાખવાનો ચાલ શરૂ કર્યો આવી રીતે તેણે નાદાર ઇંગ્લંડને એક મોટી આફતમાંથી કુનેહથી બચાવી લીધું. તે જ સાથે તેના વીસ વર્ષોના કારભારની શરૂઆત થઈ.

**ટાઉન્શેન્ડ અને વૉલ્પોલનો સંયુક્ત કારભાર, ઇ. સ. ૧૭૨૧–૨૭:**—વૉલ્પોલ હવે મુખ્ય કારભારી થયો ઇ. સ. ૧૭૨૨માં ઇંગ્લંડમાં જેકોબાઈટોનું કાવતરૂં પકડાયું. એટ્ર્બર્યુરિ–Atterbury નામના રોચેસ્ટરના બિશપ ઉપર ઇંગ્લંડની સરકારનો શક પડયો. તેને અને બીજાઓને દેશપાર કરવામાં આવ્યા. ઇંગ્લંડમાં આયર્લંડના છીંટનો વપરાશ બંધ કરવામાં આવ્યો; વળી આયર્લંડમાં સિક્કા પાડવાની છૂટ રાજાની રખાત ડચેસ ઑવ્ કેન્ડૉલના એક માણસને આપવામાં આવી; આયર્લંડમાં મોટો કોલાહલ જાગ્યો. પ્રખ્યાત સ્વિફ્ટે *આમાં ઘણો જાણીતો ભાગ લીધો. પરિણામે વૉલ્પોલે નમતું આપ્યું; ઇ. સ. ૧૭૨૨–૨૫. સ્કૉટ્લંડમાં પણ વૉલ્પોલને પ્રજાપોકાર સામે એક કર છોડી દેવો પડયો. વૉલ્પોલના સામા બધા ટોરિઓ ને પુલ્ટેનિ ને કાર્ટરેટ જેવા વ્હિગ મુત્સદ્દીઓ આ વખતે ભાષણો, વર્તમાનપત્રો, પત્રિકાઓ, ને સાહિત્ય વાટે પોતાનો ઉભરો પેટભર કાઢતા. તેઓ "Patriots" દેશભક્ત કહેવાતા† આ લોકોને વૉલ્પોલ "છોકરાઓ" અથવા Boys કહેતો.

---

*આવી ઘેલછા ને નાદારી આપણા ઇલાકામાં છેલ્લાં સાઠ વર્ષોમાં બે વાર જણાઈ છે. ઇ. સ. ૧૮૬૬ પછી, ને ગયા મહાયુદ્ધ પછી, ઇ. સ. ૧૯૧૯–૨૧માં. પહેલા જમાનાનો પ્રસિદ્ધ સુરતી જૈન પ્રેમચંદ રાયચંદ હજુ પણ લોકોમાં વખણાય છે. તેણે મુંબઈનો દરિયો પૂરવાની યોજના ઉભી કરી હતી ને મુંબઈ બૅંકને પણ એક વાર "હાથ જીભ" કઢાવી હતી.

†દાખલા તરીકે, Am I a freeman in England and do I become a slave in six hours by crossing the Channel? સ્વિફ્ટના સિક્કા પણ પડેલા.

કારભારના છેલ્લા વર્ષમાં પોતાના ઉપર થતા સખ્ત આક્ષેપોનો તેણે એકવાર સુંદર જવાબ આપ્યો કે "A. patriot, sir, why, patriots spring up like mushrooms! I could raise fifty of them within the four and twenty hours. I have raised many of them in one night. It is but refusing to gratify an unreasonable or an insolent demand. and up starts a patriot".

***કાર્ટરેટ ને યૂરોપ**—વૉલ્પોલના કારભાર દરમ્યાન પ્રથમ તો ટાઉન્શેન્ડ યૂરોપ સાથેનો વ્યવહાર જોતો; પણ પછી તેનો મદદનીશ મંત્રી કાર્ટરેટ–Cartaret–તેનાથી ઉપરવટ થઈ બેઠો. કાર્ટરેટ યૂરોપના દેશોની ભાષાઓ, ને તેમાં પણ ખાસ કરીને રાજાની જર્મન બોલી, સારી પેઠે જાણતો હતો. એ બંને જણા વચ્ચે એ કારણથી ચડસાચડસી થવા લાગી. કાર્ટરેટને જિબ્રાલ્ટર સ્પેઇનને પાછું સોંપી દેવું હતું ને બાલ્ટિક સમુદ્રમાં રશિઆના ઝાર પિટરને હંફાવવો હતો. પણ ટાઉન્શેન્ડનો જ્યૉર્જને ભરોસો હોવાથી તે ફાવ્યો નહિ ને ઇ. સ. ૧૭૨૪માં તે હોદ્દો તેણે છોડી દીધો. ઇ. સ. ૧૭૨૧માં ઇંગ્લંડ, ફ્રાંસ ને સ્પેઇન વચ્ચે માડ્રિડ મુકામે એવો કરાર કરવામાં આવ્યો કે સ્પેઇનના રાજકુંવરને ઇટલિમાં સત્તા અપાવવી. ઍંપરર ચાર્લ્સ આ બાબત કદિ પણ સ્વીકારે એવું તો હતું જ નહિ. તેણે નેધર્લંડઝના ઑસ્ટેંડ બંદરના લોકોને એશિઆ સાથે વેપાર કરવાની છૂટ આપી હતી. આ છૂટ યૂટ્રેક્ટના કરારથી વિરુદ્ધ હોવાથી યૂરોપનાં બીજાં રાજ્યો સામાં પડયાં. ઇ. સ. ૧૭૨૨માં ઍંપરરે ઑસ્ટેંડના વેપારીઓની એક મંડળી ઉભી કરી. સ્પેઇન જિબ્રાલ્ટરના પ્રશ્ન ઉપર તો ઘણા વખત થયાં અકળાતું હતું. તેથી તેની રાણી ઇલિઝબેથ ફાર્નીસે ઑસ્ટ્રિઆ સાથે ૧૭૨૫માં વિએનાના બે કરારો કર્યા. એ બે કરારોથી સ્પેઇને ઑસ્ટ્રિઆની ગાદી ચાર્લ્સની પુત્રી મેરાઆ થેરેસાને જાય એમ કબુલીઆત આપી ને ઑસ્ટ્રિઆની

---

***તે કહેતો:**—What is it to me who is a judge or who is a bishop? It is my business to make Kings and Emperors and to maintain the balance of Europe. તે ગ્રીક સાહિત્યનો મોટો અભ્યાસી હતો.

રૈયતને કેટલાક વેપારી હક્કો આપ્યા. ચાર્લ્સે સ્પેઇનને ઇટલિમાં બદલો આપવા કબૂલ્યું ને જિબ્રાલ્ટર મેળવી દેવા મદદ આપવા વચન આપ્યું. રશિઆ પણ એ કરારમાં ભળ્યું. ઇંગ્લંડે જિબ્રાલ્ટર પાછું સોંપવા ના પાડી એટલે સ્પેઇન સામું પડયું. અંગ્રેજ મંત્રિમંડળે પ્રશિઆ, ફ્રાંસ ને સ્વિડનને પોતાના પક્ષમાં લીધાં ને હૅનોવર મુકામે ઑસ્ટ્રિઆ ને સ્પેઇન સામો નોખો કરાર કર્યો, ઇ. સ. ૧૭૨૫–૨૭. પણ પ્રશિઆનો ફ્રેડરિક થોડાક વખતમાં એ કોલથી છટકી ગયો. છતાં યૂરોપમાં લડાઈ સળગશે એમ બીક લાગવા માંડી. પણ ઑસ્ટ્રિઆ સ્પેઇનને પડખેથી ખસી ગયું એટલે એ ધાસ્તી ઓછી થઈ.

**રાજાનું મરણ, ઇ. સ. ૧૭૨૭**—રાજા જ્યૉર્જ ઇ. સ. ૧૭૨૭ના જુનમાં મરી ગયો. તેની કેટલીએક નબળાઈઓ તો આપણે શરૂઆતમાં જોઈ ગયા છીએ; છતાં એટલું કહેવું જોઈએ કે સારા કારભારીઓ શોધી કાઢીને તેણે ઇંગ્લંડનું અચોક્કસ રાજ્યતંત્ર સારા પાયા ઉપર મૂકયું. પોતાના વતન હૅનોવરના હિત માટે તેણે ઇંગ્લંડનું અહિત તો કર્યું નહિ; ઉલટું, પોતાની વગથી ને હૅનોવરના મુત્સદ્દીઓના અનુભવથી ઇંગ્લંડને તે દિશામાં કેટલોક લાભ મળ્યો.

## પ્રકરણ ૧૮મું

## બીજો જ્યૉર્જ, ઇ. સ. ૧૭૨૭–૬૦.

**ત્રણ મુખ્ય વિભાગો**—બીજા જ્યૉર્જના અમલના ત્રણ વિભાગો થઈ શકે છે. (૧) ઇ.સ. ૧૭૨૭-૪૨, જ્યારે વૉલ્‌પોલ મુખ્ય કારભારી રહ્યો. (૨) ઇ. સ. ૧૭૪૨–૫૬, જ્યારે મંત્રિમંડળો ખૂબ બદલાયાં. ને (૩) ઇ. સ. ૧૭૫૬–૬૦, જ્યારે પિટ્ટ આગળ આવ્યો ને ઇંગ્લંડ ફ્રાંસ સામે લડાઈમાં ઉતર્યું. એ અમલનાં પહેલાં પંદર વર્ષો દરમ્યાન રાજ્યમાં ત્રણ ધુરંધર માણસો મુખ્ય કહી શકાય. (૧) રાજા પોતે (૨) રાણી



જ્યૉર્જ ૨ જો

કૅરોલિન. (૩) મુખ્ય કારભારી, વૉલ્‌પોલ. એ કારભાર સમજવા માટે એ ત્રણેયના ગુણદોષ આપણે પહેલાં જોઈશું.

**રાજા પોતે**—જ્યૉર્જ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે ચુમાલીસ વર્ષનો હતો. તે બહાદુર, લશ્કરી કામકાજમાં બાહોશ, ને નિયમિત ટેવોવાળો રાજા હતો. આઉડ્‌નાર્ડની લડાઈમાં તે હાજર રહ્યો હતો. તેની માની ચાલચલગણુ ઉપર શંકા પડતાં પહેલા જ્યૉર્જે તેનો પરિત્યાગ કર્યો હતો. પાટવી કુંવરને આ બહુ જ સાલતું હતું ને બાપ દીકરા વચ્ચે તે કારણથી મોટો અણબનાવ ચાલ્યો આવતો હતો. કેટલાએક આગેવાન અંગ્રેજો પણ આ ખટપટમાં સામેલ હતા. નવો રાજા ઘણો જક્કી હતો. તેને તાજની સત્તા વિષે ઊંચો ખ્યાલ હતો ને પોતાના વતન હૅનોવર ઉપર અપાર પ્રીતિ હતી. તે ઇંગ્લંડના લોકોથી પોતાના બાપ જેટલો અજ્ઞાત નહોતો. એક વખત તેને માણસનો ભરોસો પડ્યો તો પછી તે કદિ તેને છોડી દેતો નહિ. તે પોતાના વિશ્વાસુ માણસોના મત પ્રમાણે વર્તવા કદિ પાછી પાની કરતો નહિ. ખાનગી વાત તે કદિ કોઈને કહેતો નહિ અને આપેલો બોલ તે કદિ તોડતો નહિ. પણ તેનું ચારિત્ર બહુ સારૂં નહોતું. તે લોભી ને હલકટ હતો. તે ઘડીઘડીમાં ચીડાઈ જતો. ઘણી વાર તે સોગીઓ થઈ જતો. તેનો સ્વભાવ પણ ઉદ્ધત હતો. માંડ માંડ તે પ્રસન્ન રહી શકતો. પોતાના કુટુંબનાં બધાં માણસોનો તે હરઘડી તિરસ્કાર કરતો. સાહિત્ય, લલિત કળા, વગેરે ઉપર તેને જરા પણ પ્રીતિ નહોતી. મહાન્ ફ્રેડરિકનો પિતા ફ્રેડરિક વિલિઅમ આ રાજાને હમેશાં "My brother the comedian" "વિદૂષક"નું નામ આપતો.

**રાણી કૅરોલિન**—ઠેઠ ઇ. સ. ૧૭૩૮ સુધી એટલે મરણ સુધી રાણી કૅરોલિને રાજાને પોતાના કબજામાં રાખ્યો ને વૉલ્‌પોલને કારભારમાં મદદ આપી. નાનપણમાં જ તે નબાપી થઈ ગઈ હતી પણ બર્લિનમાં સારા સહવાસમાં રહેલી હોવાથી તેને ઘણો સારો અનુભવ મળ્યો હતો. રાણી સાહિત્ય ને લલિત કળાની ઘણી શોખીન હતી. તેનો સ્વભાવ આનંદી હતો. તેની બુદ્ધિ ઘણી જ તીવ્ર હતી. ધર્મે તે ચુસ્ત પ્રોટેસ્ટંટ હતી, એટલે સુધી કે કૅથૉલિક એંપરર ચાર્લ્સને પરણવા તેણે ના

પાડી હતી, જો કે તે લગ્નથી તે મોટી સત્તા ઉપર આવી શકત. છતાં તે ઝનુની નહોતી. પોતાના બેવકૂફ પતિની બધી નબળાઈઓ તે સહન કરતી. માત્ર રાજ્યમાં પોતે પોતાનું ધાર્યું કરી શકે તેટલા માટે તેણે વૉલ્પોલને વિશ્વાસમાં લીધો. તે ઘણી ખંતીલી હતી. માણસોની પરીક્ષા કરવામાં પણ તે બહુ બાહોશ હતી. ઇંગ્લંડને સુલેહની ને નિયમિત અમલની જરૂર છે એમ તેને ખાત્રી થઈ ગઈ હતી. તેથી જ તેણે વૉલ્પોલનો ભરોસો કર્યો. એ અંગ્રેજ મુત્સદ્દી સાથે રાણી ઘણી છૂટથી વર્તતી ને વૉલ્પોલની ગામઠી મશ્કરીઓ પણ તે પી જતી, કારણ કે તેના આખા જીવનનો મુખ્ય હેતુ એ હતો કે કારભારમાં પોતાની ને પોતાની જ સત્તા કાયમ રહે. કારભારી ને રાણી અમુક બાબત ઉપર પહેલાં એકમત થતાં; પછી તે બાબત બંને રાજાના મનમાં આબાદ રીતે ઠસાવી દેતાં ને એ બાબત ખરી રીતે તો પોતાના જ મગજમાંથી નીકળી હોય એમ રાજા માની બેસતો.*

**રૉબર્ટ વૉલ્પોલ. પૂર્વ રંગ**—રાજ્યનો ત્રીજો મુખ્ય સ્તંભ વૉલ્પોલ હતો. આ કર્તાપુરુષનો જન્મ ઇ. સ. ૧૬૭૬ના ઑગસ્ટમાં નૉર્ફૉકના પરગણામાં થયો હતો ને તેને અઢાર તો ભાંડુઓ હતાં. કુટુંબની સ્થિતિ એકંદરે સારી હતી. તેના માબાપનો વિચાર એવો હતો કે નાનો વૉલ્પોલ ચર્ચમાં નોકરી મેળવી વિખ્યાત થાય. પણ મોટો પુત્ર મરી જતાં બાપને વૉલ્પોલને પોતાની પાસે રાખી અનુભવ આપ્યા સિવાય છૂટકો નહોતો. તેથી તેને યુનિવર્સિટિમાંથી ઉઠાડી મૂકવામાં આવ્યો ને ઘેર જમીન ને બીજી મીલકત સંભાળવાનું કામ સોંપવામાં આવ્યું. ઇ. સ. ૧૭૦૦માં વૉલ્પોલનો બાપ મરી ગયો ને બીજે વર્ષે તે હાઉસ ઑફ્ કૉમન્સમાં ચુંટાયો. તે ઠેઠ ઇ. સ. ૧૭૪૨ સુધી તે સભામાં બેઠો. શરૂઆતથી જ તે વ્હિગ પક્ષનો હતો. માર્લ્બરોની ઓળખાણથી તે પહેલાં

---

*વૉલ્પોલ એક ઠેકાણે કહી ગયો છે કે—When I give her (the Queen) her lesson, she can make him (the King) propose the very thing as his own opinion which a week before he had rejected as mine (Walpole's).

રાણી ઍનના પતિ પ્રિંસ જ્યૉર્જના પ્રમુખપણા નીચે નૌકાખાતાના બોર્ડનો સભ્ય થયો ત્યાં તેણે એવું તો સારૂં કામકાજ કર્યું કે મુખ્ય પ્રધાન ગોડોલ્ફિન તેનાથી ઘણો ખુશ થઈ ગયો. તેથી ઇ. સ. ૧૭૦૮માં જ્યારે સેન્ટ જનને મંત્રિમંડળમાંથી કાઢી મૂકવામાં આવ્યો ત્યારે લડાઈ ખાતાના સેક્રેટરિની ને નૌકાખાતાના ખજાનચીની જગ્યા વૉલ્પોલને મળી. ગોડોલ્ફિને પોતાના મિત્રોની ઉપરવટ થઈને ડૉ. સેચવરૅલના ઉપર કામ ચલાવ્યું ત્યારે તેની જવાબદારી તેણે વૉલ્પોલ ઉપર મૂકી હતી. વૉલ્પોલે ઘણી ચાલાકીથી પોતાની ફરજ બજાવી. જ્યારે હાર્લી મુખ્ય મંત્રી થયો ત્યારે તેણે વૉલ્પોલને મંત્રિમંડળમાં ચાલુ રહેવા ઘણો આગ્રહ કર્યો પણ તેણે ના પાડી. શત્રુઓએ હવે વ્હિગ મંત્રીઓ ઉપર લાંચરૂશવતોના આરોપો મૂકયા ને વૉલ્પોલ પણ તેમાં આવી ગયો. પરિણામે તેને થોડા વખત માટે કેદમાં રહેવું પડયું હતું. પહેલો જ્યૉર્જ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તેના પહેલા કારભારી લૉર્ડ ટાઉન્શેન્ડે વૉલ્પોલને બક્ષી ને ખજાનચી બનાવ્યો. તેણે ટોરિ મુત્સદ્દીઓ ઉપર કામ ચલાવવામાં હવે આગેવાની લીધી, ઇ. સ. ૧૭૧૫. પણ ઇ. સ. ૧૭૧૭માં સ્ટૅન્હોપની યૂરોપીય રાજ્યનીતિ વિરૂ વાંધો પડતાં વૉલ્પોલ ને ટાઉન્શેન્ડ–સાળોબનેવી–મંત્રિમંડળમાંથી ખસી ગયા.* ત્રણ વર્ષ સુધી વૉલ્પોલે પોતાના વ્હિગ મિત્રોના કારભારની સખ્ત ઝાટકણી કરી ને કેટલીક વાર પોતાનાં જ કૃત્યોની પણ તેણે નિંદા કરી. ઇ. સ. ૧૭૨૦માં તે પાછો પોતાના જુના હોદ્દા ઉપર આવ્યો. તે જ વખતે સાઉથ સી કંપનિએ દેવાળું ફુંકયું. લાખો લોકો પાયમાલ થઈ ગયા. ત્યારે વૉલ્પોલ દેશને વારે આવ્યો ને ભયંકર આર્થિક નુકસાનમાંથી તેને બચાવ્યો. રાજાએ તેને એક વાર અમીર બનાવવાની પ્રબળ ઇચ્છા બતાવી પણ વૉલ્પોલે ના પાડી એટલે તેનો પુત્ર અમીર બન્યો. ઇ. સ. ૧૭૨૮માં બીજો જ્યૉર્જ ગાદીએ આવ્યો

* આ બાબત વિષે ભવિષ્યમાં રાજા આ પ્રમાણે બોલ્યો હતોઃ— I parted with him once against my inclination and I will never part with him again, so long as he is willing to serve me.

ત્યારે તો વૉલ્પોલની વગ આગળ કરતાં ઘણી વધી પડી, કારણ કે રાણી કૅરોલિનને તેનો ઘણો ભરોસો હતો ને તે પોતે હવે પૈસાદાર, અનુભવી, અને બાહોશ મુત્સદ્દી થઈ ગયો હતો. ટાઉન્શેન્ડને આ નવી સત્તા ગમી નહિ. વળી ટાઉન્શેન્ડને યૂરોપમાં દરમ્યાનગીરી જોઈતી હતી. વૉલ્પોલ એવી ખર્ચાળ દરમ્યાનગીરી ધિક્કારતો. હૅનોવરના તહને તે ગેરવ્યાજબી માનતો હતો. તેથી ઇ. સ. ૧૭૩૦ના મેમાં સંડર્લંડ નિવૃત્ત થયો. વૉલ્પોલ હવે રાજ્યનો ખરો ધણી થયો.

**વૉલ્પોલના ગુણદોષ**—વૉલ્પોલ શરીરે ઘણો જાડો અને દેખાવે રૂવાબદાર હતો. તેનો સ્વભાવ ઘણો મોજીલો હતો. તે દારૂનો નીશો કરતો ને ખૂબ શિકાર ખેલતો. વૉલ્પોલ સહૃદય હતો. શત્રુઓ ગમે તેટલી ગાળો ભાંડે તો પણ તે કદિ ગુસ્સો કરતો નહિ અને બની શકે તો તેમને મેળવી લેતો પણ ખરો. તે કદિ પોતાનો વખત ગુમાવતો નહિ. દરેક બાબત તે પોતે જ તપાસી લેતો. તે આખા રાજ્યનો કારભાર કરતો છતાં કાગળોના જવાબો પોતે જ લખતો. એમ કહેવાય છે કે તેની પાસે કોઈ મદદનીશ સેક્રેટરિ કામ કરતો નહિ. ઉપરાંત—અને આ મોટું આશ્ચર્ય કહેવાશે-વૉલ્પોલ બીજાના કાગળોની અગત્યની હકીકતોની નકલો પણ હાથે કરી પોતાને પાસે રાખતો. પોતાના કામકાજમાં તે નિયમ ને વ્યવસ્થા રાખતો. વૉલ્પોલનું ચારિત્ર જરા પણ ઊંચું નહોતું. તેને માટે તે દરકાર પણ ન કરતો, એટલે સૂધી કે પોતાની સ્ત્રીની શકમંદ ચાલચલગણુ સામે તેને જરા પણ તિરસ્કાર થતો નહિ. સાહિત્ય ઉપર કે લલિત કળા માટે તેને જરા પણ રુચિ નહોતી. રાણીની પણ તે બહુ હલકી મશ્કરીઓ કરતો. તેનામાં શિષ્ટતા કે સંસ્કારો નહોતા. માણસોની તે કદર કરતો અને તેમને કેવી રીતે સાધવા તે બહુ સારૂં જાણતો. ચાલતા જમાનાની પરિસ્થિતિનો લાભ ગમે તે પ્રકારે લેવો, ને ભવિષ્યનો ઝાઝો વિચાર કરવો નહિ, એટલું તો તે ખાસ મનમાં રાખતો. એક વખત પોતાના હાથમાં સત્તા આવી તો તે છોડી દેવાનું તે મન કરે એવો નહોતો. તે એમ ધારતો કે હાથમાં કુલ સત્તા રાખવાથી દેશનું હિત સાધી શકાશે. વૉલ્પોલ ઘણી વાર મોટાં મોટાં માણસોને અસભ્ય સલાહો આપતો પણ તે એકંદર હલકટ કે

સંકોચવાળો નહોતો. વ્હિગ પક્ષનાં મુખ્ય સૂત્રોનો તેણે કોઈ દિવસ પરિત્યાગ કર્યો નહિ. તેનામાં ખારીલાપણાનો અવગુણ નહોતો, જો કે જે કોઈ મુત્સદ્દી સામો થયો કે મિથ્યાભિમાની થઈ ખટપટ કરતો થયો તેને તે હમેશાં પોતાથી દૂર રાખતો, છતાં બાહોશ ને વિશ્વાસપાત્ર માણસોને તે પોતાની પાસે રાખતો. માત્ર સ્વાર્થ ખાતર કે સત્તા ઉપર આવવા માટે તેણે પોતાના સહકારીઓ સામે ખટપટ કરી નથી. વૉલ્‌પોલના જમાનામાં મોટા મોટા અમલદારો લાંચ ને રૂશવતો લેતા, પોતાનાં સગાંસ્નેહીઓને જાહેર હિતને નામે ખૂબ લાભો અપાવતા, અને છતાં પ્રામાણિક ને દેશાભિમાની મુત્સદ્દીઓમાં ખપતા. પાર્લમેંટના સભાસદો રાજા પાસેથી, કારભારીઓ પાસેથી, અને ફ્રાંસના કે બીજાં પર રાજ્યોના રાજ્યકર્તાઓ પાસેથી પૈસો ખાતા ને તે પ્રમાણે પોતાનો મત આપતા. બીજો ચાર્લ્સ ને ચૌદમો લૂઈ આવી રીતે જ પાર્લમેંટને કબજામાં રાખી ગયા હતા. મતદાર મંડળો પણ આવાં જ લાંચીઆં હતાં. વૉલ્‌પોલે આ પરિસ્થિતિનો પેટભર લાભ લીધો; એટલે અંશે તેનો કારભાર અપ્રામાણિક ગણાશે. તેણે પોતે જ એકવાર બેધડક કહ્યું, All these men have their price...As to the revolters, I know the reasons and I know the price of every one of them. એ વખતે પાર્લમેંટના સભાસદો નોકરી કરી શકતા. વૉલ્‌પોલે તેમને અથવા તેમના માણસોને રાજ્યમાં જુદે જુદે ઠેકાણે ગોઠવી તે લોકોને પોતાના પક્ષમાં મેળવી લીધા. પણ જાહેર નાણાંનો આવો દુરુપયોગ તેણે, બીજા ચાર્લ્સે કે રાજા ત્રીજા જ્યૉર્જે કે તેના પ્રધાન લૉર્ડ નૉર્થે જેટલા પ્રમાણમાં કર્યો તેટલા પ્રમાણમાં, કર્યો નથી, એ નિર્વિવાદ છે; જ્યારે સામો પક્ષ બીજી કોઈ રીતે એકમત થતો નહિ ત્યારે જ તે લાંચરૂશવતનું સાધન વાપરતો.* વ્હિગ અને ટોરિ શત્રુઓ વૉલ્‌પોલ ઉપર બીજો એ પ્રહાર કરી ગયા છે કે તેણે જાહેર નાણું ઉચાપત કરી

*બર્ક તેને વિષે નીચે પ્રમાણે કહેતો ગયો છેઃ—

He (Walpole) was far from governing by corruption. He governed by party attachments.

મોટી રકમ ભેગી કરી હતી. † પણ એ આક્ષેપ અતિશયોક્તિવાળો કહી શકાય, જો કે વૉલ્પોલે પોતાના પુત્ર વગેરેને મોટી નોકરીઓ ઉપર ગોઠવી દઈ પોતાના કારભારનો લાભ તો લીધો હતો. વૉલ્પોલના કારભારની રાજ્યકીય અમલ આપણે આગળ ઉપર વિચારશું.

**વૉલ્પોલનો કારભાર–વેપાર. કરપદ્ધતિ. જગાત. રાષ્ટ્રીય કરજ. ઇ. સ. ૧૭૩૦-૪૨**—વૉલ્પોલને ઇંગ્લંડની આર્થિક સ્થિતિ સુધારવી હતી. વેપાર વધે તો જ આર્થિક સ્થિતિ સુધરે, ને લોકો હૅનોવર વંશની ગાદી તરફ પૂરેપૂરો વફાદાર રહે, એ બાબત દીવા જેવી સ્પષ્ટ હતી. તેથી તે જ્યાં સુધી મુખ્ય સત્તા ઉપર રહ્યો ત્યાં સુધી તેણે ઇંગ્લંડને લડાઈમાં ઉતાર્યું નહિ; દેશમાં પણ પ્રતિપક્ષીઓ સાથે મોટી તકરારોમાં તે ઉતર્યો નહિ. ઇંગ્લંડથી દેશાવર જતા તૈયાર માલ ઉપરનો જગાતનો બોજો તેણે કાઢી નાંખ્યો. તેવી જ રીતે દેશાવરથી આયાત થતા કેટલાક કાચા માલ ઉપરની જગાત પણ તેણે રદ કરી. આવી રીતે તેણે ઇંગ્લંડના વેપારને કેટલેક અંશે અંકુશોથી વિમુક્ત કર્યો. અમેરિકાનાં અંગ્રેજ સંસ્થાનોને વૉલ્પોલે ઇંગ્લંડનાં વહાણોમાં, પણ નહિતર તદ્દન નિરાબાધ, હરકોઈ યૂરોપના દેશ સાથે પરબારો વેપાર કરવાની છૂટ આપી. પરિણામે, સંસ્થાનોની આબાદી વધી અને ઇંગ્લંડનો માલ

---

† આ વિષે નીચેનું નાનું કાવ્ય આનંદ આપશે :—

But a few years ago, As we very well know,
He scarce had a guinea his fob in;
But by bribing of friends,
To serve his dark ends,
Now worth a full million is Robin.
As oft hath he said,
That our debts should be paid,
And the nation be eased of her throbbing;
Yet on tick we shall run,
For the true sinking fund,
Is the bottomless pocket of Robin.

તેઓ વધારે પ્રમાણમાં ખાવા લાગ્યાં. વૉલ્પોલ સંસ્થાનિકોને હમેશાં રાજી રાખતો. વૉલ્પોલને જમીન ઉપરનો કર ઓછો કરવો હતો. તેથી થતી નુકસાની પૂરી કરવા તેણે એક બીજો ઉપાય શોધી કાઢ્યો. એ વખતે ઈંગ્લંડમાં આયાત થતા માલ ઉપર બંદરો ઉપર જગાત લેવાતી. જગાત ઉઘરાવનાર અમલદારો લાંચ લઈ જગાત વસુલ કરતા નહિ ને તેથી રાજ્યને ઘણું નુકસાન આવતું. ઘણા વેપારીઓ માલ છાનો મંગાવતા ને જગાત ભરવાની ફરજથી છટકી જતા. ખોટા તોલ, લાંચીયું રાજ્યતંત્ર, ને લુચ્ચા વેપારીઓ, એ કારણોથી જગાતમાં સુધારો થઈ શકતો નહિ. વૉલ્પોલે હાઉસ ઑફ્ કૉમન્સમાં એવો મુત્સદ્દો રજુ કર્યો કે માત્ર બે ચીજો–દારૂ ને તંબાકુ–ઉપરની બંદરો જગાત કાઢી નાંખવી; તે માલ દેશમાં વગર જગાતે આયાત થાય ખરો, પણ દરેક વેપારી પોતાના માલને સરકારી દેખરેખ નીચે પોતાની વખારમાં ભરે ને છૂટક વેચાણ વખતે રાજ્યને અમુક કર આપે. જો લોકો એકમત થયા હોત તો તેમાં તેમને લાભ હતો. તેથી લંડન મોટું બંદર થઈ શકત; પણ તેઓ અર્થશાસ્ત્ર સમજતા નહોતા. વૉલ્પોલના દુશ્મનોએ એવો ગપ્પો ફેલાવ્યો કે દેશમાં આયાત થતી તમામ વપરાશની ચીજો ઉપર આવો કર–Excise–પડવાનો છે, હવે દરેક અંગ્રેજને ઘેર સરકારી અમલદારો રોજ તપાસ કરવા આવશે, ને પ્રજા એમના ત્રાસથી તોબા તોબા કરી જશે. દેશમાં જબરદસ્ત કોલાહલ થયો. રાણીનાં ને કારભારીનાં પૂતળાં બનાવી લોકો તેમને બાળવા માંડ્યા. તેઓ કહેવા લાગ્યા–No slavery–no excise–no wooden shoes, Liberty, Property, and no excise. વૉલ્પોલે જોયું કે બહુમતિથી મુત્સદ્દો તો પાર પડશે પણ તેનો અમલ કરતાં દેશમાં ખુનરેજી થશે. તેથી તેણે પ્રજાને નમતું આપ્યું ને ચેસ્ટર્ફીલ્ડ તથા બીજા કેટલાએક ગુપ્ત વિરોધીઓને પ્રધાનમંડળમાંથી કાઢી મૂકયા, માર્ચ–જુલાઈ, ઇ. સ. ૧૭૩૩.

રાષ્ટ્રીય કરજ ઉપર જે છ કે સાત ટકાનું વ્યાજ અપાતું હતું તે હવે ઘટાડવામાં આવ્યું. તેને બદલે વ્યાજની તેરીખ પાંચ ટકાની ને છેવટ ચાર ટકાની કરવામાં આવી. કરજ પતાવવા માટે વૉલ્પોલે દર વર્ષે રાષ્ટ્રના

ઉત્પન્નમાંથી અથવા ઓછા વ્યાજના દરે નાણું અનામત Sinking Fund મૂક્યું ને તેમાંથી કરજને પતાવવા માંડ્યું. વૉલ્પોલ કેટલીક વાર આ રકમને રાજ્યના સામાન્ય ખર્ચ માટે પણ વાપરી નાંખતો છતાં તેણે ૮૪ લાખ પૌંડ દેવું એ યોજનાથી પતાવ્યું.

વૉલ્પોલે આંતર કારભારમાં બીજા સુધારાઓ કર્યા નહિ. ક્રૉમ્વેલ, ચૅથમ, કે ઇલિઝએથના અમલ સાથે તેનો કારભાર સરખાવી શકાશે નહિ. કેટલાએક જરૂરના સુધારાઓ તેણે ઇરાદાપૂર્વક હાથમાં પણ લીધા નહિ. તેનું એક કારણ તો એ હતું કે દેશને મોટા ને ક્રાંતિકારક સુધારાઓની નહિ, પણ સુલેહભર્યા ને આબાદી વધારનાર રાજ્યતંત્રની, ખરી જરૂર હતી. વૉલ્પોલે તેવું રાજ્યતંત્ર લોકોને આપ્યું. તેણે પ્યૂરિટનો માટે ટેસ્ટ ઍક્ટ જેવા કાયદાઓ રદ કરવાની ના પાડી, પાર્લમેંટની સાત વર્ષની મુદ્દત એમ ને એમ રાખી, હાઉસ ઑફ્ કૉમન્સની ચુંટણીઓમાં કોઈ સુધારો કર્યો નહિ એટલું જ નહિ પણ તેની સામે વલણ લીધું, સ્કૉટ્લંડના પહાડી લોકોની સત્તા ઓછી ન કરી, એ બધું ખરૂં છે, પણ એ બધા સુધારાઓ માટે તેણે પોતાના દેશભાઈઓને તૈયાર કર્યા ને હૅનોવરના વંશના રાજ્યતંત્રને લોકમાન્ય ને લોકપ્રિય કર્યું.

વૉલ્પોલે કરજદારોને કેદના ત્રાસથી મુક્ત કર્યા, ને લોકોની દારૂ પીવાની બદીને ઓછી કરવા પ્રયાસ કર્યો. પરિણામે સ્કૉટ્લંડમાં લોકોએ તોફાન મચાવ્યું અને સુલેહ જાળવવા ગોળીબાર કરવાનો હુકમ કરનાર પોર્ટ્રિઅસ નામના લશ્કરી અમલદારને તેઓએ જેલ તોડી, તેને બહાર કાઢી, ફાંસી આપી દીધી;† છતાં વૉલ્પોલે ખામોશી પકડી ને ગુન્હેગાર એડિનબરો શહેરની સુધરાઈનો થોડો જ દંડ કર્યો. તેણે નાટકશાળાઓને પણ સુધારી.

**વૉલ્પોલ અને યુરોપ-સેવિલ્લનો કરાર**—વૉલપોલને મન લડાઈ એટલે પ્રજાના અસંતોષ, કારભારીઓને ઉત્પાત, લોકો ઉપર કરનો ભાર, વેપારને નુકસાન, માણસોનો નિરર્થક ઘાણ, અને પ્રિટેંડરને એક નવી તક, એ સિવાય બીજું કાંઈ નહોતું. પણ તે વ્હિગ હતો.

†આ બાબત સ્કૉટે Heart of Midlothianમાં સુંદર રીતે આલેખી છે.

વ્હિગ લોકોએ અત્યાર સુધી લડાયક વૃત્તિ દર્શાવી હતી. વૉલ્પોલે* પોતાના પક્ષનું આ વલણ બદલી નાંખ્યું. એક વખત તેણે પહેલા જ્યૉર્જને કહ્યું કેઃ-My politics are to keep free from all engagements as long as we possibly can. આ મુદ્દા ઉપર તેણે પોતાથી બન્યું ત્યાં સુધી યૂરોપનાં રાજ્યો વચ્ચે ને ઇંગ્લંડ વચ્ચે સુલેહ ચાલુ રાખવાનો પ્રયત્ન કર્યો. સુલેહ માટે તેણે ફ્રાંસ સાથે મૈત્રી કરી. વિએના ને હૅનોવરનાં તહનામાંઓ આપણે ઉપર જોઈ ગયા છીએ. ઇ. સ. ૧૭૨૯માં ઇંગ્લંડ, ફ્રાંસ, હૉલંડ, ને સ્પેઇન વચ્ચે સેવિલ્લ--Seville મુકામે કરાર કરવામાં આવ્યો. ઑસ્ટ્રિઆ એકલવાયું થઈ ગયું. ઇંગ્લંડને જિબ્રાલ્ટરની ફીકર મટી ગઈ, વેપારના હકો મળ્યા, ને વળી ઑસ્ટેંડ કંપનિને વીંખી નાંખવામાં આવી. સ્પેઇનને ઇટલિમાં પગ કરવાની છૂટ મળી પણ ટાઉન્શેન્ડને ઑસ્ટ્રિઆ સામે લડવું હતું, વૉલ્પોલને એમ્પરર સાથે લડાઇ તો કરવી નહોતી. તેથી ટાઉન્શેન્ડે રાજીનામું આપ્યું. ઇ. સ. ૧૭૩૦. ઇ. સ. ૧૭૩૧ના વિએનાના બીજા કરારથી ઑસ્ટ્રિઆની ગાદી મેરાઆ થેરેસાને માટે તેમાં વાંધો ન લેવાની શરતે વૉલ્પોલે એમ્પરરનો ઇટલિ ઉપરનો દાવો પણ સ્પેઇનના લાભમાં ઉતાર્યો.

**પોલંડની ગાદીનો સવાલ**—પણ એક વાત ચોખ્ખી થઈ કે તુરત બીજી વાત વૉલ્પોલને હાથમાં લેવી પડી. ઇ. સ ૧૭૩૩મા પોલંડનો રાજા મરી ગયો. ફ્રાંસે રાણીના બાપ ને તે વખતે પદભ્રષ્ટ રાજા સ્ટાનિસ્લાસ–Stanislas–નો પક્ષ લીધો ને તેને પોલંડની ગાદી ઉપર બેસાડવા સ્પેઇન સાથે છૂપો કૌટુંબિક કરાર–Family Compact--કર્યો. એમ્પરરે મર્હુમ રાજાના પુત્ર સૅક્સનિના ઇલેક્ટર ઑગસ્ટસને પોલંડનો રાજા બનાવવા હીલચાલ કરી. પરિણામે, ઑસ્ટ્રિઆ, ને ફ્રાંસ તથા સ્પેઇન, વચ્ચે લડાઈ સળગી. સ્પેઇનનાં લશ્કરો ઇટલિમાં દાખલ

*With Walpole new maxims definitely arose within the Whig party. Principles of Peace, of neutrality, of diplomacy as a substitute for war, began slowly to find favour among them.

P. 201, *Walpole* by John Morley.

થયાં. બંને પક્ષો હવે ઇંગ્લંડની મૈત્રી માટે હરીફાઈ કરવા લાગ્યા. ઇંગ્લંડમાં વૉલ્‌પોલ સિવાય તમામ લોકો લડાઈ કરવાના મતમાં હતા. ખુદ રાજા-રાણી પણ જર્મનિના હમેશના સામાન્ય શત્રુ ફ્રાંસ સામે લડવા તૈયાર થઈ ગયાં હતાં. પણ વૉલ્‌પોલે ખામોશી ધરી. તેને એક પણ અંગ્રેજ લડાઈમાં માર્યો જાય તે જોવું નહોતું. ધીમે ધીમે બધા પક્ષકારોને તેણે ઇંગ્લંડના પંજામાં લીધા ને પછી વિએના મુકામે બધા વચ્ચે એક કરાર કરાવ્યો. તે કરારથી સ્પેઇનને સિસિલિ અને નેઇપલ્સ મળ્યાં; આગસ્ટસ પોલંડનો રાજા થયો; સ્ટાનિસ્લાસને લૉરેંન મળ્યું. પણ એ શરતે કે તેના મરણ પછી તે ફ્રાંસને જાય; એંપરરના જમાઈ ને લૉરેંનના તાલુકદારને ઇટલિમાં ટસ્કનિ આપવામાં આવ્યું. તે ઑસ્ટ્રિઆની કુંવરી મેરાઆ થેરેસાને પરણ્યો એટલે છેવટે ટસ્કનિ પણ ઑસ્ટ્રિઆને જ ગયું; ઑક્ટોબર, ઇ. સ. ૧૭૩૫. આવી રીતે બધા પક્ષો વચ્ચે સમાધાની કરવામાં આવી, ને વૉલ્‌પોલ એક વાર રાણી પાસે બોલી ગયો હતો કે:–Madam, there are fifty thousand men slain this year in Europe and not one Englishman", એ વચનો તેણે બરોબર પાર ઉતાર્યાં. વૉલ્‌પોલે કરેલી યોજના ઠેઠ ઓગણીસમી સદીની અધવચ સુધી ટકી રહી.

**સ્પેઇન અને ઇંગ્લંડ**—યૂટ્રેક્ટની સુલેહમાં ઇંગ્લંડને સ્પેઇનનાં અમેરિકન સંસ્થાનો સાથે એક જ વહાણ ભરી વેપાર કરવાનો હક્ક મળ્યો હતો. અંગ્રેજ વેપારીઓ એકને બદલે અનેક વહાણો ભરી વેપાર કરતા તેથી સ્પેઇનના અમલદારો તેમને સતાવતા. આ કાયદેસર શિક્ષાને નાહક્ક સતામણીનું ભયંકર રૂપ આપી અંગ્રેજ વેપારીઓએ દેશમાં મોટો કોલાહલ મચાવ્યો. જૅંકિન્સ–Jenkins–નામના એક અંગ્રેજે આવો ગુન્હો કર્યો હતો તેથી તેનો કાન કાપી નાંખવામાં આવ્યો હતો. સ્વદેશ આવતાં તે પોતાના દેશભાઈઓને સખ્ત ઉપાયો લેવા ઉશ્કેરવા લાગ્યો. આવી ઘાતકી સજા વેઠતી વખતે તેણે માત્ર આટલો જ વિચાર કર્યો—I commended my soul to my God and my cause to my country. અંગ્રેજો વૉલ્‌પોલને લડાઈ કરવા આગ્રહ કરવા

લાગ્યા. પાર્લમેંટમાં તો તેની સામે ઘણુા હતા. વૉલ્પોલ સિવાય બધા લોકો સ્પેઇનના તપાસણીહક્કને દૂબાવવા માંગતા હતા. મંત્રિમંડળે સ્પેઇન પાસેથી નુકસાની બદ્દલ અમુક રોકડ રકમ લેવાનું ગોઠવ્યું. પણ મુખ્ય કારભારીના શત્રુઓને તો તેને સત્તાથી બાતલ કરવો હતો. તેઓ પાર્લમેંટમાં "લડાઈ, લડાઈ", સિવાય બીજી સલાહને કાને ધરવા પણ ના પાડતા હતા. વૉલ્પોલે રાજીનામું આપ્યું હોત તો સારૂં થાત ને રાજીનામું તેણે આપવા માંડયું પણ ખરૂં; પણ રાજા તેને મૂકી દે એવો નગુણો નહોતો. ઇ. સ. ૧૭૩૯ના ઑક્ટોબરમાં સ્પેઇન ને ઇંગ્લંડ વચ્ચે લડાઈ સળગી. આ લડાઈ The War of Jenkin's Ear કહેવાય છે. લડાઈ જાહેર થયાનું સાંભળતાં લોકો આવેશમાં આવી ઘંટાનાદ કરવા લાગ્યા. વૉલ્પોલે કહ્યું કે:—They now ring the bells; they will soon wring their hands.*

મુખ્ય મંત્રી અક્ષરશઃ સાચો પડયો. યુરોપના કોઈ રાજ્યે ઇગ્લંડને મદદ ન કરી. અંપરર મરી જતાં પ્રશિઆના રાજા ફ્રેડરિકે સિલેશિઆનો પ્રાંત કબજે કર્યો. ફ્રાંસ એકદમ સ્પેઇનની મદદે ગયું અંગ્રેજો જામેઇકામાં, ક્યૂબામાં, ને પૅસિફિકમાં કાંઈ કરી શક્યા નહિ. પણ રાણી કૅરોલિન મરી ગઈ હતી. ઇ. સ. ૧૭૪૧ની આખરમાં નવી પાર્લમેંટ મળી. લોકો ઉશ્કેરાઈ ગયા હતા. વૉલ્પોલનો પક્ષ ઘણો નબળો હતો. ઇ. સ. ૧૭૪૨ના ફેબ્રુઆરિ માસમાં રાજાએ તેને અર્લ ઑવ્ ઑર્ફોર્ડ–Orford–બનાવ્યો ને તેણે પોતાના હોદ્દાનું રાજીનામું આપી દીધું. શત્રુઓએ તેના કારભારની તપાસ લેવા એક સમિતિ નીમી. પણ પાર્લમેંટે તે તપાસ વધારે વાર ચલાવવા ના પાડી.

વૉલ્પોલના હાઉસ ઑફ્ લૉર્ડઝમાં ગયા પછી પણ તેના શત્રુઓ તેની સલાહ લેવા ચુકતા નહિ. ઇ. સ. ૧૭૪૫ના માર્ચ માસમાં તે મરી ગયો. નીચે તેના કારભારનાં મુખ્ય પરિણામો આપવામાં આવ્યાં છે.

**વૉલ્પોલના કારભારનું નિરીક્ષણ**—વૉલ્પોલે ઇંગ્લંડમાં ઝાઝા સુધારાઓ કર્યા નહિ; તેમ દેશાવરમાં તેણે લડાઈઓ લડી કોઈ કીર્તિ

*ભવિષ્યમાં પિટ્ટ વગેરેએ કબૂલ કર્યું હતું કે તેમનો વિરોધ ખોટો હતો.

મેળવી નહિ; છતાં તેનો કારભાર ઇંગ્લંડના ઇતિહાસમાં ક્રાંતિકારક યુગ કહેવાય છે. તેણે નવા વંશની ગાદી સલામત કરી, દેશનો ને સંસ્થાનોનો વેપાર વધાર્યો, દેશાવર સાથે મિત્રતા રાખી, પ્રિટેંડરના પક્ષને ઢીલો કર્યો પ્યુરિટનોને દર વર્ષ છૂટી આપી તેમને સંતુષ્ટ રાખ્યા, તેમની સામેના કાયદાઓ રદ કરવા ના પાડી તેથી એંગ્લિકનોને પણ ખુશ રાખ્યા, ને એવી રીતે ધર્મનું ખોટું ઝનુન ઓછું કરી નાંખ્યું. વૉલ્પોલે વર્તમાનપત્રોના વ્યવસ્થાપકોને ને રાજ્યકીય વિષયો ઉપર ચર્ચાઓ કરતા તીખામાં તીખા લેખકોને પણ જરાય સતાવ્યા નહિ: એવો તો તે ડાહ્યો હતો. એક પ્રકારે તેણે ઇંગ્લંડના લેખકસમાજને ઉત્તેજન આપ્યું કહેવાય પણ ખરૂં. વૉલ્પોલે વ્હિગ પક્ષને પ્રબળ કર્યો. મંત્રિમંડળમાં બધા એક જ મતના હોવા જોઈએ, પ્રધાનો મુખ્ય મંત્રી નક્કી કરી શકે, જે કોઈ મંત્રી સામો થાય તેણે રાજીનામું આપવું જોઈએ, મુખ્ય મંત્રીના કહેવા પ્રમાણે જ પ્રધાનોએ વર્તવું જોઈએ અને હાઉસ ઑફ કૉમન્સની બહુમતિથી રાજ્યતંત્ર ચાલતું જોઈએ, એ માન્યતાઓ તેના કારભારથી શરૂ થઈ. તેથી વૉલ્પોલ રાજાના છત્ર નીચે જવાબદાર રાજ્યતંત્રનો પિતા પણ કહી શકાય. તેના વખત સુધી મુખ્ય પ્રધાન–First Minister–નું નામ પણ નહોતું ને તે હોદ્દો જ્યારે તેને લગાડવામાં આવતો ત્યારે શત્રુઓ એ બાબત તુચ્છકારી કાઢતા પણ ખરા વૉલપોલ રાજાનો, પાર્લમેંટનો, ને પ્રજાનો, એમ ત્રણેયનો એક સાથે માનીતો પ્રધાન થઈ ગયો.* વૉલ્પોલ એ સુંદાની વચમાં કારભાર કરી ગયો. તેની પહેલાં ઇંગ્લંડે વર્ષો સુધી ફ્રાંસ સામે લડાઈઓ કરી જીતો મેળવી. તેના ગયા પછી પણ ઇંગ્લંડે વર્ષો સુધી તે જ સત્તા સામે લડાઈ કરી જીતો મેળવી. પોતાની પહેલાના જમાનાનો વૉલપોલે લાભ લીધો ને પોતાની પછીના જમાના માટે ઘટતી સ્થિતિ તેણે ઇંગ્લંડમાં ઉભી કરી. વૉલપોલ એક ઘટના સમજી શકયો નહિ. ફ્રાંસ સામે ઇંગ્લંડને હવે લડ્યા વગર ચાલે તેમ નહોતું તેટલું તે કળી શકયો નહિ. વૉલ્પોલ

* ડૉ. જૉન્સન એક સ્થળે કહે છે કે:—Walpole was a minister given by the king to the people· Pitt was a minister, given by the people to the King.

એ બધું કોલકરારો કરીને જીતી લેવા માંગતો હતો. એ તેની ભૂલ હતી. દેશની આ જરૂરીઆતો હજુ ભલાભલા મુત્સદ્દીઓ પણ જોઈ શક્યા નહોતા. ઉપરાંત, વૉલ્પોલે સુલેહને નામે ઇંગ્લંડના લશ્કરી ને દરિયાઈ સૈન્યને બરોબર કેળવ્યું નહિ. મોટો વિગ્રહ લડવાની તેનામાં શક્તિ નહોતી. છતાં તેણે અંગ્રેજોને ખરા સ્વરાજ્ય–જવાબદાર રાજ્યતંત્રના પ્રથમ પાઠો શીખવ્યા. જો કે તેનામાં ઘણા દોષો હતા, છતાં તે એક મહાન્ મુત્સદ્દીની કક્ષામાં ગણાવો જોઈએ. જુના જમાનાનો તે છેલ્લો વ્હિગ હતો. તેના પછી યૂરોપમાં ને ઇંગ્લંડમાં, બધે, નવી પરિસ્થિતિઓ, નવી યોજનાઓ, નવી આશાઓ, નવાં માણસો અને નવા કારભારો, દેખાયાં.

**Cartaret—કાર્ટરેટનો કારભાર, ઇ. સ. ૧૭૪૨–૪૪. ઑસ્ટ્રિઆની ગાદી સંબંધી વિગ્રહ, ઇ. સ. ૧૭૪૪–૪૮.** વૉલ્પોલ પછી પુલટેનિ મુખ્ય કારભારી થઈ શકત પણ તે અમીર થયો તેથી કાર્ટરેટ વૉલપોલની જગ્યા ઉપર આવ્યો. કાર્ટરેટ એકદમ પ્રામાણિક, વિદ્વાન, દેખાવડો, દીર્ઘદ્રષ્ટા, અને યૂરોપની પરિસ્થિતિથી સારી રીતે વાકેફગાર હતો. તેને ઇંગ્લંડની આંતર રાજ્યખટપટો ગમતી નહોતી અને સત્તા ઉપર આવ્યો કે તુરત તેણે વૉલ્પોલનું ધોરણ બદલી નાંખ્યું. તેણે ફ્રાંસ સાથે સુલેહ ચાલુ રાખવાને બદલે બુર્બોં રાજકુટુંબની સત્તા સામે અને એંપરર અથવા ઑસ્ટ્રિઆના પક્ષમાં પાસું ફેરવ્યું. તેણે ઑસ્ટ્રિઆની મેરાઆ થેરેસા પાસેથી પ્રશિઆના રાજા મહાન્ ફ્રેડરિકને સિલેશિઆનો પ્રાંત અપાવી બંને વચ્ચે સમાધાની કરાવી. પછી કાર્ટરેટે સાર્ડિનિઆના રાજાને ઑસ્ટ્રિઆના પક્ષમાં લીધો ને સ્પેઇનની ઇટલિ ગળી જવાની આકાંક્ષાઓ પાર પડવા દીધી નહિ. રશિઆ, પ્રશિઆ ને હૉલંડ સાથે પણ નવા કરારો કરવામાં આવ્યા. જ્યૉર્જ મેરાઆના હક્કનું રક્ષણ કરવા કોલકરારોથી બંધાએલો હતો. પણ મેરાઆના ગાદી ઉપરના હક્ક સિવાય આ વખતે એક બીજા મોટા સવાલનો પણ નિકાલ કરવાની જરૂર હતી. મેરાઆનો પતિ ફ્રાંસિસ એંપરર થઈ શકે ખરો ? ફ્રાંસે તે અગત્યની જગ્યા માટે પોતાના ઉમેદવાર બવેરિઆના ઇલેક્ટરને ઉભો કર્યો. જ્યૉર્જ આસ્ટ્રિઆ સાથે રહેવા માંગતો હતો, કારણ કે ફ્રાંસનો ઉમેદવાર જો એંપરર થાય તો તે રાજ્ય આખા જર્મનિમાં અને ઑસ્ટ્રિ-

આમાં પણ જોરાવર થઈ જાય. આવી સ્થિતિમાં મહુંમ એંપરર ચાર્લ્સના Pragmatic Sanction–હક્કનામાનો અમલ કરાવ્યા સિવાય છૂટકો નહોતો. જ્યૉર્જ પોતે યૂરોપ ગયો. તેણે ફ્રેંચોને ડેટિંજન–Dettingen–પાસે હરાવ્યા, જુન, ઇ. સ. ૧૭૪૩. ઇંગ્લંડનો કોઈ હાકેમ આ લડાઈ પછી દેશાવર લડવા ગયો નથી. અંગ્રેજી ને મિત્રરાજ્યોના દરિયાઈ બળથી સ્પેઇન ઇટલિમાં ફાવી શક્યું નહિ. બવેરિઆનો મુલક ઑસ્ટ્રિઆના હાથમાં ગયો, એપ્રિલ ઇ. સ. ૧૭૪૪. ફ્રાંસ સામે લડાઈ કરવામાં આવી. પણ ફ્રેડ્રિક મિત્રરાજ્યો પાસેથી ખસી ગયો તેથી વિગ્રહની બાજી ફરી ગઈ. ઇંગ્લંડનું દરિયાઈ ને જમીન ઉપરનું લશ્કર બહુ સારૂં નહોતું. વળી *કાર્ટરેટ મંત્રિમંડળમાં ને પાર્લમેંટમાં ઝાઝી લાગવગ ધરાવતો નહોતો. તેની રાજ્યનીતિમાં યૂરોપ ને ખાસ હૅનોવર સિવાય બીજો દુનિયાનો ભાગ આવતો નહોતો. ઇંગ્લંડ માટે દરિયાઈ સામ્રાજ્ય કરવું તે બાબત તેના ખ્યાલમાં આવી નહોતી. શત્રુઓ તરફથી તેને રજા આપવા જ્યૉર્જ ઉપર દબાણ કરવામાં આવ્યું. કારભારી ચુસ્ત વ્હિગ અમીર હતો–તેને પ્રજાસત્તાક કે જવાબદાર રાજ્યતંત્ર‡ કે કશું, ગમતાં નહિ. પોતાના હોદ્દા માટે તેને માત્ર રાજાનો જ ટેકો હતો. તેથી ઇ. સ. ૧૭૪૪ના નવ્હેમ્બર માસમાં જ્યૉર્જે ન છૂટકે તેને રજા આપી. તેના કારભારીમંડળમાં બધા મતના માણસો હતા તેથી તે Broadbottomed Administration કહેવાય છે.

**ઇ. સ. ૧૭૪૫નો જેકોબાઈટ બળવો**—વૉલ્પોલ હમેશાં કહેતો કે ઇંગ્લંડ યૂરોપમાં લડાઈમાં ઉતરશે કે તુરત જ ખુદ દેશમાં પદભ્રષ્ટ

---

*તે કહી ગયો છે કે:—I always traverse the views of France in place or out of place; for France will ruin this nation if it can. હેનરિ ફૉક્સને તેણે એક વાર કહેલું કે I want to instil a nobler ambition in you; I want you to knock the heads of the kings of Europe to-gether and see whether you cannot jumble out something of advantage to this country.

‡કોઈ એકે કહ્યું છે કે:—Had Lord Granville (Cartaret) studied Parliament more and Demosthenes less, he might have been a successful prime minister.

સ્ટુઅર્ટ્ વંશના પક્ષપાતીઓ બળવો કરશે ને તેમને દેશાવરથી મદદ મળશે. ઇ. સ. ૧૭૪૫માં એમ જ બન્યું. નાના પ્રિટેન્ડર ચાર્લ્સનો જન્મ ઇ. સ. ૧૭૨૦માં રોમમાં થયો હતો. તે સામાનું હૃદય જીતી લે એવો હતો. ઇ. સ. ૧૭૪૪માં તે રોમથી પૅરિસ આવ્યો ને ફ્રાંસની મદદ લઈ ઇંગ્લંડ ઉપર સવારી કરવા વ્યર્થ તૈયારી તેણે કરી. બીજે વર્ષે ઑગસ્ટમાં તે પશ્ચિમ સ્કૉટ્લંડમાં ઉતર્યો. મૅકડોનલ્ડો, સ્ટુઅર્ટો, વગેરે તેના પક્ષકારોએ તેને મદદ આપી. પર્થ મુકામે તેને લૉર્ડ જ્યૉર્જ મુર્રેની મદદ મળી. સપ્ટેંબરમાં એડિન્બર્ગ પડ્યું. ચાર્લ્સ આઠમા જેઇમ્સ તરીકે સ્કૉટ્લંડનો રાજા જાહેર થયો. પ્રેસ્ટનપૅન્સ–Prestonpans–પાસે બ્રિટિશ સરદાર સખ્ત હાર ખાઈ બેઠો. તેનાં માણસો જેમ સસલા નાસી જાય તેમ નાસી ગયા. નવ્હેમ્બરમાં મૅંચેસ્ટર કબજે કરી ચાર્લ્સે ઇંગ્લંડ ઉપર ચડાઈ કરી. લંડનવાસીઓ ગભરાયા. પણ દેશમાંથી કાંઈ મદદ નહિ મળતાં ચાર્લ્સ પાછો સ્કૉટ્લંડ ચાલ્યો ગયો. ફ્રાંસનો પંદરમો લૂઈ પણ કાંઈ મદદ મોકલી શક્યો નહિ. ચાર્લ્સે ફૉલ્કર્ક પાસે ઇ. સ. ૧૭૪૬ના જાનેવારિમાં બીજી વાર અંગ્રેજ લશ્કરને હરાવ્યું. લંડન ખબર પડતાં તાબડતોબ ડ્યૂક ઑવ્ કંબર્લંડને રવાના કરવામાં આવ્યો. તે રાજપુત્રે કુલોડન મૂર–Culloden Muir–પાસે ચાર્લ્સને સખ્ત હાર ખવરાવી. ઇ. સ. ૧૭૪૬. ચાર્લ્સ નાસી ગયો. સ્કૉટ્ હાયલૅંડરોએ ને ખાસ ફ્લોરા મૅક્ડોનલ્ડ નામની કુમારિકાએ જીવને જોખમે પણ તેને બચાવ્યો. છેવટે એક સ્ત્રીના વેષમાં તે ફ્રાંસ નાસી ગયો. કંબર્લૅંડે હારેલા સ્કૉટ્ લોકો ઉપર સખ્ત જુલમ ગુજાર્યો–એટલે સુધી કે હજુ તે ખાટકી કંબર્લૅંડના નામથી ઓળખાય છે. અંગ્રેજોએ હવે સ્કૉટ્લંડના પહાડી જાગીરદારોની દિવાની ફોજદારી સત્તાઓ રદ કરી, તેમને માટે નિશાળો ઉઘાડી, તેમને હુનરઉદ્યોગો શીખવ્યા, અને એવી રીતે સ્કૉટ્લંડને સંસ્કૃત જીવન ઉપર મૂકી દીધું. ઇ. સ. ૧૭૪૫ના જેકોબાઇટ બંડનું આ એક શુભ પરિણામ આવ્યું. ઇ. સ. ૧૭૪૮ના એલાશાપેલના કરાર પછી પંદરમા લૂઈએ ચાર્લ્સને ફ્રાંસમાંથી કાઢી મૂક્યો. પાંચ વર્ષ સુધી તેણે યૂરોપમાં જ્યાં ત્યાં ભટક્યાં કર્યું. ઇ. સ. ૧૭૫૦માં તે છાનોમાનો ઇંગ્લંડ આવ્યો ને ઍંગ્લિકન ચર્ચમાં દાખલ થયો. પણ પાછો

તે યૂરોપ નાસી ગયો. દુરાચારથી છેવટે તે રઝળી રઝળી ઇ. સ. ૧૭૮૮માં મરી ગયો.

**પેલ્‌હામોનો કારભાર, ઇ. સ. ૧૭૪૪–૫૬. વિગ્રહ ચાલુ. એલાશાપેલની સુલેહ, ઇ. સ. ૧૭૪૮**—કાર્ટરેટના મંત્રિમંડળમાં પેલ્‌હામ કુટુંબના બે માણસો હતા, હૅન્‌રિ પેલ્‌હામ, અને થૉમસ અથવા ડ્યૂક ઑવ્ ન્યૂ કેસલ. એ બે ને હાર્ડ્‌વિક, એમ ત્રણ જણા હવે આગળ આવ્યા. તેઓએ લડાઈ ચાલુ રાખી. રાજાનો બીજો પુત્ર, ડ્યૂક ઑવ્ કમ્બરલંડ, ફ્રેંચો પાસે ફોંટિનૉય–Fonte[illegible]–આગળ ઇ. સ. ૧૭૪૫ના મે માસમાં હારી ગયો. ફ્રેંચોએ નેધર્લૅંડ્‌ની સરહદ ઉપરના તમામ કિલ્લાઓ સર કર્યા. અમેરિકાના અંગ્રેજ રહેનારાઓએ લૂઇબિર્ગ Louisbourg–નો ફ્રેંચ કિલ્લો કબજે કર્યો, તો ફ્રેંચોએ હિંદુસ્તાનમાં મદ્રાસનું અંગ્રેજ થાણું હાથ કર્યું, ઇ. સ. ૧૭૪૫–૪૬. ફ્રેડરિકે સિલેશિઆ કબજામાં રાખી ઑસ્ટ્રિઆ સાથે વળી સુલેહ કરી લીધી. ડિસેમ્બર, ઇ. સ. ૧૭૪૫. ઍંપરર સાતમો ચાર્લ્સ મરી ગયો તેથી બવેરિઆના રાજાએ પણ મેરાઆ સાથે મૈત્રી કરી, જુન ઇ. સ. ૧૭૪૫. ઇંગ્લંડ જેકોબાઇટ બળવાથી મદદ કરી શક્યું નહિ, માત્ર હૉકે–Hawke–કાંઇક દરિયાઈ જોર બતાવ્યું. સ્પેઇનનો રાજા મરણ પામતાં ઇલિઝબેથ ફાર્નિસનું બળ નાશ પામ્યું. નવા રાજા ફર્ડિનંડે ઇટલિનાં લશ્કરો પાછાં બોલાવી લીધાં. તેથી ઇ. સ. ૧૭૪૮ના એપ્રિલમાં એલાશાપેલ–Aix-la-cha-pell મુકામે બધા પક્ષો વચ્ચે કરાર થયો ને વિગ્રહનો અંત આવ્યો. ફ્રેડરિક પાસે સેલેશિઆનો કબજો રહેવા દેવામાં આવ્યો. સ્પેઇનના કુંવર ડૉન ફિલિપને પાર્મા મળ્યું ફ્રાંસિસ ઍંપરર થયો. મેરાઆ થેરેસા પાસે તેના બાપના કહેવા–Pragmatic Sanction–મુજબ હંગરિ વગેરેનો કબજો રહેવા દેવામાં આવ્યો. ફ્રાંસને લૂઇબિર્ગ, તો ઇંગ્લંડને મદ્રાસ, પાછું મળ્યું. બીજી બાબતોમાં યૂટ્રેક્ટના કરારોની કલમો પાછી ચાલુ કરવામાં આવી. ઇ. સ. ૧૭૫૦માં સ્પેઇન સાથે પણ વૉલ્‌પોલના ધોરણ ઉપર નવો કરાર કરવામાં આવ્યો.

એલાશાપેલના તહમાં ઇંગ્લંડના મંત્રિમંડળની દીર્ઘ દૃષ્ટિની ખામી સ્પષ્ટ તરી આવે છે. ઇંગ્લંડને યૂરોપમાં ખાસ વિશેષ લાભો મેળવવા નહોતા; તેનું ખરૂં હિત અમેરિકા, આફ્રિકા, અને હિંદુસ્તાનમાં રહેલું હતું. મંત્રિમંડળ આ હિત સ્પષ્ટતાથી જોઈ શકયું નહિ. પિટ્ટ જેવા મુત્સદ્દીઓ હજુ પ્રકાશમાં આવ્યા નહોતા. વ્હિગ પક્ષનું ધોરણ હવે જરીપુરાણું થઈ થઈ ગયું હતું ને નવા ધોરણનો અંગીકાર કરવાની હવે જરૂર હતી. ઇંગ્લંડ, ફ્રાંસ ને સ્પેઇનના પરસ્પર વેપારી ને સંસ્થાનિક લાભ નક્કી થઈ શક્યા નહિ. ઇંગ્લંડે લડાઇમાં ઘણી નબળાઈઓ બતાવી. પોતાનાં સાધનો વધારે સારાં બનાવવાં, ને લડાઈનું પ્રયોજન સ્પષ્ટ કરવું, એ બાબતોની હવે ખાસ જરૂર હતી. તે બે સવાલો હવે પછીનાં આઠ વર્ષોમાં નિકાલ ઉપર આવતા ગયા.

**પેલ્હામોનો આંતર કારભાર, ઇ. સ. ૧૭૪૪-૫૬**—આ વખતે અંગ્રેજોનાં લશ્કરોમાં નબળાઈ આવી ગઈ હતી તેથી વિગ્રહમાં તેઓ ફાવ્યા નહિ. આંતર કારભાર પણ ઘણો નબળો હતો. પૅસેટકે ને આબરૂએ પેલહામો પ્રથમ પંક્તિના વ્હિગો હતા. તે સાધનોથી તેમણે પાર્લમેંટમાં પોતાની સત્તા બાર વર્ષો સુધી ટકાવી રાખી. પણ ઇ. સ. ૧૭૪૬ની શરૂઆતમાં ન્યૂકૅસલ રાજાનો અળખામણો થઈ ગયો. તેથી જ્યૉર્જે પુલ્ટેનિને ને કાર્ટેરેટ-Lord Bath ને Lord Granvilleને નવું મંત્રિમંડળ ઉભું કરવાનું કહ્યું પણ પાર્લમેંટમાં તેમની બહુમતિ ન હોવાથી તેઓ ફાવ્યા નહિ.* એ કારણથી પેલ્હામ ભાઈઓ ફરી સત્તા ઉપર આવ્યા. હવે તેમણે રાજા પાસેથી એવો કોલ લીધો કે ભવિષ્યમાં તેમની મરજીના કોઈ પણ માણસને તેઓ મંત્રિમંડળમાં લઈ શકે અને જ્યાં સુધી તેમની પાસે કુલ સત્તા હોય ત્યાં સુધી રાજાએ બીજા લોકોની સલાહ પૂછવી નહિ. પરિણામે, પિટ્ટ જેવા રાજાના અણમાનીતા, પણ બાહોશ, નવજુવાનો મંત્રિમંડળમાં દાખલ થયા. પેલ્હામોએ લડાઈ ખલાસ થયા પછી નાણું બચાવવા લશ્કરને ઘટાડી નાંખ્યું, કેટલાક નોકરોને રજા આપી, ને વહિવટી

*પિટ્ટનું વર્ણન—I saw that Ministry: in the morning, it flourished; it was green at noon; at night, it was cut down and forgotten.

ખર્ચમાં કાપકૂપ કરી. દેશના કરજમાં ઘટાડો કરવામાં આવ્યો. ઇ. સ. ૧૭૫૧માં તેમણે વર્ષની તારીખોમાં સુધારો કર્યો. પણ એકંદર, તેમના કારભારમાં ખાસ અગત્યના આંતર સુધારાઓ થયા નથી. ન્યૂકૅસલ પરદેશખાતું જોતો; પેલ્હામ સ્વદેશ ઉપર નજર રાખતો. બંને સગા ભાઈઓ હતા છતાં રાજ્યસત્તાની ઈર્ષ્યાને લીધે તેમની વચ્ચે અણબનાવ થયો. ઇ. સ. ૧૭૫૪ના માર્ચમાં હેન્રિ પેલ્હામ મરી ગયો. તે મરતાં સુધી જુદા જુદા મતના માણસોને પોતાના પક્ષમાં રાખી શક્યો હતો. ન્યૂકૅસલ મુખ્ય પુરુષ થયો. તેણે મતદારમંડળોને પાણીની માફક પૈસો ખરચી સાધ્યાં હતાં. તેથી કોઈ તેની સામે થઈ શકતો નહિ† આ સત્તામાં અત્યાર સુધી પિટ્ટનો ભાગ નહોતો તેથી તે હંમેશાં ન્યૂકૅસલ સામે પાર્લમેંટમાં અસહ્ય કટાક્ષો ફેંકતો. ઇ. સ. ૧૭૫૬માં સાત વર્ષનો વિગ્રહ શરૂ થયો. હિંદુસ્તાનમાં, અમેરિકામાં અને યૂરોપમાં ન્યુકૅસલની રાજ્યનીતિનો અમલ ઘણે નબળો હતો અને ઇંગ્લંડને નુકસાની ઉપર નુકસાની આવતી હતી. પરિણામે રાજાપ્રજાને ન્યુકૅસલનો ભરોસો રહ્યો નહિ. ઇ. સ. ૧૭૫૬ના નવ્હેંબરમાં તેણે રાજીનામું આપ્યું. પિટ્ટ હવે સત્તા ઉપર આવ્યો. પણ રાજા ને તેનો પુત્ર કમ્બર્લંડ તેના વિરુદ્ધ હતા તેથી છ માસમાં તો તેને રાજીનામું આપવું પડયું. અઢી માસ સુધી મંત્રિમંડળ કેવું થશે તે નક્કી થઈ શક્યું નહિ. લોકો તો પિટ્ટના નામથી ઘેલા થઈ ગયા હતા ને તેના ઉપર આ મુદ્દતમાં માનપત્રોનો વર્ષાદ વરસતો હતો. તેના વગર રાજા મંત્રિમંડળ ઉભું કરી શકે એમ નહોતો. પિટ્ટ વગર ફ્રાંસ સામેના વિગ્રહમાં વિજય મળે એમ નહોતું. તેથી ઘણી ખટપટો પછી જુદા જુદા આગેવાનોનું એકત્ર મંત્રિમંડળ ઉભું કરવામાં આવ્યું. ન્યુકૅસલ તો તેમાં હતો જ. પણ પિટ્ટ એ કારભારમા મુખ્ય મુત્સદ્દી કહી શકાય.

**પેલ્હામોના વખતમાં ઇંગ્લંડ અને યૂરોપ. હિંદમાં ને અમેરિકામાં ઇંગ્લંડની ફ્રાંસ સાથે હરીફાઈ. લડાઈનાં–સાત વર્ષના વિગ્ર-**

---

†His system made the house an assembly of atoms. Leadership was a synonym for party management and cabinet–reconstruction.

**હુનાં-પગરણ, ઇ. સ. ૧૭૪૮-૫૬**—આ આઠ વર્ષો દરમ્યાન યૂરોપમાં, અમેરિકામાં ને હિંદુસ્તાનમાં અવનવા ફેરફારો થયા અને તેમાં ઇંગ્લંડ ને ફ્રાંસ એવાં તો સંડોવાયાં કે છેવટે તેમને લડાઇમાં ઉતરીને પરસ્પર તકરારોનો નિકાલ કરવો પડયો.

**અમેરિકા**—અમેરિકામાં અંગ્રેજો ને ફ્રેંચો વચ્ચે સખ્ત હરીફાઈ ચાલતી હતી. ત્યાં અત્યારનાં સંયુક્ત સંસ્થાનો–United States of America–ના પૂર્વ ભાગમાં કિનારા ઉપર મૅચેચુસ્સેટસ, રોડ આયલૅંડ, ન્યૂ હેમ્પશિઅર, કોનેકિટકટ, ન્યૂ જર્સિ, ડેલાવૅર, મેરિલૅંડ, વર્જિનિઆ, નૉર્થ કૅરોલિના, સાઉથ કૅરોલિના, ને જ્યૉર્જિઆ, એમ કુલ અગ્યાર અને તેમની પાસે પશ્ચિમે ન્યૂ યૉર્ક, પેન્સિલ્વેનિઆ, એમ કુલ તેર સંસ્થાનો હતાં. એ જ કિનારા ઉપર નોવાસ્કોશિઆ ને તેની પાસે એકેડિઆ પણ અંગ્રેજોનાં હતાં. સ્હેજ ઉત્તરમાં ન્યૂફાઉંડલૅંડ અંગ્રેજોના કબજામાં હતું પણ તેના કિનારા ઉપર ફ્રેંચોની સત્તા હતી. છેક ઉત્તરમાં પણ હડ્સન બે ટેરિટરિ અંગ્રેજોનું હતું. તેની દક્ષિણે, પૂર્વે, ને પશ્ચિમે ઠેઠ દરિયા સુધી, ફ્રેંચો હતા. તેર સંસ્થાનોની પશ્ચિમે અલીઘાની પર્વતોની હાર, ઓહિઓ ને મિસ્સિસ્સિપિ નદી અને ફ્રેંચ સંસ્થાન લુઇસિઆના, ને દક્ષિણે સ્પેઇનનું ફ્લૉરિડા આવેલાં હતાં. એકેડિઆની ને ફ્રેંચ સંસ્થાન ન્યૂ ફ્રાંસ અથવા કૅનેડાની વચ્ચેની સરહદો નક્કી થઈ નહોતી. ફ્રેંચોનો વિચાર એવો હતો કે એકેડિઆની પશ્ચિમમાં સેન્ટ લૉરેંસની નદીના મુખથી માંડીને ઑંટારિઓના સરોવર ઉપર ને પછી ઓહિઓ નદી ઉપર કોટકામ કરી તેર અંગ્રેજ સંસ્થાનોને ઘેરી લેવાં, તેમને પશ્ચિમે આગળ વધતાં અટકાવવાં, લડાઈને વખતે બને તો તેમને ગળી જવાં, અને નહિતર, ઉત્તર દક્ષિણ, ને પૂર્વે અલીઘાનીની પર્વતમાળાથી તે ઠેઠ પશ્ચિમના કિનારા સુધી એક મોટું સામ્રાજ્ય તૈયાર કરવું. જો દરિયાઈ બળમાં ઇંગ્લંડ ફ્રાંસથી વધે તો આ બધી અણખેડી ભૂમિ અંગ્રેજોની થાય તેમ હતું. પણ અંગ્રેજ સરકારે આ હકીકતોને હજુ સુધી પૂરા લક્ષમાં લીધી નહોતી. એરિ–Erie–ના સરોવર ઉપર ફ્રેંચોએ ફૉર્ટ ડુકેસ્ને Fort Duquesne–ને Fort Leboef–ફૉર્ટ લેબુફ ઉભા

કર્યા હતા ને અંગ્રેજ સંસ્થાનિક વૉશિનગ્ટનને એક વાર હરાવી કાઢી મૂક્યો હતો પણ ખરો. ઑંટારિઓના સરોવર ઉપર ફ્રેંચોએ નિઆગારાનો, ને ચૅંપલેઇનના સરોવર ઉપર, એમ બે કિલ્લાઓ ઉભા કર્યા હતા. તે પ્રમાણે નોવાસ્કોશિઆની પેલી બાજુ પણ એવો કોટ તેમણે બાંધ્યો હતો. વૉશિનગ્ટનની હાર થતાં ઇંગ્લંડની સરકારે બ્રૅડોકને ડુકેસ્નેનો કોટ સર કરવા મોકલ્યો પણ તે લડતાં માર્યો ગયો, જુલાઈ, ઇ. સ. ૧૭૫૫. શિર્લી–Shirley–નામનો બીજો અંગ્રેજ સરદાર ગુ નિઆગારાનો કોટ કબજે કરી શક્યો નહિ. બીજા કિલ્લાઓ અંગ્રેજો. શરણ થયા. પણ ફ્રેંચો દેશી ઇન્ડિઅનોને ઉશ્કેરી અંગ્રેજો સામે થ ં બની શકે તો તેમને કાઢી મૂકવા પ્રયાસ કરતા હતા. ઇંગ્લંડની સર દરિયા ઉપર ફ્રેંચ વેપારને કનેડગત કરવા માંડી. ફ્રાંકલિન, વૉશિનગ્ટન, ર્લી, વગેરે અંગ્રેજ સંસ્થાનકોને હવે એમ ખાત્રી થઈ ગઈ કે ઇંગ્લંડ ફ્રાંસ ામે લડાઈ જાહેર કરે તો જ તેનું દરિયાઈ સામ્રાજ્ય ટકી શકે. યૂરોપમાં બંને દેશો વચ્ચે હજુ સુલેહ હતી.

**હિંદુસ્તાન**—હિંદુસ્તાનમાં ફ્રેંચો અને અંગ્રેજો કર્ણાટકની નવાબીની ખાતર અને હૈદરાબાદની સુબેદારીની ખાતર લડ્યા હતા, ઇ. સ. ૧૭૪૬–૪૮ અને ઇ. સ. ૧૭૫૧–૫૫. પણ કલાઇવની લશ્કરી કુનેહથી ફ્રેંચોનો પરાજ્ય થયો હતો અને ડૂપ્લેને સ્વદેશ બોલાવી લેવામાં આવ્યો હતો. કર્ણાટકનો અંગ્રેજ નવાબ મહમદ અલી ફ્રેંચોએ પણ માન્ય કર્યો હતો. પણ હૈદરાબાદ મુકામે ફ્રેંચ સરદાર જનરલ બુસિએ સુબેદાર ઉપર મોટી વગ જમાવી હતી ને ઉત્તર સરકારના આખા પ્રાંતનું ઉત્પન્ન તેના લશ્કરના નિભાવ માટે નિઝામે ફ્રેંચોને માંડી આપ્યું હતું. બંગાળાનો નવાબ અલીવર્દીખાન ઇ. સ. ૧૭૫૬ના એપ્રિલમાં ગુજરી જતાં તેનો ભાણેજ સિરાજ–ઉદ્–દૌલા મનસબ ઉપર આવ્યો હતો. તેને પણ ફ્રેંચોની મદદ હતી. ચંદ્રનગર મુકામે ફ્રેંચો થાણું નાંખી પડ્યા હતા. આવી રીતે હિંદુસ્તાનમાં પણ બંને પ્રજાઓ વચ્ચે લડાઈ જાગવા માટે માત્ર યૂરોપમાં લડાઈ જાહેર થાય એટલી જ વાર હતી.

**યૂરોપ**—અમેરિકાના અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે વર્ષો થયાં હરીફાઈ ને લડાઈ ચાલતાં હતાં. તે લડાઈને બંધ પાડવાના માત્ર બે જ ઉપાયો હતા:—કાંતો વાટાઘાટ કરવી ને ફડચો લાવવો; ને કાંતો વિગ્રહ જાહેર કરી લડાઈમાં જે પક્ષ ફાવે તેને સુવાંગ લાભ મળે. ફ્રાંસે પોર્ટમેહોન સર કર્યું. માઇનૉર્કામાં અંગ્રેજ નાવિક જૉન બિંગ લડ્યા વગર ઘેર આવ્યો ત્યારે બાયલાપણાના આક્ષેપ ઉપર તેને ગોળીબાર કરવામાં આવ્યો, ઇ. સ. ૧૭૫૬–૫૭. ઑસ્ટ્રિઆને ફ્રેડરિક પાસેથી સિલેશિઆનો પ્રાંત પાછો જોઈતો હતો અને નેધર્લૅંડ્ઝની સલામતી જોઈતી હતી. મેરિઆ થેરેસાએ અને તેના વઝીર-ચૅન્સેલર-કાઉનિટ્ઝે હવે વંશાનુગત બાજી ફેરવી નાંખી ને ફ્રેડરિકનો નાશ કરવા ફ્રાંસ, સ્વિડન, બવેરિઆ, પેલૅટિન, સૅક્સનિ, પોલૅંડ ને રશિઆ સાથે મૈત્રી કરી. ઇંગ્લંડે પણ પ્રશિઆ સાથે મૈત્રી કરી. આવી રીતે સાત વર્ષનો વિગ્રહ શરૂ થયો. તેમાં પિટ્ની શક્તિ પ્રકાશમાં આવી.

**વિલિઅમ પિટ્, પૂર્વ ચરિત્ર, ઇ. સ. ૧૭૦૮–૧૭૫૬**—વિલિઅમ પિટ્નો જન્મ ઇ. સ. ૧૭૦૮ના નવેમ્બરમાં વેસ્ટમિન્સ્ટર મુકામે થયો હતો. તેના દાદો થૉમસ પિટ્ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિથી છાનો હિંદ સાથે વેપાર કરતો અને મદ્રાસના ને પછી જામેઇકાના ગવર્નર તરીકે થોડા વખત સુધી રહ્યો હતો. હિંદમાં તેણે પુષ્કળ પૈસો ભેગો કર્યો. વિલિઅમનો દાદો, ને બાપ રૉબર્ટ પિટ્, બંને, એકેક વર્ષને અંતરે પિટ્ને સત્તર વર્ષનો મૂકીને મરી ગયા. ઇટનમાં ને ઑક્સફર્ડમાં થોડુંક શિક્ષણ લઈ હવાફેર માટે તે યૂરોપની મુસાફરીએ નીકળ્યો, કારણ કે નાનપણથી જ તેને સખ્ત સંધિવાનું દરદ લાગુ પડયું હતું; તેણે થોડુંક ગ્રીક, લૅટિન ને અંગ્રેજી સાહિત્ય જોયું હતું. ત્રેવીસ વર્ષની ઉંમરે પિટ્ લશ્કરમાં દાખલ થયો. ચાર વર્ષ પછી તે હાઉસ ઑફ્ કૉમન્સનો સભ્ય થયો. આ વખત દરમ્યાન તે લૉર્ડ ટેમ્પલની બેનને પરણ્યો ને પુલ્ટેનિ, કાર્ટરેટ, તથા પ્રિંસ ઑવ્ વેઇલ્સનો પક્ષ લઈ વૉલ્પોલના કારભાર ઉપર સખ્ત હુમલાઓ* કરવા લાગ્યો. વૉલ્પોલ સત્તાભ્રષ્ટ થયો

* વૉલ્પોલે એક વાર કહ્યું કે:—We must muzzle this terrible Cornet of Horse.

ત્યારથી પિટ્ટ કાર્ટરેટના કારભારને પણ એવી જ રીતે વખોડવા માંડયો. હૅનોવરના રક્ષણ માટે ઇંગ્લંડ પૈસાનો જે ભોગ આપતું હતું તેની સામે તો ખાસ તે ઘણી અસભ્ય રીતે પોતાનો ઉભરો કાઢવો.† આ કારણથી તે રાજાની આંખે થઈ ગયો. પેલ્હામોના મંત્રિમંડળમાં રાજાના વિરોધથી તેને જગ્યા મળી શકી નહિ. માર્લ્બરોની વિધવા મરતી વખતે પિટ્ટને દસ હજાર પૌંડની ભેટ આપતી ગઈ. તેથી પિટ્ટ પૈસાની બાબતમાં વધારે સ્વતંત્ર થયો. ઇ. સ. ૧૭૪૬માં પેલ્હામોએ પિટ્ટને જગ્યા આપવાની રાજાને ફરજ પાડી. પિટ્ટ આયર્લંડનો નાઇબ-ખજાનચી ને પછી લશ્કરનો બક્ષી–Paymaster–થયો. અત્યાર સુધી દરેક બક્ષી રાજ્યને જે નાણું ધીરવામાં આવતું તેના ઉપર સેંકડે અર્ધા ટકાની હકસી ખાતો અને એક લાખ પૌંડનું વ્યાજ પણ પોતાનું કરતો. પિટ્ટની બક્ષીગીરી દરમ્યાન આ રિવાજો બંધ થયા, એવો તો તે પ્રામાણિક હતો. હેન્રિ પેલ્હામ ઇ. સ. ૧૭૫૪માં મરી ગયો. પિટ્ટે તેના કારભારને સારી રીતે ટેકો આપ્યો હતો. વૉલ્પોલ ને કાર્ટરેટના કારભારોની જે વીગતો ઉપર એક વાર તેણે સખ્ત ટીકા કરી હતી તે જ વીગતોને તે હવે અનુમોદન આપતો. પણ ન્યુકૅસલે જ્યારે હાઉસ ઑફ્ કૉમન્સની આગેવાની સર થૉમસ રૉબિન્સન જેવા ત્રીજી પંક્તિના માણસને આપી ત્યારે પિટ્ટ ને ફૉક્સ તેની સામે પડયા, કારણ કે તેમને કોઈ જગ્યા આપવામાં આવી નહોતી. આ વખતે પિટ્ટ પ્રિન્સેસ ઑવ્ વેઇલ્સના પક્ષમાં ભળ્યો હતો. ન્યૂકૅસલે ફૉક્સને ટૂંક મુદ્દતમાં ભાળવી લીધો; પણ હાઉસ ઑફ્ કૉમન્સમાં પિટ્ટની સખ્તાઈ ઘણી વધી જતાં હોદ્દા ઉપરથી તેને રજા આપવામાં આવી. નોકરી ગઈ તેથી પિટ્ટ કાંઈ નરમ પડયો નહિ; ઉલટો હવે તો તે ન્યૂકૅસલના નબળા કારભારને છચોક ને વધારે સ્વતંત્રતાથી નિંદવા લાગ્યો. ફ્રાંસની સામે લડાઈ જાહેર કરવાને તે હવે

---

† Don't go on subsidizing little princes here and there, and fancy that altogether they will make a king of Prussia. ...This great, this mighty nation, sir, is considered only as a province to a despicable Electorate.

પ્રધાનોને, પાર્લમેંટને, રાજાને, ને પ્રજાને આગ્રહ કરવા લાગ્યો. ત્યાર પછી તો માઇનૉર્કા હાથથી ગયું; અમેરિકામાં બ્રૅડૉક માર્યો ગયો; એટલે પ્રજા ઉશ્કેરાઈ ગઈ. રાજા પણ ગભરાયો. ન્યૂકૅસલ ખસી ગયો. પિટ્ટને હાઉસ ઑફ્ કૉમન્સની આગેવાની મળી. ડેવનશાઅર (ડ્યૂક ઑવ્) મુખ્ય મંત્રી બન્યો. બિંગ–Byng–ને દેહાંતદંડ થયો ત્યારે નવો મંત્રી તેને માફી આપવા રાજા પાસે વિનંતિ લઈ ગયો. રાજા બોલ્યોઃ–You have taught me, sir, to look for the sense of my subjects in another place than in the House of Commons. ત્યાર પછીની હકીકત ઉપર જણાવવામાં આવી છે.

**પિટ્ટના ગુણદોષઃ**—પિટ્ટ પાતળો, ઉંચો, રૂપાળો, ને રૂવાબદાર હતો. નાનું માથું, પાતળું મોઢું, લાંબુ ને નમણું નાક, તીણી, ઊંડી, અને વીજળીના જેવી તીખી તેજીલી આંખો, સ્પષ્ટ, બુલંદ અને પહાડી કંઠ, એવું વર્ણન એ વખતના લેખકો પિટ્ટ સંબંધી આપતા ગયા છે. વકતા તરીકે તેની શક્તિ ઘણી અજબ હતી. જેના ઉપર તેનું વક્તૃત્વ પડતું તે માણસ કંડોગાર થઈ જતો. તે શ્રોતાઓને ઘડીવાર હસાવતો, ઘડીવાર રોવરાવતો, તો ઘડીવાર ઉશ્કેરતો. તેનાં ભાષણોમાં દલીલો કે ડહાપણ કે વસ્તુસ્થિતિનું વીગતવાર સ્પષ્ટીકરણ, આપણને મળી શકશે નહિ. પણ જોસ, નિંદા, તીખાશ, કડવાશ, સચોટપણું, ને સ્વાભાવિકતા તેમાં આપણને સારી પેઠે મળી આવે છે. ભાષણો કરવાની તેની પદ્ધતિ એક ઉસ્તાદ નટના જેવી હતી. તેની અસર વીજળીના જેવી તાત્કાલિક થતી. ફ્રેડરિકે કહ્યું તેમ–England has long been in labour and has suffered much to produce Mr. Pitt but at last she has produced a man. પિટ્ટની પ્રામાણિકતા આપણે ઉપર જોઈ ગયા છીએ. તેની આસપાસ લાંચરૂશવત, વગવસીલો, ને ચીઠીચપાટી બધે ઊંડાં મૂળ ઘાલી રહ્યાં હતાં ત્યારે પિટ્ટ એકદમ પ્રામાણિક રહી શક્યો હતો. તેણે દેશના કારભારને નિઃસ્વાર્થી બનાવ્યો. એની અસર આગળ ઉપર ઘણી થઈ. તેને સ્વતંત્રતા ઘણી જ પ્રિય હતી. બિંગ, વિલ્કિઝ, અમેરિકાનો પ્રશ્ન, વગેરે કિસ્સાઓમાં દરેક વાર તેનો આ ગુણ

ખાસ ધ્યાન ખેંચે છે. તે અંગ્રેજોના ઊંડામાં ઊંડા વિચારોને ને તેમની ભાવનાઓને સમજી શકતો; પણ તેમની ખોટી ને હલકી ભાવનાઓની સામે થવાની પણ તે હિંમત કરતો. તેને પોતાની શક્તિઓનો અજબ ભરોસો હતો. ડ્યૂક ઑવ્ ડેવ્હનશિઅરને તેણે એક વાર કહેલું કે-I am sure that I can save this country, and that no body else can. પણ તે એક નટ જેવો હતો. પોતાના માનમરતબા વિષે તે ઘણી ચોકસાઈ રાખતો. તેની રહેણીકરણી* કૃત્રિમ અને દંભી લાગતી. રાજા તરફ તે કેટલીક વાર હલકું લાઘવ બતાવી દેતો† તો તાબેદાર માણસો ઉપર તે ઘણી વાર ખોટો રોફ મારતો. આવી વિસંવાદિતાનું કારણ એ હતું કે તેણે પ્લૂટાર્કનાં જીવનચરિતોનો સારો અભ્યાસ કર્યો હતો.‡ તે હમેશાં ખરૂં વલણ લેતો નહિ; અંગત દુશ્મનાવટથી તે કુમાર્ગે ચડી જતો; તેણે વૉલ્પોલની સ્પેઇન વિષેની, કાર્ટેરેટની તથા ન્યુકૅસલની જર્મનિનાં રજવાડાંઓને પૈસા આપી હૅનોવરને બચાવવાની, અને હ્વિગ અમીરોની પોતાની વગથી પાર્લમેંટને કબજે રાખવાની જે રાજ્યનીતિઓને સખ્ત વખોડી કાઢી હતી તેમનો જ પોતે જ્યારે સત્તા ઉપર આવ્યો ત્યારે તે પોષક બન્યો. ન્યૂકૅસલ તરફ તો તે નગુણો થયો એમ પણ કહી શકાય, કારણકે પિટ્ટની બધી ઇજ્જત તેને લઈને હતી. તે બહુ માનાર્થી અને ચીડાઉ હતો એટલે બીજાઓ તેની સાથે રહી કામકાજ કરી શકતા નહિ. એ કારણથી ભવિષ્યમાં તેનો પક્ષ ઘણો નબળો થઈ ગયો. મોટી ઉમરે તેણે રાજા પાસેથી અમીરાત, વર્ષાસન, વગેરે સ્વીકાર્યાં તેથી તેની લોકપ્રિયતા ઘટી ગઈ અને લોકદૃષ્ટિએ તે એટલો નિઃસ્વાર્થી જણાયો નહિ. ત્રીજા જ્યૉર્જના વખતમાં તેણે ગંભીર ભૂલો કરી, છતાં એકંદર તે ઇંગ્લંડના મહારાષ્ટ્રના મોટા ઉત્પાદક તરીકે લેખાશે.

---

*The cultured magnificence of stately lives—Disraeli.

†You could see his book nose between his legs.

‡His personality was not distinctively of his time or country and it has often been remarked that in force, will and ambition, he belonged rather to the Rome of Brutus than to the England of Walpole or North.

*Pitt* by Green, P. 370.

**મોટા પિટ્નો પહેલો કારભાર, ઇ. સ. ૧૭૫૬-૬૧-ફત્તેહ ઉપર ફત્તેહ**—હોદ્દા ઉપર આવ્યા કેડે તુરત જ પિટ્ટે સ્કૉટલંડની પહાડી ટોળીઓનું બે હજારનું નાનું લશ્કર તૈયાર કર્યું અને તેની સરદારી ટોળીઓના મુખીઓને જ આપી. આ કૃત્યથી સ્કૉટ્લંડના મજબુત લોકો અંગ્રેજ લશ્કરમાં દાખલ થયા અને તેમનો વિરોધ શાંત પડયો. નવા પ્રધાને હિંદ ને ઍટલૅંટિક મહાસાગરોમાં અને ઇંગ્લંડની સામુદ્રધુનીમાં દરિયાઈ લશ્કરો મોકલ્યાં. આ કૃત્યથી ફ્રાંસનાં લશ્કરો અમેરિકા અને હિંદુસ્તાનમાં પોતાની મરજી મુજબ હીલચાલ કરી શક્યાં નહિ. પ્રશિઆ, હૅનોવર અને હેસ્સેનાં રાજ્યોને તેણે છૂટે હાથે હવે નાણું આપવા માંડ્યું. લડાઈની દરેક વીગતોને તે જાતે જોઈ જતો. ક્યાં કેટલાં લશ્કરો મોકલવાં, કેને કેને સરદારી આપવી, કેવી રીતે ફતેહ કરવી, એ બધી સૂચનાઓ વીગતવાર તે પોતાના અમલદારોને આપતો. દેશના નૌકાસૈન્યને તેણે સુધાર્યું ને વધાર્યું, ને બાહોશ અને ચાલાક માણસોને વીણી વીણી તેમને જવાબદાર લશ્કરી હોદ્દાઓ અને કુલ સત્તાઓ આપી. એક રાજાના જેટલી સત્તા તે આ કારભાર દરમ્યાન વાપરતો અને ક્યારેક પોતે પણ તેની પાસે લાચાર બની જતો.* દરેક સિપાઈને ને સરદારને તેનાથી અજબ પ્રોત્સાહન મળતું. ફ્રાંસનાં સંસ્થાનોને કબજે કરવાં, તેનો વેપાર તોડવો, ઑસ્ટ્રિઆના મહારાજ્યને હરાવવું, બ્રિટિશ વેપાર ને સામ્રાજ્ય વધારવાં, અને ફ્રેંચ નૌકાબળનો નાશ કરવો, એ પિટ્ના મુખ્ય મુદ્દાઓ હતા. એ જ કારણથી તેણે યૂરોપમાં પણ ઇંગ્લંડના મિત્રોને અને ફ્રાંસના શત્રુઓને મોંએ માંગેલી મદદો મોકલ્યાં કરી અને ફ્રાંસના મિત્રોને હરાવવા ભગીરથ પ્રયત્નો કર્યા. તે કહેતો કે—America could be won in Germany—ફ્રાંસને જર્મનિમાં થકવી દેવું એટલે આપોઆપ અમેરિકા ઇંગ્લંડનું થશે. પાદશાહીને તોડવી એટલે આપોઆપ ડાળખાંઓ—પ્રાંતો—મરાઠાઓને મળી જશે, એ બાજીરાવ પેશવાએ શાહૂ રાજાને આપેલી સલાહ આપણને અહિં યાદ આવે છે. આ કથનનો અર્થ એટલો જ છે કે ફ્રાંસને ને ઑસ્ટ્રિઆને જર્મનિમાં દબાણમાં

---

*"Give me your confidence, Sire, and I will deserve it", તેણે રાજાને એક વાર કહ્યું. રાજાએ જવાબ આપ્યો: "Deserve my confidence and you shall have it."

રાખવાથી ઈંગ્લંડ વિના વિરોધે કૅનેડાનો ભોગવટો કરી શકશે. થયું પણ પણ તેમ. જેમ જેમ બ્રિટિશ દરિયાઈ બળ વધતું ગયું તેમ તેમ વેપાર પણ વધતો ગયો. પ્રજાને લડાઈનું ખર્ચ ભારે પડ્યું નહિ.* પિટ્ટને કાંઇ લડાઈની ખાતર લડાઈ કરવી નહોતી; પ્રશિઆની ને ઇંગ્લંડની સહીસલામતી સચવાય એટલે લડાઈ બંધ કરવી, એમ તેનું માનતું હતું. પણ સ્પેઇનનાં ને ફ્રાંસનાં બધાં સંસ્થાનો ને તેમનો બધો દેશાવરનો વેપાર ઇંગ્લંડ એકલું જ પચાવી પાડે એવી રાષ્ટ્રીય, પણ સંકુચિત, મહત્ત્વાકાંક્ષાથી આખું યૂરોપ પિટ્ટના સામું ખડું થઈ જાત અને અંગ્રેજોને ભારે મુશ્કેલી-ઓમાં સંડોવાવું પડત. સુભાગ્યે, પિટ્ટ ઝાઝા વખત સુધી આવી અનિયંત્રિત સત્તા ઉપર ટકી રહ્યો નહિ. ઉપરાંત કૅનેડામાં ફ્રેંચ સત્તાનો નાશ થયો એટલે પાસેનાં સંસ્થાનોના અંગ્રેજો ઉપરનો ખરો હાથ જતો રહ્યો અને છેવટે તેઓ સ્વતંત્ર થઈ શક્યાં. પિટ્ટ મોટો જીત મેળવી આપનારો પ્રધાન–Organiser of Victory–થઈ ગયો, એ વાત ખરી છે; પણ તેની સાથે આપણે એ પણ યાદ રાખવું જોઈએ કે તેના વખતમાં ફ્રેડરિક એકલો જ ઇંગ્લંડનો મિત્ર હતો ને પ્રશિઆના રાજ્યતંત્રમાં રાજા પોતે જ બધી સત્તા હાથમાં રાખતો હતો. ઇંગ્લંડમાં પિટ્ટ અને પ્રશિઆમાં ફ્રેડરિક--એ બંને કુલ સત્તા ભોગવતા હતા.‡ ક્યાંય કોઈ સામો ખાસ ધ્યાનમાં આપવા યોગ્ય વિરોધ નહોતો. પિટ્ટના પહેલા કારભારની આટલી તો સરળતા ને લોકપ્રિયતા હતી.

**સાત વર્ષોનો મહાવિગ્રહ, ઇ. સ. ૧૯૫૬–૬૩**—પિટ્ટના ગુણદોષ અને તેનો કારભાર એ આપણે ઉપર તપાસ્યા. હવે સાત વર્ષોના વિગ્રહ ઉપર આપણે આવીએ. આ વિગ્રહ યૂરોપ, અમેરિકા, હિંદુસ્તાન, અને આફ્રિકા, એ ચાર ભાગો ઉપર ચાલ્યો હતો. તેથી દરેક ભાગ આપણે એક સાથે અહીં ટૂંકામાં જોઈ જઇશું અને પછી વિગ્રહનો અંત આવ્યો તે જોઇશું.

---

* "Commerce was made to flourish by War".

‡ બર્કના કહેવા મુજબ–Under him for he first time administration and popularity were united.

**યૂરોપ**—પહેલાં યૂરોપીય વિગ્રહ આવવો જોઈએ, કારણ કે તેના ઉપર તો આખી ઈમારતનું ચણતર થયું. પ્રશિઆનો રાજા ફ્રેડરિક શરૂઆતમાં સૅકસનિ ઉપર ફરી વળ્યો અને ઇ. સ. ૧૭૫૭ના જુનમાં




બોહેમિઆનું મુખ્ય નગર પ્રાગ તેના કબજામાં જતું જતું રહી ગયું. પણ લડાઈમાં ભરતીઓટ હોય છે તેમ શત્રુઓ ખુદ બર્લિનમાં દાખલ થયા અને ઑસ્ટ્રિઆએ સિલેશિઆ પ્રાંત પાછો હાથ કર્યો. ફ્રેડરિક ગાંજ્યો જાય એમ નહોતો. તેણે ફ્રેંચોને Rossbach–રૉઝબાક પાસે ને ઑસ્ટ્રિઆના લશ્કરને લૅઉથેન–Leuthen–આગળ હરાવ્યાં, ઇ. સ. ૧૭૫૭. રૂશિઆના લશ્કરે પ્રશિઅનોને ઇ. સ. ૧૭૫૯માં મ્હાત કરી નાંખ્યા. આવી રીતે ફ્રેડરિકની સ્થિતિ ઘણી ભયંકર થઈ ગઈ.

ઇંગ્લંડથી ડ્યૂક ઑવ્ કંબરલંડ હૅનોવર ગયો હતો પણ ઇ. સ. ૧૭૫૭માં હાસ્ટનબૅક પાસે ફ્રેંચોએ તેને સખ્ત હાર આપી એટલે તેને શરણ થયા વગર છૂટકો નહોતો. તેના પછી પ્રિન્સ ફર્ડિનન્ડે ફ્રેંચોને હૅનોવરની સરહદ ઉપરથી હાંકી કાઢ્યા અને મિન્ડન–Minden

–મિન્ડન મુકામે તેમને સખ્ત હાર આપી. ઇ. સ. ૧૭૫૯. આ વખત દરમ્યાન પિટ્રે ફ્રાંસના ઉત્તર કાંઠા ઉપર નાનાં નાનાં લશ્કરો મોકલ્યાં. ઍડ્મિરલ બૉસ્કૅવને ટૂલોંના કાફલાને લાગોસ બે Lagos Bay–આગળ હરાવ્યો. બ્રેસ્ટ આગળ ભેગા થએલા ફ્રેંચ નૌકાસૈન્યને હૉકે–Quiberon Bay–કિબરોં બે આગળ વીખેરી નાંખ્યું. ફ્રેંચ પ્રધાન Choiseul ચ્વાસલ ઇંગ્લંડ, આયર્લંડ અને સ્કૉટલંડ ઉપર સવારી મોકલવાની ગોઠવણ કરતો હતો તે આ ફત્તેહોથી બંધ થયું.

રશિઆએ પહેલાં તો પ્રશિઅન લશ્કરોને હરાવ્યાં હતાં પણ પછી ફ્રેડરિક ઝારને સાચવી શક્યો, ઇ. સ. ૧૭૫૭–૫૯. ઇ. સ. ૧૭૬૨ના મેમાં રશિઆના નવા રાજા ઝાર પિટરે ફ્રેડરિક સાથે સુલેહ કરી હતી પણ તેના મરણ પછી વળી ફરીથી ઝારણા કેથેરિને લડાઈ જાહેર કરી.

**અમેરિકા**—લડાઈ જાહેર થયા પછી પિટ્રે અમેરિકામાં પણ લશ્કરો ને નૌકાસૈન્યો મોકલ્યાં. શરૂઆતમાં અંગ્રેજ લશ્કર હડસન નદીની ખીણમાં થઈ ટિકોંદરોગાનો કિલ્લો લેવા ઉપડ્યું પણ તેમાં ફતેહ ન મળી. એક લશ્કરે દુકવેસ્નેનો કોટ કબજે કર્યો. બીજું લશ્કર સર જેફ્રી ઍમ્હર્સ્ટ–Sir Jeffrey Amherst ને Wolfe–વુલ્ફની સરદારી નીચે હતું. આ બે યુવાન સરદારોએ લૂઇબર્ગ સર કર્યું ને ક્વિબેક લેવાનું સાહસ કર્યું. ઍમ્હર્સ્ટ ચૅમ્પ્લેન સરોવર ઉપર થઈને ક્વિબેક સામે રવાના થયો. વુલ્ફ સેંટ લારેન્સ નદી ઉપર થઈને તે જ શહેર સામે રવાના થયો: ક્વિબેકનો કિલ્લો કુદરતથી સુરક્ષિત હતો. તેની બંને બાજૂ પર્વતો ને નદીઓ હતાં: માત્ર ઉત્તરે જ જવાનો રસ્તો હતો. વળી ફ્રેંચ સરદાર મોંતકામે–Montcalm–તેનું બચાવકામ સારી રીતે સુધાર્યું હતું ને તે પોતે ઘણો જ બાહોશ સરદાર હતો. નદીની વચમાં એક નાના બેટ ઉપર વુલ્ફે પહેલાં મુકામ કર્યો અને ક્વિબેક શહેર ઉપર બે બાજૂથી તોપોનો મારો ચલાવી તેને પાયમાલ કરી નાંખ્યું. પછી ઉત્તરના બચાવ કામ ઉપર તેણે એક વાર ઓચિંતો છાપો માર્યો પણ તેમાં તે ફાવ્યો નહિ તેથી ક્વિબેકની પેલી પારની ટેકરીઓ ઉપર તેણે લશ્કર ફેરવ્યું ને એ જ વખતે શત્રુને ભોળવવા માટે મુખ્ય બચાવકામની જગ્યા ઉપર નામનો

તોપનો મારો ચલાવ્યે રાખ્યો. મોંતકામને ખબર પડતાં તુરત જ તેણે પોતાનું તમામ લશ્કર વૂલ્ફનાં માણસો સામું ખડું કર્યું. યુદ્ધમાં વૂલ્ફનાં માણસો ફાવ્યાં પણ વૂલ્ફ પોતે ઘાયલ થયો ને થોડા વખતમાં મરી ગયો. મરણ પહેલાં તેને ખબર પડી કે કિબેક સર થયું છેઃ–તે બોલ્યો. God be praised; I now die in peace; સપ્ટેમ્બર, ઇ. સ. ૧૭૫૯. ફ્રેંચ સરદાર પણ ઘાથી મરી ગયો. ઍમ્હર્સ્ટે મોંટ્રિઅલ સર કર્યું. કૅનેડા ઉપર અંગ્રેજ વાવટો ફરકતો થયો.

અંગ્રેજોએ વેસ્ટ ઇન્ડીઝ ટાપુઓના માર્ટિનિક ને ગ્વાડેલૂપ, સેન્ટ લુશિઆ, ગ્રેનેડા, સેન્ટ વિંસેન્ટ, વગેરે સર કર્યાં, ઇ. સ. ૧૭૬૨. ઇ. સ. ૧૭૬૧માં બેલ આઇલ–Belle Isle–નો ટાપુ પડ્યો. સ્પેઇન લડાઇમાં ઉતર્યું ત્યારે અંગ્રેજોએ હાવાના ને મેનિલા પણ જીતી લીધાં, ઇ. સ. ૧૭૬૨.

**આફ્રિકામાં** અંગ્રેજોએ ગોરી–Goree–નો ટાપુ ને સેનેગાલ નદી ઉપરનો ફોર્ટ લૂઇનો કિલ્લો તાબે કર્યાં, એપ્રિલ–ડિસેમ્બર, ઇ. સ. ૧૭૫૮.

**હિંદુસ્તાન**—આપણા દેશમાં આ વખતે ક્લાઇવે સિરાજ–ઉદ્–દવલાને ઇ. સ. ૧૭૫૭ના જુનમાં પ્લાસિની રણભૂમિ ઉપર હરાવ્યો ને બંગાળા ને બિહારની નવાબી મીરજાફરને આપી. પછી અંગ્રેજોએ ફ્રેંચ થાણું ચંદ્રનગર પણ કબજે કર્યું, સપ્ટેમ્બર, ઇ. સ. ૧૭૫૭. કર્ણાટકમાં લાલિ ને બુસિ મદ્રાસ લઇ શક્યા નહિ. સર આયર કૂટે તેમને વાંદિવાસ આગળ હરાવ્યા, જાનેવારિ, ઇ. સ. ૧૭૬૦. ઇ. સ. ૧૭૬૧ના જાન્યુઆરિમાં પોંડિચેરિ પણ અંગ્રેજોને શરણ ગયું. હૈદરાબાદમાંથી ને ઉત્તર સિરકારમાંથી ફ્રેંચ સત્તા નાબુદ થઇ ગઇ.

**સ્પેઇન સામે વિગ્રહ, ઇ. સ. ૧૭૬૧–૬૩**—કૅનેડા ઇંગ્લંડે કબજે કર્યું એટલે અમેરિકામાં ફ્રાંસ ને ઇંગ્લંડની સત્તાનું જે સમતોલપણું અત્યાર સુધી સચવાઇ રહ્યું હતું તેનો નાશ થયો. ફ્રેંચ સંસ્થાનોના નાશમાં સ્પેઇનનાં સંસ્થાનોનો નાશ પણ છુપાઇ રહ્યો હતો તે કોઇ પણ બુદ્ધિશાળી સ્પેનિશ મુત્સદ્દી સમજ્યા વગર તો રહે જ નહિ. સ્પેઇનનો રાજા ફર્ડિનન્ડ

ઇ. સ. ૧૭૫૯માં મરણ પામ્યો. તેના પછી ત્રીજો ચાર્લ્સ ગાદીએ આવ્યો. તે મર્હુમ રાજા જેવો નરમ નહોતો. અંગ્રેજ નાવિકો ને વેપારીઓ હજુ સ્પેઇનનાં વેપારી વહાણો ઉપર હુમલાઓ કરતા હતા. અંગ્રેજ સંસ્થાનિકો હોન્ડુરાસમાં લાકડાં કાપવાનો હક્ક માંગતા હતા. ન્યૂફાઉન્ડલંડમાં માછી મારવાના હક્કનું સમાધાન હજુ થયું નહોતું. ચાર્લ્સે યૂરોપના વિગ્રહનું સમાધાન કરી આપવાનું કહેવરાવ્યું અને તે જ સાથે ચાલતી તકરારોનું લિખિત વાંધાપત્ર પણ પિટ્ટ ઉપર મોકલાવ્યું. પિટ્ટને તો એટલું જ જોઇતું હતું. સ્પેઇન ને ફ્રાંસ ઘણા વખત થયાં કૌટુંબિક કરારો–Family Compacts–થી એક હતાં તેની તેને લગભગ ખાત્રી થઈ ગઈ હતી. સ્પેઇન સામે ઇ.સ.૧૭૬૨ના જાન્યુઆરિમાં લડાઈ જાહેર કરવામાં આવી. પોર્ચુગલ ઇંગ્લંડ સાથે રહ્યું. પરિણામે ઉપર જણાવ્યું તેમ અંગ્રેજોએ સ્પેઇનનાં કેટલાંક સંસ્થાનો તાબે કર્યાં.

**રાજાનું મરણ**—આવી રીતે ઇંગ્લંડને ચોમેર ફત્તેહો મળ્યે જતી હતી. તેવામાં મોટું વિઘ્ન આવી પડ્યું. ઇ. સ. ૧૭૬૦ના ઓક્ટોબરમાં રાજા જ્યૉર્જ મરી ગયો. પિટ્ટને તે સમજી ગયો હતો ને તેથી તે તેને હમેશાં અનુમોદન આપતો. તેના મરી જવાથી પિટ્ટની પરિસ્થિતિ ફરી ગઈ.

**પૅરિસનો કરાર, નવેંબર, ઇ. સ. ૧૭૬૩**—ફ્રાંસ, ઑસ્ટ્રિઆ, સ્પેઇન, બવેરિઆ, સેક્સનિ, પોલંડ, રશિઆ, વગેરે હવે આ વિગ્રહથી કંટાળી ગયાં. ઇંગ્લંડમાં પણ રાજા બદલાઈ ગયો હતો. નવા રાજા જ્યૉર્જને લડાઈ જોઇતી નહોતી. કારભારીઓ પણ બદલાઈ ગયા. પિટ્ટ સત્તા ઉપરથી ખસી ગયો. બ્યૂટ મુખ્ય પ્રધાન થયો. સુલેહને માટે તૈયારીઓ થવા લાગી. છેવટે ઇ. સ. ૧૭૬૩ના નવેંબર માસમાં પૅરિસ મુકામે કોલકરારો ઉપર સહીઓ લેવામાં આવી. અંગ્રેજોએ ફ્રાંસ પાસેથી માઇનૉર્કા, કૅનેડા, નોવા સ્કોશિઆ, કેઇપ બ્રિટન, ગ્રૅનેડા, સેઇન્ટ વિન્સેન્ટ, ડૉમિનિકા, ટૉબેગો, અને સેનેગાલ લીધાં ને સ્પેઇન પાસેથી ફ્લૉરિડા લીધું. ઇંગ્લંડે ફ્રાંસને બેલઇપ્સુ, ગ્વાડેલૂપ, મેઇરિ, ગેલાંટિ, માર્ટિનિક, સેઇન્ટ લ્યુશિઆ, અને ગોરી (આફ્રિકામાં) પાછાં આપ્યાં. સ્પેઇને ફ્રાંસને લુસીઆના આપ્યું. જર્મનિનો બધો ભાગ ફ્રાંસે મૂકી દીધો. સ્પેઇનના બીજા હક્કો હવે નાબુદ થયા. પણ તેને હાવાના ને મેનિલ્લા પાછાં મળ્યાં. હિંદમાં ફ્રેંચો પાસે પોંદિચેરિ વગેરે પાંચ થાણાંઓ રહેવા દેવામાં આવ્યાં.

યૂરોપમાં આ વિગ્રહથી કેટલીક જુની પરિસ્થિતિ ફરી ગઈ અને અને નવી પરિસ્થિતિ ઉભી થઈ. પ્રશિઆ હવે પહેલી પંક્તિમાં આવ્યું. ફ્રાંસ ને ઑસ્ટ્રિઆ સાથે તે હવે હરીફાઈ કરવા લાગ્યું. અંગ્રેજોને અમેરિકામાં, આફ્રિકામાં, ને હિંદમાં સારા લાભો મળ્યા. જો પિટ્ સત્તા ઉપર રહ્યો હોત અથવા બ્યૂટે જો વધારે ચાલાકી બતાવી હોત તો વધારે લાભો મળી શકત. ફ્રેડરિક બચી ગયો એ બાબત ખરી છે પણ બ્યૂટે શત્રુ સાથે તેનાથી છાની મસલતો કરી હતી તેથી યૂરોપનાં રાજ્યોને ઇંગ્લંડના કારભારનો ભરોસો ઉઠી ગયો. ફ્રાંસનું નૌકાબળ નબળું થઈ ગયું. ઇંગ્લંડનો વેપાર હવે વધવા લાગ્યો. સ્પેઇનનું રાજ્ય હવે ત્રીજી પંક્તિમાં ગણાવા લાગ્યું. અમેરિકામાં કૅનેડામાંથી ફ્રેંચ સત્તા નાબુદ થઈ એટલે ત્યાં અંગ્રેજ સંસ્થાનો વધારે નિર્ભય અને સ્વતંત્ર થયાં. ઇંગ્લંડના પર રાજ્યો સાથેના વ્યવહારમાં હવે એકદમ ફેરફાર થઈ ગયા. કારણકે તેને હવે આખી પૃથ્વી ઉપર પોતાનું હિત સાચવવાનું આવ્યું. આ તમામ લાભો પિટ્ને પ્રતાપે મળી શક્યા હતા.

## પ્રકરણ ૧૯મું

## વાઙ્મય, કળા, વિજ્ઞાન, આર્થિક સ્થિતિ.

ઇ. સ. ૧૬૮૮ની રાજ્યક્રાંતિની અસર ઇંગ્લંડના વાઙ્મય ઉપર પણ થઈ. લૉક–Locke–નામના ફિલસુફે તે બનાવને પોતાનું અનુમોદન આપ્યું. બર્કલે, હ્યૂમ, બટ્‌લર, એ બીજા ફિલસુફો થઈ ગયા. બોલિંગબ્રોકે *On the Idea of a Patriot King* લખ્યા. તે વ્હિગોનો મોટો શત્રુ હતો, છતાં ટોરિઓ પણ તેને ધિક્કારતા.*

ફિલસુફીમાં અને નીતિશાસ્ત્રમાં આ લોકોના અભિપ્રાયો સારી રીતે માન પામતા. ફિલસુફીમાં લૉક, તો સાહિત્યમાં એડિસન પ્રમાણ મનાતા. તે પોતાનાં *Tatler* અને *Spectator* નામનાં પત્રોમાં વાઙ્મયના પ્રશ્નો ચર્ચતો. એલેક્ઝાન્ડર પોપ–Pope–એ જાણીતો કવિ થઈ

*ડૉ. જૉન્સન તેને વિષે એક વાર આ શબ્દો બોલેલો:—He was a scoundrel for charging a blunderbuss against religion and morality, and a coward because he had no resolution to fire it off himself.

ગયો, જો કે કાઉપરના કહેવા મુજબ કવિતાને તેણે એકદમ કૃત્રિમ બનાવી દીધી. તેનાં *Rape of the Locke* ને ***Essay** on Man*–એ કાવ્યો જાણીતાં છે. હાસ્ય અને કટાક્ષનું સાહિત્ય લખવામાં સ્વિફ્ટ મુખ્ય થઈ ગયો. આ વખતના લેખકો ગ્રીક ને લૅટિન લેખકોનું અનુકરણ કરતા. જૉન્સન* તો પોતાનાં લખાણોમાં એ સાહિત્યના જ શબ્દો વાપરતો. કેટલાકોએ તે સાહિત્યોની અનુપમ કૃતિઓનાં સારાં સારાં ભાષાંતરો પણ કર્યાં, જેમકે પોપે "ઈલિઅડ"ને અંગ્રેજીમાં ઉતાર્યું. મુખ્ય વ્હિગ ને ટોરિ મુદ્દાઓને સાહિત્યમાં ઉતારવામાં આવ્યા. સ્વિફ્ટકૃત *Gulliver's Travels*, ને ડિફોકૃત *Robinson Crusoe*, ઍડિસનકૃત *Cato* ને *Sir Roger de Coverly* દાખલા તરીકે આપી શકાય. નાટકો, ઑપેરા, વગેરે હવે દાખલ થયાં, દાખલા તરીકે ઍડિસનકૃત *Rosamond* સંગીત ને અભિનયની કલાઓ વિકાસ પામી શકી. નિબંધો લખવાની પ્રથા ચાલુ થઈ. ઍડિસનનાં પત્રોએ આમાં પણ સારી સેવા કરી.‡ તેમણે લોકોની વૃત્તિને સારી રીતે કેળવી. વર્તમાનપત્રોની સંખ્યા ને વગ બહુ વધ્યાં. લેખકોને અત્યાર સુધી મોટા મોટા અમીરો ઉત્તેજન આપતા. હવે પ્રકાશકો–Publishers–બહાર પડ્યા. પત્રલેખન પણ હવે ઉપયોગી સાહિત્ય તરીકે ગણાવા માંડ્યું. ચેસ્ટરફીલ્ડના કાગળો–*Letters*–હજુ પણ આપણે ત્યાં વંચાય છે. તે ક્ષેત્રમાં હૉરેસ વાલ્પોલ ને ગ્રે ખાસ જાણીતા થઈ ગયા. લોકો મુસાફરીના વર્ણને શોખીન થયા. ચિત્રલેખન પણ પરિચિત થતું ગયું શિલ્પ, સ્થાપત્ય, નકશીકામ, વગેરેમાં હવે વિકાસ થયો. લોકો સિક્કાઓ, ઝાડ, છોડવાંઓ, પક્ષીઓ, પશુઓ વગેરેનો સંગ્રહ રાખતાં શીખ્યા.

---

*કાઈ એક રમુજી લેખક કહી ગયા છે કે:–Johnson made the little fishes talk like whales.

‡પોતાના પત્ર *Spectator*માં તેણે એક વાર લખ્યું હતું કે:–I shall be ambitious to have it said of me that I have brought philosophy out of closets and libraries, schools and colleges, to dwell in clubs and assemblies, at tea tables and in coffee-houses.

આ જમાનામાં ઇંગ્લંડમાં ગરમ કપ્પડ, કાગળ, રેશમી માલ, સુતરાઉ માલ, છાપણી, વગેરે હુન્નરો–ઉદ્યોગોનો વિકાસ થયો. છતાં અંગ્રેજ સંસ્કૃતિમાં ઘણી ખામીઓ હતી.

પાકા રસ્તાઓ હજુ થયા નહોતા. લોકો ઘોડા ઉપર બેસી મુસાફરી કરતા. માલ પશુઓ ઉપર લઈ જવામાં આવતો. ગાડીઓ બહુ નહોતી. લુટારાઓ સાગે ત્રાસ આપતા. દરજીઓ મોંઘા ને ઘણા ઓછા હતા. શેરીઓ ગંદી, પાણી ખરાબ, ને ઘર અંધારાં, હતાં. ખુનો બહુ થતાં. છોકરાંઓ ઉપર ખાસ ધ્યાન અપાતું નહિ. લોકો નિરક્ષર હતા. પુરુષો સ્ત્રીઓ તરફ બહુ માન ધરાવતા નહિ. અજ્ઞાન હજુ ઘણું હતું. છતાં આ જમાનામાં આગળનાં પાનાંમાં લખ્યા મુજબ કેટલાક પ્રતિભાશાળી પુરુષોના પ્રતાપે અંગ્રેજો આખી પૃથ્વી ઉપર રાજ્ય કરવાની લાયકાત ઉપર આવતા જતા હતા. ઇતિહાસમાં પ્રતિભા, બુદ્ધિ, અને આવડતનાં સારાં ફળોનો બીજો આદર્શનમુનો ક્યાં મળી શકશે ?

**મેથડિસ્ટો**—બીજા જ્યોર્જના વખતનું ચર્ચ સડેલું હતું. ચર્ચના સભ્યો લોકોની આત્મિક ઉન્નતિ તરફ ઘણું દુર્લક્ષ આપતા ને જમીનનું ઉત્પન્ન પોતાના ઉપભોગમાં જ વાપરતા. લોકોને ખરી જાગૃતિ આપનાર ચર્ચ નહિ પણ વેઝલી ભાઈઓ હતા. જૉન અને ચાર્લ્સ વેઝલીનો જન્મ અનુક્રમે ઇ. સ. ૧૭૦૩માં ને ઇ. સ. ૧૭૦૭માં થયો હતો. તેમની માએ બનેને ઘણી સારી કેળવણી આપી હતી. ઓકસફર્ડમાં તેઓએ અભ્યાસ કરેલો; પણ ત્યાંની ધાર્મિક પરિસ્થિતિથી કંટાળી જઈ તેઓએ આકરા નિયમો પાળવા માંડ્યા ને તેમની અતિ નિયમિતતાને જોઈને લોકોએ તેમને Methodist નું ઉપનામ દીધું. તેઓએ ધર્મનો ઊંડો અભ્યાસ કર્યો નહોતો પણ લોકોમાં તેઓએ તીવ્ર ધાર્મિક જિજ્ઞાસા ઉત્પન્ન કરી. જૉન વેઝલી પહેલાં તો જ્યૉર્જિઆ (અમેરિકા) ગયો. ઇ. સ. ૧૭૩૮માં તે પાછો આવ્યો ને ત્યારથી તે ઠેઠ ઇ. સ. ૧૭૯૧ સુધી તેણે મજુરોને–કોલસાની ખાણોમાં કામ કરવ વાળાઓને–ઉપદેશ આપ્યાં કર્યો. તેના જેવો જબરદસ્ત વક્તા ભાગ્યે જ હશે. વક્તા ઉપરાંત વેઝલી પોતાના મંડળની સુવ્યવસ્થા કરતો ગયો છે. હજારો જીવોને તેના ઉપદેશે અધમ ગતિથી ને દુર્ગુણથી

બચાવી લીધા. ક્રાઇસ્ટના ધર્મનો ખરો બોધ થવાથી ઘણા દુરાગ્રહી અને અસંતોષી લોકો સન્માર્ગે વળ્યા અને પ્રજામાં મોટા પાયા ઉપર રાજ્યકીય ઉત્પાત થયો નહિ. શરૂઆતમાં વેઝલીને વ્હાઇટફીલ્ડ નામનો માણસ ઉપયોગી થયો હતો. પણ પાછળથી મતભેદ થતાં બને છૂટા પડી ગયા. અત્યારે ઇંગ્લંડ, સ્કૉટ્લંડ અને અમેરિકાના મેથડિસ્ટો લાખો રૂપીઆ ખરચી એશિઆ વગેરે ખંડો ઉપર અનેક કેળવણીની અને આરોગ્યની સંસ્થાઓ નીભાવે છે.

## પ્રકરણ ૨૦મું.

## વિહગ અમીરાત ને રાજા ત્રીજો જ્યૉર્જ,

## ઇ. સ. ૧૭૬૦-૧૮૨૦.

**મર્હુમ રાજા બીજા જ્યૉર્જનો પૌત્ર-ત્રીજો જ્યૉર્જ રાજા.** રાજા ત્રીજો જ્યૉર્જ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે ત્રીસ વર્ષનો હતો. નવો રાજા, સહૃદય, કર્તવ્યનિષ્ઠ, ઘણો નિયમિત,* ચારિત્રમાં એકદમ સારો. ઘોડાઓ, કુતરા, ખેતી વગેરેનો શોખીન, ઘણો સાદો, લોકોને ખુશ રાખી શકે તેવો, ગરીબો પ્રત્યે દયાળુ, મીલનસાર, સભ્યતાથી ભરેલો, ધર્મિષ્ઠ, પવિત્ર અંતઃકરણવાળો, મનસ્વી, હિંમતબાજ, સમજુ, અને એક મધ્યમ વર્ગના અંગ્રેજના જેવો હતો.



જ્યૉર્જ ૩જો

બાપ તેને બાર વર્ષનો મૂકીને મરી ગયો હતો. તેથી તેને તેની મા પ્રિન્સેસ ઑગસ્ટાની સંભાળ નીચે રાખવામાં આવ્યો હતો. સ્ત્રીજનની સાથે ઘણો વખત રહેવાથી નવા રાજાને માણસ-

---

*એટલે સુધી કે કાગળો લખતી વેળા તે તારીખ, વાર, કલાક ને મિનિટ પણ મથાળે નોંધતો.

જાતનો કે કારભારનો પ્રત્યક્ષ અનુભવ થયો નહોતો. રાણી ઑગસ્ટા સંકુચિત મનવાળી, સ્વચ્છંદી, આપખુદ, અને ખટપટી હતી. આવી કેળવણીની છાપ નવા રાજાના ઉપર પડી. રાજા ઘણો હઠીલો નીવડ્યો. બીજાના વિચારો વિષે તેને જરા પણ સંમાન રહ્યું નહિ. તે પોતાના જ પ્રધાનો સામે ખટપટ કરતો. જે કોઈ તેને અસંતોષ આપતું તેના સામે તે ઘણો કિન્નો રાખતાં શીખ્યો. જ્યૉર્જ ઘણો લોભી ને કૃપણ નીવડ્યો. તેને તાજની સત્તાનો ઊંચો ખ્યાલ આપવામાં આવ્યો હતો. રાજાની મા બાળરાજાને રોજ કહેતી કે–"જ્યાર્જ, જાગજે; ખરો રાજા થજે." તેના નાનપણના શિક્ષક અને ઑગસ્ટાના ખાસ માનીતા અર્લ ઑવ્ બ્યૂટે આ વિચારને પુષ્ટિ આપી હતી. રાજા ગાદીએ આવ્યો ત્યારે ચોતરફ ફત્તેહ ઉપર ફત્તેહના સમાચાર આવ્યાં કરતા તેથી લોકોએ તેના અભિષેકને હર્ષભેર વધાવી લીધો. તે પોતાને સાચો અંગ્રેજ માનતો. તેણે કહ્યું કે–I glory in the name of Britain. ઠેઠ સુધી તે પ્રજાપ્રિય રહી શક્યા. છતાં તેને મહાન્ સિદ્ધાંતો, મહાન્ પુરુષો, મહાન્ સંયોગો, ને જે મોટા યુગપરિવર્તનનો અનુભવ દેશ લેતો હતો તેનો જરા પણ ખ્યાલ નહોતો. તેની તેના બીનઅનુભવી ને નિરુત્તર મગજને લેશ માત્ર સમજ પડતી નહિ. આ કારણથી રાજાએ શરૂઆતમાં નાના માણસોને પોતાના વિશ્વાસમાં લીધા. જ્યૉર્જ જબરદસ્ત હીકમત ને કુનેહવાળો હતો. ભલા ભલા લોકપ્રિય પ્રધાનોને પણ તેણે થકવી દીધા. તેની હઠીલાઈથી ઇંગ્લંડે અમેરિકા ખોયું; પણ એ જ હઠીલાઈથી ટોરિ પક્ષને "નવો અવતાર આવ્યો" અને વ્હિગ કુટુંબોની સત્તાનો વિનાશ થયો. જ્યૉર્જ પ્રધાનો ઉપર, પ્રજા ઉપર ને સંતાનો ઉપર આપખુદ સત્તા ભોગવવાની ઇચ્છા કરતો હતો ને એ બધાં પોતાની ખાનગી મીલકત હોય એમ તે તેમની બધાંની સાથે વર્તતો.

**વ્હિગ કુટુંબોની એકહથ્થુ રાજ્યસત્તા**—જ્યારે ઍન મરણ પથારી ઉપર હતી ત્યારે બૉલિંગબ્રોકે પ્રિટેન્ડરને ઇંગ્લંડની ગાદી આપવાની તૈયારી કરી હતી પણ તે તૈયારીઓ વ્હિગ આગેવાનોની ચાલાકીભરી કુનેહથી એકદમ નિષ્ફળ ગઈ હતી. આ બધું આપણે ઉપર જોઈ ગયા છીએ. પહેલા જ્યૉર્જે અને બીજા જ્યૉર્જે પોતાના અમલ

દરમ્યાન વ્હિગ આગેવાનોને જ મુખ્ય કારભારીઓ તરીકે રાખ્યા હતા કારણકે તેમને ટોરિઓ ઉપર જરા પણ વિશ્વાસ નહોતો. વળી પ્રિટેન્ડરોનું પણ જોર હજુ તો હતું જ. તેથી તેમણે વ્હિગ લોકોને જ મુખ્ય સત્તા આપી દીધી. વ્હિગ કારભારીઓએ આ એકહથ્થુ સત્તા ઠેઠ ઇ. સ. ૧૭૬૧ સુધી એટલે લગભગ ૫૩ વર્ષો સુધી ભોગવી. તે વખત દરમ્યાન સમસ્ત રાજ્યતંત્રમાં તેમણે વ્હિગ લોકોને ભરી દીધા. તાજની ને પાર્લમેંટની તમામ સત્તા તેમને હાથ હતી. આ સત્તાનો તેઓએ છૂટથી ઉપયોગ કર્યો અને પોતાના તંત્રને એકદમ સબળ બનાવી દીધું. પાર્લમેંટમાં ટોરિ લોકોનો પક્ષ વીસ કે ત્રીસ મત જેટલો જ થઈ ગયો. એક વ્હિગ અમીર રાજાની આંખે ચડે તો તેને બદલે બીજો વ્હિગ અમીર સત્તા ઉપર આવે; ને તે જન અળખામણો થાય તો વળી ત્રીજો અમીર સત્તા ઉપર આવે; પણ કારભારમાં વ્હિગ સિવાય બીજો કોઈ પણ માણસ આવવો જોઈએ નહિ, એ સૂત્ર ઇ. સ. ૧૭૧૪થી ઇ. સ. ૧૭૬૧ સુધી નિરાબાધ ચાલ્યું આવ્યું. પરિણામે, વ્હિગોમાં પરસ્પર વિરોધ, ખટપટ, મતભેદ અને તકરાર વધ્યાં ને વ્હિગ કારભાર ફેવરનાં વર્ષોમાં શેતરંજની બાજી જેવો થઈ ગયો. ઘણી વાર દેશનું હિત તેમના લક્ષમાંથી જતું રહ્યું ને કારભાર સંકુચિત, સ્વાર્થી, ખટપટી, લાંચીઓ અને ઢીલો થઈ ગયો. હાઉસ ઑફ કૉમન્સની તમામ જગ્યાઓ થોડાએક વ્હિગ અમીરો ખરીદી લેતા; મતદારોને તેઓ પૈસા આપી ખંડી લેતા; બીજાઓને અગત્યના હોદ્દાઓ આપતા; આવી રીતે જુદા જુદા પ્રકારે તેઓ પાર્લમેંટની બહુમતિ સાચવી લેતા. આ પદ્ધતિથી કેટલાએક ફાયદાઓ પણ થયા. ઇ. સ. ૧૬૮૮ના સિદ્ધાંતો સર્વમાન્ય બન્યા. યુરોપમાં ઇંગ્લંડનું વજન વધ્યું. દુનિયા ઉપર તેનું સામ્રાજ્ય સ્થપાયું, અને ખુદ દેશમાં બંને પ્રિટેડરોની બે સવારીઓ નિષ્ફળ ગઈ. પાર્લમેંટનો અંકુશ દૃઢ થયો. તેણે પોતાના કામકાજના નિયમો આ વખતે નક્કી કર્યા. રાજ્યતંત્ર બહુમતિવાળા પક્ષ મારફત ચાલવું જોઈએ એ ઉપયોગી સૂત્ર હવે સ્વીકારાયું. બીજા જેઇમ્સનો પક્ષ સમૂળગો નાશ પામ્યો. ટોરિઓએ પણ કાળક્રમે નવી પરિસ્થિતિ સ્વીકારી લીધી. સ્ટુઅર્ટ વંશના રાજાને બદલે હવે તેઓ

હૅનોવર વંશના રાજાની ભક્તિ કરવા લાગ્યા. બૉલિંગ્બ્રોકે પોતાના *The Idea of a Patriot King* નામના પુસ્તકમાં આ વિચારને જાહેર કર્યો. એ વિચારની આગેવાની હવે નવા રાજાએ લીધી.

**ત્રીજા જ્યૉર્જનું નવું રાજ્યતંત્ર. રાજાના માણસો–The King's friends. ટોરિ પક્ષનો નવો અવતાર**—બૉલિંગ્બ્રોકે જાહેર કર્યું હતું કે વ્હિગ કુટુંબોએ ઇંગ્લંડના રાજાઓને ગુલામ બનાવી દીધા છે તેનો હવે અંત આવવો જોઈએ. તેણે વ્હિગ અમીરાતના પચાસ વર્ષોના અમલની ભ્રષ્ટતા બતાવી આપી અને ટોરિઓને રાજાની વારે ચડવાનો ઉપદેશ આપ્યો. હૅનોવર વંશના પહેલા બે રાજાઓના પાટવી કુમારો પોતાના બાપ અને તેથી વ્હિગ કારભારીઓ વિરુદ્ધ રહેતા તેનો લાભ લઈ આ નવા અને પ્રતિભાશાળી લેખકે ટોરિઓને તેમની આસપાસ ગોઠવ્યા અને એવી રીતે પોતાના પક્ષને ડિસેંટરોનો માનીતો, નવા વંશની પ્રીતિનું પાત્ર, ને ઇ. સ. ૧૬૮૮ની રાજ્યક્રાંતિનો પક્ષપાતી બનાવ્યો. રાજાએ બધી પક્ષાપક્ષી બંધ કરી દેશનું ખરું હિત જ લક્ષમાં લેવું. કારભારમાંથી ભ્રષ્ટતા ને પક્ષપાત દૂર કરવાં, ને બાહોશ મુત્સદ્દીઓને જ પ્રધાનગીરી આપવી. તેઓ રાજાને જ જવાબદાર રહે, પાર્લમેંટને નહિ. એ પ્રકારે પ્રજાને એક જ વર્ગના સંકુચિત અમલથી છૂટી કરવી, રાજાએ ગાદી સંભાળવી એટલું જ નહિ પણ રાજ્ય ને અમલ બંને કરવાં–To reign and to govern–એવો બોધ તેણે પોતાના પુસ્તકમાં આપ્યો. બ્લૅકસ્ટન નામના એક વિદ્વાન્ ધારાશાસ્ત્રીએ પણ આ મતને પુષ્ટિ આપી. મધ્યમ વર્ગના માણસો, ઍંગ્લિકનો ને ઘણા જમીનદારો આ મતમાં ભળ્યા. પિટ્ ને ન્યૂકૅસલના વિરોધી કેટલાક વ્હિગ અમીરો પણ આ નવા પક્ષમાં ભળ્યા. ઇંગ્લંડના રાજાઓ પાસે અખુટ સત્તાઓ હતી. અત્યાર સુધી આ સત્તાના ભંડારની ચાવી વ્હિગ પ્રધાનોએ પોતાના હાથમાં રાખી હતી. તે ચાવી હવે ટોરિ આગેવાનોના હાથમાં સોંપવામાં આવી. રાજા દરેક બાબત અંગત ઝીણવટથી તપાસવા લાગ્યો. પરદેશ ખાતું, લશ્કર, નૌકાસૈન્ય, રાજાને મળતી હાથ ખરચી, સ્કૉટ્લંડ ને આયર્લંડનું તમામ રાજ્યતંત્ર, હાઉસ ઑફ્ લૉર્ડ્ઝ, જુદાં જુદાં ખાતાંઓ. એ બધી સંસ્થાઓ હવે રાજાએ પોતાના કબજામાં

લઈ તેનો લાભ ટોરિઓને આપ્યો. આ નવા માણસો "રાજાના મિત્રો" **King's Friends**" કહેવાયા. રાજાએ આ નવા ધોરણનો સ્વીકાર કર્યો એટલે ટોરિ પક્ષ ફરીથી રાજ્યતંત્રમાં દાખલ થયો. આવી રીતે યુવાન્ રાજા પોતે ટોરિઓનો આગેવાન બન્યો. વ્હિગ અમીરાતનું બળ ભાંગી ગયું. વ્હિગ પક્ષે પણ થોડીક મુદ્દત પછી નવો અવતાર લીધો. બર્કે આ નવી ફિલસુફી પોતાનાં લખાણોમાં જાહેર કરી. પાર્લમેંટમાં બહુમતિ, તાજની સત્તાનો પ્રધાનોને હાથે અમલ, બધા પ્રધાનો એક જ પક્ષના, એકંદર પ્રજા તરફ રાજ્યતંત્રની જવાબદારી, એ આ નવી ફિલસુફીનાં મુખ્ય સૂત્રો થયાં અને તે સૂત્રો કાળક્રમે ટોરિઓએ પણ સ્વીકાર્યાં. ત્રીજા જ્યોર્જનું ધોરણ ઘણે સ્થળે જેવું બતાવવામાં આવે છે તેવું મેલું નહોતું. તેને માટે પણ સબળ ઐતિહાસિક કારણો હતાં.*

**નવી નીતિનો અમલ; પિટ્નું રાજીનામું. ઇ. સ. ૧૭૬૨-૬૩. અર્લ ઑાવ્ બ્યૂટ મુખ્ય પ્રધાન તરીકે**—નવા ધોરણનો અમલ કરવા માટે બે બાબતોની જરૂર હતી. લડાઈ બંધ કરવી; ને પિટ્ને અને ન્યુકૅસલને રજા આપવી. તે મુદ્દાથી રાજાએ પોતાના શિક્ષક અને ઑાગસ્ટાના

---

*It was a pleasing novelty to have a king, who declared—"He gloried in the name of Britain"; The trouble only began when it was found that he expected our Britons equally to glory in him....Let us not, however, be mistaken. It was no Stuart despotism, with which England was now threatened. George III was not fool enough or bold enough for that. His idea was rather to work *through* the constitution than against it, not to make Parliament his enemy, but to nurse it, wheedle it, master it, and so use it as his tool. In other words George attempted what no other monarch has attempted since, to engage in party politics, to form in Parliament a chorus of his followers and manage the country's business as his own.

*Hist. of England*, P. 120. Vol. III, by Robertson.

માનીતા, રસિક, સુંદર દેખાવના, બીન અનુભવી ને મિથ્યાભિમાની સ્કૉટ અર્લ ઑવ બ્યૂટને મંત્રિમંડળમાં જગ્યા આપી. પાર્લમેંટનું બધું કામકાજ ન્યૂકૅસલ પાસેથી છીનવી લેવામાં આવ્યું. ફ્રાંસ, વગેરે સાથે ફ્રેડરિકથી ને પિટ્ટથી ખાનગી મસલતો શરૂ કરવામાં આવી. નવી પાર્લમેંટની ચુંટણી વખતે પણ રાજા ને તેનો "મિત્ર" દરમ્યાન થયા અને તેમાં પણ પોતાના માણસોની ચુંટણી કરાવી. પિટ્ટને સ્પેઇન સામે લડાઈ જાહેર કરવી હતી; રાજા તે બાબતમાં ના પાડતો હતો. તેથી પિટ્ટે ઇ. સ. ૧૭૬૧ના ઑક્ટોબરમાં રાજીનામું આપ્યું, જો કે તેના ગયા પછી તુરત જ સ્પેઇન સામે ઇંગ્લંડ લડાઈમાં ઉતર્યું. રાજાએ પિટ્ટને ૩૦૦ પૌંડનું વર્ષાસન બાંધી આપ્યું ને તેની સ્ત્રીને બૅરોનેસ્સ કરી. ન્યૂકૅસલ પણ કંટાળીને હવે મંત્રિમંડળમાંથી ખસી ગયો, મે, ઇ. સ. ૧૭૬૨. બ્યૂટ હવે મુખ્ય પ્રધાન બન્યો. તેણે હાઉસ ઑફ કૉમન્સના સભાસદોને લાંચ આપી બહુમતિ મેળવી ને પૅરિસનો કરાર કરી લડાઈનો અંત આણ્યો. વ્હિગ લોકોને સમસ્ત કારભારથી બાતલ કરવામાં આવ્યા. આ વાતની ખબર પડતાં રાજાની મા ઑગસ્ટા બોલી ઉઠી—Now my son is King of England. સુલેહ અંગ્રેજોને ગમી નહિ. બ્યૂટ અળખામણો થઈ પડ્યો. પોતાનું ધારેલું કામ-વ્હિગ કારભારનો નાશ અને સુલેહ—તો પાર પડ્યાં હતાં. તેથી ઇ. સ. ૧૭૬૩ના એપ્રિલમાં તેણે પોતાનું રાજીનામું આપ્યું. પણ તે રાજાના ખાનગી સલાહકાર તરીકે તો હજુ ટકી રહ્યો.

**ગ્રેન્વિલ્લ ને બેડ્ફર્ડનો કારભાર, ઇ.સ. ૧૭૬૩-૬૫. વિલ્કિઝનો મુકદ્દમો, ઇ. સ. ૧૭૬૩-૬૪**—જ્યૉર્જે બ્યૂટની સલાહથી હવે ગ્રેનવિલ્લ—Grenville—નામના વ્હિગ અમીરને કારભાર સોંપ્યો. તેણે બ્યૂટને પિટ્ટની ને ન્યૂકૅસલની સત્તાને તોડવામાં મદદ કરી હતી. તે ઘણો ખંતીલો, ઉદ્યમી, પાર્લમેંટના કામકાજથી પૂરેપૂરો વાકેફગાર, એકદમ પ્રામાણિક, અને મોટો ધારાશાસ્ત્રી હતો. પણ તેનામાં ઝાઝી આવડત નહોતી. રાજાને તે દરરોજ ભાષણરૂપે શિક્ષા આપતો. બેડ્ફર્ડ નામનો બીજો વ્હિગ તેને મદદમાં હતો. વળી તે કડક હતો. કોઈ સામું થાય તે તેને ગમતું નહિ. ગ્રેન્વિલ્લે કારભાર ઉપર આવ્યા પછી **નૉર્થ બ્રિટન**—*North Briton*

નામના પત્રના તંત્રી વિલ્કિઝ Wilkesને, પૅરિસના તહ ઉપર રાજાએ કરેલા ભાષણ ઉપર તેણે અસત્ય ટીકાઓ કરી તાજને અપમાન પહોંચાડયું છે તે આરોપ ઉપર, નનામાં વૉરંટો કાઢીને પકડાવ્યો અને તેના ઉપર કામ ચલાવવામાં આવ્યું. વિલ્કિઝ હાઉસ ઑફ કૉમન્સનો સભ્ય હતો તેથી અદાલતોએ તે મુદ્દા ઉપર તેને છોડી મૂક્યો અને ઉપરાંત નનામાં વૉરંટોને ગેરકાયદેસર ઠરાવ્યાં. પણ ગ્રેનવિલ્લ ઢીલો હતો. હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં વિલ્કિઝના દુશ્મનોએ, તેના અપ્રસિદ્ધ બે નિબંધોમાં કોઈ સભ્યને અપમાન પહોંચાડવામા આવ્યું છે એવા નમાલા આરોપ ઉપર, તેના ઉપર કામ ચલાવવાની સૂચના કરી. વિલ્કિઝ ફ્રાંસ નાસી ગયો. રાજાએ પહેલા કિસ્સા ઉપર તેને ક્યારનો લશ્કરમાંથી તો કાઢી મૂક્યો હતો. પિટ્ટે વિલ્કિઝનો બચાવ કર્યો ને જાહેર કર્યું કે પાર્લમેંટના સભ્યને બદનક્ષીના ગુન્હા માટે પકડી શકાય નહિ. પાર્લમેંટ સામી પડી. વિલ્કિઝના પત્ર "**નૉર્થબ્રિટન**"નો ૪૫મો અંક હવે બાળી મૂકવામાં આવ્યો. આરોપી ફ્રાંસ નાસી ગયો. પાર્લમેંટે તેને તિરસ્કારના ગુન્હા ઉપર સભ્યના હક્કોથી બાતલ કર્યો, ઇ. સ. ૧૭૬૪, જાન્યુઆરિ; અને પછી તેને દેશપાર કર્યો. લોકો હવે તેના નામ પાછળ ગાંડાતુર થઈ ગયા. તેઓ બ્યૂટ ને ઑગસ્ટાનાં પૂતળાં બનાવી વિલ્કિઝ ને સ્વતંત્રતા-Liberty-ના જયઘોષ કરતા તેમને બાળી નાંખવા માંડ્યા.

**સ્ટૅંપ ઍક્ટ. અમેરિકન સંસ્થાનોનો ગભરાટ, ઇ. સ. ૧૭૬૫**– ગયા વિગ્રહના ખર્ચથી બહુ વધી પડેલા રાષ્ટ્રીય દેવાને ઓછું કરવા ગ્રેનવિલ્લે રાજ્યખર્ચમાં કાપકૂપ કરી. અમેરિકાનાં સંસ્થાનોના કેટલાક અંગ્રેજો જગાત આપ્યા વગર છાનો વેપાર કરતા હતા તેની અટકાયત કરવાનો મંત્રિમંડળે પ્રયાસ કર્યો. અમેરિકાના દેશી-ઇન્ડિઅનો સામે બચાવ કરવા ત્યાં કાયમ લશ્કરની જરૂર હતી. પણ તેનું ખર્ચ સંસ્થાનો ભોગવે એવો નિર્ણય ગ્રેનવિલ્લે કર્યો ને તે માટે તેણે દારૂ ઉપરની જગાત વધારી ને ખાસ કરીને દસ્તાવેજો ઉપર સ્ટૅંપ ચોડવાનું ફરજ્યાત કર્યું. તે કાયદો સ્ટૅંપ ઍક્ટ કહેવાય છે, માર્ચ, ઇ. સ. ૧૭૬૫. પાર્લમેંટમાં તેને લગતા મુત્સદ્દા વિષે કોઈ જાતનું ખાસ લક્ષ અપાયું નહિ. પણ અમેરિકામાં આ કાયદા સામે સખ્ત પોકાર શરૂ થયો. સંસ્થાનિકો એમ કહેવા લાગ્યા કે ઇંગ્લંડને વેપાર માટે જગાત

વગેરે નાખવાનો હક્ક છે; પણ ઉત્પન્ન વધારવાને માટે પોતાના આંતર વ્યવહારમાં દરમ્યાન થવાનો હક્ક નથી; વળી સંસ્થાનિકો ઇંગ્લંડની પાર્લમેંટમાં પ્રતિનિધિઓ મોકલવાના અધિકાર ભોગવતા નહોતા એટલે તેઓએ વાંધો લીધો કે No taxation without representation—પ્રતિનિધિઓ વિના બીજા કોઈ કર નાંખી શકે નહિ. સંસ્થાનોની ધારાસભાઓમાં ને એકત્રિત પરિષદ્‌માં પણ આ કાયદા સામે સખ્ત વાંધો લેવામાં આવ્યો. કેટલેક ઠેકાણે સુલેહનો પણ ભંગ થયો. કોઈ સ્ટૅંપનો ઉપયોગ કરી શક્યું નહિ. વેપારીઓએ ઇંગ્લંડના માલનો બહિષ્કાર કર્યો. આટલા આટલા વિરોધ છતાં ગ્રેનવિલ્લે પોતાની નીતિ ફેરવી નહિ. પરિણામ ઘણું ભયંકર આવ્યું.

**ગ્રેનવિલ્લના કારભારનો અંત, ઈ. સ. ૧૭૬૫.** વિલ્કિઝના કિસ્સામાં ગ્રેનવિલ્લ પ્રજા વિરુદ્ધ ને રાજાના કહ્યા પ્રમાણે વર્ત્યો, અમેરિકાના કિસ્સામાં તેણે દૂરદર્શિત્વ બતાવ્યું નહિ. રાજા તો તેનાથી કંટાળી* ગયો હતો, કારણકે ગ્રેનવિલ્લ કાંઈ તેને નમતું આપવા માંગતો નહોતો. ઈ. સ. ૧૭૬૫માં રાજા માંદો પડયો. માંદગી દરમ્યાન રાજ્યકારભાર ચલાવવા મંત્રિમંડળે યોજના તૈયાર કરી તેમાં તેઓએ રાજાની મા ઑગસ્ટાના અધિકારને બાતલ કર્યો, કારણકે જો તે સ્ત્રી સત્તા ઉપર આવે તો વળી બ્યૂટ મુખ્ય મંત્રી થઈ જાય અને વ્હિગ લોકો હારી પડે, એનો તેમને ડર લાગતો હતો. પણ હાઉસ ઑફ કૉમન્સે તે બાઈને પણ સત્તા મળી શકે એવો ઠરાવ કર્યો. મંત્રિઓ પહેલાં રાજા પાસે ખટપટ કરી રાજાની માને બાતલ કરી આવ્યા હતા. તેથી હવે તેઓ પાછા પડયા. જ્યૉર્જ તેમના ઉપર ઘણો ચીડાઈ ગયો. તેણે પોતાના કાકા મારફત પિટ્ટને મુખ્ય મંત્રી બનવા નિમંત્રણ મોકલ્યું. પિટ્ટ ના પાડી. તેથી રાજાએ એક યુવાન્ વ્હિગ અમીર, માર્કિવસ ઑવ્ રૉકિંગહામ—Marquis of Rockingham —ને કુલ સત્તા આપી. ગ્રેનવિલ્લ† ને બેડ્ફૉર્ડ ખસી ગયા. મૅકૉલે આ

---

*When he has wearied me for two hours, he looks at his watch to see if he may not tire me for an hour more—ગ્રેનવિલ્લ સામે આવી રાજાની સામાન્ય ફરિયાદ હતી.

†રાજા કહેતો:—I would rather see the Devil in my closet than Mr. Grenville : અને I would sooner meet Mr. Grenville at the point of my sword than let him into my cabinet.

કારભારને સૌથી નબળો કારભાર કહી ગયો છે. ગ્રેનવિલ્લ ચુસ્ત વ્હિગ ધારાશાસ્ત્રી હતો. એમ કહેવાય છે કે જો તે અમેરિકાથી આવતા તુમારો વીગતવાર ન વાંચતો હોત તો ઇંગ્લંડ અમેરિકા કદિ ખોત નહિ. આ ઉખાણાનો સ્પષ્ટ અર્થ એટલો જ છે કે ગ્રેનવિલ્લમાં કલ્પના, દૂરદર્શિત્વ અને આવડત નહોતાં.

**રૉકિંગ્‌હામનો પહેલો કારભાર, ઇ. સ. ૧૭૬૫-૬૬**—આ કારભારીમંડળમાં દેશના જુદા જુદા વ્હિગ આગેવાનોને દાખલ કરવામાં આવ્યા હતા પણ તેઓ બધા આવડત વગરના હતા. વળી પિટ્ટ તેમની સામે હતો. મુખ્ય માર્ક્વેસ્સ રૉકિંગ્‌હામ પ્રામાણિક, ઉદાર દિલનો, પણ બીનઅનુભવી અને આળસુ હતો. તેથી પહેલેથી જ મંત્રિમંડળ ઘણું નબળું હતું. રાજાને તો પરાણે આ પરિસ્થિતિને સ્વીકારવી પડી હતી. તેથી તે અને તેના મિત્રો કારભારીઓ સામે હમેશાં ખટપટ કરતા હતા. એડ્મન્ડ બર્ક આ મત્રિમંડળનો જાણીતો સભાસદ હતો તેથી રૉકિંગ્‌હામના કારભારને વગર લાયકાતે ખ્યાતિ મળી ગઈ છે. *બર્કની સલાહ ઉપર મંત્રિમડળે ગ્રેનવિલ્લના સ્ટૅમ્પ ઍક્ટને રદ કર્યો પણ તે સાથે બ્રિટિશ પાર્લમેંટ અમેરિકા માટે ગમે તે કાયદો કરી શકે એવો સાર્વભૌમ સત્તા બાબતનો ઠરાવ પણ પ્રસાર કર્યો, માર્ચ, ઇ. સ. ૧૭૬૬. આવી જાતના શકમંદ કૃત્યથી અમેરિકનોનો મુખ્ય અસંતોષ દૂર થયો નહિ. રૉકિંગ્‌હામે રશિઆ સાથે વેપારી કરાર કર્યો અને વિલ્કિઝના સંબંધની કેટલીએક ગેરકાયદેસર બાબતોનો સંતોષકારક નિકાલ કર્યો. પણ વ્હિગ આગેવાનો અંદર અંદર લડતા હતા. વળી પિટ્ટ ને રાજાના "મિત્રો"-માણસો તેમની વિરુદ્ધ હતા. તેથી રાજાએ તેમને રજા આપી અને પિટ્ટ બીજી વાર મુખ્ય સત્તા ઉપર આવ્યો, જુલાઈ, ઇ. સ. ૧૭૬૬.

**અમેરિકા ઉપર નવી જગાતો. ચૅથમ અથવા પિટ્ટનો બીજો કારભાર, ઇ. સ. ૧૭૬૬-૬૮**—જ્યૉર્જે પિટ્ટને દેશનું તંત્ર સોંપ્યું પણ તે જ વખતે તેને અર્લ ઑવ્ ચૅથમ-Chatham-બનાવી

---

*ટાઉનશૅન્ડે આ કારભારીમંડળને A lutestring ministry, fit only for summer-wear કહી છે.

હાઉસ ઑફ લૉર્ડઝમાં ખેંચી લીધો એટલે એક તો નવા મંત્રીનું માન ઘટયું અને બીજું, હાઉસ ઑફ કૉમન્સની આગેવાની લેવા બીજો તેના જેવો બાહોશ માણસ ન મળી શકવાથી કારભાર પણ ઢીલો રહ્યો. ચૅથમ હવે આગળનો પિટ્ટ નહોતો. તે વૃદ્ધ અને સંધિવાથી ઘણો નબળો થઈ ગયો હતો અને તેનામાં ઘણું મિથ્યાભિમાન આવી ગયું હતું. નબળા શરીરને લઈને તે મંત્રિમંડળમાં ભાગ્યે હાજરી આપી શકતો. વળી જુદા જુદા પક્ષોના માણસોને પોતાના મંત્રિમંડળમાં ગોઠવ્યાથી પણ તેનો કારભાર નિષ્ફળ નીવડયો. ઇ. સ. ૧૭૬૯ના ઑકટોબરમાં તેણે રાજીનામું આપ્યું. ચૅથમે ફ્રાંસ સ્પેઇન ને ઑસ્ટ્રિઆ સામે સ્વિડન, રશિઆ, પ્રશિઆ ને ઇગ્લંડ વચ્ચે મૈત્રી ગોઠવવાનો પ્રયાસ કર્યો પણ ફ્રેડરિકને અંગ્રેજોનો જરા પણ ભરોસો નહોતો તેથી તે યોજના નિષ્ફળ નીવડી. ચૅથમની ચાલુ ગેરહાજરી દરમ્યાન કારભારનું સુકાન ખજાનચી ટાઉનશેન્ડના હાથમાં હતું. દેશના દરિયાઈ તથા જમીન ઉપરનાં લસ્કરોને માટે ને અમેરિકાના બચાવ માટે પૈસાની જરૂર હતી. સ્ટૅપ ઍક્ટ તો રદ કરવામાં આવ્યો હતો. તેથી બીજા ઉપાયો લેવામાં આવ્યા. ટાઉનશેન્ડે અમેરિકાનાં સંસ્થાનો સામા વેપારના કાયદાઓનો કડક અમલ કરાવવા માંડયો અને ૪૦,૦૦૦ પૌંડ જેટલી આવક કરવા કાચ, કાગળ, રંગ, તથા ચા ઉપરની જગાત વધારી, જોકે તે સાથે ઇંગ્લંડથી જતાં ચા, કૉફી ને કોકો ઉપરની જગાત ઘટાડી નાંખી, નવ્હેંબર, ૧૭૬૭. અમેરિકનોએ આ નવા ઉપાયો સામા થયા, અને બ્રિટિશ પાર્લમેંટને દૂરના સંસ્થાનો ઉપર કોઈ જાતનો કર નાંખવાનો અધિકાર નથી એ દાવો રજુ કર્યો. તેઓએ કહ્યું કે પોતાની પાસેથી નાણું કઢાવવાનો અધિકાર માત્ર તેમની પોતાની ધારાસભાઓને હોવો જોઇએ. આ વિરોધને પરિણામે અમેરિકામાં જુદે જુદે સ્થળે વળી સુલેહનો ભંગ થવા લાગ્યો ને જ્યારે ઇંગ્લંડની સરકારે સુલેહ જાળવવા સખ્ત ઉપાયો લીધા ત્યારે સંસ્થાનોનો અસંતોષ વધારે તીવ્ર થયો.

**મિડલસેકસની ચુંટણી ને વિલ્કિઝ. જુનિઅસ. ગ્રૅફ્ટનનો કારભાર, ઇ. સ. ૧૭૬૮–૭૦**—ચૅથમે રાજીનામું નહોતું આપ્યું તે

વખતે પણ તેની માંદગીને લઈને કારભાર મુખ્યત્વે ગ્રૅફ્ટન નામનો એક ઇશ્કી, જુગારી, અને સાહિત્યનો ને કળાનો રસિક વ્હિગ અમીર રાજાની મરજી મુજબ ચલાવતો હતો. તેણે આ સિવાય બીજી વસ્તુઓ ઉપરની તમામ જગાત કાઢી નાંખી. પણ અમેરિકનો જરા પણ ઠંડા પડયા નહિ. તેમને તો નાણાના વિષય ઉપર બ્રિટિશ પાર્લમેંટ જરા પણ દરમ્યાન ન થાય તે જોઈતું હતું; ઓછીવત્તી જગાતને માટે તેઓ હવે લડતા નહોતા. બ્રિટિશ પાર્લમેંટ, રાજા ને પ્રજા, કોઈ પણ આ સાર્વભૌમ સત્તા છોડી દેવા તે વખતે માંગતું નહોતું; એટલે તકરારનો ફડચો કોઈ રીતે સંતોષપૂર્વક થઈ શકે તેમ નહોતું. ગ્રૅફ્ટનને અમેરિકાનો પ્રશ્ન માત્ર ઉકેલવાનો નહોતો. વિલ્કિઝ દેશપાર થયો હતો છતાં ઇંગ્લંડ પાછો આવ્યો અને ઇ. સ. ૧૭૬૮માં મિડલસેક્સના પરગણા તરફથી હાઉસ ઑફ કૉમન્સના સભાસદ તરીકે ચુંટાયો, ઇ. સ. ૧૭૬૮. રાજાએ તેના ઉપર કાયદાનો ભંગ કરવાનો આરોપ મૂકી કામ ચલાવ્યું. તે કેદ થયો. લોકો ઉશ્કેરાઈ ગયા. તેમના ઉપર ગોળીબાર કરવામાં આવ્યો. પરિણામે ઘણા માર્યા ગયા. રાજા ને તેના કારભારીઓ હવે એકદમ આંખે ચડી ગયા. ગોળીબાર કરવાના હુકમ ઉપર વિલ્કિઝે કેદખાનામાંથી પણ સખ્ત ટીકા છપાવી. હાઉસ ઑફ કૉમન્સમાં આ ટીકાને બદનક્ષી ઠરાવવામાં આવી ને વિલ્કઝને પોતાને બાતલ કરવામાં આવ્યો, ફેબ્રુઆરિ, ઇ. સ. ૧૭૬૯. પરિણામ એ આવ્યું કે મિડલસેક્સના મતદારોએ વિલ્કિઝને ફરી ચુંટીને પાર્લમેંટમાં મોકલ્યો. વળી તે ચુંટણીને રદ કરવામાં આવી. વળી વિલ્કિઝ ચુંટાયો. વળી તેને કાઢી મૂકવામાં આવ્યો. ત્રીજી વારની ચુંટણી વખતે રાજાએ કર્નલ લટ્રેલ નામના માણસને વિલ્કિઝ સામે ઉભો કર્યો. લોકોએ પોતાના માનીતા ઉમેદવારને હાઉસ ઑફ કૉમન્સમાં ત્રીજી વાર મોકલ્યો. પાર્લમેંટે લટ્રેલને કબૂલ કર્યો. લોકો હવે વિલ્કિઝ ઉપર ઘેલા ઘેલા થઈ ગયા. તેને ત્યાં તો પૈસાની રેલછેલ ચાલી રહી. લંડનની સુધરાઈના તે મુખી તરીકે ચુંટાયો. એક તરફ રાજા ને ગુલામ પાર્લમેંટ, ને બીજી તરફ ઉશ્કેરાએલી પ્રજા, એવી પરિસ્થિતિ હવે થઈ ગઈ. આ વખતે રાજા ને તેના મંત્રીઓના ઉપર સખ્ત ટીકાઓ કરતા નનામા કાગળો

વર્તમાનપત્રોમાં પ્રકટ થવા લાગ્યા; તેમાં **જુનિઅસ Juniusની સહીથી** લખતા કોઈ છુપા લેખકે તો ઘણી જ છટાદાર ને કડક ભાષામાં લખવા માંડયું. બર્કે આ અરસામાં *Thoughts on the present Discontents* નામનું સુંદર ને નીતિશાસ્ત્રનાં અમર સૂત્રોથી ભરેલું પુસ્તક બહાર પાડયું. ગ્રૅફ્ટનના મિત્રો હવે તેના પક્ષથી ખસી ગયા. રાજા સિવાય તેને કોઈ અનુમોદન આપનારૂં રહ્યું નહિ. તેથી કંટાળી તેણે રાજીનામું આપ્યું. રાજાએ પોતાના માનીતા લૉર્ડ નૉર્થને મુખ્ય જગ્યા આપી, જાન્યુઆરિ, ઇ. સ. ૧૭૭૦.

**રાજાની ફત્તેહ. જુની વ્હિગ અમીરાતની સત્તાનો નાશ. વ્હિગ પક્ષનો પુનરુદ્ધારઃ**—નૉર્થ સત્તા ઉપર આવ્યો એટલે રાજા જ્યૉર્જના તમામ મનોરથો બર આવ્યા. તેણે ચેથમ, ગ્રેન્વિલ, ગ્રૅફ્ટન ને રૉકિંગહૅમ જેવા પ્રજાપ્રિય, બુદ્ધિશાળી, વગવાળા ને તાલેવર મુત્સદ્દીઓની સાથે રમત રમી હતી ને તેમાં દરેક વખતે તે ફાવ્યો હતો. હવે તેઓ બધા એક પછી એક મ્હાત થઈ ગયા. બૉલિંગ્બ્રોકે ટોરિ પક્ષ સમક્ષ જે વિચારો મૂક્યા હતા તે વિચારો હવે સિદ્ધ થયા—ટોરિઓ રાજાની આસપાસ ગોઠવાઈ ગયા અને તેઓએ સમગ્ર રાજ્યતંત્ર પોતાના હાથમાં લીધું. પણ એ રાજ્યતંત્ર નૉર્થની મુખ્ય સત્તા દરમ્યાન રાજાના આપખુદ વિચારો પ્રમાણે ચાલવા લાગ્યું અને તેમાં પ્રજાનું ખરૂં હિત સમાએલું નહોતું એટલે તે તંત્રથી પ્રજાને છેવટે નુકસાન થયું:—એટલે અંશે નૉર્થનો કારભાર બૉલિગ્બ્રોકનાં સૂત્રોથી વિરુદ્ધ કહી શકાય. બૉલિંગ્બ્રોકનું કહેવું તો એમ હતું કે ટોરિઓએ રાજાની આસપાસ ગોઠવાઈ જવું ને પછી **પ્રજાને નામે ને પ્રજાહિતને માટે** કારભાર કરવો. આ સૂત્રોની ખરી સિદ્ધિ નૉર્થના રાજીનામા પછી એટલે નાનો પિટ્ટ જ્યારે મુખ્ય પદ ઉપર આવ્યો ત્યારે થઈ શકી. આવી રીતે એક પ્રકારે જ્યૉર્જની આગેવાની નીચે ટોરિ પક્ષનો નવો અવતાર થયો.*

આ વખતે વ્હિગ પક્ષમાં પણ નવું લોહી આવ્યું. જુની અમીરાતે દેશના કારભારને ઘણો બગાડી માર્યો હતો. રાજાએ તેમનાં હથિઆરો

*બર્કે કહ્યું તેમ—They—Tories changed their idol but they preserved their idolatry.

તેમની સામે વાપરવા માંડયાં એટલે વ્હિગ લોકો તે બાબતો સામે થયા. પાર્લમેંટમાં લાંચરૂશવત રહેવી જોઈએ નહિ, સભ્યો દેશના ખરા પ્રતિનિધિઓ હોવા જોઈએ, સંસ્થાનો ઉપર જુલમ થવો જોઈએ નહિ, બ્રિટિશ હિંદનો કારભાર સુધરવો જોઈએ, પ્રધાનો પાર્લમેંટને જવાબદાર હોવા જોઈએ, રાજાની સત્તા આપખુદ ન હોવી જોઈએ, પાર્લમેંટના બંધારણમાં સુધારો થવો જોઈએ, પાર્લમેંટના કામકાજને પ્રસિદ્ધિ મળવી જોઈએ, સભાઓ ભરી, જુદાં જુદાં મંડળો સ્થાપી, પાર્લમેંટના સભાસદોને યોગ્ય સૂચનાઓ મોકલી, ને એવી બીજી અનેક રીતે પ્રજા ને રાજ્યતંત્ર વચ્ચે એકતાર કરવો જોઈએ, એમ વ્હિગ પક્ષના આગેવાનો વિચારવા લાગ્યા. આ વિચારકોમાં બર્ક ને ફૉક્સ, એ બે મુખ્ય હતા. બર્ક જુના પક્ષનો હતો. તે એમ માનતો હતો કે જુના સડાઓ દૂર કરવાથી પાર્લમેંટ સુધરશે ને લોકો કારભારમાં વિશ્વાસ કરતા થશે; ફૉક્સ એમ માનતો હતો કે જુનો સડો દૂર કરવાથી માત્ર નહિ પણ પાર્લમેંટના બંધારણમાં મોટા ફેરફારો કરવાથી કારભાર લોકપ્રિય થશે. આવી રીતે ટોરિ અને વ્હિગ, એ બંને પક્ષોનો આ જમાનામાં નવો અવતાર થયો. વિલ્કિઝના મુદ્દાઓ આ નવા વિચારોને ખાસ આગળ લાવી શકયા ને પ્રજા તેમાં રસ લેવા લાગી.

**મોટા પિટ્ટની પશ્ચિમ અવસ્થા. તેના જાહેર જીવનની કાયમ અસરો:**—નૉર્થ સત્તા ઉપર આવ્યો ત્યારે પિટ્ટની સત્તાનો સૂર્ય હમેશને માટે આથમી ગયો. હવે તેણે રાજ્યતંત્રથી અળગ રહેવા માંડયું, જો કે તે હાઉસ ઑફ્ લૉર્ડઝમાં કોઈ કોઈ વાર હાજર રહેતો અને અમેરિકા, બ્રિટિશ હિંદ, વિલ્કિઝ, ને બીજા અગત્યના સવાલો ઉપર પોતાના વિચારો નિડરપણે જાહેર કરતો. અમેરિકા સ્વતંત્ર થયું તે તેને જરા પણ ગમ્યું નહિ. ઇ. સ. ૧૭૭૮ના મે માસની ૭મીએ તે દરખાસ્તની સામે બોલતાં તે પડી ગયો ને ચાર દિવસ પછી મરી ગયો.

જોકે ચૅથમ વ્હિગ અમીરોની મદદથી પાર્લમેંટમાં ધુસવા પામ્યો હતો છતાં પહેલેથી જ તેણે પોતાના મદદગારોથી સ્વતંત્ર વર્તન રાખ્યું હતું. વ્હિગ અમીરાતની સત્તા તોડવામાં તે આવી રીતે અનાયાસે કારણ-

ભૂત થયો હતો. તેણે પાર્લમેંટ ને પ્રજામત વચ્ચે એકતાની શરૂઆત કરી ને રાજા ઉપર લોકમતને માન આપવાની ફરજ પાડી. ચૅથમે ઇગ્લંડના લોકોને સામ્રાજ્યવાદી બનાવ્યા અને ફ્રાંસ તથા સ્પેઇનને હરાવી ઇગ્લંડ માટે એક મોટું સામ્રાજ્ય તૈયાર કર્યું. ચૅથમ પાર્લમેંટના બંધારણમાં સુધારો કરવાની તરફેણમાં હતો. ઇગ્લંડની પ્રજાનાં તડો તેના કારભારમાં અમુક અંશે દૂર થયાં. માર્લબરોનું ને વિલિઅમનું કાર્ય સમાપ્તિ ઉપર આવ્યું. મહાન્ પ્રશ્નો, મહાન્ વિચારો, મહાન્ દ્રષ્ટાંતો, મહારાજ્યો, મહાન્ પુરુષો, એ જ તેનાં ભાષણોમાં ને તેની દૃષ્ટિમાં આવ્યાં કરતાં. તેનામાં જરા પણ ક્ષુદ્રત્વ નહોતું. ઇ. સ. ૧૭૬૦થી ઇ. સ. ૧૮૧૫ સુધીના ઇંગ્લંડના ઇતિહાસમાં માત્ર બે પ્રતિભાશાળી કારભારો થઈ ગયા—પહેલો મોટા પિટ્ટનો ને બીજો નાના પિટ્ટનો, ને બંને કારભારો ટોરિ પક્ષને લાભકારક નીવડયા.*

---

*Qualities greater than his courage, his passionate love of liberty, his un-shakable attachment to the cardinal tenets of the Revolution Creed—a Protestant and constitutional Crown realizing with the co-operation of a free people the union of freedom with law—appealed to their imagination and touched all that was best in the nation. Pitt shared with Cartaret × × the prerogative of moving in the high and intoxicating atmosphere of great subjects, great empires, great characters, and effulgent ideas. His genius was inspired by a profound belief in the mission and destinies of his race and country and in the categorical imperative of national and imperial duty. "I will" implied "I can". To a generation enervated by the selfish rivalries of the politics, and cowed by repeated failure, he preached a new Imperial gospel and in unforgettable words gave voice to the inarticulate aspirations of a people's heart.

Robertson's *England under the Hanoverians*, P. 140.

# પ્રકરણ ૨૧મું
## ત્રીજો જ્યૉર્જ રાજા કુલમુખત્યાર. અમેરિકાનાં સંસ્થાનો સ્વતંત્ર.

**લૉર્ડ નૉર્થનો કારભાર, ઇ. સ. ૧૭૭૦-૮૩.**—નવો પ્રધાન નૉર્થ ટીખળી, સહનશીલ, ઉદ્યમી, અને ચર્ચામાં વિરોધીઓને સારી રીતે થકવી નાંખે એવો હતો. ચૅથમ અને વ્હિગ આગેવાનો પરસ્પર લડી મરતા હોવાથી ને રાજાના મિત્રો નૉર્થને જ અનુમોદન આપવા બંધાએલા હોવાથી નવું તંત્ર સારી મુદ્દત સૂધી ટકી શક્યું. મંત્રિમંડળના બધા સભ્યો રાજાના ગુલામ થઈને રહ્યા. દરેક નાની બાબતનો નિકાલ રાજા પોતે જ કરતો. પાર્લમેંટના સભાસદો રાજા પાસેથી છચોક લાંચરૂશવતો લેતા અને રાજાના કહેવા મુજબ મત આપતા. દેશમાં પક્ષાપક્ષી ઘણી વધી પડી. રાજાનું તંત્ર નિષ્ફળ નીવડયું, કારણકે તેનામાં કે તેના નવા અમલદારોમાં ઊંચી પ્રતિની શકિતઓ નહોતી અને ઉંચી શકિતવાળા મુત્સદ્દીઓને તો તેઓએ કારભારમાંથી બાતલ કરી નાંખ્યા હતા.

નૉર્થના કારભાર દરમ્યાન પોતાનું કામકાજ પ્રસિદ્ધ કરવા સામે પાર્લમેંટ વાંધો લેતી તે બંધ થયું. રાજાને પોતાના કુટુંબીઓના લગ્ન-વ્યવહાર ઉપર પૂરી સત્તા આપવામાં આવી. પોલંડના કેટલાક પ્રદેશને ઑસ્ટ્રિઆ, રશિઆ ને પ્રશિઆ ઇ. સ. ૧૭૭૨માં ગળી ગયાં ત્યારે નૉર્થનું મંત્રિમંડળ ચૂપ બેસી રહ્યું પણ સ્પેઇનને ફૉલ્કલૅંડના ટાપુઓ તાબે કરતાં તેમણે અટકાવ્યું. કૅનેડાના સંસ્થાનને થોડુંએક સ્વરાજ્ય આપવામાં આવ્યું. હિંદુસ્તાનમાં ક્લાઇવ પછીના ગવર્નરોની બેદરકારીથી બંગાળાનું રાજ્યતંત્ર ઘણું બગડી ગયું હતું તેને સુધારવા માટે નૉર્થે રેગ્યુલેઇટિંગ ઍક્ટ નામનો કાયદો કર્યો, ઇ. સ. ૧૭૭૩. અમેરિકા સામે લડાઈ ચાલતી હતી ત્યારે બર્ક ને રૉકિંગહૅમ જેવા વ્હિગ આગેવાનો પાર્લમેંટમાં હાજરી પણ આપતા નહિ, કારણકે તેમની તકરારો ઉપર પૂરતું લક્ષ આપવામાં આવતું નહિ; તેમના પક્ષમાં તડ પડી ગયું હતું પરિણામે મંત્રિમંડળ ઉલટું વધારે વગવાળું થયું. વિગ્રહના વખતમાં આયર્લંડમાં તોફાનો થયાં, કારણકે તે દેશનો વેપાર

ઘટયો અને ત્યાંના પ્રોટેસ્ટંટોને નાણાના વિષયમાં અને કાયદાઓ કરવાની બાબતમાં ખરી સ્વતંત્રતા જોઈતી હતી. ગ્રેટન,-Grattan-ને Flood-ફ્લડ, જેવા બાહોશ આઇરિશોએ આ હીલચાલની આગેવાની લીધી.* આઇરિશ ડિસ્સેંટરોને કેટલીક છૂટ આપવામાં આવી; ઇંગ્લંડમાં રોમન કૅથૉલિકોને જમીન ખરીદ કરવાની છૂટ આપવામાં આવતાં લૉર્ડ જ્યૉર્જ ગૉર્ડન નામના ભ્રમિત કૅથૉલિક અમીરની આગેવાની નીચે ઇંગ્લંડમાં પાંચ રોજ સુધી કેટલાંક તોફાનો થયાં ને મંત્રિમંડળના સભ્યો એટલા તો ગભરાઈ ગયા કે જો રાજા વચ્ચે ન આવ્યો હોત તો લંડન શહેરનો નાશ થાત અને રાજ્યતંત્ર પણ ગબડી પડત; જુન, ઇ. સ. ૧૭૮૦. કૉર્નવૉલ્લિસની હાર પછી નૉર્થે તુરત જ રાજીનામું આપ્યું, માર્ચ, ઇ. સ. ૧૭૮૨.

**અમેરિકાનો સવાલ. હઠીલાં રાજાપ્રજા. વિરુદ્ધ પક્ષની નબળાઈ**—દરમ્યાન અમેરિકાનાં સંસ્થાનોનો સવાલ ઘણો ગંભીર થતો જતો હતો. સંસ્થાનોના આગેવાનો પહેલાં સ્વતંત્રતા જાહેર કરવા માંગતા નહોતા. કૅનેડા ને દક્ષિણ સંસ્થાનો તો ઇંગ્લંડને વફાદાર હતાં. કૅનેડાએ તો ઠેઠ સુધી ઇંગ્લંડ સામે થવા ને બંડખોર સંસ્થાનિકો સાથે ભળવા ના જ પાડી. સંસ્થાનો પાસે શરૂઆતમાં નહેતું સારૂં જમીન ઉપરનું કે દરિયાઈ લશ્કર; તેમની પાસે નહોતું નાણું કે તેમને નહોતી પર રાજ્યની મદદ; પણ ઇંગ્લંડના કારભારીઓની કડક ને મૂર્ખ રાજ્યનીતિથી છેવટે ઇંગ્લંડ ને સંસ્થાનો વચ્ચે લડાઈ થઈ, ને તેમાં યૂરોપનાં રાજ્યો દરમ્યાન થયાં, એટલે લડાઈનું પરિણામ પણ ભયંકર આવ્યું. ખુદ ઇંગ્લંડમાં ત્રણ પક્ષો હતા. એક પક્ષ એમ માનતો હતો કે સંસ્થાનો સ્વતંત્ર થાય તો તેમને ને ઇંગ્લંડને, બંનેને દરેક રીતે લાભ થશે; પણ આવી માન્યતા ધરાવનારાઓની સંખ્યા ઘણી જુજ હતી. બીજો પક્ષ એમ માનતો હતો કે સંસ્થાનોને ગમે તે પ્રકારે મનાવી લેવાં ને તેમની સામે લડાઈ તો કદિ કરવી જ નહિ. બર્ક, ચૅથમ, વગેરે આ પક્ષમાં હતા. રાજાના કારભારીઓએ

---

*ગ્રૅટન કહેતો કે આયર્લંડને ચાર દરદો લાગુ પડયાં છે—A foreign legislature, a foreign judicature, a legislative privy council, a perpetual army.

જ્યારે સંસ્થાનો સામાં લશ્કરો મોકલ્યાં ત્યારે તેઓએ તેમના ઉપર સખ્ત ટીકાઓ કરી. જ્યારે જ્યારે અંગ્રેજ લશ્કર હારી જતું ત્યારે દરેક વાર તેઓ જાહેર રીતે તે હારને શુભ સમાચાર રૂપે વધાવી લેતા ને સંસ્થાનિકોની જીતને સ્વદેશની જીત રૂપે માનતા. ત્રીજો પક્ષ રાજાના માનીતાઓનો હતો. તેઓ સંસ્થાનિકોને હર પ્રકારે દબાવી દેવા માંગતા હતા, જો કે તેમનામાં કેટલાક લોકો સંસ્થાનિકોને મનાવી લેવા પણ ઇચ્છતા હતા. પણ આ પક્ષને ખરી રાજ્યનીતિ આવડતી નહોતી. તેઓ યૂરોપનાં રાજ્યોને તટસ્થ રાખી શક્યા નહિ, દેશના દરિયાઈ લશ્કરને ને જમીન ઉપરના લશ્કરને યોગ્ય રીતે તૈયાર કરી શક્યા નહિ, અને સંસ્થાનિકોમાં જે ઇંગ્લંડના પક્ષપાતીઓ હતા તેમને પણ તેઓએ ખરાબ વર્તનથી, દબાણથી ને કડક કારભારથી પોતાથી અળગા કરી દીધા અને છેવટે ન છૂટકે સંસ્થાનોને સ્વતંત્રતા આપી. શરૂઆતમાં જ બંડખોરોને કડક શિક્ષા કરીને ને બીજાઓને પોતાના પડખામાં રાખીને પાર્લમેંટમાં પોતાના વિરોધીઓને તેઓએ જો શાંત રાખ્યા હોત તો અમેરિકાનો સવાલ ઘણો સરળ થઈ ગયો હોત અને ઇંગ્લંડને યૂરોપમાં પાછી પાની કરવી પડત નહિ. આટલો વિચાર કર્યા પછી હવે સંસ્થાનો ને ઇંગ્લંડ વચ્ચે જે વિગ્રહ થયો તે અને યૂરોપનાં રાજ્યો તેમાં દરમ્યાન કેમ થયાં તે, આપણે તપાસીએ.

**ઇંગ્લંડ અને સંસ્થાનો વચ્ચેની તકરાર, ઇ. સ. ૧૭૭૦–૭૫**—અમેરિકાનાં સંસ્થાનો ઉપર ટાઉનશેન્ડે જે કરો નાંખ્યા હતા તે બધા નૉર્થે હવે રદ કર્યા અને માત્ર ચા ઉપર જગાત ચાલુ રાખી; માર્ચ, ઇ. સ. ૧૭૭૦. પણ એ જ વખતે કેટલાએક અંગ્રેજ સિપાઈઓ ને બૉસ્ટનના લોકો વચ્ચે તકરાર થતાં લોકો ઉપર તેઓએ ગોળીબાર કર્યો ને તેમાં ત્રણ માણસો માર્યા ગયા; એ કારણથી બૉસ્ટનના લોકો ઘણા ઉશ્કેરાઈ ગયા અને અંગ્રેજ લશ્કરને શહેર ખાલી કરી દેવું પડયું. આ બનાવથી નૉર્થની સુલેહભરી રાજ્યનીતિનો લોકોએ અવળો અર્થ કર્યો. સેમ્યુએલ ઍડમ્સ નામના સંસ્થાનિકે લોકોને ઇંગ્લંડ વિરુદ્ધ ઉશ્કેરવા માંડયા. માસાચ્યુસેટસના ગવ્હર્નર ને અમેરિકાના જ વતની હચિન્સને ને ડેપ્યુટિ ગવ્હર્નર ઓલિવ્હરે એક અંગ્રેજને અમેરિકાના પ્રશ્ન ઉપર

લખેલા કાગળો ઈંગ્લંડમાં રહેતા સંસ્થાનોના પ્રતિનિધિ બેન્જામિન ફ્રાંક્લિનના હાથમાં આવ્યા ને તેણે તે કાગળો એડમ્સ ઉપર મોકલી આપ્યા. આ કાગળો પ્રસિદ્ધ થતાં સંસ્થાનોમાં મોટો ખળભળાટ થયો. ઇંગ્લંડમાં તે બાબતનો તપાસ ચાલતાં ફ્રાંક્લિનનું સખ્ત અપમાન કરવામાં આવ્યું. ફ્રાંક્લિન હવે ઈંગ્લંડનો કટ્ટો દુશ્મન થયો. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ અમેરિકામાં પરબારો મોકલેલો ચા બૉસ્ટનના કેટલાક તોફાની લોકોએ દરિયામાં ડૂબાડી દીધો. બીજાં બંદરો ઉપર ચાની પેટીઓ ઉતારી શકાઈજ નહિ, કારણકે લોકો ઘણા ઉશ્કેરાઈ ગયા હતા, ઇ. સ. ૧૭૭૪, ડિસેંબર. આ બંડ માટે બૉસ્ટનના બંદરનો વેપાર બંધ કરવામાં આવ્યો અને તેને સંસ્થાનના મુખ્ય નગરમાંથી કમી કરવામાં આવ્યું; તેજ સાથે માસાચ્યુસેટસના સંસ્થાનના તંત્રમાં પણ અગત્યના ફેરફારો કરવામાં આવ્યા. બંડખોર લોકોનો ન્યાય ઈંગ્લંડમાં કરવાનું ફરમાવવામાં આવ્યું અને સિપાઈઓ લોકોના ઘરમાં પરાણે રહી શકે એવો કાયદો કરવામાં આવ્યો. સંસ્થાનિકો તો ઉલટા વધારે છંછેડાયા. ઇ. સ. ૧૭૭૪ના સપ્ટેંબર માસની પાંચમી તારીખે ફિલાડેલ્ફિઆ નગરમાં તેમના પ્રતિનિધિઓ ભેગા થયા અને જ્યૉર્જિઆ સિવાયના એટલે બાર સંસ્થાનોએ એ કૉંગ્રેસમાં ઇંગ્લંડના જોહુકમી અમલ સામે જાહેર વાંધો ઉઠાવ્યો. આ મહાસભાની બેઠકની ઈંગ્લંડમાં કાંઈ અસર થઈ નહિ. માસાચ્યુસેટસનો ગવર્નર ગેઇગ–Gage–સખ્ત ઉપાયો લેવા લાગ્યો. કેટલાએક સંસ્થાનિકોએ લડાઈ માટે એકઠી કરેલી સામગ્રીનો નાશ કરવા તેણે એક નાની લશ્કરી ટૂકડી મોકલી. સંસ્થાનિકોએ ઉભા કરેલા શહેરીઓના લશ્કરે આ ટૂકડીને સખ્ત હાર આપી. આ લડાઈ લેક્ઝિન્ગ્ટન–Lexington–પાસે થઈ ને ત્યારથી સંસ્થાનો ને ઈંગ્લંડ વચ્ચે લડાઈ સળગી, ૧૯, મે, ઇ. સ. ૧૭૭૫. મેની દસમી તારીખે ફિલાડેલ્ફિઆ મુકામે બીજી મહાસભા–કૉંગ્રેસ્સ મળી અને તેમાં સંસ્થાનિકોએ જ્યૉર્જ વૉશિંગ્ટન જેવા શૂર, નિઃસ્વાર્થી, પ્રામાણિક, અડગ, બુદ્ધિશાળી, ને ઉદ્યમી અમેરિકનને સરદારી આપી. બળવો હવે ખરો થયો.

**બંડખોર સંસ્થાનો ને ઇંગ્લંડ વચ્ચે વિગ્રહઃ**—લેક્ઝિન્ગ્ટનના

યુદ્ધ વખતે જ હડ્સન નદી ઉપરના બધા કિલ્લાઓને બંડખોરોએ સર કર્યા હતા. પછી અંગ્રેજોએ બૉસ્ટન આગળ બંકરહિલ્લ–Bunker Hill–પાસે સંસ્થાનિકોને હરાવ્યા. અંગ્રેજોના લશ્કરને ઘણું નુકસાન



લાગ્યું. તેથી બધાને એટલી તો ખાત્રી થઈ ગઈ કે સંસ્થાનિકોને હરાવવા એ કાંઈ રમતની વાત નથી. બંડખોરોએ હવે કૅનેડા ઉપર નિષ્ફળ સવારીઓ મોકલી. બૉસ્ટન પણ સંસ્થાનિકોને હાથ ગયું, જાન્યુઆરિ, ઇ. સ. ૧૭૭૬. અંગ્રેજો કૅરોલિનના મુખ્ય શહેર ચાર્લ્સટાઉન–Charles-town–કબજે કરવામાં નિષ્ફળ થયા. શત્રુની નિષ્ફળતાઓથી અને પોતાની ફતેહોથી સંસ્થાનિકો જોર ઉપર આવ્યા. ઇ. સ. ૧૭૭૬ના જુલાઇમાં ફિલાડેલ્ફિઆ મુકામે ભરાએલી ત્રીજી કૉંગ્રેસે–મહાસભાએ ઇંગ્લંડની સત્તાથી પોતાની સ્વતંત્રતા જાહેર કરી અને United States of America–અમેરિકાનાં સંયુક્ત રાજ્યો–એવા નામથી તેર સંસ્થાનો દુનિયામાં જાહેર થયાં. અંગ્રેજ સેનાપતિ લૉર્ડ હો–Howe–એ ન્યૂ યૉર્ક સર કર્યું, સપ્ટેંબર, ઈ. સ. ૧૭૭૬ ને બ્રૂકલિન–Brooklyn–પાસે વૉશિંગ્ટનને હરાવ્યો. ઈ. સ. ૧૭૭૭ના સપ્ટેંબરમાં લૉર્ડ કૉર્નવૉલિસે ફિલાડેલ્ફિઆ સર કર્યું. બરગૉઇન–Burgoyne–ઉત્તર તરફથી દક્ષિણમાં આવતો હતો. હડસન નદી સાથેનો તમામ વ્યવહાર પોતાને કબજે કરવાનો તેનો ઇરાદો હતો. પણ ઇ. સ. ૧૭૭૭ના ઑક્ટોબર માસની ૧૭મી તારીખે સારાટોગા–Saratoga–મુકામે તેને અમેરિકન સરદાર ગેઇટ–Gate–ને શરણ થવું પડ્યું, કારણકે બીજા અંગ્રેજ સરદારો તેને મદદ મોકલી શક્યા નહિ. ઉત્તરનાં સંસ્થાનોમાં હવે અંગ્રેજ સત્તા નાશ પામી.

**યૂરોપની દરમ્યાનગીરીઃ—ફ્રાંસ, સ્પેઇન ને હોલૅંડઃ—** અત્યાર સુધી સંસ્થાનિકો એકલે હાથે ઇંગ્લંડ સામે લડતા હતા. ફ્રાંસ ને સ્પેઇન ખાનગી રીતે તેમને મદદ કરતાં હતાં પણ હજુ સુધી તેઓ છડેચોક બહાર પડયાં નહોતાં. જ્યારે તેઓએ અમેરિકનોની બહાદુરી અને ધીરજ ને અંગ્રેજોની નબળાઈ જોયાં ત્યારે તેઓએ વિગ્રહથી લાભ લેવાનો નિર્ણય કર્યો. ફ્રાંકલિન પૅરિસ ગયો. તેર સંસ્થાનોએ સ્વતંત્રતા જાહેર કરી તે ફ્રાંસની ઉદાર પ્રજાને ગમી ગયું. તે વખતે ફ્રાંસમાં સ્વતંત્રતાનો ને પુરાણી પદ્ધતિ સામે બંડનો વા વાતો હતો. તેથી સારાટોગાની સંસ્થાનિક ફત્તેહના ખબર જાણવામાં આવતાં તુરત જ ફ્રાંસે

સંસ્થાનો સાથે પરસ્પર મદદ કરવાનો કરાર કર્યો, ફેબ્રુઆરિ, ઇ. સ. ૧૭૭૮. સ્પેઇન પણ લડાઈમાં સામેલ થયું, જુન, ઇ. સ. ૧૭૭૯. તટસ્થ રાજ્યોથી અમેરિકા જતા માલ ઉપર ઇંગ્લંડ પોતાના સ્વાર્થ ખાતર ચોક્કસ અંકુશ રાખતું. આ અંકુશથી યૂરોપનાં તમામ રાજ્યો નાખુશ થયાં.



અમેરિકા ને ઇંગ્લૅંડ વચ્ચે સંગ્રામ

હોલ્લંડે ઇંગ્લંડ સામે લડાઈ જાહેર કરી. પ્રશિઆનો ફ્રેડરિક પૅરિસની સુલેહ પછી હમેશાં નાખુશ રહેતો. રશિઆની ઍમ્પ્રેસ્સ કૅથેરિન પણ ઇંગ્લંડના અંકુશને ધિક્કારતી હતી. સ્વિડનના રાજ્યકર્તાઓ પોતાની પ્રજાઓના વેપારના રક્ષણ અર્થે આ રાજવંશીઓ સાથે ભળ્યા ને તેમણે

ઇ. સ. ૧૭૮૦માં ઈંગ્લંડ સામે Armed Neutrality–સશસ્ત્ર તટસ્થતા જાહેર કરી. આવી રીતે ઈંગ્લંડ અમેરિકા સામે વિગ્રહ કરવા જતાં યૂરોપનાં રાજ્યોની પણ મિત્રતા ખોઈ બેઠું. ઉપરાંત, યૂરોપની લડાયક દરમ્યાનગીરીથી ઇંગ્લંડને પોતાના બધા ખંડો ઉપરના દેશો સાચવવા પડયા ને વેપારનું રક્ષણ કરવું પડયું. એવી રીતે અંગ્રેજ મુશ્કેલીઓ હરેક પ્રકારે વધી પડી.

**ફ્રાંસ, સ્પેઇન, ને ઇંગ્લંડ વચ્ચે વિગ્રહ, ઇ. સ. ૧૭૭૮–૮૩.**—ફ્રાંસ અને સ્પેઇન લડાઇમાં સામેલ થયાં એટલે ઇંગ્લંડ અમેરિકા તરફ ઝાઝું લશ્કર મોકલી શકયું નહિ. માત્ર દક્ષિણનાં સંસ્થાનો સામે જ હવે લડાઈ કરવાનું ધોરણ સ્વીકારવામાં આવ્યું, કારણ કે ઉત્તરનાં સંસ્થાનો સામે ફત્તેહથી લડી શકાય તેમ નહોતું. ઉપરાંત ઈંગ્લંડને વેસ્ટ ઈન્ડીઝના ટાપુઓનું પણ રક્ષણ કરવાનું હતું. ફ્રાંસે શરૂઆતમાં સેઇન્ટ વિન્સેન્ટ, સેઇન્ટ લ્યુશિઆ, અને ડૉમિનિકાના ટાપુઓ સર કર્યા. સ્પેઇને ત્રણ વર્ષ સુધી જિબ્રાલ્ટરને ઘેરો ઘાલ્યો ને ફ્લૉરિડા લીધું. માઇનૉર્કા પણ હાથથી ગયું. હિંદુસ્તાનમાં ફ્રેંચોએ હૈદરઅલીને મદદ આપી, પણ વૉર્રન હેસ્ટિંગ્સે કુનેહથી મરાઠાઓ સામે ને હૈદર સામે લડાઈ કરી અને કંપનિને ભારે મુશ્કેલીમાંથી બચાવી લીધી. હિંદનાં ફ્રેંચ થાણાં કંપનિએ સર કર્યાં. આફ્રિકામાં પણ લડાઇના છાંટા ઉડ્યા. વલંદા લોકોના હિંદી મહાસાગરમાં આવેલા તમામ મુલકો–સુમાત્રા, વગેરે અંગ્રેજોને હાથ ગયા. રોડની–Rodney–એ શત્રુઓની નૌકાઓને સેઇન્ટ વિન્સેન્ટ આગળ નસાડી, ઇ. સ. ૧૭૮૦. પણ તેમણે અંગ્રેજોના વેપારને પારાવાર નુકસાન કર્યું. ઇ. સ. ૧૭૮૧માં તેઓએ અમેરિકામાં દરિયાવાટે મોટું લશ્કર ઉતાર્યું એટલે કૉર્નવૉલિસ હારી ગયો ને લડાઈનો અંત આવ્યો.

**અમેરિકામાં અંગ્રેજોની હાર, ઇ. સ. ૧૭૭૮–૮૨**—ફ્રાંસ, સ્પેઇન ને હૉલ્લંડ પોતાના પક્ષમાં ભળ્યાં હતાં છતાં અંગ્રેજ નૌકાબળને* લઇને સંસ્થાનોને તેમના તરફથી ધારેલી મદદ તો મળી શકી

*વૉશિંગ્ટન પહેલેથી જ જોઈ શકયો હતો કે The navy had the casting vote in the contest.

ઉત્તર અમેરિકા (અમેરિકન વિગ્રહ પછી.)

નહિ; બધા પક્ષો લડાઈથી કંટાળી ગયા હતા. અત્યાર સુધી કૉર્નવૉલિસે દક્ષિણ સંસ્થાનોમાં બ્રિટિશ હકુમત સાચવી રાખી હતી. ઇ. સ. ૧૭૮૦ની આખરમાં તેણે ઉત્તર તરફ કુચ કરવાનો વિચાર કર્યો. પણ સંસ્થાનિક લશ્કરોની હીલચાલોથી તે ઝાઝો આગળ વધી શક્યો નહિ. પણ ઇ. સ.

૧૭૮૧માં સંસ્થાનિકોને ફ્રાંસથી વખતસર મદદ મળી ગઈ ને ઑક્ટોબરની ૧૮મી તારીખે યૉર્કટાઉન પાસે કૉર્નવૉલિસ તમામ લશ્કર સાથે વૉશિંગ્ટનને શરણ થયો. તે જ સાથે લડાઈનો પણ અંત આવ્યો.

**સ્વતંત્ર અમેરિકા**—સંસ્થાનો સ્વતંત્ર થયાં તેથી ઇંગ્લંડને અગત્યની શિક્ષા મળી. અત્યારે તે સંસ્થાનોના આંતર કારભારમાં કદિ દરમ્યાન થતું નથી. પૅસિફિક મહાસાગરમાં હવે એક મોટી સત્તા ઉભી થઈ. ધીમે ધીમે અમેરિકનો ઠેઠ ઍટ્લૅંટિક મહાસાગર સુધી પશ્ચિમે જઈ પૂગ્યા. મધ્ય ને દક્ષિણ અમેરિકાના પ્રદેશોમાં પણ તેઓ યૂરોપિઅન રાજ્યોની દરમ્યાનગીરી સ્વીકારતા નથી. આ નીતિને Monroe Doctrine કહેવામાં આવે છે. નવાં સંયુક્ત સંસ્થાનો વેપાર વગેરેમાં ઘણા આગળ વધ્યાં. અત્યારે તેઓ દુનિયામાં પહેલી પંક્તિમાં આવે છે.

**રાજાનો પરાજય. રૉકિંગહૅમના ને શેલ્બર્નના કારભારો. સુલેહ. સ્વતંત્ર અમેરિકા, ઇ. સ. ૧૭૮૨–૮૩**—નૉર્થ ગયો એટલે રાજાને વ્હિગ આગેવાનોને મંત્રિમંડળમાં આવવા નિમંત્રણ આપવા સિવાય છૂટકો નહોતો. પણ એકલા વ્હિગોથી તંત્ર ચાલે તેમ ન હોવાથી તેમને રાજાના માનીતા શેલ્બર્નને પોતાની સાથે રાખવો પડ્યો. રૉકિંગહૅમ બીજી વાર મુખ્ય પ્રધાન થયો. આ નવા પ્રધાનોએ કૉન્ટ્રેક્ટરોને પાર્લમેંટમાં બેસતા બંધ કર્યા, અમલદારોના મતાધિકારો લઈ લીધા, ને રાજાના ખાનગી ખર્ચમાં ઘણો ઘટાડો કરી નાંખ્યો. આયર્લંડને સંસ્થાનોના જેવી સ્વતંત્રતા મળી, ઇ. સ. ૧૭૮૩. જુલાઈ માસમાં રૉકિંગહૅમ મરી ગયો એટલે તેના માણસોએ પણ રાજીનામું આપ્યું. શેલ્બર્ન હવે મુખ્ય મંત્રી થયો. તેણે સુલેહ કરી, નવેમ્બર, ૧૭૮૩. અમેરિકાનાં સંસ્થાનો સ્વતંત્ર થયાં. ફ્રાંસને ટોબેગો, સેનેગલ, ગોરી, ને હિંદનાં તેનાં પાંચ થાણુંઓ મળ્યાં. સ્પેઇનને માઇનૉર્કા ને પૂર્વ ફ્લોરિડા ગયાં. હૉલંડને હિંદમાંનું નાગપટ્ટણનું થાણું માત્ર છોડી દેવું પડ્યું. આ સુલેહ વર્સાઇલની સુલેહના નામથી ઓળખાય છે. પાર્લમેંટમાં ફૉક્સ અને નૉર્થ સામા થયા તેથી શેલ્બર્ને રાજીનામું આપ્યું ને ફૉક્સે ને નૉર્થે સયુક્ત મંત્રિમંડળ Coalition–ઉભું કર્યું.

**ફૉક્સની હાર. નાનો પિટ્ટ સત્તા ઉપર, ઇ. સ. ૧૭૮૩-૮૪.** રાજા ફૉક્સને ઘણો ધિક્કારતો ને તેને મોટો બંડખોર ગણતો. ફૉક્સે પણ પણ હવે પોતાના મનોરથો પાર પાડવા રસ્તાઓ લેવા માંડયા. તે ખરો "રૅડિકલ" હતો–તેને તાજની સત્તા પાર્લમેંટના અંકુશ તળે લાવવી હતી, પાર્લમેંટને સુધારવી હતી, સંસ્થાનોના, આયર્લંડના ને હિંદના કારભારને વ્યવસ્થા ઉપર મૂકવો હતો ને વેપારને નિરાબાધ કરવો હતો. પણ તેણે ભૂલો ઉપર ભૂલો કરી. પહેલાં તો તેણે નૉર્થ સાથે ભળવામાં ગંભીર ભૂલ કરી. ગમે તે પ્રકારે કારભારૂં હાથમાં લેવું, એ તેનો વિચાર હવે જગજાહેર થઈ ગયો. તેણે પોતાના પક્ષને નિર્બળ કરી નાંખ્યો. પરિણામે ચાળીસ વર્ષો સૂધી વ્હિગ લોકો સત્તા ઉપર આવી શકયા નહિ. તેણે બ્રિટિશ હિંદના કારભાર માટે બે મુત્સદ્દાઓ પાર્લમેંટ સમક્ષ મૂકયા; હાઉસ ઑફ્ કૉમન્સમાંથી તો તેઓ પ્રસાર થયા; પણ પ્રજામાં મોટો ખળભળાટ થયો. લોકોએ એવું ધાર્યું કે ફૉક્સ ને તેના પક્ષકારો હવે મોટી વગ ધરાવતા થશે ને પરિણામે તેઓ પ્રજાથી પણ સ્વતંત્ર થઈ જશે. દુશ્મનોએ આ ક્ષોભનો લાભ લીધો. રાજાને ફૉક્સને કાઢવો હતો. તેથી તે પણ વચમાં પડયો. તેણે પોતાના માનીતા ટેંપલ મારફત અમીરોને કહેવરાવ્યું કે જે કોઈ ફૉક્સના મુત્સદ્દાને માટે મત આપશે તેને રાજા પોતાનો અંગત દુશ્મન ગણશે. પરિણામ ધાર્યા પ્રમાણે જ આવ્યું. ફૉક્સ હાઉસ ઑફ્ લૉર્ડઝમાં હારી ગયો. પિટ્ટ મુખ્ય પ્રધાન બન્યો. ફૉક્સે તેને હાઉસ ઑફ્ કૉમન્સમાં પજવવા માટે ઘણાં ફાંફાં માર્યાં; પણ તેથી તે અળખામણો થઈ ગયો. પિટ્ટે આ કસોટી કુનેહથી વળોટાવી દીધી. પાર્લમેંટ બરખાસ્ત કરવામાં આવી. નવી ચુંટણીમાં ફૉક્સના શહીદો–Martyrs–હારી ગયા. પિટ્ટ હવે ખરો કારભારી બન્યો. તે વખતે તેની ઉમર માત્ર ચોવીસ વર્ષની હતી.* ફૉક્સ સત્તાભ્રષ્ટ થયો એટલે જુની અમીરાતની રાજ્યકીય સત્તાનો પણ નાશ થયો; પણ તે સાથે રાજાની નિરંકુશ સત્તાનો પણ નાશ થયો.

---

*A sight to make surrounding nations stare,
A kingdom trusted to a schoolboy's care.

# પ્રકરણ ૨૨મું

## ત્રીજો જ્યૉર્જ (ચાલુ). નાનો પિટ્ટ ને નવા ટોરિઓનો કારભાર, ઇ. સ. ૧૭૮૩–૧૭૯૨.

**ટોરિઓની ફત્તેહ**—ઇ. સ. ૧૭૮૩માં પાર્લમેંટના કામકાજના અનુભવની ખામીને લઈને તથા ઉતાવળાપણાને લીધે ઉત્સાહી ને પુખ્ત ઉમરનો ફૉક્સ ચોવીસ વર્ષના યુવક પિટ્ટ સામે લડતાં હારી ગયો ત્યારથી તે ઠેઠ ઇ. સ. ૧૮૩૦ સૂધી વ્હિગ પક્ષના આગેવાનો લગભગ કારભારથી બહાર રહ્યા, માત્ર વચમાં ટૂંક મુદ્દત માટે ફૉક્સની આગેવાની નીચે તેઓએ કારભાર હાથમાં લીધો હતો. વ્હિગ પક્ષનો વિનાશ તો ઇ. સ. ૧૭૭૦થી એટલે જ્યારથી નૉર્થ કારભારી થયો ત્યારથી જ શરૂ થઈ ગયો હતો. નાના પિટ્ટે તે વિનાશને પૂર્ણાહુતિ આપી, અને ટોરિ પક્ષને જુદા સ્વરૂપમાં મૂકી તેને સંજીવિત કર્યો. આ કારણથી આ પચાસ વર્ષના કારભારને ટોરિઓનો કારભાર કહેવામાં કશી અડચણ નથી. પિટ્ટ થોડા-એક મહિના સિવાય ઇ. સ. ૧૮૦૬ સૂધી મુખ્ય પ્રધાન તરીકે રહ્યો. ઇ. સ. ૧૭૯૨માં ઇંગ્લંડે ફ્રાંસ સામે લડાઈ જાહેર કરી એટલે પિટ્ટના કારભારમાં પણ કેટલીક જડતા આવી. એ કારણથી આપણે આ પ્રકરણમાં નાના પિટ્ટના કારભારને ઇ. સ. ૧૭૯૨ સૂધી તપાસશું ને હવે પછીના પ્રકરણમાં પિટ્ટે ને ઇંગ્લંડે ફ્રાંસ અને નેપોલિઅન સામે જે મહાયુદ્ધ કર્યું તે જોઈશું.

**વિલિઅમ પિટ્ટ, પૂર્વ ચરિત્ર**—મોટા પિટ્ટ અથવા અર્લ ચૅથમને ત્યાં નાના પિટ્ટનો જન્મ ઇ. સ. ૧૭૫૯માં મેની ૨૮મીએ થયો હતો. તેની મા અર્લ ગ્રેનવિલ્લ અને ટૅંપલના એકની એક બેન થતી હતી. પિટ્ટ નાનો હતો ત્યારે તેની તબીઅત ઘણી ખરાબ રહેતી; સંધિવાનું દરદ તેને નાનપણથી જ લાગુ પડ્યું હતું. છતાં માંડમાંડ તે કેંબ્રિજ જઈ થોડુંએક ભણી શક્યો. લંડન તે વારવાર જતો ને પાર્લમેંટમાં હાજરી આપતો. છતાં ઘેર તેનો અભ્યાસ સારો ચાલતો. લૅટિન ને ગ્રીક તે સારી પેઠે જાણતો. પ્રસિદ્ધ અંગ્રેજ અર્થશાસ્ત્રી ઍડમ સ્મિથના *Wealth of Nations*–નામના પુસ્તકનો તેણે પોતાની નાની અવસ્થામાં જ ઘણો

ઊંડો અભ્યાસ કર્યો. ચૅથમ નાના પિટ્ટની કેળવણી ઉપર ખાસ લક્ષ આપતો. ગ્રીક અને લૅટિન લેખકોના ફકરાઓનો સુંદર અંગ્રેજી અનુવાદ તે હમેશાં પુત્ર પાસે કરાવતો ને બાઈબલ તે હમેશાં તેની સાથે વાંચતો. પહેલેથી જ નાનો પિટ્ટ મહત્ત્વાકાંક્ષી થયો હતો. પોતાના બાપના જેવી કીર્તિને મેળવવા ને તેના જેવું કામ કાઢવા તે ઇચ્છા ધરાવતો હતો. ઇ. સ. ૧૭૮૦માં તેણે હાઉસ ઑફ કૉમન્સમાં જવા ઉમેદવારી કરી પણ તેમાં તે ફાવ્યો નહિ. પણ ઇ. સ. ૧૭૮૧માં તે એક સ્ક્વાયરની વગથી હાઉસ ઑફ કૉમન્સમાં દાખલ થયો. હાઉસ ઑફ લૉર્ડ્ઝની તેના બાપની ખાલી પડેલી જગ્યા તેણે પોતાના નાના ભાઈને આપી દીધી હતી.* હાઉસ ઑફ કૉમન્સમાં તે નૉર્થના કારભાર ઉપર સખ્ત ટીકા કરવા લાગ્યો ને બર્ક તથા ફૉક્સનો મિત્ર બન્યો. એ બંને જણા પિટ્ટ ઉપર ઘણા ખુશ† રહેતા. જ્યારે નૉર્થે રાજીનામું આપ્યું ને રૉકિંગહૅમ બીજી વાર પ્રધાન થયો ત્યારે તેણે પિટ્ટને આયર્લૅંડની નાઇબ-ત્રિજુરીઅમલદારની જગ્યા આપવા માંડી પણ યુવાન્ ને મહત્ત્વાકાંક્ષી પિટ્ટે તાબેદાર અમલદારી કરવાની ના પાડી. આ વખતે તેણે પાર્લમેંટનું બંધારણ ફેરવવાની એક દરખાસ્ત આણી પણ તેમાં તે ફાવ્યો નહિ. ચૅથમનો પક્ષકાર લૉર્ડ શેલ્બર્ન જ્યારે પ્રધાન થયો ત્યારે પિટ્ટ ચૅન્સેલર ઑફ એક્સ્ચિકર થયો. પણ નૉર્થ ને ફૉક્સ મળી ગયા તેથી શેલ્બર્નને રાજીનામું આપવું પડયું. આ વખતે પિટ્ટે મંત્રી થવા રાજાને સાફ ના કહી. ફૉક્સે પોતાનો બ્રિટિશ હિંદને લગતો મુત્સદ્દો પાર્લમેંટમાં રજુ કર્યો. તેમાં તે હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં હારી ગયો. રાજાએ તુરત પિટ્ટને મુખ્ય પ્રધાન બનાવ્યો. હાઉસ ઑફ કૉમન્સમાં પિટ્ટના પક્ષકારો ઘણી ઓછી સંખ્યામાં હતા. ફૉક્સે આ સામે વાંધો લીધો. તે ઉપરાઉપરી પિટ્ટને સતાવવા લાગ્યો. પિટ્ટે ઠંડે પેટે બધું સહન કર્યાં કર્યું ને જ્યારે તેને એમ જણાયું

*સાત વર્ષની ઉમરે તેણે પોતાના શિક્ષકને એક વાર કહ્યું, "હું બીજો પુત્ર છું તે મને ગમે છે, કારણ કે હું હાઉસ ઑફ કૉમન્સમાં જઈ બાપની માફક મારા દેશની સેવા કરી શકીશ."

†એક વાર બર્કે કહ્યું—He is not the chip of the old block (Chatham); He is the old block itself.

કે ફૉક્સ મૂર્ખાઈથી પ્રજાની પ્રીતિ તદ્દન ગુમાવી બેઠો છે ત્યારે તેણે નવી ચુંટણી કરવાની રાજાને સલાહ આપી. જ્યૉર્જે પાર્લમેંટને રજા આપી. પિટ્ટ સાચો નીવડયો. ચુંટણીમાં ફૉક્સનો પક્ષ હારી ગયો. પિટ્ટ હવે રાજાની ને પ્રજાની અનુમતિથી મુખ્ય પ્રધાન બન્યો. આ વખતે તેની ઉમર માત્ર ૨૪ વર્ષની હતી; ઇ. સ. ૧૭૮૪.*

**નાના પિટ્ટના ગુણદોષ**—પિટ્ટ લાંબો ને એકદમ પાતળો હતો. તેની આંખમાંથી તેજના અંબાર વરસતા. તેના લાંબા નાકને લોકો ખાસ યાદ કરતા. ઠેઠ મરણ સુધી તે કુંવારો રહ્યો હતો. તેનું ચારિત્ર ઊંચું હતું. તે કદિ જુગાર રમતો નહિ. તે ઘણો ઉદ્ધત ને થોડાબોલો હતો; રમત ગમતમાં તે ઝાઝો રસ લેતો નહિ; પણ ઘેર તે છોકરાંની સાથે પણ રમતો. તે ખૂબ દારૂ પીતો. પણ પિટ્ટ શરીરે જેટલો નબળો હતો તેટલો જ મનો[illegible] મજબુત હતો. બચપણમાં તેને દુનિયાનો અનુભવ નહોતો થયો [illegible]ાની બાબતોથી કે મુસ્કેલીઓથી તે કદિ મુંઝાતો નહિ. ગ્રીક ને લૅટિન સાહિત્યના ઊંડા અભ્યાસથી તેના વિચારો ને તેની મહત્ત્વાકાંક્ષાઓ ઘણાં ઉદાત્ત બન્યાં હતાં. તેને પોતાની શક્તિઓમાં ઘણો વિશ્વાસ બેસી ગયો હતો. વળી તેના જન્મથી જ અર્લ ઑવ્ ચૅથમની કીર્તિ વધતી જતી હતી તેની અસરો પિટ્ટના જીવન ઉપર સારી રીતે થઈ શકી હતી. તે મોટો વકતા હતો; પણ બર્કના જેવી ફિલસુફી કે ચૅથમના જેવી તીખાશ તેના ભાષણોમાં નહોતી. કારભાર લીધા પછી તે સાહિત્ય તરફ ખાસ લક્ષ આપી શકતો નહિ; તે વિષયમાં તે કાંઈ કરી ગયો નથી. સાહિત્યપ્રેમીઓને તે ઝાઝું ઉત્તેજન પણ આપી ગયો નથી. તે ઘણો પ્રામાણિક હતો. કારભારી બન્યા પછી તેણે ૩૦૦૦ પૌંડના વાર્ષિક આવકવાળી જગ્યા જતી કરી. તેણે એક વાર પણ લાંચરૂશવતથી પોતાના હાથ કાળા કર્યા નથી. પિટ્ટ

---

*To a jaded and humiliated generation, the son of Chatham came as a new hope and a possible revelation. The change was thus not merely an epoch in the life of Pitt but in English politics. It was hailed by the nation as a new departure.

P. 67, Rosebery's *Pitt*.

ઘણો ઉદ્યમી હતો. તે ઘણી વાર ચીડાઈ જતો; જો કે એકંદર તેનો સ્વભાવ મીઠો હતો. નાણાવિષયનું તેનું જ્ઞાન સારૂં હતું. માણસોની પરીક્ષા તે સારી રીતે કરી શકતો નહિ; એ કારણથી તેને ઘણી વાર પાછું હઠવું પડતું. યૂરોપના ને ઇંગ્લંડના જીવનમાં થતા નવા ફેરફારોને તે બરાબર સમજી શકતો નહિ, તેથી તેની ઘણી યોજનાઓ નિષ્ફળ ગઈ ને તેથી તે કેટલીએક યોજનાઓ તો બીલકુલ સ્થાપી શકયો પણ નહિ; તે સત્તાનો ઘણો લોભી હતો. મોટા મોટા અમીરોને પણ તે પોતાની બહુ નજીકમાં આવવા દેતો નહિ, એવો તો તે પોતાની સત્તાથી મગરૂબ રહેતો. તે પૂરો સ્વદેશાભિમાની હતો. પાર્લમેંટને કેવી રીતે સાચવવી તે પિટ્ટ બરોબર સમજતો–તેના બાપ ચૅથમમાં એવી કુનેહ નહોતી. પિટ્ટ સામો થતો ત્યારે તે હમેશાં નિડર રહેતો. મરણ સૂધી તે દેવાદાર રહ્યો–છતાં પોતાના હોદ્દાનો તેણે સ્વાર્થ ખાતર દુરુપયોગ કર્યો નહિ.

**પિટ્ટનો કારભાર, ઇ. સ. ૧૭૮૪–૯૨**—પિટ્ટના પહેલા મંત્રિમંડળમાં બહુ અસાધારણ શકિતના માણસો નહોતા. એ કારણથી તે કુલ સત્તા અજમાવી શકયો અને રાજાના ઉપર સારો પ્રભાવ પાડી શકયો. તે મુખ્ય કારભારી થયો એટલે તુરત જ કેટલાક અગત્યના સુધારાઓ તેણે દેશમાં દાખલ કર્યા.

**કર; રાષ્ટ્રીય દેવું; વેપાર**—કેટલાએક વેપારીઓ જગાત આપ્યા વગર આ વખતે માલ આયાત કરતા હતા. આ દાણચોરી અટકાવવા માટે પિટ્ટે કેટલીક જગાતો માફ કરી દીધી અને તેમને બદલે ઘરવેરો વધાર્યો. દાણચોરીને પણ તેણે સખ્ત ઉપાયોથી દાબી દીધી. છતાં ઉત્પન્ન કરતાં ખર્ચ વધી જતું; તેથી તે ખોટ પૂરી પાડવાને તેણે પ્રજા પાસેથી નાણું વ્યાજે લીધું. અત્યાર સૂધી આ નાણું લાગતાવળગતાઓ પાસેથી વ્યાજે લેવામાં આવતું. પિટ્ટે આ ખરાબ ચાલ બંધ કર્યો અને સમસ્ત પ્રજા પાસેથી ઓછા વ્યાજે નાણું ઉપાડયું. ચાલુ ઉત્પન્નમાંથી એક અનામત રકમ મૂકીને તેણે રાષ્ટ્રીય દેવાને ધીમે ધીમે ઓછું કરવા માંડયું. કેટલાએક નવા કરો તેણે પ્રજા ઉપર નાંખ્યા; પણ તેથી વેપારને નુકસાન ન થાય તે તેણે ખાસ ધ્યાનમાં રાખ્યું. ઉપરાંત,

કરનો બોજો હવેથી પૈસાદાર લોકો ઉપર વધારે પડયો. પાલમટના સભ્યોને મફત પોસ્ટ મોકલવાનો હક્ક હતો. તેનો તેઓ દુરુપયોગ કરતા. એ કારણથી પિટ્ટે આ હક્ક ખેંચી લીધો ને દેશના ઉત્પન્નમાં વધારો કર્યો. ઇંગ્લંડનો વેપાર વધે ને તે સાથે રાજ્યનું ઉત્પન્ન પણ વધે, એ બાબત તેણે આ બધા સુધારાઓ કરતી વખતે ખાસ લક્ષમાં રાખી હતી. આ સુધારાઓ તેને ઍડમ સ્મિથના *Wealth of Nations*માંથી મળી આવ્યા હતા. વેપાર ઉપરના કૃત્રિમ અંકુશો જેમ બને તેમ દૂર કરવા જોઈએ એમ પિટ્ટ સમજતો. ઇંગ્લંડ ને આયર્લંડનો વેપાર તેને નિરંકુશ કરવો હતો. પણ કેટલાક વિરોધને લઈને તેમાં તે ફાવી શકયો નહિ. પણ વેપાર-વૃદ્ધિ માટે તેણે ઇંગ્લંડ ને ફ્રાંસ વચ્ચે મિત્રતા કરાવી, ઇ. સ. ૧૭૮૭. જગાતના ને દાણના છૂટા છૂટા નિયમોને તેણે એકત્રિત કર્યા ને એવી રીતે વેપારીઓના ધંધાને એકદમ સરળ કરી દીધો.

**આંતર કારભારના બીજા અગત્યના મુદ્દાઓ**—ઇ. સ. ૧૭૮૪માં પિટ્ટે હિંદને લગતો કાયદો કર્યો. તે પાર્લમેંટને સુધારવા માટે એક દરખાસ્ત લાવ્યો; પણ તેમાં તે ફાવ્યો નહિ; તે પછી તેણે કદિ આ સવાલ હાથમાં લીધો નહિ. હિંદથી જ્યારે વૉરેન હેસ્ટિંગ્સ પાછો આવ્યો ત્યારે બર્કે ને ફૉક્સે તેના ઉપર કામ ચલાવવાની દરખાસ્ત આણી; પિટ્ટે હિંદના કારભારના હિતની ખાતર આ દરખાસ્ત સ્વીકારી અને હેસ્ટિંગ્સ ઉપરનું કામ ઠેઠ ઇ. સ. ૧૭૯૫ સૂધી ચાલ્યું. તેમાં છેવટે તે નિર્દોષ ઠર્યો. જ્યૉર્જનો પાટવી કુંવર જુગારી, ઉડાઉ, લંપટ અને અતિ દારુડીઓ હતો; વળી તે ફૉક્સ, શેરિડિઅન ને વ્હિગ લોકોનો મિત્ર હતો. રાજાને ને તેને ઘણો અણબનાવ ચાલતો હતો; વળી તેણે, એક રૉમન કૅથૉલિક બાઈ સાથે ખાનગી લગ્ન કર્યું હતું. રાજાની પરવાનગી તેને મળી નહોતી તેથી એક તો લગ્ન ગેરકાયદેસર હતું; વળી રોમન કૅથૉલિક સ્ત્રીની સાથે લગ્ન થએલું હોવાથી પાટવી કુંવરનો ગાદી ઉપરનો હક્ક ઉડી જાય એમ હતું. ઇ. સ. ૧૭૮૮ના નવ્હેંબરમાં રાજાના મગજની સ્થિતિ નબળી થઈ જતાં તાજની સત્તા કેવી રીતે ઉપયોગમાં મૂકવી એ બાબત મહત્ત્વની થઈ પડી. હવે જો કુંવરને સત્તા આપવામાં આવે તો

પિટ્ તેનો વિરોધી હોવાથી કારભારૂં તો તેના હાથમાંથી તુરત જ પડાવી લેવામાં આવે ને ફૉક્સ મુખ્ય પદ ઉપર આવે; દરમ્યાન જો રાજા સાજો થઈ જાય તો તેની સ્થિતિ પણ ઘણી કફ્રી થઈ પડે. ફૉક્સે આ વખતે કહ્યું કે પ્રિન્સ ઑવ્ વેઇલ્સ આપોઆપ જ સત્તા ઉપર આવવો જોઈએ, કારણ કે તે તેનો જન્મસિદ્ધ હક્ક છે. પિટ્રે કહ્યું કે સત્તા આપવાનો હક્ક પાર્લમેંટને છે. પ્રજા પિટ્ તરફ હતી. છેવટે પ્રિન્સની સત્તા ઉપર કેટલાએક અંકુશો મૂકવામાં આવ્યા. પણ તે નવા અધિકાર ઉપર આવ્યો તે અગાઉ તો રાજા સાજો થઈ ગયો ને બધી તકરારોનો અંત આવ્યો, માર્ચ, ઇ. સ. ૧૭૮૯. પરિણામ માત્ર એ આવ્યું કે ફૉક્સ ને તેના અનુયાયીઓ પ્રજાવર્ગમાં ઘણા અળખામણા થઈ ગયા. રોમન કૅથૉલિકોને પાર્લમેંટમાં બેસવા સિવાય બીજી કેટલીક અગત્યની છૂટો આપવામાં આવી, ઇ. સ. ૧૭૯૧. પિટ્ ગુલામીનો ધંધો બંધ કરવા માંગતો હતો પણ ડંડાસ ને ખાસ કરીને રાજા વિરુદ્ધ હતા તેથી તે કાંઈ કરી શક્યો નહિ. આ અરસામાં પિટે કૅનેડાના બે ભાગો પાડી નાખ્યા, એક ફ્રેંચો માટે ને બીજો અંગ્રેજો માટે. ઇ. સ. ૧૭૯૩માં ફ્રાંસ સામે લડાઈ જાહેર કરવામાં આવી એટલે આંતર કારભારને વધારે સુવ્યવસ્થિત કરવાની પિટ્ની બધી હીલચાલો બંધ થઈ ને તેની કારકીર્દીનો પહેલો ભાગ પણ તે જ સાથે સમાપ્ત થયો.

**પિટ્ ને યૂરોપ, ઇ. સ. ૧૭૮૪–૯૩**—અમેરિકા ને ફ્રાંસ સામેના વિગ્રહના અંત પછી ઇંગ્લંડ યૂરોપમાં એકદમ એકલું થઈ ગયું હતું. પિટ્રે તે સ્થિતિને સુધારી. ફ્રાંસ હૉલંડની આંતર તકરારોમાં દરમ્યાન થતું હતું તેથી પિટ્રે ઇંગ્લંડ, પ્રશિઆ, ને હૉલંડની વચ્ચે ત્રિપક્ષ કરાર કર્યો ને ફ્રાંસની, ફ્રાંસના મિત્ર ઑસ્ટ્રિઆના રાજા જોસફ્ની, ને રશિઆની કૅથેરિનની વધતી જતી સત્તા ઉપર અંકુશ મૂક્યો, ઇ. સ. ૧૭૮૮. અમેરિકામાં વાંકુવર–Vancouver ટાપુ પાસે Nootka Sound નૂટકા સાઉન્ડ ઉપર સ્પેઇને પોતાનો હક્ક સ્થાપી દેવા પ્રયત્ન કર્યો પણ પિટ્રે વાંધો લીધો ને લડાઈની તૈયારી પણ બતાવી એટલે સ્પેઇને દાવો પાછો ખેંચી લીધો, કારણ કે એ વખતે ફ્રાંસે મદદ આપી નહિ, ઇ. સ. ૧૭૯૦, ઑક્ટોબર. ડેન્માર્કે ને રશિઆએ સ્વિડન ઉપર ચડાઈ કરી હતી તેમાં ઇંગ્લંડ દરમ્યાન

થવાથી સ્વિડનને લાભ થયો ને રશિઆ બાલ્ટિકમાં સાર્વભૌમ થતું અટક્યું. એવી જ દરમ્યાનગીરીથી ઑસ્ટ્રિઆ ને તુર્કી મિત્રો બન્યાં. પણ રશિઆની ઍમ્પ્રેસ્સે હજુ તુર્કી સામે લડાઈ ચાલુ રાખી હતી. રશિઆ કાળા સમુદ્ર ઉપર સત્તા ભોગવે એ પિટ્ટને ગમતું નહોતું. તેણે તુર્કીનો પક્ષ લીધો ને કૅથેરિન સામે લડાઈ જાહેર કરવાનો ઠરાવ બહાર પાડયો; પણ લોકો વિરુદ્ધ પડતાં પિટ્ટે પોતાનો નિર્ણય ફેરવી નાંખ્યો, ઇ. સ. ૧૭૯૧, એપ્રિલ. આ કારણોથી ત્રિપક્ષ કરાર ઘણો નબળો પડી ગયો.

## પ્રકરણ ૨૩મું

## ફ્રાંસમાં મોટી રાજ્યક્રાંતિ–The French Revolution ફ્રાંસ સામે મહાયુદ્ધ. પિટ્ટનો કારભાર (ચાલુ), ઇ. સ. ૧૭૮૯–૧૮૦૧.

ફ્રાંસમાં **ઉથલપાથલ**—ફ્રાંસમાં કેટલાંક રાજ્યકીય, સામાજિક ને આર્થિક કારણોથી અને રૂસો–Rousseau વૉલ્તેર–Valtaire–વગેરે ધુરંધર લેખકોના લખાણોને લઈને ઇ. સ. ૧૭૮૯ના માસમાં એક મોટી રાજ્યક્રાંતિ થઈ. ઇ. સ. ૧૭૮૯ના મેની પાંચમી તારીખે વર્સાઇલ મુકામે ફ્રાંસના લોકોના પ્રતિનિધિઓ ઇ. સ. ૧૬૧૪ પછી પહેલી જ વાર ભેગા થયા ને તેઓએ પોતાના દેશને માટે વ્યવસ્થિત અને ઇંગ્લંડના જેવું રાજ્યતંત્ર રાજા પાસે માંગ્યું. પૅરિસમાં આ બનાવથી મોટો કોલાહલ થઈ પડયો. જુલાઈની ૧૪મી તારીખે તે રાજધાનીના મવાલીઓએ રાજાની સત્તાનો અનાદર કરી બેસિલ્લ–Bastille–ના કિલ્લાને તોડી તેમાં રાખેલા બધા કેદીઓને છોડી મૂક્યા. થોડા વખત પછી કેટલીક બંડખોર સ્ત્રીઓ ને કેટલાક સિપાઈઓ વરસાઈલ ગયાં. રાજારાણી ગભરાઈ પૅરિસ નાસી છૂટયાં. નૅશનલ એસેમ્બ્લીએ રાજ્યવ્યવસ્થાને હવે વર્તમાન સિદ્ધાંતો ઉપર મૂકી. પણ ફ્રાંસનો રાજા સોળમો લૂઈ ઘણો નબળો રાજા હતો. તેની રાણી મેઇરિ ઑસ્ટ્રિઆના ઍમ્પરર લિઓપોલ્ડની બેન થતી હતી; તે વી(એ)નાના દરબાર સાથે ખટપટ કરવા માંડી. રાજારાણી નાસી જતાં પકડાઈ ગયાં. ફ્રાંસના આગેવાનોનો ભરોસો તેમના ઉપરથી ઉઠી ગયો. રાજારાણી, કેટલાકએક નાસી ગએલા ફ્રેંચ જનો, અને બીજાઓ દેશાવરની મદદથી પ્રજાની મહત્ત્વાકાંક્ષાઓને તોડી નાંખવા કોશીશ કરે છે

એવી તેમને ખાત્રી થઈ ગઈ. રાજારાણીને કેદ કરવામાં આવ્યાં. હવે આગેવાનો ઝનુની થઈ ગયા. તેઓએ સેંકડો ફ્રેંચોને દેશપાર કર્યા, સેંકડોના પ્રાણ લીધા અને હજારોની મીલકત જપ્ત કરી, ઇ. સ. ૧૭૯૧, સપ્ટેંબર. નૅશનલ એસેંબ્લી પછી લેજિસ્લેટિવ એસેંબ્લી મળી હતી તેને હવે રજા આપવામાં આવી. "કન્વેન્શન" નામની ત્રીજી રાષ્ટ્રીય મહાસભા મળી. તે કન્વેન્શનમાં ઝનુની લોકો વિશેષ ઝનુને ચઢ્યા. તેમણે તાજની સંસ્થાને ઉડાડી મૂકી અને મહાજનસત્તાક રાજ્ય-Republic-સ્થાપ્યું. દરમ્યાન ઑસ્ટ્રિઆના ને પ્રશિઆના રાજાઓએ ફ્રાંસ ઉપર ચડાઈ કરી. પહેલાં તો તેમનો વિજય થયો પણ પછી વાલ્મી પાસે ફ્રેંચોએ તેમને હરાવ્યા, સપ્ટેંબર, ૧૭૯૨. આ ફત્તેહથી ઝનુનીઓનું જોર વધી ગયું. તેઓએ સખ્ત કારભાર ચલાવવા માંડયો, જેને Terror કહેવામાં આવે છે. ઇ. સ. ૧૭૯૩માં રાજારાણીને ફાંસી દેવામાં આવી. આ બનાવોને લઈને ઇંગ્લંડના ને યૂરોપના લોકોના વિચારોમાં મોટું પરિવર્તન થઈ ગયું.

**ઇંગ્લંડ ને ફ્રાંસ, ઇ. સ. ૧૭૮૯-૯૩. મૈત્રી? તટસ્થતા? વિગ્રહ?** ફ્રાંસમાં જ્યારે મોટો વિપ્લવ થયો અને બેસિલ્લના કિલ્લાને તોડવામાં આવ્યો ત્યારે ઇંગ્લંડમાં ફૉક્સ જેવા ઉદાર દીલના મુત્સદ્દીઓએ, વર્ડ્ઝવર્થ ને કૉલરિજ જેવા કવિઓએ ને પ્રીસ્ટ્લી જેવા લેખકોએ તે બનાવોને વધાવી લીધા. યૂરોપમાં હવે જુદા જ વિચારો ફેલાશે એમ તેઓએ માન્યું.* ઇંગ્લંડમાં મહાજનસત્તાક રાજ્ય જોઈએ એવું માનનારા માણસો તો મૂઠીભર પણ નહિ હોય. પણ પ્રજાનો મોટો ભાગ ફ્રેંચોના અત્યાચારોથી એકદમ દહેશત ખાઈ ગયો અને બર્ક જેવા અભ્યાસીઓએ એટલે સૂધી ભવિષ્ય ભાખ્યું કે એ વિપ્લવથી ફ્રાંસમાં જવાબદાર રાજ્યતંત્ર નહિ પણ આપખુદ સત્તાની સ્થાપના થશે. છેવટે બર્ક સાચો પડયો.†

---

*ફૉક્સ બોલી ઉઠયો:—How much the greatest event it is that has happened in the world; how much the best.

†બર્કના પુસ્તકમાંથી નીચેનો ઉતારો તેના વિચારો બરોબર બતાવે છે. અંગ્રેજી સાહિત્યમાં પણ એ લખાણ ઉત્તમ પ્રતિનું લેખાય છે:—

It is now sixteen or seventeen years since I saw the Queen of France, then the Dauphiness, at Versailles; and

આ વિચારોને મૂર્ત સ્વરૂપમાં જાહેર મૂકવાના હેતુથી ઇ. સ. ૧૭૯૦માં બર્કે *Reflections on the French Revolution* નામનું પુસ્તક બહાર પાડ્યું. આ પુસ્તકની હજારો નકલો ટૂંક મુદતમાં ખપી ગઈ. અંગ્રેજો ફ્રાંસની રાજ્યક્રાંતિ વિરુદ્ધ પડ્યા. તેમને એવો ડર લાગ્યો કે

---

surely never lighted on this orb which she hardly seemed to touch, a more delightful vision. I saw her just above the horizon, decorating and cheering the elevated sphere she just began to move in; glittering like the morning star, full of life and splendour and joy. Oh ! What a revolution and what a heart must I have, to contemplate without emotion that elevation and that fall. Little did I dream when she added titles of veneration to those of enthusiastic, distant, respectful love, that she should ever be obliged to carry the sharp antidote against disgrace concealed in that bosom; little did I dream that I should have lived to see such disasters fallen upon her in a nation of gallant men, in a nation of men of honour and of cavaliers. I thought ten thousand swords must have leaped from their scabbards to avenge even a look that threatened her with insult.—But the age of chivalry is gone. That of sophisters, economists, and calculators, has succeeded, and the glory of Europe is extinguished for ever. Never, never more shall we behold that generous loyalty to rank and sex, that proud submission, that dignified obedience, that subordination of the heart, which kept alive, even in servitude itself, the spirit of an exalted freedom. The unbought grace of life, the cheap defence of nations, the nurse of manly sentiment and heroic enterprise, is gone ! It is gone, that sensibility of principle, that chastity of honour, which felt a stain like a wound, which inspired courage while it mitigated ferocity, which ennobled whatever it touched, and under which vice itself lost half its evil, by losing all its grossness.

Burke's *Reflections on the Revolution in France.*

એવી જ ખુનામરકી પોતાના દેશમાં પણ કદાચિત્ પ્રસરે. ફૉકસ ખુનામરકીની સામે હતો પણ એ અને એના પક્ષકારો એમ માનતા કે ખુનામરકી તો થોડા વખતમાં શાંત થઈ જશે પણ રાજ્યક્રાંતિની કાયમ અસરો તો ફ્રાંસના રાજ્યવહિવટમાં ને સમાજમાં રહેશે જ અને તેથી ફ્રેંચ લોકો એકંદર સુખી થશે ને દેશમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થપાશે. તેઓ એમ પણ માનતા હતા કે અંગ્રેજોએ પણ પોતાના રાજ્યતંત્રને માત્ર સુધારવું જોઈએ અને એ સુધારાથી કાંઈ ફ્રાંસની ખુનરેજી દેશમાં દાખલ થશે નહિ. ઉલટું તેથી તો લોકો સુખી થશે ને કારભાર લોકપ્રિય થશે. પણ બર્ક ને બીજા વ્હિગ મુત્સદ્દીઓ આ માન્યતા ધરાવતા નહોતા. તેઓ હવે પિટ્ટ સાથે ભળી ગયા ને તેના કારભારને અનુમોદન આપવા માંડ્યા. ઇ. સ. ૧૭૯૧માં જ્યારે કૅનેડાના રાજ્યતંત્ર ઉપર ચર્ચા ચાલતી હતી ત્યારે ફૉકસ ને બર્ક લડી પડ્યા. તેમની મૈત્રી હવે તૂટી ગઈ. બર્કે *An Appeal from the new to the old Whigs* નામનું પોતાના પક્ષના બદલાએલા સંજોગોને સ્ફુટ કરનારૂં પુસ્તક બહાર પાડ્યું.* પિટ્ટ અત્યાર સૂધી ફ્રેંચ બનાવો તરફ તટસ્થ રહ્યો હતો. ઈંગ્લંડના લોકો ફ્રાંસના આંતર કારભારમાં દરમ્યાન ન થાય તેમાં જ તેમને લાભ છે એમ તે માનતો હતો. દરમ્યાન ફ્રેંચ ધારાસભાએ ઑલસેઇસ ને લૉરેઇનમાં જુના જમીનદારોના હક્કોને નાબુદ કર્યા ને નેધર્લૅંડ્સમાં ફ્રેંચ લોકો મહાજનસત્તાક રાજ્ય સ્થાપવાની ખટપટ કરવા લાગ્યા. ઇ. સ. ૧૭૯૨ના ફ્રેબ્રુઆરિમાં ઑસ્ટ્રિઆના ઍંપરર ને ફ્રેંચ રાણી મેરિના ભાણેજ ફ્રાંસિસે ને પ્રશિઆના રાજા ફ્રેડરિક વિલિઅમે ફ્રાંસ સામે લડાઈ જાહેર કરી અને ફ્રાંસમાં જુનું રાજ્યશાસન ફરી સ્થાપવા માટે તેઓ બહાર પડ્યા; અંદરથી તેમનો

---

*બર્ક એમ ઠસાવતો હતો કે ફ્રાંસની રાજ્યક્રાંતિને લઈને યૂરોપની બધી પ્રજાઓ બંડખોર, ઝનુની, નાસ્તિક ને અધમ થઈ જશે, ને તેથી તે દેશ સામે લડાઈ કરવી જોઈએ. ઇ. સ. ૧૭૯૩, જુલાઈમાં તે મરી ગયો. મરણ સૂધી તે યુદ્ધનો હીમાયતી રહ્યો. તેથી જ કૅનિંગે કહ્યું કે:—Here there is but one event, but that is an event for the world; Burke is dead! એક સમર્થ ચિંતક ને લેખક કેટલે સૂધી જગત્નો ભાગ્યવિધાતા થઈ શકે છે!

હેતુ ફ્રાંસના મુલકો તાબે કરવાનો ને તેની સત્તાને નબળી કરવાનો હતો. ફ્રેંચ લોકોએ આ બે રાજાઓના યુદ્ધ માટેનો નિમંત્રણનો એવો જ જવાબ વાળ્યો. જેમ તેઓએ નિરાશ ને દેશપાર ફ્રેંચ લોકોનો ને રાજા-રાણીનો પક્ષ કરી ફ્રાંસમાં જુનું રાજ્યશાસન ફરી સ્થાપવાનો પોતાનો હેતુ બહાર પાડયો હતો તેમ ફ્રાંસના કારભારીઓએ પણ હવે તેમના સામી લડાઈ જાહેર કરી અને ઉપરાંત બધી પછાત પ્રજાઓને પોતાના જેવું મહાજનસત્તાક રાજ્ય સ્થાપવાનું નિમંત્રણ ને તે માટે મદદનું કહેણ પણ સાથે જ મોકલ્યું. આ પરિસ્થિતિમાં ઇંગ્લંડ શું કરશે એમ હવે બધાં રાજ્યો વિચારવા લાગ્યાં. ઇંગ્લંડમાં ઘણી સંસ્થાઓ ફ્રાંસના જેકૉબિનો સાથે પત્રવ્યવહાર ચલાવતી હતી, જો કે તે પત્રોમાં કોઈ જાતની રાજ્યની ઉથલપાથલ સંબંધી જરા પણ ઉલ્લેખ નહોતો. પણ કેટલીક સંસ્થાઓ સરકારને ભારે પડે તેવી હીલચાલો કરતી હતી. એપ્રિલમાં ઑસ્ટ્રિઆના લશ્કરે નેધર્લંડ્ઝમાંથી ફ્રેંચોને કાઢી મૂક્યા; પ્રશિઆનાં ને ઑસ્ટ્રિઆનાં લશ્કરો ફ્રાંસમાં દાખલ થયાં; પૅરિસ પણ પડશે એમ ધાસ્તી લાગવા માંડી; તેથી મુખ્ય ફ્રેંચ અધિકારીઓએ સેંકડો માણસોને માત્ર જરાક શક પડતાં દેશપાર કર્યા, મારી નાંખ્યાં અથવા તેમની મીલકત જપ્ત કરી. પોતાના દેશમાં પરદેશીઓ દાખલ થયા એ વાત જાણતાં ફ્રેંચોનું લડાયક ઝનુન તાજું થયું ને તેમના સરદારે શહેરીઓના નવા ને તાલીમ પામેલા લશ્કરની મદદથી પરદેશીઓને વાલ્મિ–Valmy–પાસે સખ્ત હરાવ્યા, સપ્ટેંબર, ઈ. સ. ૧૭૯૨. ફ્રેંચો રહાઇન ને રહોન નદી સુધી ચાલ્યા ગયા અને સેવૉય, નાઇસ, ને નેધર્લંડ્ઝ તેમના કબજામાં આવ્યાં. ઇંગ્લંડને હવે ખરો ડર લાગ્યો. નેધર્લંડ્ઝ ફ્રાંસ ગળી જાય તો ચોક્કસ યુરોપમાં તેની સત્તા વધી પડે ને ઇંગ્લંડના હિતને હાનિ પહોંચે. ફ્રેંચ સરકારે શેલ્ડ્ટ નદી ઉપરના વેપારને અંકુશોથી મુક્ત કર્યો ને એંતવર્પ સુધી તેણે પોતાની નૌકાઓ દોડતી કરી. હૉલ્લંડે ઇંગ્લંડની મદદ માંગી. ઈ. સ. ૧૭૯૨ના નવ્હેંબર માસમાં ફ્રેંચ રાજારાણીને ફાંસી દેવામાં આવી. આ કમકમાટ ઉપજાવનારા ખબર ઇંગ્લંડ પહોંચ્યા કે તુરત જ લોકો આવેશમાં આવી ગયા. ઇ. સ. ૧૭૯૩ના ફેબ્રુઆરિ માસમાં લડાઈ જાહેર કરવામાં આવી. આ

અરસામાં પોલંડના થોડાએક ભાગને બીજી વાર પૂર્વ યૂરોપનાં રાજ્યો ગળી ગયાં ને ઇ. સ. ૧૭૯૫માં બાકી રહેલા ભાગને પણ તેઓ તેવી જ રીતે પચાવી ગયાં. ઇંગ્લંડ, પ્રશિઆ, ઑસ્ટ્રિઆ, હૉલ્લંડ, સ્પેઇન, સાર્ડિનિઆ, પોર્ચુગલ ને નેઇપિલ્સ, એટલાં રાજ્યોએ પહેલાં ફ્રાંસ સામે લડાઈ જાહેર કરી.

**પિટ્ ને વિગ્રહ**—પિટ્ એમ માનતો હતો કે વિગ્રહ ઝાઝો વખત ચાલશે નહિ. બર્કે તેને આ માન્યતા વિરુદ્ધ વાર્યો પણ ખરો; છતાં શરૂઆતમાં તો તે ખોટા મતને વળગી રહ્યો. ફ્રાંસ દેશની પ્રજા એવી તો સડેલી નહોતી. પિટ્ની આ પહેલી ભૂલ થઈ. બીજું, તેણે ફ્રાંસના જુના રાજ્યતંત્રના પક્ષપાતી ફ્રેંચ લોકો ઉપર વધારે પડતો ભરોસો રાખ્યો ને તેમને મદદ કરવા જુદી જુદી લશ્કરી ટૂકડીઓ જુદે જુદે ઠેકાણે રોકી. આ સાહસથી અંગ્રેજો ઝાઝું સાધી શકયા નહિ અને તે પ્રયાસો બધા નિષ્ફળ ગયા. લશ્કરના સેનાપતિઓને નીમવામાં પણ પિટ્ જુના જમાનાના ધોરણને વળગી રહ્યો અને એમાં કોઈ ફેરફાર તે કરી શકયો નહિ. ઇંગ્લંડનાં મિત્ર-રાજ્યોનો વહિવટ એકદમ સડી ગયો હતો અને ફ્રાંસ સામે લડવા જતાં તેમનો જ ખુડદો વળી જાય એમ હતું તે પણ પિટ્ જોઈ શકયો નહિ. શત્રુઓની સબળતા અને મિત્રોની નિર્બળતા તેના મનમાં વસી શકી નહિ. શત્રુ સામે લડાઈ શા માટે કરવી જોઈએ તે પિટ્ બરોબર સમજી કે સમજાવી શકયો નહિ. પ્રશિઆ, ઑસ્ટ્રિઆ ને રશિઆ, એમને તો સ્વાર્થ સાધવો હતો. આ પિટ્ પહેલેથી કળી શકયો નહિ. લડાઈખાતાની વ્યવસ્થા ઘણી જ ખરાબ રહી. યોજનાઓનો પાર નહોતો; પણ તેમાંની એક પણ રીતસર પાર પાડી શકાતી નહિ. ડંડાસ જેવા અજાણ્યા માણસ ઉપર આખા વિગ્રહનો ભાર નાંખવામાં આવ્યો હતો.† આવાં સાધનો વડે ને આવી તૈયારીઓથી પિટ્ને કાર્નો–Carnot–ને નેપોલિઅન જેવાને મ્હાત કરવાના હતા. ટૂંકામાં **નાનો** પિટ્ વિગ્રહ માટે સરજાએલો નહોતો; **મોટો** પિટ્ સુલેહના વખતના કારભાર માટે સરજાએલો નહોતો.

**મિત્રરાજ્યો ને ફ્રેંચ સત્તા. ઇ. સ. ૧૭૯૩–૯૭**—શરૂઆતમાં તો બધે ઠેકાણે મિત્રરાજ્યોની ફત્તેહ થઈ અને જો તેઓ સંપીને લડ્યાં

---

†He knew as much of war as a monthly nurse.

હોત તો પૅરિસ પડત ને લડાઈનો અંત તુરત જ આવત. ફ્રાંસની અંદર લોકોએ નવા તંત્ર વિરુદ્ધ બંડ ઉઠાવ્યું હતું, ખુદ રાજ્યતંત્રમાં પણ અનેક ફેરફારો થયાં કરતા હતા, અને દેશમાં ખાધાખોરાકીની પણ મુશ્કેલીઓ હતી. પણ મિત્રરાજ્યોમાં કુસંપ હતો. ફ્રાંસને તેનો લાભ મળ્યો. કારનો–Carnot–એ ફ્રાંસમાં લશ્કરો ઉભાં કર્યા ને તેમને કેળવ્યાં. ફ્રેંચોનો વીર સ્વભાવ કેળવાયો.* પરિણામે ફ્રેંચો શત્રુઓને હઠાવી શક્યા. દેશમાં બંડખોરો દબાઈ ગયા. માત્ર ફ્રાંસનો કેટલોક દરિયાપાર મુલક ને વેપાર ઇંગ્લંડના હાથમાં જઈ શક્યા. હૉલ્લંડ ફ્રાંસને શરણ થયું ને–Batavian Republic–તરીકે નવેસર યૂરોપમાં આગળ આવ્યું, મે, ઇ. સ. ૧૭૯૪. નેપોલિઅન બહાર આવ્યો. સ્પેઇન, ટસ્કનિ, પ્રશિઆ, સાર્ડિનિઆ વગેરે વિગ્રહમાંથી ખરી ગયાં, ઇ. સ. ૧૭૯૫. હૉલ્લંડ ફ્રાંસ સાથે રહી લડતું હતું તેથી ઇંગ્લંડે તેના દરિયાપાર મુલકો જીતી લીધા, જેમકે મલાક્કા, લંકા, કેપ ઑફ ગૂડ હોપ, વગેરે, ઇ. સ. ૧૭૯૫–૯૬. પણ નેપોલિઅને ઑસ્ટ્રિઆને ઇટલિમાંથી કાઢી મૂક્યું ને તે વિએના સુધી ચાલ્યો ગયો તેથી તેની સરકારે ને પોર્ચુગલે પણ ફ્રેંચો સાથે સુલેહ કરી, ઇ. સ. ૧૭૯૭. દરમ્યાન–Jervis–જર્વિસે સેઇન્ટ વિન્સેન્ટની ભૂશિર આગળ સ્પેઇનના નૌકાસૈન્યને હાર આપી. નેલસન આ નૌકાયુદ્ધમાં હાજર હતો. હવે ઇંગ્લંડ એકલું થઈ ગયું હતું. તેથી નેપોલિઅને ખુદ ઈંગ્લંડ ઉપર સવારી મોકલવાનો નિર્ણય કર્યો. ઇંગ્લંડના નાવિકોની વ્યાજબી ફરિયાદો ઉપર દુર્લક્ષ આપવામાં આવ્યું તેથી તેઓએ સ્પિટહેડ–Spithead–મુકામે ને બીજા સ્થળોએ બંડ કર્યું, એપ્રિલ, મે, ઇ. સ. ૧૭૯૭; ત્યારે જ ઈંગ્લંડની સરકારે તેમની વ્યાજબી માંગણીઓને સ્વીકારી. બંડખોરો મટી હવે તેઓ વફાદાર નાવિકો થઈ ગયા ને જ્યારે ડચ લોકોએ ઇંગ્લંડ ઉપર નૌકાસૈન્ય મોકલ્યું ત્યારે તેઓએ તેમને કૅંપરડાઉન

* તે કહેતો:—Each of us has something to give. Let each be found at his post, let the young men fight; let the old men transport ammunition; let the women make tents, sew uniforms, or nurse the wounded; even the very children can make lint or fold a bandage."

પાસે હરાવ્યા ને ઈંગ્લંડને ને આયર્લંડને શત્રુઓની સવારીથી બચાવી લીધાં. આ અરસામાં પિટ્ સુલેહ માટે તનતોડ મહેનત કરતો હતો પણ તેમાં તે ફાવ્યો નહિ. ઈંગ્લંડ હવે ફ્રાંસ સામે માત્ર એકલું જ યુદ્ધ કરતું હતું. નેપોલિઅન દરિયા ઉપર અથવા ખુદ ઈંગ્લંડ કે આયર્લંડ ઉપર સવારીઓ મોકલી અંગ્રેજોને હંફાવી શકયો નહોતો; તેથી હવે તેણે જુદો રસ્તો લીધો.

**નેપોલિઅન ને અંગ્રેજોનું એશિઆઈ સામ્રાજ્ય, ઇ. સ. ૧૭૯૮**—યૂરોપમાં ઈંગ્લંડ હજુ શરણ થયું નહોતું; પણ ઈંગ્લંડના દરિયાપાર વેપારને અને ઇજિપ્તને કબજે કરી, હિંદુસ્તાનમાં તેના દુશ્મનોને મદદ મોકલી ત્યાં તેનું સામ્રાજ્ય દબાવવાના હેતુથી, ને ફ્રાંસને તે દિશામાં સાર્વભૌમ બનાવવા નેપોલિઅને હવે નિર્ણય કર્યો, કારણ કે આ સમયે આખા યૂરોપમાં માત્ર ફ્રાંસની હાક બોલાતી હતી. આ હેતુ પાર પાડવા બોનાપાર્ટે નાઇલ નદીના મુખ આગળના તમામ ઇજિપ્ત દેશ સર કર્યો, જુલાઈ, ઇ. સ. ૧૭૯૮. અંગ્રેજોને આ બાબતની ખબર પડતાં નેલ્સન



નેપોલિઅન

ભૂમધ્ય સમુદ્રમાં દાખલ થયો ને અબુકિર–Aboukirના અખાત પાસે ફ્રેંચ નૌકાઓને જોતાં તેણે તેમના ઉપર હલ્લો કર્યો. ફ્રેંચો હારી ગયા, ઑગસ્ટ, ઇ. સ. ૧૭૯૮. નેપોલિઅને હવે ઇજિપ્ત ખાલી કર્યું ને આગળ જઈ તેણે સિરિઆ જીત્યું પણ એકરનું બંદર જ્યાં સુધી તેના હાથમાં ન આવે ત્યાં સુધી તેનાથી કશું બની શકે એમ નહોતું. આ વખતે સર સિડ્‌ની સ્મિથ નામના અંગ્રેજ નાવિક સરદારે એકરનો બહાદુરીથી બચાવ કર્યો. નેપોલિઅને

ઘેરો ઉઠાવી લીધો, ને તે પાછો સ્વદેશ ગયો, મે, ઇ. સ. ૧૭૯૯. હિંદુસ્તાનમાં આ અરસામાં અંગ્રેજોએ ટિપ્પુ સુલતાનને ત્રીજા ને ચોથા વિગ્રહોમાં હરાવ્યો. છેલ્લા (ચોથા) વિગ્રહમાં તે માર્યો ગયો ને મ્હૈસુર અંગ્રેજોનું રક્ષિત રાજ્ય બન્યું. આ પ્રમાણે ફ્રાંસને એશિઆમાં હાર મળી. સર રાલ્ફ એબરક્રૉમ્બિએ ઍલેક્ઝૅંડ્રિઆ પાસે ફ્રેંચોને હરાવ્યા એટલે ફ્રેંચો ઇજિપ્ત પણ ખાલી કરી ગયા, એપ્રિલ–સપ્ટેંબર, ઇ. સ. ૧૮૦૧.

**મિત્ર રાજ્યો ફરી ફ્રાંસ સામે, ઇ. સ. ૧૭૯૯–૧૮૦૨—** નેપોલિઅન જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં બધે તેણે જુનાં અને સડેલાં રાજ્યતંત્રોને ઉડાડી મૂક્યાં, તેમને બદલે નવાં રાજ્યતંત્રો ને નવાં રાજ્યો ઉભાં કર્યાં ને ત્યાં ફ્રાંસના જેવી પ્રજાસત્તા ગોઠવી. હોલૅંડમાં બટેવિઅન રિપબ્લિક, સ્વિટ્ઝર્લૅંડમાં હેલ્વેટિક–Helvetic Republic–રિપબ્લિક, જિનોઆમાં–Ligurian લિગુરિઅન રિપબ્લિક, ને રોમમાં રોમન રિપબ્લિક હવે ઉભાં થયાં. પ્રશિઆ પાસેથી ને ઑસ્ટ્રિઆ પાસેથી ઘણો મુલક નેપોલિઅને પડાવ્યો ને સિસિલિમાં ને નેઇપલ્સમાં Parthenopean–પાર્થેનોપિઅન–રિપબ્લિક ઉભું કર્યું. નવાં રાજ્યોમાં જુના રાજ્યતંત્રના પક્ષપાતીઓ ઘણી મોટી સંખ્યામાં હતા. નેપોલિઅને માલ્ટાનો ટાપુ કબજે કર્યો તેથી રશિઆનો ઝાર પૉલ ઘણો ક્રોધે ભરાયો. તુર્કીનો સુલતાન નેપોલિઅનની ઇજિપ્તની ને સિરિઆની હીલચાલોથી તેની સામો થયો. ઇંગ્લંડે આ બધાં રાજ્યોને નવી આશાઓ આપી. ઇંગ્લંડે ફ્રાંસને દરિયા ઉપર હરાવ્યું હતું તે વાત નેપોલિઅનના શત્રુઓની નજર બહાર તો કદિ જાય નહિ જ. એ કારણોથી ફરીથી ઇંગ્લંડે ફ્રાંસ સામે પ્રપંચ રચ્યો અને રશિઆ, ઑસ્ટ્રિઆ ને નેઇપલ્સ ફ્રાંસ સામે લડાઈ કરવા તૈયાર થયાં, નવ્હેંબર, ૧૭૯૮–જાન્યુઆરિ, ૧૭૯૯. બવેરિઆ વગેરે તેમની સાથે ભળ્યાં.

શરૂઆતમાં તો મિત્રરાજ્યોએ ફ્રેંચોને હરાવ્યા. પણ તેમનામાં બીલકુલ સંપ નહોતો ને દરેક રાજ્ય પોતાના સ્વાર્થ પ્રમાણે વર્તતું હતું. તેથી ટૂંક મુદ્દતમાં જ ઝાર પૉલ તટસ્થ થઈ ગયો. નેપોલિઅન પોતે સિરિઆ છોડી દઈ ફ્રાંસ ગયો, કારણ કે મિત્રરાજ્યોની ફત્તેહથી ફ્રાંસની સ્થિતિ ઘણી જ કફોડી થઈ ગઈ હતી. ઇ. સ. ૧૭૯૯ની આખરમાં તેણે ફ્રાંસના નબળા

વહિવટને ઉડાડી મૂક્યો અને પોતે દસ વર્ષ સુધી કૉન્સલ–Consul–રહે એવી વ્યવસ્થા કરી. પછી તેણે સુલેહ માટે જ્યૉર્જને સંદેશ મોકલ્યો. પણ પિટ્ટે સુલેહ કરવા ના પાડી. નેપોલિઅને હવે ફ્રાંસના દુશ્મનો તરફ નજર કરી. તેણે સ્વિટ્ઝર્લંડમાંથી ને ઉત્તર ઇટલિમાંથી ઑસ્ટ્રિઅન લશ્કરોને કાઢી મૂક્યાં, જુન–ડિસેંબર, ૧૮૦૦. પરિણામે ઑસ્ટ્રિઆએ, ને પછી સ્પેઇને, પોર્ચુગલે, સિસિલિએ, રશિઆએ, તુર્કીએ, ને પોપે નેપોલિઅન સાથે જુદી સુલેહો કરી, ફેબ્રુઆરિ, ઇ. સ. ૧૮૦૧–૨. જર્મનિનાં રાજ્યો પણ વિગ્રહમાંથી ખસી ગયાં. આવી રીતે ફરી ઇંગ્લંડ એકલું પડી ગયું. આ જ અરસામાં ઝાર પૉલની આગેવાની નીચે સ્વિડને, પ્રશિઆએ ને ડેન્માર્કે ઇંગ્લંડની દરિયાઈ જોહુકુમી સામે ઇ. સ. ૧૭૮૦ની માફક વિરોધ ઉઠાવ્યો ને લડાઈની ધમકી આપવા માંડી. આવી રીતે ફરી ફ્રાંસ યૂરોપમાં બળવાન્ થયું ને ઇંગ્લંડ એકલું જ તેના દુશ્મન તરીકે રહ્યું. પણ ઇ. સ. ૧૮૦૧માં નેલ્સને ડેન્માર્કને કોપનહેગન પાસે એક નૌકાયુદ્ધમાં હરાવ્યું તેથી ડેન્માર્ક, રશિઆ ને સ્વિડન ઇંગ્લંડના નૌકાબળને શરણ થયાં અને અંગ્રેજોના તમામ દરિયાઇ નિયમો તેઓએ કબૂલ કર્યા.



નેલ્સન

**પિટ્ટનો આંતર કારભાર, ઇ.સ. ૧૭૮૩-૧૮૦૨**—ફ્રાંસ સામે લડાઈ ચાલતી હતી તેટલા કારણ ઉપર પિટ્ટે પોતાનું તમામ જુનું ધોરણ ફેરવી નાંખ્યું. તેને ફ્રેંચ રાજ્યક્રાંતિનો “આઉ” લાગ્યો હતો. બર્કની માફક તે પણ એમ માનવા લાગ્યો કે ઇંગ્લંડ જો ફ્રેંચ રાજ્યક્રાંતિના કેટલાક ઇચ્છવાયોગ્ય મુદ્દાઓ પોતાના રાજ્યતંત્રમાં ગોઠવશે તો દેશમાં મોટી ઉથલપાથલ થઇ જશે અને ૧૬૮૮ની રાજ્યક્રાંતિ ઉપર એકદમ પાણી ફરી વળશે. ઇંગ્લંડના રાજ્યતંત્રમાં પણ સડો પેઠો હતો ને તેને પણ સુધારવાની જરૂર હતી તે પિટ્ટ હવે ભૂલી ગયો. લોકો ફ્રેંચોના

જેવી રાજ્યક્રાંતિ નહિ પણ માત્ર થોડાએક સુધારાઓ માંગતા હતા તે પિટ્ટ જોઈ શકયો નહિ. દેશમાં મુઠીભર મહાજનસત્તાની વાતો કરવા-વાળાની હાજરીથી તે ઘણો ગભરાવા માંડયો. પોતાની મુત્સદ્દીગીરી તે જરા પણ બતાવી શકયો નહિ. પહેલાં તો પિટ્ટે રાજદ્રોહી લખાણો સામે એક સાધારણ ઠરાવ બહાર પાડયો, ઇ. સ. ૧૭૯૨, મે. પ્યુરિટનોને કે રોમન કૅથૉલિકોને છૂટ આપવાની કે પાર્લમેંટના બંધારણને સુધારવાની કે ગુલામી બંધ કરવાની વાતોને પાર્લમેંટમાં ચર્ચી શકાતી પણ નહિ. ઈંગ્લંડમાં આવતા પરદેશીઓ ઉપર સખ્ત પહેરો રાખવામાં આવ્યો ને સરકાર કેટલાએકને દેશપાર પણ કરી શકે એવો ઠરાવ પ્રસાર કરવામાં આવ્યો. રાજ્યદ્રોહના કાયદાને ઘણો જ સખ્ત ને મર્યાદિત કરી નાંખવામાં આવ્યો. અદાલતો રાજ્ય સામેના નાના ગુન્હાઓને માટે પણ સખ્ત શિક્ષાઓ કરતી. જાહેર સભાઓ સામે બંધ મૂકાયો. પંચો પણ ખોટો ન્યાય કરતાં. હેબિઅસ કૉર્પસ ઍક્ટને એક બાજૂ મૂકવામાં આવ્યો. વર્તમાનપત્રોનો ફેલાવો વધે નહિ તે માટે તેમના ઉપર સ્ટૅંપ ને જાહેર ખબરના કરો નાંખવામાં આવ્યા. છાપખાનાંઓ સરકારી અંકુશ નીચે મૂકાયાં. પુસ્તકાલયો, વાંચનાલયો, અને વિવાદો કે ચર્ચાઓ કરતી સભાઓ માટે પરવાના કાઢવામાં આવ્યા. મજૂરો એકત્ર ન થાય તે માટે કાયદાઓ કરવામાં આવ્યા. ઘણા સાધારણ માણસો ઉપર નજીવા કારણસર કામ ચલાવી તેમને દેશપાર કરવામાં આવ્યા. હલકા બાતમીદારોનું ને જાસુસોનું જોર વધી પડયું. આવા કડક કારભાર માટે કશું કારણ નહોતું. તે વખતના અંગ્રેજો રાજાને ને દેશને એકદમ વફાદાર હતા. જવલે જ કોઈ અંગ્રેજે શત્રુ સાથે પત્રવ્યવહાર રાખ્યો હશે. ઈંગ્લંડના ઇતિહાસના કોઈ પણ કટ્ટાકટ્ટીના પ્રસંગે એક પણ કારભારીમંડળે એવું તો કહ્યું કે નોંધ્યું નહોતું કે એવે વખતે કારભાર ઉપર કદિ ટીકા થઈ શકે જ નહિ કે દરેક ટીકાકાર બંડખોર ને દેશદ્રોહી ગણાવો જોઈએ. આવા કડક કારભારને ઈંગ્લંડની પ્રજાની અનુમતિ હતી તે આપણે કબૂલ કરવું પડશે; માત્ર ફૉક્સ* જેવા રડયાખડયા, મૂઠીભર અંગ્રેજો એના વિરુદ્ધ પોકાર ઉઠાવતા.

*તે કહેતો કે—Liberty is order; liberty is strength.

એ પોકાર કોઈને કાને પડતો નહિ; છતાં સ્વતંત્રતાને માટે તેમની લડત કાંઈ ઓછી આશાજનક ને પ્રેરક નહોતી. ખરો ટોરિવાદ મરી ગયો; પણ ખરો વ્હિગવાદ તો તેથી નવો અવતાર પામ્યો.*

વિગ્રહથી ઈંગ્લંડનું રાષ્ટ્રીય દેવું ઘણું વધી પડયું. લોકો ઉપર કરનો બોજો પણ વધી ગયો. ઘણા પૈસાદાર વેપારીઓ નાદાર થઈ ગયા. ઇંગ્લંડની બૅંકે રોકડ નાણું આપવું બંધ કર્યું. કાગળીઆંનું ચલણ વધી પડયું. મોંઘવારી ઘણી પીડાકારી થઈ પડી. સાથે સાથે ખેતી નિષ્ફળ થતાં લોકોની હાડમારી પણ વધી. પિટ્ટે લોકો પાસેથી વ્યાજે નાણું લઈ વિગ્રહ ચલાવ્યો. તેણે કેટલાએક નવા કરો દાખલ કર્યા, જેમકે આયપત વેરો; વારસા ઉપરનો વેરો; સ્ટૅમ્પ વેરો; વગેરે. ઈંગ્લંડના લાખો પૌંડો મિત્રરાજ્યોનાં લશ્કરોને નીભાવતા. ઇ. સ. ૧૮૦૦માં ઝારે અનાજના નિકાસની બંધી કરી એટલે ઈંગ્લંડને ખોરાકપૂરતી જણસો પણ પૂરતા પ્રમાણમાં મળવી મુશ્કેલ થઈ પડી.†

**આયર્લંડ ને ઇંગ્લંડ, ઇ. સ. ૧૭૯૩–૧૮૦૦**—ફ્રેંચ રાજ્યક્રાંતિની અસર આયર્લંડમાં ન થાય એ કદિ બને જ નહિ. પિટ્ટના કારભારની શરૂઆતમાં થએલા કાયદાઓથી આયર્લંડમાં ખેતી, હુન્નરઉદ્યોગ, અને વેપારને ઉત્તેજન મળ્યું હતું. પણ ત્યાંના લોકોને શાસનપદ્ધતિમાં મોટા ફેરફારો

---

* ટોરિ પક્ષનો ઇ. સ. ૧૭૯૨–૧૮૩૦નો કારભાર નીચેના શબ્દોમાં વર્ણવી શકાયઃ—

> Unblest by Virtue, Government a league
> Becomes, a circling junto of the great
> To rule by law; Religion mild, a yoke
> To tame the stooping soul, a trick of state
> To mask their rapine, and to share their prey,
>
> Tomson's *Liberty*.

†The question of peace or war is not in itself so formidable as that of the scarcity with which it is combined.

પિટ્ટના લખાણમાંથી.

જોઈતા હતા. રોમન કૅથૉલિકોને રાજ્યતંત્રમાં દાખલ કરવા, પાર્લમેંટના બંધારણને પ્રજાની અનુમતિરૂપ બનાવવું, મ્હેસુલની પદ્ધતિમાં એકદમ ફેરફાર કરી નાંખવો, ઇંગ્લંડના નીમેલા અમલદારોની સત્તાને તોડી પાડવી, ને દરેક બાબતનો આઇરિશ પાર્લમેંટના મત મુજબ નિકાલ કરવો, આટલાં વાનાં આયર્લંડના કેટલાક પ્રોટેસ્ટંટો ને તમામ રોમન કૅથૉલિકો માંગતા હતા. ઇ. સ. ૧૭૯૩માં પિટ્ટના દબાણથી કૅથૉલિકોને મત આપવાની ને બીજી છૂટ તો મળી હતી. પણ તેમના વૂલ્ફ ટોન–Wolfe Tone–Emmet–એમેટ–વગેરે આગેવાનો દુશ્મનો સાથે ખાનગી મસલત ચલાવવા લાગ્યા. આખા દેશમાં કૅથૉલિકોએ સ્વયંસેવકો–Voluntoors–ની મંડળીઓ ઉભી કરી. પિટ્ટે પહેલાં આયર્લંડના માનીતા અમલદાર ફિટ્ઝવિલિઅમને વાઇસરૉય તરીકે મોકલ્યો પણ પાછળથી મતભેદ થતાં તેને પાછો બોલાવી લીધો, ઇ. સ. ૧૭૯૫. આ[illegible]કોનો ખળભળાટ આ કારણથી ઘણો વધી પડ્યો. હવે તેમની બધી આ[illegible]ાંગી પડી. તેઓ એમ માનવા લાગ્યા કે ઇંગ્લંડ તરફથી તેમને કંઈ મળ[illegible] નહિ. રાજા જ્યૉર્જ ને વ્હિગો પણ કૅથૉલિકોને રાજ્યતંત્રમાં દાખલ કરવાથી વિરુદ્ધ હતા. પ્રોટેસ્ટંટોએ ઇંગ્લંડનો પક્ષ લીધો ને Orangemen–ઑરેંજમેન–નામનાં મંડળો ઉભાં કર્યાં. તેમની વચ્ચે ને United Irishmen–કૅથૉલિકો વચ્ચે મારામારી થવા લાગી. ફ્રાંસને તો આવી તક જોઈતી હતી જ. ત્યાંની સરકારે આયર્લંડના લોકોને મદદ કરવાનું વચન આપ્યું ને કેટલુંક લશ્કર પણ મોકલ્યું. બ્રિટિશ મંત્રિમંડળની ફરમાસથી આઇરિશ સરકારે અલ્સ્ટરના બળવાને ઘણી સખ્તાઈથી દાબી દીધો, ઇ. સ. ૧૭૯૭. બીજાં પરગણાઓમાં પણ આઇરિશ અમલદારોએ એવા જ સખ્ત ને જંગલી ઉપાયો લાગુ કર્યા. એથી લોકો વધારે ઉશ્કેરાયા, ને લીનસ્ટરના પરગણામાં મોટું બંડ થયું. આઇરિશ સરકારે તે બંડને દાબી દેવા ન વર્ણવી શકાય તેવા જુલમી ઉપાયો લીધા. લૉર્ડ લેઈક બંડખોરોને Venegar Hill–વેનિગર હિલ્લ–પાસે ને વેકસફૉર્ડના કિલ્લા પાસે હરાવ્યા, મે, ઇ. સ. ૧૭૯૮. ફ્રાંસથી ઝનરલ હુબર્ત નાના લશ્કર સાથે દાખલ થયો, પણ લેઈક ને કૉર્નવૉલિસે તેને હરાવ્યો. આયર્લંડ શાંત થયું પણ આઇરિશ બળવાથી એક બાબત પિટ્ટના મગજમાં

ઘર કરી ગઈ–ઇ. સ. ૧૭૮૨માં અપાએલી કાયદાઓ કરવાની સ્વતંત્રતા ઇંગ્લંડના હિતવિરુદ્ધ છે ને તેથી તે સ્વતંત્રતા આયર્લૅંડ પાસેથી હવે ખુંચવી લેવાની જરૂર છે એમ પિટ્ટને બળવાથી ખાત્રી થઈ ગઈ.

**આયર્લૅંડ ને ઇંગ્લંડ ફરી એક રાજ્ય તરીકે. The Irish Union, ઇ. સ. ૧૮૦૦**—પ્રોટેસ્ટંટો ને કૅથૉલિકો સંપીને રહે તે માટે, પર રાજ્યો સાથે લડાઈ હોય ત્યારે આયર્લૅંડ તરફથી કશી અડચણ ન નડે તે માટે, અને કૅથૉલિકોને હરેક જાતની છૂટી મળે એ માટે, પિટ્ટે આયર્લૅંડની જુદી ધારાસભાઓને તોડી નાંખી ને ઇંગ્લંડની પાર્લમેંટને તે સંસ્થાઓની તમામ સત્તાઓ ફરી આપી દીધી. આયર્લૅંડની પાર્લમેંટના ઘણા સભ્યો આવી એકતા સામે વિરુદ્ધ હતા. દેશના કૅથૉલિકો પણ સામે હતા. પિટ્ટના મંત્રીઓએ કૅથૉલિકોને કહ્યું કે જો બંને દેશો વચ્ચે સરકારે રજુ કરેલી એકતા થશે તો જ તેમને રાજ્યકીય ને બીજી છૂટીઓ આપવામાં આવશે; એકતા વગર નહિ. કૅથૉલિકો આ સંદેશને વચનરૂપે માની સંમત થયા. પાર્લમેંટના સભ્યો બરો–શહેરોના માલીકોના માણસો હતા. માલીકોને બદલામાં પેટભર પૈસા આપવામાં આવ્યા; કેટલાએકને અમીરો બનાવવામાં આવ્યા; ઘણા સભ્યોને વર્ષાસનો, નોકરીઓ, વગેરે આપી સરકારી પક્ષમાં લઈ લેવામાં આવ્યા. બીચારા પ્રામાણિક કૉર્નવૉલિસને આ ખટપટમાં રોકવામાં આવ્યો હતો અને તેણે તે કામ સંતોષપૂર્વક પાર ઉતાર્યું, માર્ચ–ઑગસ્ટ, ઇ. સ. ૧૮૦૦.

આ ધારાથી હાઉસ ઑફ કૉમન્સમાં આઇરિશ લોકોના ચુંટેલા ૧૦૦ ને હાઉસ ઑફ લૉર્ડઝમાં આઇરિશ અમીરોના ચુંટેલા ૨૮ સભ્યો બેસતા થયા, આઇરિશ ચર્ચ ને બ્રિટિશ ચર્ચ પણ એક કરવામાં આવ્યાં, ને આઇરિશ ચર્ચના ચાર બિશપો વારાફરતી હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં બેસતા થયા.

**આઇરિશ કૅથૉલિકોનો સવાલ. પિટ્ટનું રાજીનામું. જ્યૉર્જની હઠીલાઇ; ઇ. સ. ૧૮૦૧**—આપણે ઉપર જોઈ ગયા કે આઇરિશ ધારાસભાઓને તોડતી વખતે જ પિટ્ટ કૅથૉલિકોને રાજ્યતંત્રમાં દાખલ કરવા માંગતો હતો ને તે સંદેશ તેણે આયર્લૅંડના કૅથૉલિકોને મોકલ્યો હતો પણ

ખરો. આ સવાલ તેણે હવે પોતાના મંત્રિમંડળના સભ્યો પાસે રજુ કર્યો. કેટલાએક સભ્યો તેની સામે થયા એટલું જ નહિ પણ રાજા પાસે પણ તે ખાનગી બાબત લઈ ગયા. રાજાએ પિટ્ટને કહેવરાવ્યું કે કૅથૉલિકોને રાજ્યતંત્રમાં ને પાર્લમેંટમાં દાખલ કરવા દેવામાં આવશે તો તે પોતે તેની વિરુદ્ધ જશે, કારણ કે પ્રોટેસ્ટંટ ચર્ચને હાનિ ન પહોંચે એવી રીતે પોતે વર્તશે એવા સોગન ગાદીએ આવતી વેળા તેણે લીધા હતા. પિટ્ટે જવાબમાં રાજીનામું આપવાનું કહેવરાવ્યું. જ્યૉર્જ મક્કમ રહ્યો. પરિણામે પિટ્ટ પ્રધાનપદ ઉપરથી ખસી ગયો, માર્ચ, ઇ. સ. ૧૮૦૧. આ વખતે રાજા ફરી બેભાન થઈ ગયો હતો. તેથી ડૉકટરના કહેવા ઉપર પિટ્ટે જ્યૉર્જને ખાત્રી આપી કે ફરીથી તે કદિ કૅથૉલિકોનો પ્રશ્ન રાજા પાસે મૂકશે નહિ. આવું વચન પ્રજાને જવાબદાર પ્રધાન કદિ આપી શકે નહિ ને તે દૃષ્ટિએ પિટ્ટનું કૃત્ય ગેરવ્યાજબી ગણાય ખરૂં. પહેલેથી જ તે મક્કમ રહ્યો હોત તો જ્યૉર્જ દરમ્યાન થયો હોત નહિ. પિટ્ટના ઇ. સ. ૧૮૦૦ના કાયદાથી આયર્લંડનું દરદ મટયું નહિ—તેનો ઘા રૂઝાયો નહિ.*

## પ્રકરણ ૨૪મું

## નેપોલિઅન અને યૂરોપ, પિટ્ટનું મરણ. મહાવિગ્રહની સમાપ્તિ. જ્યૉર્જનાં છેલ્લાં વર્ષો, ઇ. સ. ૧૮૦૨–૨૦.

**ઍડિંગ્ટનનો કારભાર, આમીન્સ Amiens–નું તહ, ઇ.સ. ૧૮૦૧–૨**—પિટ્ટ પછી હાઉસ ઑફ કૉમન્સનો પ્રમુખ-Speaker–ઍડિંગ્ટન મુખ્ય મંત્રી થયો.લિવર્પૂલ-Liverpool-ને કૅસલ્રે-Castlereagh તેના ખાસ સહકારીઓ હતા. નેપોલિઅને ફ્રાંસને આખા યૂરોપમાં ફત્તેહ ઉપર ફત્તેહ અપાવી હતી, અને ઇંગ્લંડને એકદમ એકલું કરી નાંખ્યું હતું; છતાં દરિયાઈ બળમાં ઇંગ્લંડ હજુ સાર્વભૌમ હતું. બંને પક્ષોને સુલેહ જોઈતી હતી. તેથી ઘણી વાટાઘાટ પછી આમીન્સના તહ ઉપર બંને

*કૉર્નવૉલિસ્સે ચોખ્ખું કહી દીધું હતું કે—Ireland could not be saved without the Union but you must not take it for granted that it will be saved by it.

પક્ષોએ સહીઓ આપી, માર્ચ, ઇ. સ. ૧૮૦૨. આ તહથી ઇંગ્લંડને લંકા ને ટ્રિનિદાદના ટાપુઓ મળ્યા. ઇજિપ્ત તુર્કીને પાછું સોંપવામાં આવ્યું. માલ્ટાના ટાપુનો કબજો ત્યાંના જ Knights of St. Johnને સોંપી દેવો ને તેને માટે બધાં રાજ્યોની બાંહેધરી રહે તેમ નક્કી થયું. ફ્રાંસની ફત્તેહોથી યૂરોપમાં જે ફેરફારો થયા હતા તે બાબતમાં ઇંગ્લંડ જરા પણ ઇસારો કરી શક્યું નહિ, કારણ કે અંગ્રેજ કારભારીઓ તે બાબતમાં પોતાની નબળાઈ બરોબર સમજતા હતા. તેઓએ જીતેલો ફ્રાંસનો દરિયાઈ મુલક પણ આ વખતે જતો કર્યો. પિટ્ટના કેટલાક મિત્રોએ આ તહને વખોડી કાઢયું,* પણ પિટ્ટે પોતે મંત્રિમંડળને પોતાની અનુમતિ આપી. ફ્રાંસનો, તેની રાજ્યક્રાંતિનાં સૂત્રોનો, ને નેપોલિઅનનો વિજય આ તહની દરેક કલમમાં સ્પષ્ટ તરી આવ્યો. આમીન્સનું તહ ઝાઝો વખત ટક્યું નહિ.

**નેપોલિઅન અને ઇગ્લંડ; ફ્રાંસ સામે ફરી વિગ્રહ**†—આમીન્સના કરાર ઉપર હજુ તો સહીઓ થઈ નહોતી ત્યાં તો વળી ઇંગ્લંડ ને ફ્રાંસ વચ્ચે યુદ્ધ ફાટી નીકળશે એવી દરેક જણને ખાત્રી થવા લાગી. અંગ્રેજી પત્રોમાં નેપોલિઅન ઉપર સખ્ત ટીકાઓ પ્રકટ થતી. તે નેપોલિઅનને બહુ ભારે પડી. નેપોલિઅન ઇટલિના મહાજનસત્તાક રાજ્ય-Republic-નો પહેલો પ્રમુખ–President–થયો; તેણે ઇટલિના પિદમોંત–Peidmont–નું પરગણું ફ્રાંસ સાથે જોડી દીધું. સ્વિટ્ઝર્લંડમાં ને હૉલ્લંડમાં તેણે પોતાની વગ સ્થાપી. જર્મનિનાં નાનાં રાજ્યોની સ્થિતિ તેણે પોતાની વગથી બદલાવી નાંખી. અમેરિકામાં નેપોલિઅને કેટલાએક ટાપુઓને સર કરવા માંડ્યા. આયર્લંડમાં, ઇજિપ્તમાં, સિરિઆમાં, તુર્કીમાં ને હિંદુસ્તાનમાં પણ

* શેરિડને એક વાર કહ્યું–Look at the map of Europe. You will see nothing but France.

†આ વિગ્રહના ચાર ભાગ પાડી શકાય-(૧) ઇ. સ. ૧૮૦૩–૦૫, ત્રીજા કોએલિશન સૂધી. (૨) ઇ. સ. ૧૮૦૫–૦૭, મિત્ર રાજ્યોની હાર અને ટિલ્સિટના કરાર સૂધી. (૩) ઇ. સ. ૧૮૦૯–૧૨, મૉસ્કોની સવારી સૂધી. (૪) ઇ. સ. ૧૮૧૨–૧૫, જ્યારે રાજાઓ નહિ પણ પ્રજાઓ નેપોલિઅન સામે ઉઠી ને તે હારી ગયો.

તેના માણસો સ્થાનિક વસ્તુસ્થિતિનો અભ્યાસ કરવા નીકળી પડ્યા; એ બધું ઈંગ્લંડને ભારે પડવા લાગ્યું. ઈંગ્લંડે માલ્ટાના ટાપુનો ને હિંદમાં આવેલાં પાંચ ફ્રેંચ થાણાંઓનો કબજો છોડી દેવા ના પાડી. પાછો વિગ્રહ શરૂ થયો, મે, ઇ. સ. ૧૮૦૩.*

**પિટ્ટનો બીજો કારભાર, ઇ. સ. ૧૮૦૪-૦૬**—નેપોલિઅન જેવા પ્રતિભાવાન્ પુરુષ સામે એકલે હાથે લડાઈ કરવી તે ઘણું વિકટ કામ હતું. ઍડિંગ્ટનનો કારભાર પિટ્ટને બરાબર રુચતો નહોતો. તેના મનમાં એમ આવ્યું કે આવા કસોટીના સમયમાં ઇંગ્લંડના બધા પક્ષોએ મળી જવું જોઈએ. તેથી તેણે રાજાને જણાવી દીધું કે કારભારમાં ફેરફાર કરવાની જરૂર છે. પાર્લમેંટમાં પણ તેણે કારભાર ઉપર ટીકાઓ કરવા માંડી. પિટ્ટનો વિચાર એવો હતો કે જો રાજા માને તો મંત્રિમંડળમાં ફૉક્સને પણ જગ્યા આપવી. પણ રાજાને ફૉક્સ જરા પણ ગમતો નહિ. છેવટે ઍડિંગ્ટને જ્યારે રાજીનામું આપ્યું ત્યારે પિટ્ટ ફરીથી મુખ્ય પ્રધાન થયો, મે, ઇ. સ. ૧૮૦૪. પણ આ બીજા કારભાર દરમ્યાન તેની તબીઅત ઘણી નરમ રહેતી.† વળી નેપોલિઅનની સત્તા પૂર્ણ કળાએ પહોંચી. પિટ્ટ માત્ર થોડા વખત માટે જ સત્તા ઉપર રહી શક્યો. આ બીજા કારભાર દરમ્યાન પિટ્ટના મિત્ર ડંડાસ અથવા અર્લ મેલ્વિલ્લ ઉપર જાહેર નાણું ઉચાપત કરવાનો આક્ષેપ મૂકવામાં આવ્યો પણ પાર્લમેંટમાં કામ ચાલતાં તે નિર્દોષ ઠર્યો.

**ટ્રફાલ્ગર, ઉલ્મ, આઉસ્ટર્લિટ્સ; પિટ્ટનું મરણ, ઇ. સ. ૧૮૦૫-૦૬**—જે દિવસે પિટ્ટ મુખ્ય પ્રધાન થયો તે જ દિવસે નેપોલિઅન

---

* લડાઈ જાહેર થયા અગાઉ અંગ્રેજ વકીલ ને બોનાપાર્ટ વચ્ચે જે મુલાકતો થએલી તે વાંચવા જેવી છે. Browning. *England and Napoleon*, પા. ૧૧૬.

†Once more doth Pitt deem the land crying loud to him—
Frail though and spent, and an hungered for restfulness,
Once more responds he, dead fervours to energize,
Aims to concentre, slack efforts to bind.
Thomas Hardy, *The Dynasts*, Act. I, Sc. 3.

ફ્રાંસનો સમ્રાટ્-Emperor-જાહેર થયો. થોડા વખત પછી તે ઇટલિનો રાજા થયો; પિટ્ટે પણ સ્વિડન, રશિઆ અને ઑસ્ટ્રિઆ સાથે મૈત્રી કરી, સપ્ટેંબર, ૧૮૦૫. નેપોલિઅને ઇંગ્લંડ ઉપર સવારી કરવા એક ચુનંદું લશ્કર તૈયાર કર્યું; પણ નેલ્સનની બાહોશીથી ફ્રેંચો દરિયાઈ સત્તા ઇંગ્લંડના હાથમાંથી લઈ શકયા નહિ. તેથી એ પ્રયાસ ફળીભૂત થયો નહિ. ઉલટું, ઇ. સ. ૧૮૦૫ના ઑકટોબરની ૨૧મી તારીખે નેલ્સને ટ્રફાલગર પાસે ફ્રેંચોને એક સખ્ત દરિયાઈ ફટકો લગાવ્યો. નેલ્સને પોતાની નૌકા -*Victory*-ઉપર England expects that every man will do his duty એ આદેશ મૂકયો હતો. દુશ્મનો સાથે સામાસામી ઝપાઝપીમાં શત્રુ પક્ષમાંથી એક નાવિકે નેલ્સનનો અમલદારી પોશાક જોઈ તેના ઉપર અસ્ત્ર સાધ્યું અને તે થોડા વખત પછી મરી ગયો; પણ મરતાં અગાઉ શત્રુઓના નૌકાબળનો સદંતર નાશ થયો છે એટલું તે જાણી શકયો. ફ્રાંસ અને સ્પેઇનના એકત્રિત નૌકાબળને આવી રીતે ઇંગ્લંડે તોડી નાંખ્યું.*

દરિયાઈ બળમાં ફ્રાંસની જેવી જબરદસ્ત હાર થઈ તેવી જ હાર જમીન ઉપર મિત્રરાજ્યોની થઈ. ટ્રફાલ્ગરના યુદ્ધને આગલે જ દિવસે ઑસ્ટ્રિઆનો ઝનરલ ઉલ્મ-Ulm-પાસે ૩૦,૦૦૦ માણસોના લશ્કર ને ૬૦ તોપો સાથે નેપોલિઅનને શરણ થયો. ફ્રેંચો વી(એ)નામાં દાખલ થયા. ડિસેંબરની બીજી તારીખે નેપોલિઅને ઑસ્ટ્રિઆ ને રશિઆનાં લશ્કરોને આઉસ્ટર્લિટ્સ ( Ousterlitz ) પાસે સખ્ત હાર આપી. ‡રશિઆ હવે વિગ્રહમાંથી ખસી ગયું. ઑસ્ટ્રિઆને જર્મનિમાં

*નેપોલિઅન વારંવાર સૂચવતો કે ત્રણ દિવસ અથવા ફક્ત ચોવીસ કલાક માટે જ જો બ્રિટિશ ચૅનલમાંથી અંગ્રેજોને કાઢવામાં આવે તો તે ખુશીથી ઇંગ્લંડ ઉપર સવારી કરી શકે. જે પ્રતિભાથી નેલ્સને આ ભગીરથ કામ કર્યું તે પ્રતિભા *Nelson touch* કહેવાય છે.

‡પિટ્ટને જ્યારે આ હકીકતની ખબર પડી ત્યારે તે બોલ્યો, "Roll up that map (ot Europe); it will not be wanted these ten years."

અને ઇટલિમાં મોટા મુલકો ફ્રાંસને ફ્રાંસના જર્મન મિત્રોને આપવા પડ્યા. પ્રશિઆ આ વિગ્રહથી અલગ રહ્યું હતું તેટલું યાદ રાખવાની જરૂર છે.

નેપોલિઅનની આવી અદ્વિતીય ફત્તેહોની જાણ થતાં પિટ્ ભગ્નાશ થઈ ગયો. ટ્રફાલગારના વિજયથી પણ તેને સંતોષ મળ્યો નહિ. ઇ. સ. ૧૮૦૬ના જાન્યુઆરિ માસની ૨૩મી તારીખે તે મરી ગયો. ‡મરણ સાથે જ તેનો કારભાર પણ બધો વીખરાઈ ગયો.

**હિંદુસ્તાન–ઇ. સ. ૧૭૯૮–૧૮૦૫**—આ અરસામાં વેલેસ્લીએ હિંદુસ્તાનમાં અંગ્રેજ સત્તાને સાર્વભૌમ કરી, મરાઠાઓને હરાવ્યા, અયોધ્યાન નવાબ પાસેથી ગોરખપુર ને રોહિલખંડ પડાવ્યા, સુરત, તાંજોર, ને કર્ણાટ બ્રિટિશ હિંદમાં જોડી દીધાં, હિંદી મહાસાગરમાં ફ્રેંચ ટાપુઓને હાથ કર્યા અને ટિપ્પુને મારી મ્હૈસુરને રક્ષિત રાજ્ય બનાવ્યું.

**પિટ્ના ઉપર કેટલાએક વિચારો**—ઈંગ્લંડ અને નેપોલિઅ વચ્ચેના મહાસંગ્રામને આપણે વર્ણવીએ તેના અગાઉ નાના પિટ્ના બં કારભારો ઉપર અને તેની કારકીર્દી ઉપર કેટલીએક અગત્યની સમાલોચન આપવાની અહિં ખાસ જરૂર છે.

કેટલાએક લેખકો, દાખલા તરીકે મૅકૉલે, એમ કહે છે કે ઇ. સ ૧૭૮૪થી તે ઇ. સ. ૧૭૯૩ સુધી પિટ્ વ્હિગ રહ્યો; પણ ઇ. સ ૧૭૯૩થી, એટલે ફ્રાંસ સામે લડાઈ જાહેર કર્યા પછી, તે નખથી શિ સુધી ટોરિ થઈ ગયો. આ માન્યતા ભૂલભરેલી છે. પહેલેથી પિટ્ ન જમાનાનો ટોરિ હતો. તેનો બાપ ચૅથમ પણ એવો જ હતો. બૉલિં

---

૧૮૦૫માં આ વચનો બોલવામાં આવ્યાં; ઇ. સ. ૧૮૧૫માં નેપોલિઅન કે થયો ને વીએનાની સુલેહ ઉપર સહીઓ થઈ; પિટ્ની વાણી ખરી પડ નેપોલિઅન કહેતો કે War is an affair of a man, not of mer ચૅથમ, પિટ્, નેપોલિઅન પોતે, ને ગયા મહાયુદ્ધમાં લૉઈડ જ્યૉર્જ, વિલ્સ હિંડનબુર્ગ, એ બધાના અનુભવો પણ એવા જ હતા. જ્યાં ખરી આગેવા નથી ત્યાં ફતેહ પણ નથી.

‡પિટ્ મરવા અગાઉ "My country, How I leave my country એ શબ્દો બોલ્યો હતો એમ કેટલાએકો કહે છે.

ઓક જેમ લખી ગયો હતો તે પ્રમાણે પિટ્ટ વર્ત્યો. પિટ્ટે તાજની સત્તાની પુનઃસ્થાપના કરી; પણ તે સત્તાને પ્રજામતને અનુકૂળ બનાવી રાજાને લોકપ્રિય કર્યો. જ્યાં સુધી પ્રજા કોઈ પણ નવા કાર્યને માંગે નહિ ત્યાં સુધી તે કાર્ય કરી બતાવવું નહિ એમ પિટ્ટ માનતો હતો. જુના વિચારોને ને જુની સંસ્થાઓને નવા કાળને અનુકૂળ કરવાં, પણ જુના ધોરણનો કેવળ નાશ તો ન કરવો, એમ પિટ્ટ માનતો હતો. બીજાના જ વિચારો તેણે પોતાના કારભારોમાં વ્યવહારમાં મૂક્યા; કોઈ નવા વિચારો તેણે પ્રજાને આપ્યા નથી. બ્રિટિશ હિંદુસ્તાનના રાજ્યતંત્રને તેણે સુધાર્યું તો તે ફૉક્સના ધોરણ ઉપર; પાર્લમેંટને સુધારવાને તેણે પ્રયાસ કર્યો તો પોતાના બાપના ને વિલ્કિઝના ને ફૉક્સના ધોરણ ઉપર તે વર્ત્યો; તેણે આયર્લંડના રાજ્યતંત્રમાં મોટા ફેરફાર કર્યો પણ તેમાંયે તેણે ગ્રૅટન, વગેરેના વિચારો રૂપાંતરમાં મૂક્યા; કરપદ્ધતિમાં તેણે ઍડમ સ્મિથના ગ્રંથને પ્રમાણભૂત માન્યો; વિગ્રહ કરવામાં તે ડંડાસના મત મુજબ વર્તતો; પર રાજ્યો સાથેના વ્યવહારમાં તે હમેશાં ગ્રેન્વિલ્લને અનુસરતો. ટૂંકામાં, પિટ્ટ ચુસ્ત ટોરિ હતો. તેના કારભારમાં જવાબદાર રાજ્યતંત્રની પ્રગતિ થઈ. તે ખરો મુખ્ય પ્રધાન હતો—માત્ર નામનો નહિ. મંત્રિમંડળમાં બધા સભ્યો પિટ્ટની આજ્ઞાને અનુસરતા. રાજા સાથેના સંબંધમાં પણ તે હમેશાં મુખ્ય પ્રધાન તરીકે ને પાર્લમેંટના આગેવાન તરીકે વર્તતો, એક મોટા પણ તાબેદાર વઝીર તરીકે નહિ. કરપદ્ધતિમાં તેણે કરેલા ફેરફારોને લીધે દેશનાં આવક ને ખર્ચ ઉપર પાર્લમેંટની સત્તા વધી, ને લોકો દેશનો હિસાબ બરોબર સમજતા થયા.

પિટ્ટના ઇન્ડિઆ બિલ્લથી ફૉક્સના મુત્સદ્દાની નબળાઈઓ જરા પણ દૂર થઈ નહિ. વર્ષો સુધી ડંડાસે પોતાના પક્ષના ને દેશના—સ્કૉટ્લંડના—માણસોને બ્રિટિશ હિંદના કારભારમાં ભર્યા કર્યા. લશ્કરની ને નૌકાબળની બાબતોમાં પણ પિટ્ટે બેદરકારી બતાવી. ઇ. સ. ૧૭૯૩ની સાલથી તે ખોટી બીકથી સુધારાઓની ચર્ચા પણ સહન કરી શકતો નહિ. તેણે કારભાર નકામો કડક કરી નાંખ્યો. પરદેશ સાથેના સંબંધમાં પણ પિટ્ટ ટોરિ હતો—પહેલાં તેણે ફ્રેંચોની સાથે સુલેહ કરી; રશિઆ સામે

લડાઈ કરવાનો તેનો વિચાર પણ ટોરિ પક્ષ સૂચવે છે. એ જ પ્રમાણે ભવિષ્યમાં ડિઝરાઈલિએ તુર્કીનો પક્ષ લીધો હતો. પિટ્ટે ઉભું કરેલું–Sinking fund–અનામત રકમ–પાછળથી દેશને ઉલટું ભારરૂપ થઈ પડયું.

પિટ્ટે હાઉસ ઑફ્ લૉર્ડ્ઝમાં ૧૪૦ જેટલા નવા માણસોની ભરતી કરી. પરિણામે તે સભાસદો હમેશાં તેની સાથે રહેતા. પણ ભવિષ્યમાં અમીરો હવે ટોરિ પક્ષના પક્ષપાતી થઈ રહ્યા. આટલી મોટી ભરતી કોઈ પણ પ્રધાને કરી નથી. જે લોકો દેશના આર્થિક જીવનમાં આગળ આવ્યા, જે લોકોએ પોતાના પક્ષને અનુમોદન આપ્યું, જેઓ વ્હિગોની કે ફૉક્સની સામે થયા, તેમાંના ઘણાખરાને પિટ્ટે અમીરી આપી દીધી.

ફ્રાંસની સાથે મસલત કરવામાં અથવા તો મિત્રરાજ્યો સાથે કોલકરારો કરવામાં પણ પિટ્ટ ભવિષ્ય ઉપર અથવા તો ફ્રાંસની રાજ્યક્રાંતિનાં નવાં સૂત્રો ઉપર ખરી નજર કરી શકયો નહિ. તે જ્યારે ઇ. સ. ૧૮૦૪માં મુખ્ય પદે આવ્યો ત્યારે કાંઇક કાંઇક તે સૂત્રોનું ખરૂં હાર્દ સમજી શકયો. આ બાબતમાં ફૉક્સ પિટ્ટથી ચડી જતો. છતાં આપણે એટલું યાદ રાખવું જોઈએ કે ઇ. સ. ૧૮૦૬ સૂધીમાં ફ્રાંસદેશ સિવાય યૂરોપમાં પિટ્ટના જેવો મુત્સદ્દી આગળ આવ્યો નહોતો ને તેની કેટલીએક નિષ્ફળતાઓ તો યૂરોપનાં સડેલાં રાજ્યતંત્રોની નિષ્ફળતાઓ કહી શકાય. ચૅથમ, પીલ, ગ્લૅડ્સ્ટન વગેરે સાથે તેની તુલના થઈ શકશે નહિ. છતાં તે ઇંગ્લંડના મહાન્ પુરુષોમાં તો ચોક્કસ લેખાશે.*

**ગ્રેનવિલ્લ ને પૉર્ટલૅંડ, ઇ. સ. ૧૮૦૬–૭. ફૉક્સનું મરણ—** પિટ્ટના મરણ પછી ત્રીજા જ્યૉર્જે ગ્રેનવિલ્લ ને પૉર્ટલૅંડને કારભારીઓ કર્યા. ફૉક્સ પણ આ મંત્રિમંડળમાં પરદેશ ખાતાનો પ્રધાન બન્યો. આ કારભાર Ministry of All Talents કહેવાય છે. ફૉક્સે નેપોલિઅન સાથે સુલેહ કરવા નિષ્ફળ પ્રયત્નો કર્યા. તે પોતે ઇ. સ. ૧૮૦૬ના સપ્ટેંબરમાં

---

***મારૂમિઅનની** પ્રસ્તાવનામાં સ્કૉટ્ટ પિટ્ટનાં કેવાં યશોગાન ગાય છે!

Now is the stately column broke;
The beacon-light is quenched in smoke,
The trumpet's silver sound is still,
The Warder silent on the hill.

મરી ગયો. નવા મંત્રિમંડળે ગુલામી બંધ કરી. પણ રોમન કૅથૉલિકોને લશ્કરમાં દાખલ કરવાની સામે રાજાએ તેમની પાસે વચન માંગ્યું તે તેઓએ ન આપ્યું, તેથી તેમના કારભારનો અંત આવ્યો, માર્ચ, ઇ.સ.૧૮૦૭.

**ફૉક્સ, ઇ. સ. ૧૭૪૯–૧૮૦૬**—ફૉક્સ ચૅથમના હરીફ લૉર્ડ હોલ્લંડનો પુત્ર થતો હતો. તે નાનપણમાં ટોરિ હતો પણ ઇ.સ. ૧૭૭૪ની સાલથી તે વ્હિગ પક્ષમાં ભળી ગયો હતો. માત્ર બે વખત, ઇ. સ. ૧૭૮૩માં ને ઇ. સ. ૧૮૦૬માં, તે મંત્રિમંડળમાં આવી શક્યો હતો, કારણ કે રાજાને તે જરા પણ ગમતો નહિ; તો પણ મરણ સુધી તેણે પોતાના વ્હિગ સિદ્ધાંતોને છોડી દીધા નહિ. હિંદ, અમેરિકા, આયર્લંડ, યૂરોપ, જવાબદાર રાજ્યતંત્ર, ગુલામીનો વેપાર, પાર્લમેંટનો સુધારો, છાપાંઓની સ્વતંત્રતા, અને સ્વરાજ્ય, એ બધી બાબતોમાં ફૉક્સ ઉદાર ને ઓગણીસમી સદીના લિબરલ પક્ષના વિચારો ધરાવતો. ફૉક્સનું ખાનગી જીવન ઘણું ખરાબ હતું. તે ઉડાઉ, જુગારી, દારૂડીઓ અને લંપટ હતો. પણ તે સાહિત્યનો ને કળાનો ઘણો શોખીન હતો. બધાને તેની મિત્રતા કરવી ગમતી. તે મોટો વક્તા હતો. ઓગણીસમી સદીના લિબરલ પક્ષનો તે આદિ પુરુષ કહેવાય છે.

**અંગત ખટપટો, ઇ. સ. ૧૮૦૬–૩૦**—પિટ્ના ને ફૉક્સના ટોરિ ને વ્હિગ પક્ષો વીંખાઈ ગયા. ઇ. સ. ૧૮૩૦ સુધી હવે વ્હિગો ને ટોરિઓ અથવા પિટ્ના ને ફૉક્સના પક્ષકારો થોડાવત્તા પ્રમાણમાં ભેગા થઈ કારભાર કરવા લાગ્યા અને તેથી રાજ્યતંત્રમાં ખટપટ, સ્વાર્થ, ને લુચ્ચાઈને ઘણો અવકાશ મળ્યો. આ મુદ્દતમાં કૅસલ્રે અને કૅનિંગ મુખ્ય પુરુષો તરીકે આગળ આવ્યા.

**નેપોલિઅન અને યૂરોપ**—યૂરોપમાં નેપોલિઅનની સત્તા તો વધતી જતી હતી. તેનો એક ભાઈ હોલ્લંડનો રાજા થયો; બીજો ભાઈ ઇટલિનો રાજા થયો. તેણે પ્રશિઆને જેના Gena–અને આઉસ્ટરલિટ્સ-નાં યુદ્ધોમાં સખ્ત હાર આપી. જર્મનિમાં તેણે North German Confederation–સંયુક્ત સંસ્થાનોનું નવું રાજ્યમંડળ ઉભું કર્યું અને ઑસ્ટ્રિઆના ફ્રાંસિસને Holy Roman Empireનું પ્રમુખપદ છોડી

દેવા ફરજ પાડી. રશિઆને તેણે ફ્રીડલૅંડના યુદ્ધમાં ભારે હાર આપી; પરિણામે ઝાર ઍલેક્ઝાન્ડરે નેપોલિઅનની સાથે ઇ. સ. ૧૮૦૭ના જુલાઈમાં ટિલ્સિટ–Tilsit–મુકામ સુલેહ કરી. પ્રશિઆનો મોટો મુલક લઈ લેવામાં આવ્યો. વેસ્ટફેલિઆ ને પોલંડનાં બે નવાં રાજ્યો ઉભાં કરવામાં આવ્યાં. તે સિવાય બંને રાજ્યકર્તાઓએ ઇંગ્લંડની દરિયાઈ સત્તાને તોડી પાડવાનો કરાર પણ કર્યો. નેપોલિઅન હવે યૂરોપમાં સાર્વભૌમ સત્તા ભોગવવા લાગ્યો, કારણ કે સ્પેઇન ને પોર્ચુગલ તેના કબજામાં આવી ગયાં હતાં, ઇ. સ. ૧૮૦૬–૮.

**નેપોલિઅન અને અંગ્રેજ વેપાર**—જેમ જેમ લડાઈ લંબાતી ગઈ તેમ તેમ નેપોલિઅનને ને સમસ્ત ફ્રેંચ પ્રજાને ખાત્રી થતી ગઈ કે ઇંગ્લંડની સત્તાને તોડવાનું માત્ર એક સાધન છે ને તે એ કે જેમ બને તેમ તે દેશનો વેપાર તોડી પાડવો. તટસ્થ રાજ્યો દુશ્મનોની સાથે વેપાર કરતાં તેમના ઉપર અંગ્રેજો ખાસ અંકુશ રાખતા. યૂરોપનાં રાજ્યોને આ અંકુશ ગમતો નહિ, કારણ કે તેમનો વેપાર ઘટી જતો ને તેમના મ્હેસુલને હાનિ પહોંચતી. નેપોલિઅનના આગ્રહથી પહેલાં પ્રશિઆએ પોતાનાં બંદરોમાં અંગ્રેજ વેપારને અટકાવ્યો. જવાબમાં અંગ્રેજ સરકારે પોતાનાં બંદરોમાં જે પ્રશિઆનાં વ્હાણો હતાં તેમને કબજે કર્યાં અને બ્રેસ્ટથી તે ઠેઠ એલ્બ નદીના મુખ સૂધીના કિનારા ઉપર પાકો પહેરો જાહેર કર્યો. નેપોલિઅને બર્લિનથી હવે એક જાહેરનામું–Berlin Decree–બહાર પાડયું. સમસ્ત બ્રિટિશ ટાપુઓને તેણે ફ્રેંચ પહેરા નીચે મૂક્યા, તેમની સાથે બધો વેપાર બંધ કર્યો, ને પોતાના ને પોતાના મિત્રોના મુલકોમાં રહેતા અંગ્રેજોને કેદી તરીકે જાહેર કર્યા. અંગ્રેજ સરકારે પણ જવાબમાં સમસ્ત ફ્રેંચ ને ફ્રેંચોના મિત્રોના વેપારને બંધ કર્યો. નેપોલિઅને વૉરસૉથી બીજું જાહેરનામું Warsaw Decree–બહાર પાડયું ને ઉત્તર જર્મનિના કાંઠા ઉપર પડેલો તમામ અંગ્રેજ માલીકીનો માલ ખાલસા કર્યો. ટિલ્સિટના કરાર પછી રશિઆએ પણ આ ધોરણ સ્વીકાર્યું. વેપાર ઉપરના આ અંકુશોથી ફ્રાંસને ને તેનાં મિત્રરાજ્યોને ઘણું નુકસાન થયું. ઇંગ્લંડ તો દરિયા ઉપર સાર્વભૌમ હતું તેથી તેને ઝાઝી

હાનિ પહોંચી નહિ. અમેરિકાનાં સંસ્થાનો આ ફરમાનોથી ઘણાં ચીડાયાં, કારણ કે તેમનો વેપાર સમૂળગો બંધ થયો. યૂરોપમાં બીજાં રાજ્યોને ફરમાનોનો અનાદર કર્યા સિવાય છૂટકો નહોતો. આ ફરમાનોથી નેપોલિઅન યૂરોપમાં ઘણો અળખામણો થઈ ગયો. ઈંગ્લંડે આ અરસામાં કોપનહેગનના નૌકાસૈન્યને કબજે કર્યું. આ કૃત્ય ગેરકાયદેસર હોવાથી આખું યૂરોપ ગ્રેટબ્રિટન સામે ચડભડી ઉઠ્યું. પણ નેપોલિઅનની જોહુકમી હવે યૂરોપનાં બધાં રાજ્યોને સાલતી હતી ને તે જોહુકમીના નાશનો વખત હવે નજીક આવતો હતો.

**નેપોલિઅન, ઇ. સ. ૧૮૦૯-૧૨**—પ્રશિઆમાં સ્ટાઇન-Stein જેવા મુત્સદ્દીઓ હવે આગળ આવ્યા ને તેમણે નેપોલિઅન વિરુદ્ધ પ્રજામત કેળવ્યો. ઑસ્ટ્રિઆનો ફ્રાંસિસ રાજા ફરી નેપોલિઅન સામે થવા કટિબંધ થયો. પણ નેપોલિઅને તેના પુત્રને વાગ્રામ-Wagram-પાસે હરાવ્યો તેથી તે ઇંગ્લંડના પક્ષમાંથી વળી ખસી ગયો, ઑક્ટોબર, ઇ. સ. ૧૮૦૯. તેણે પોતાની પુત્રીને નેપોલિઅન સાથે પરણાવી. નેપોલિઅને પણ યૂરોપનાં રાજ્યોના જુદા જુદા ભાગોને ફ્રાંસના રાજ્ય સાથે જોડી દીધા. નેપોલિઅને રશિઆને બીજા કરારથી તુર્કી અને ફિનલૅંડનો કેટલોક મુલક પચાવી પાડવાની છૂટ આપી. તેથી ઝાર ઍલેકઝાંડર થોડા વખત માટે તેના પક્ષમાં રહ્યો. પણ ઇ. સ. ૧૮૧૨ના જુનમાં રશિઆ ને નેપોલિઅન વચ્ચે લડાઈ સળગી. સ્વિડન પણ રશિઆ સાથે ભળ્યું.

**પૉર્ટલૅંડ અને પર્સિવલ,* ઇ. સ. ૧૮૦૭-૧૨.**—રોમન કૅથૉલિક લોકોને છૂટ આપવાના સવાલ ઉપર ગ્રેનવિલ્લે રાજીનામું આપ્યું હતું. પર્સિવલ ને પૉર્ટલૅંડ તે બાબતમાં રાજાને સંમત હતા તેથી તેઓએ હવે દેશનો કારભાર પોતાના હાથમાં લીધો. કૅનિંગ આ મંત્રિમંડળમાં પરદેશખાતાનો પ્રધાન હતો. કૅસલરેના તાબામાં લશ્કરી ખાતું હતું. તેણે અંગ્રેજ લશ્કરમાં સુધારાઓ કર્યા અને નેપોલિઅનની સામે તે ટક્કર ઝીલી શકે

---

*ગ્રૅટને-Grattan-પર્સિવલની નીચે પ્રમાણે નોંધ લીધી છે:-He was not a first-rate line of battleship but he was a first-class cruiser out in all weathers.

તેવી વ્યવસ્થા દાખલ કરી. મંત્રીઓએ સ્પેઇન, પોર્ચુગલ, ને ઑસ્ટ્રિઆને નેપોલિઅન સામે મદદ કરી. કૅસલરેએ ઍન્તવર્પ બંદરનો નાશ કરવા માટે એક મોટું લશ્કર મોકલ્યું પણ તે હારી પાછું આવ્યું. પૉર્ટલૅંડ ઇ. સ. ૧૮૦૯ના ઑક્ટોબરમાં મરી ગયો. તમામ સત્તા હવે પર્સિવલના હાથમાં આવી.

પર્સિવલ બાહોશ વક્તા ને ઘણો પ્રામાણિક હતો ને રોમન કૅથૉલિક સવાલ સિવાય ઉદાર વિચાર ધરાવતો હતો. તેનો કારભાર ખાસ અગત્યનો નથી. ત્રીજો જ્યૉર્જ હવે આંધળો થઈ ગયો; ઉપરાંત, તે ભાન વિનાનો થઈ ગયો. તેથી રાજાની સત્તા પ્રિન્સ ઑવ્ વેઇલ્સને આપવામાં આવી; પણ તેના ઉપયોગ માટે પાર્લમેંટે કેટલીએક શરતો કરી, ઇ. સ. ૧૮૧૧. ઇ. સ. ૧૮૧૨ના મે માસમાં પર્સિવલનું ખુન થયું એટલે લિવરૂપૂલ મુખ્ય પ્રધાન થયો. તેનો કારભાર પંદર વર્ષ સૂધી ટકયો.

**લિવરૂપૂલનો કારભાર, ઇ. સ. ૧૮૧૨–૧૫.**—લિવરૂપૂલના કારભાર દરમ્યાન બ્રિટિશ ટાપુઓમાં નાદારી, મોંઘવારી અને અસંતોષ ઘણાં વધી ગયાં, કારણ કે નેપોલિઅને મૂકેલા અંગ્રેજ વેપાર ઉપરના અંકુશો હવે બધા લોકોને ભારે પડતા હતા. વળી ઔદ્યોગિક પરિવર્તનને લઈને ઘણા જુના કારીગરો બેકાર થઈ ગયા. તેઓએ દેશના જુદા જુદા ભાગોમાં તોફાનો કર્યાં. નૉર્ટિંગહામના વણકરો–લડ્ડાઇટો–Luddites–એ કરેલું તોફાન ખાસ જાણીતું છે. પણ ઇંગ્લંડનો આંતર ઇતિહાસ આ વર્ષોમાં એટલો બધો આકર્ષક નથી. લિવરૂપૂલના કારભાર દરમ્યાન નેપોલિઅનની સત્તાનો નાશ થયો અને વી(એ)નાના કરારો થયા. કોઇ પણ બ્રિટિશ મંત્રિમંડળ સમક્ષ એવા મહત્ત્વના સવાલો નહિ આવ્યા હોય.

**સ્પેઇન ને પોર્ચુગલમાં નેપોલિઅનની હાર; The Peninsular War, ઇ. સ. ૧૮૦૮–૧૪**—ઇ. સ. ૧૮૦૭–૮માં નેપોલિઅને સ્પેઇન સાથે એવો કરાર કર્યો કે પોર્ચુગલ દેશને ને તેનાં સંસ્થાનોને બંને રાજ્યોએ પરસ્પર વ્હેંચી લેવાં અને ઇંગ્લંડના વેપારનો નાશ કરવો. આ મુદ્દાથી તેણે સ્પેઇનમાં અને પોર્ચુગલમાં પોતાનાં લશ્કરો મોકલ્યાં. સ્પેઇનનો રાજા ચોથો ચાર્લ્સ ને તેનો પુત્ર ફર્ડિનન્ડ અંદર અંદર લડી પડ્યા તેથી

નેપોલિઅને બંનેને—તેઓ બુર્બો વંશના હતા*—પદભ્રષ્ટ કર્યા અને માડ્રિડની ગાદી પોતાના ભાઈ જોસફને આપી. પોતાના દેશને પરદેશીઓના હાથમાં ગએલો જોઈ સ્પેઇનના લોકો ફ્રાંસ સામા ઉઠયા, ઇ. સ. ૧૮૦૮. પોર્ચુગલમાં પણ ફ્રેંચ લશ્કરો ફરી વળ્યાં; ત્યાંનું રાજ્યકુટુંબ બ્રાઝિલ નાસી ગયું અને તેણે ત્યાંથી ઇંગ્લંડની મદદ માંગી. પોર્ચુગીઝો પણ પરદેશીઓ સામા થયા. ઇંગ્લંડના કારભારીઓએ હવે આ રાષ્ટ્રીય ભાવનાને સતેજ રાખવા ને રાષ્ટ્રીય ભાવનાના બળે જ નેપોલિઅનની સત્તાને તોડી પાડવા પોર્ચુગલમાં લશ્કરો




મોકલ્યાં ને સર જૉન મૂર ને આર્થર વેલેસ્લી—હિંદના ગવ્હર્નર ઝનરલ વેલેસ્લીનો ભાઈ ને ભવિષ્યનો ડ્યૂક ઑવ્ વેલિંગ્ટન—ને તેમની સરદારી આપી. વેલેસ્લીએ આવતાં વાર જ ફ્રેંચોને હરાવ્યા ને તેમને દ્વીપકલ્પમાંથી કાઢી મૂકયા; પણ નેપોલિઅન કાંઈ ગાંજ્યો જાય તેવો નહોતો. તે રશિઆથી પાછો ફર્યો ને થોડી મુદ્દતમાં જ ફરી ફ્રેંચ સત્તા સ્પેઇનમાં સ્થપાઈ. સર

*માડ્રિડના શહેરીઓને નેપોલિઅને કહ્યું :—The Bourbons cannot reign in Europe and no power under the influence of England can exist on the Continent.

જૉન મૂર ફ્રેંચો સામો ધસ્યો આવતો હતો તે હવે પાછો હઠી ગયો ને Coruna કોરુના-પાસે હારી ગયો ને પોતે લડાઇમાં માર્યો ગયો, જાન્યુઆરિ, ઇ. સ. ૧૮૦૯.

**વેલેસ્લીનું સેનાપતિપણું**—વેલેસ્લી હવે સેનાપતિ થયો. તે બાહોશ હતો. તેનો વિચાર એવો હતો કે પોર્ચુગલને બ્રિટિશ કબજામાં રાખી, સ્પેઇન ને પોર્ચુગલનાં લશ્કરોને બરોબર કેળવી, ધીમે ધીમે ફ્રેંચ લશ્કરોને બંને દેશોમાંથી કાઢી મૂકવાં ને પછી ખુદ ફ્રાંસમાં દાખલ થઈ નેપોલિઅનની સત્તાને તોડી પાડવી; અંગ્રેજો, પોર્ચુગીઝો, અને સ્પેનિઅર્ડો સામે નેપોલિઅન પોતાનાં યૂરોપના જુદા જુદા દેશોમાં રોકાએલાં લશ્કરો મોકલશે એટલે તેની સત્તા આપોઆપ નરમ પડી જશે. આ યોજના એકદમ સફળ થઈ.

ટાલાવેરાની Talavera-પહેલી લડાઇમાં વેલેસ્લીને ફત્તેહ મળી તેથી તેને વાઇકાઉંટ વેલિંગ્ટન બનાવવામાં આવ્યો, જુલાઈ-સપ્ટેંબર, ઇ. સ. ૧૮૦૯: પણ આ જીતથી તે ફાવ્યો નહિ. તેને પાછું હઠી જવું પડ્યું. લિસ્બનનો બચાવ કરવા માટે તેણે પંદર ગાઉ ફરતી કિલ્લેબંદી કરી, શત્રુઓને ખોરાકનાં સાધનો ન મળે એવી યોજના કરી ને લશ્કરો માટે ખોરાક વગેરેનો પૂરો બંદોબસ્ત કરીને જ હવે આગળ વધવાનું નક્કી કર્યું. આખા દ્વીપકલ્પમાં નાની મોટી લશ્કરી ટોળીઓ શત્રુઓને હેરાન કરવા લાગી-દખ્ખણમાં મરાઠાઓએ મોગલ લશ્કરોને પણ આમ જ હંફાવ્યાં હતાં. ઇ. સ. ૧૮૧૨ના ઑગસ્ટ માસમાં વેલિંગ્ટન માડ્રિડમાં દાખલ થયો. અંગ્રેજ સરકારે તેને માર્કિવસ્સ બનાવ્યો. દક્ષિણ સ્પેઇનમાંથી શત્રુઓને કાઢી મૂકવામાં આવ્યા. ઈ. સ. ૧૮૧૩ના જુનની ૨૧મી તારીખે વેલિંગ્ટને વિટોરિઆ Vitoria-મુકામે ફરી શત્રુઓને સખ્ત હાર આપી. તેમનો તમામ લશ્કરી સરસામાન અંગ્રેજોના હાથમાં આવી ગયો. ફ્રેંચ લશ્કર બધું વીખરાઈ ગયું. એક માસ પછી પિરિનિઝની ખુનખાર લડાઇમાં પણ ફ્રેંચો બીજી વાર હારી ગયા. મિત્રરાજ્યોનાં લશ્કરો હવે ફ્રાંસમાં દાખલ થયાં. યૂરોપમાં નેપોલિઅન હાર ઉપર હાર ખાતો હતો. તેના શત્રુઓ પૂર્વ તરફથી પણ ફ્રાંસમાં દાખલ થઈ ગયા હતા. ઇ. સ. ૧૮૧૪ના એપ્રિલની ૧૦મી તારીખે

વેલિંગ્ટને Toulouse–ટૂલૂઝ–પાસે ફ્રેંચોને છેલ્લી સખ્ત હાર ખવરાવી. સ્પેઇન, પોર્ચુગલ અને દક્ષિણ ફ્રાંસ નેપોલિઅનની સત્તાથી મુક્ત થયાં. આ ફત્તેહોની બધી શાબાશી વેલિંગ્ટનને જ ઘટે છે.†

**મૉસ્કોની સવારી; યૂરોપમાં નેપોલિઅનનો પરાજય, નેપોલિઅન એલ્બામાં દેશપાર; ઇ. સ. ૧૮૧૨–૧૮૧૫**—ઇ. સ. ૧૮૧૨ના જુનમાં રશિઆએ નેપોલિઅન સામે લડાઈ જાહેર કરી. લગભગ




સાડા છ લાખ માણસો સાથે નેપોલિઅન રશિઆ ઉપર ચડયો ને સપ્ટેંબરમાં મૉસ્કોમાં દાખલ થયો; પણ ઝાર શરણ થયો નહિ. પોતાનો મનસુબો

†સ્પેઈનના વિગ્રહનો ઇતિહાસકાર નેપિઅર–Napier–લખે છે કે:—
Those veterans had won nineteen pitched battles and innumerable combats, had made or sustained ten sieges and taken four great fortresses; had twice expelled the French from Portugal, once from Spain; had penetrated France and killed or captured 200,000, leaving of their member 40,000 dead, whose bones whiten the plains and mountains of the Peninsula.

નેપોલિઅને પણ કબૂલ કર્યું કે–It was the Spanish ulcer which was the cause of my undoing.

પાર પડ્યો નહિ એટલે બોનાપાર્ત પાછો હઠ્યો; એ વખતે તેના લશ્કરનાં હજારો માણસો ટાઢ અને ભૂખમરાથી પાયમાલ થઈ ગયાં ને સાડા ૭ લાખમાંથી માત્ર ૬૦,૦૦૦ સિપાઈઓ સ્વદેશ પાછા વળ્યા. ઉપરાંત ૧૦૦૦ તોપો રશિઆના હાથમાં ગઈ. આવી ભયંકર આફત છતાં નેપોલિઅને ઇ. સ. ૧૮૧૩-૧૪માં બીજાં મોટાં લશ્કરો તૈયાર કર્યાં તે તેની અજબ આગેવાની સિદ્ધ કરે છે.

નેપોલિઅન જેમ જેમ પાછો હઠતો ગયો તેમ તેમ રશિઅન લશ્કર પ્રશિઆ ઉપર ફરી વળવા માંડ્યું. સ્ટાઇન-Stein-જેવા દેશાભિમાની આગેવાનોને એટલું જ જોઈતું હતું. પ્રશિઅનો નેપોલિઅનથી ઘણા કંટાળી ગયા હતા. તેઓ હવે રશિઆ સાથે ભળ્યા, માર્ચ, ઇ. સ. ૧૮૧૩. ઑસ્ટ્રિઆ ને બવેરિઆ આ સંધિઓમાં સામેલ થયાં. નેપોલિઅન Leipzig-લાઇપ્સિક-ના ત્રણ દિવસના યુદ્ધમાં-Battle of the nations-સખ્ત હારી ગયો, ઑક્ટોબર, ઇ. સ. ૧૮૧૩. ફ્રેંચો જર્મનિમાથી નીકળી ગયા. પરિણામે હૉલંડ, સ્વિટ્ઝરલૅંડ, ઇટલિ, વગેરે દેશોના લોકોએ પણ ફ્રેંચો સામે લડાઈ જાહેર કરી. મિત્રરાજ્યો ફ્રાંસમાં દાખલ થયાં. ઇ. સ. ૧૮૧૪ના માર્ચની ૩૦મીએ પૅરિસ પડ્યું. સ્પેન ને પોર્ચુગલમાંથી ફ્રેંચોને વેલિંગ્ટને ક્યારના યે કાઢી મૂક્યા હતા. ફ્રેંચોએ નેપોલિઅનને હવે પદભ્રષ્ટ કર્યો. સોળમા લૂઈનો નાનો ભાઈ અઢારમા લૂઈ તરીકે ફ્રાંસનો રાજા થયો. નેપોલિઅનને એલ્બાનો ટાપુ આપવામાં આવ્યો. તેની સ્ત્રીને પાર્મા મળ્યું. ફ્રાંસના રાજ્યને તે ઇ. સ. ૧૭૯૨ અગાઉ જેમ હતું તેમ રહેવા દેવામાં આવ્યું. યૂરોપના મુત્સદ્દીઓને હવે નીરાંત વળી. તેઓએ સહજ માની લીધું કે યૂરોપમાં હવે શાંતિ રહેશે અને નેપોલિઅન કદિ પાછો સત્તા ઉપર આવી શકશે નહિ, માર્ચ, ઇ. સ. ૧૮૧૪.

**નેપોલિઅનનું અપ્રતિમ સાહસ; ત્રણ માસનો છેલ્લો સંગ્રામ; વૉટર્લૂ; નેપોલિઅન કેદ, ઇ.સ. ૧૮૧૫. The Hundred Days-** મિત્રરાજ્યો યૂરોપની પરિસ્થિતિ વી(એ)ના મુકામે નક્કી કરતાં હતાં ત્યાં તો નેપોલિઅનના એલ્બાથી નાસવાના ને ફ્રાંસ આવવાના ખબર મળ્યા.

નેપોલિઅનના નામની ફ્રેંચો ઉપર જાદુઈ અસર થઈ;* અઢારમો લૂઈ ઘેન્ટ નાસી ગયો; નેપોલિઅન પૅરિસમાં દાખલ થયો અને પછી પોતાના શત્રુઓ સામો ચાલ્યો, માર્ચ–જુન, ઇ. સ. ૧૮૧૫. નેપોલિઅનની પાસે લગભગ સવા લાખ માણસોનું લશ્કર હતું. મિત્રરાજ્યોનાં લશ્કરોની સરદારી બ્લુશર Blucher–ને Wellington–વેલ્લિંગ્ટનને આપવામાં આવી હતી. બંનેની પાસે કુલ લગભગ બે લાખ માણસો હતા. લિગ્નિ પાસે બ્લુશર હારી ગયો પણ ક્વાત્રેબ્રાસ પાસે ફ્રેંચો હારી ગયા. જુનની અઢારમી તારીખે વૉટર્લૂના મેદાન ઉપર વેલ્લિંગ્ટન ને નેપોલિઅન સામસામા આવ્યા. સવારના સાડા અગ્યાર વાગ્યાથી તે ઠેઠ રાતના આઠ વાગ્યા સુધી વેલ્લિંગ્ટને નેપોલિઅન સામે ભયંકર યુદ્ધ કર્યું. ફ્રેંચો હારી ગયા. સવારે વેલ્લિંગ્ટન ને બ્લુશરનાં લશ્કરો ભેગાં થઈ ગયાં. નેપોલિઅનના લશ્કરનો કચરઘાણ વળી ગયો. ફરી પૅરિસ મિત્રરાજ્યોના હાથમાં ગયું. ફ્રેંચ ધારાસભાના ફરમાનથી નેપોલિઅને રાજ્યનું પ્રમુખપણું છોડી દીધું. તે અમેરિકા નાસી જવા માટે બંદોબસ્ત કરતો હતો પણ દરમ્યાન બ્રિટિશ નૌકાઓના પાકા પ્હેરાને લઈને તે કેદ થયો† ને ઑગસ્ટ માસમાં તેને સેઇન્ટ હેલેનાના

* પોતાની સામે આવેલા હથિઆરબંધ સિપાઈઓ પાસે જઈ તે બોલ્યો:–Soldiers, do you not know your general? If there is one among you who desires to kill his Emperor, let him do it now.

†નેપોલિઅને ફ્રાંસને કરેલી છેલ્લી સલામ બાયૂરને નીચેની જુસ્સાદાર કવિતામાં લખી છે, ઇ. સ. ૧૮૧૬:—

Farewell to the Land where the gloom of my glory
Arose and overshadowed the Earth with her name;
She abandons me now–but the page of her story,
The brightest or blackest, is filled with my fame
I have warr'd with a world which vanquished me only,
When the meteor of conquest allured me too far;
I have coped with the nations which dread me thus lonely,
The last single captive to millions in war.

ટાપુમાં યૂરોપપાર કરવામાં આવ્યો. ત્યાં ઇંગ્લંડે તેના પર પાકો પહેરો રાખ્યો. નેપોલિઅન ઇ. સ. ૧૮૨૧ના મે માસમાં મરી ગયો.

**ઇંગ્લંડ અને અમેરિકા, ઇ. સ. ૧૮૧૨-૧૪**—ઇંગ્લંડના કેટલાક લોકો અમેરિકા જઈ ત્યાં પ્રજાજન Citizen-ના હક્કો મેળવી ઇંગ્લંડ સામે જ વર્તતા હતા તેથી બ્રિટિશ સરકાર તેને પકડતી. વળી ઇંગ્લંડે અને ફ્રાંસે માલની આયાત તથા નિકાસ ઉપર પરસ્પર અંકુશો મૂક્યા હતા તેથી અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોના વેપારને પારાવાર હાનિ પહોંચી. અંગ્રેજો અમેરિકાનાં વેપારી વહાણોને તપાસતા ને તેમનો માલ જપ્ત કરતા. તેથી અમેરિકાની સરકારે આવા હક્કો સામે વાંધો લીધો. લિવરૂપૂલે અમેરિકાના વેપાર ઉપરના અંકુશો કાઢી નાંખ્યા; પણ તે અગાઉ અમેરિકાના પ્રમુખ-President Medison-મેડિસને તો ઇંગ્લંડ સામે લડાઈ જાહેર કરી દીધી, જુન, ઇ. સ. ૧૮૧૨. અમેરિકાના Republican-પ્રજાકીય-પક્ષને કૅનેડા તાબે કરવો હતો પણ તેમાં તેમની સરકાર ફાવી નહિ, જો કે દરિયાઈ બળમાં અમેરિકન નાવિકોએ અંગ્રેજોને હરાવ્યા.

---

Farewell to thee, France ! when thy diadem crow'ned me,
I made thee the gem and the wonder of Earth;
But thy weakness decrees I should leave as I found thee,
Decay'd in thy glory, and sunk in thy worth.
Oh for the veteran hearts that were wasted,
In strife with the storm, when their battles were won;
Then the Eagle, whose gaze in that moment was blasted,
Had still soared with eyes fixed on Victory's sun !
Farewell to thee, France !-but when liberty rallies,
Once more in thy regions, remember me then;
The violet still grows in the depth of thy valleys,
Though withered, thy tear will unfold it again.
Yet, yet I may baffle the hosts that surround us,
And yet may thy heart leap awake to my voice;
There are links which must break in the chain that has bound us,
Then turn thee and call on the chief of thy choice.

આ લડાઈ બે વર્ષ સૂધી ચાલી. નેપોલિઅન શરણ થયો એટલે અમેરિકા ને ઇંગ્લંડ વચ્ચે પણ ઘેન્ટ મુકામે મૈત્રી થઈ, ડિસેંબર, ઇ. સ. ૧૮૧૪. એ કરારથી બંને રાજ્યોની સરહદ નક્કી કરવાની ગોઠવણ થઈ. પણ ઇંગ્લંડના દરિયાઈ હક્કોનું સમાધાન કરવામાં આવ્યું નહિ.

**બ્રિટિશ હિંદુસ્તાન, ઇ. સ. ૧૭૯૯–૧૮૧૫**—હિંદમાં વેલેસ્લીએ મરાઠાઓ સાથે લડાઈઓ કરી ફ્રેંચોને નબળા કર્યા, ને મ્હેસુરને, મોગલ શહેનશાહને, પેશવાને ને નિઝામને રક્ષિત રાજ્યકર્તાઓ કર્યા. તેણે સુરત, કર્ણાટક, તાંજોર, દિલ્હી, આગ્રા, રોહિલખંડ, ગોરખપુર, અને બીજા મુલકો જીત્યા, ઇ. સ. ૧૭૯૯–૧૮૦૫. લૉર્ડ મિંટોએ સતલજ ને જમના નદી વચ્ચેનાં સિખ રાજ્યોને કંપનિના રક્ષણ નીચે મૂક્યાં, ઇ. સ. ૧૮૦૭–૦૯.

**વી(એ)નાનું તહ, ઇ. સ. ૧૮૧૫**—નેપોલિઅન પહેલી વખત શરણ થયો ત્યારથી તે ઠેઠ પૅરિસ બીજી વાર પડયું ત્યાં સૂધી વી (એ)નામાં ઇંગ્લંડ, પ્રશિઆ, ઑસ્ટ્રિઆ ને રશિઆના પ્રતિનિધિઓ પરસ્પર વિચાર કરતા હતા. પરિણામે વી(એ)ના મુકામે થએલા કોલકરારોથી યૂરોપની પરિસ્થિતિ નક્કી થઈ. ફ્રાંસમાં અઢારમા લૂઈને તેની ગાદી પાછી




વીએનાના કરાર પછીનો યૂરોપખંડ

સોંપવામાં આવી અને ઇ. સ. ૧૭૯૧ પ્રમાણે તેની સરહદ નક્કી કરવામાં આવી. લૂઈએ ૪ કરોડ પૌંડનો દંડ ભર્યો. બેલ્જિઅમ અને હૉલંડને ઑરેંજના વંશજ નીચે એક રાજ્ય તરીકે મૂકવામાં આવ્યાં. નૉર્વે સ્વિડન સાથે જોડાયું. પ્રશિઆને જર્મનિમાં કેટલોક મુલક મળ્યો. ઑસ્ટ્રિઆને ઇટલિનો ઉત્તર ભાગ ને ઍડ્રિઆટિક સમુદ્રના કિનારા ઉપરનો કેટલોક ભાગ મળ્યા. રશિઆએ ફિન્લંડ લીધું. મધ્ય ઇટલિમાં નાનાં રાજ્યો ઉભાં કરવામાં આવ્યાં ને ઑસ્ટ્રિઆ તેમનું રક્ષક બન્યું. સ્પેઇનની ને પોર્ચુગલની ગાદીઓ તેમના રાજવંશોને મળી. સ્વિટ્ઝર્લૅંડની સ્વતંત્રતા જાળવવા માટે ચારેય મોટાં રાજ્યો બંધાયાં. સાર્ડિનિઆને ને સેવૉયને નાઇસ મળ્યાં. જર્મનિનાં નાનાં મોટાં રાજ્યો ભેળાં થઈ ઑસ્ટ્રિઆના પ્રમુખપણા નીચે રહે એમ નક્કી થયું. ઇંગ્લંડને (જર્મનિમાં) હેલિગોલૅંડ, માલ્ટા, કેઇપ, મૉરિશિયસ, લંકા, ત્રિનિદાદ, ટૉબેગો અને સેઇન્ટ લ્યુશિઆ મળ્યાં; બીજા જીતાએલા દેશો અંગ્રેજોએ સૌ સૌને પાછા આપી દીધા. આયોનિઅન ટાપુઓનું રક્ષણ કરવાની સત્તા પણ ઇંગ્લંડને આપવામાં આવી.

આવી રીતે યૂરોપ અને ફ્રાંસ વચ્ચેના ત્રેવીસ વર્ષના મહાવિગ્રહનો અંત આવ્યો. નેપોલિઅનની સાર્વભૌમ સત્તાનો નાશ થયો. ઇંગ્લંડે આ મહાવિગ્રહમાં સતત લડાઈઓ કરી હતી, અંગ્રેજ નાણાથી યૂરોપનાં રાજ્યો નેપોલિઅન સામે લડી શક્યાં હતાં અને અગ્રેજ દરિયાઈ બળથી નેપોલિઅન થાકી ગયો હતો. વિગ્રહનાં છેલ્લાં વર્ષોમાં અને છેલ્લા દિવસોમાં ઇગ્લંડે સ્પેઇનમાં અને બેલ્જિઅમમાં નેપોલિઅનની સત્તાને તોડી હતી. છતાં વી(એ)નાના તહમાં અંગ્રેજ મંત્રિમંડળે ફ્રાંસને ટકાવી રાખ્યું એટલું જ નહિ પણ પ્રશિઆ અને ઑસ્ટ્રિઆના રાજ્યકર્તાઓને કબજામાં રાખી ફ્રાંસની સત્તાને નબળી કરવા દીધી નહિ અને ફ્રાંસને તેના કેટલાક દરિયાઈ મુલકો પાછા પણ આપ્યા. પણ ફ્રેંચ રાજ્યક્રાંતિનાં નવાં સૂત્રો પ્રમાણે વી(એ)ના તહ ઉપર સહીઓ થઈ શકી નહિ, કારણકે પોલંડ, ઇટલિ, સ્પેઇન, બેલ્જિઅમ, જર્મનિ, નૉર્વે, તુર્કી, અને સ્પેઇન ને પોર્તુગલના દરિયાઈ મુલકોમાં રાષ્ટ્રીય સત્તા કે રાજ્યવહિવટ સ્થપાયો નહિ. ઑસ્ટ્રિઆનો મુખ્ય પ્રધાન મૅટરૂનિક–Metternich–એ નવા સિદ્ધાંતોનો કટ્ટો

દુશ્મન હતો. રશિઆનો ઝાર ઍલેક્ઝાંડર શેખચલ્લી હતો અને મેટર્નિક અને ફ્રાંસનો વકીલ Talleyrand—તાલેરાંડ–એકમત થતાં ઇંગ્લંડ એકલું કાંઈ કરી શક્યું નહિ; વળી ઇંગ્લંડનું પરદેશખાતું આ વખતે કૅસલ્‌રેના હાથમાં હતું અને કૅસલ્‌રે જુના જમાનાની પ્રથાનો પક્ષપાતી હતો. યૂરોપની પરિસ્થિતિ હવે આ ચાર મોટાં રાજ્યોના કબજામાં આવી. ઇંગ્લંડનું રાજ્યતંત્ર એક પેઢી સૂધી નેપોલિઅન સામે ટક્કર ઝીલી શક્યું હતું તેથી યૂરોપ અંજાઈ ગયું ને બધે સ્થળે ઇંગ્લંડના જેવા રાજ્યતંત્ર-જવાબદાર રાજ્યતંત્રની માંગણીઓ હવે થવા લાગી. દરેક અગત્યનો સવાલ યૂરોપનાં રાજ્યોની પરિષદોમાં ચર્ચવો એવી પ્રથા હવેથી ચાલુ થઈ. આવી રીતે વી(એ)નાના કરારથી યૂરોપમાં જુનો યુગ ખલાસ થયો અને નવો યુગ બેઠો. ફ્રાંસની રાજ્યક્રાંતિના સિદ્ધાંતો યૂરોપના દરબારોમાં નહિ તો પ્રજાઓની રગેરગમાં હવે ફેલાઈ ગયા હતા અને તેથી તે સિદ્ધાંતોને નમવા સિવાય તેમનો હવે છૂટકો નહોતો. જો ઇંગ્લંડનું પરદેશખાતું કૅનિંગના હાથમાં હોત તો નવાં સૂત્રોની ફત્તેહ વ્હેલી થાત. પણ ઇ. સ. ૧૮૧૨થી તે ઠેઠ ઇ. સ. ૧૮૨૨ સૂધી તે મંત્રિમંડળમાં નહોતો.*

**ત્રીજા જ્યૉર્જનાં છેલ્લાં વર્ષો, ઇ. સ. ૧૮૧૫-૨૦; પલટાએલી સ્થિતિ**—નેપોલિઅન પડયો; યૂરોપ ફરી નીરાંતે બેઠું; ઇંગ્લંડમાં પણ હવે નવો ઉત્સાહ આવ્યો. હવે અંગ્રેજ મુત્સદ્દીઓને પોતાના દેશના રાજ્યતંત્રને, તેના પર દેશો સાથેના સંબંધને, અને ખાસ કરીને તેના હુન્નરઉદ્યોગોને નવીન ચૈતન્ય આપવાની જરૂર હતી. મહાવિગ્રહનો અંત આવ્યો હતો તેની અસરો હવે ધીમે ધીમે પ્રજાને જણાવા લાગી. લડાઈમાં તો વેપારની તેજી હતી; હવે તેમાં મંદી આવી. ખાધાખોરાકીના ભાવો વધ્યા. લશ્કરોને રજા આપવામાં આવી એટલે સિપાઈઓ બેકાર થયા અને તેઓ ને મજૂરો સાથે રહી સુલેહનો પણ ભંગ કરવા તૈયાર થયા. નવા વેપારીઓ પાર્લમેંટમાં પ્રતિનિધિત્વ માંગવા માંડ્યા અને વેપાર ઉપરના અંકુશો દૂર કરવા આગ્રહ કરવા લાગ્યા. રાષ્ટ્રીય દેવાને અને પ્રજા ઉપરના કરના બોજાને ઘટાડવાની,

---

* કૅનિંગે પોતે જ એક વાર કહ્યું હતું કે:—Two years of power in 1812 would have been worth twenty years in 1822.

મજૂરોની ભયંકર સ્થિતિમાં ફેરફાર કરવાની, અને ચલણને સુધારવાની જરૂર હતી. પણ લિવરપૂલના સહકારીઓ માટે આ કામ ઘણું ભયંકર હતું, કારણ કે તેમનામાં એવી વિલક્ષણ શક્તિ જરા પણ નહોતી. પરિણામે દેશમાં અસંતોષ ઘણો વધી ગયો.

ઇ. સ. ૧૮૧૬ના ડિસેંબરમાં સ્પા ફીલ્ડ્ઝ Spa Fields ઉપર લોકોની ગંજાવર મેદની જામી. હન્ટ અને બીજા વક્તાઓ ત્યાં પાર્લમેંટના સુધારા ઉપર ભાષણ કરવાના હતા. પણ લોકોને ને પોલિસ વચ્ચે ઝપાઝપી થતાં સુલેહનો ગભીર ભંગ થયો. મૅંચેસ્ટરમાં પણ એવી જ હકીકત બની. એ બનાવ મૅંચેસ્ટર Massacre–ખુનામરકી અથવા Peterloo પિટર્લૂ–ખુનરેજીના નામથી ઓળખાય છે. મંત્રીઓએ હથિઆરબંધી, જાહેર સભાઓ, સ્વયંસેવકો, ને વર્તમાનપત્રો સામે જાપતાના કાયદાઓ–Six Acts–ઘડ્યા, પ્રજાના આગેવાન વક્તાઓ ઉપર કામ ચલાવ્યું; તેઓ ઉલટા વધારે અળખામણા થયા. લિવરપૂલે આ વખત દરમ્યાન કેટલીએક નકામી ને ખર્ચાળ જગ્યાઓ રદ્દ કરી, કેળવણી માટે તપાસ કરાવી, પોસ્ટ ઑફિસની બૅંકો કાઢી, અને ચલણમાં સુધારો કર્યો. વી(એ)નાના તહ પછી ઇંગ્લંડ સિવાય યૂરોપનાં લગભગ તમામ રાજ્યોએ ઝારની સૂચના ઉપર Holy Alliances–"પવિત્ર" મૈત્રી કરી.

હવે યૂરોપીય પરિષદોમાં એવું નક્કી કરવામાં આવ્યું કે દરેક રાજાએ પોતાની પ્રજા ઉપર ખ્રિસ્તી ધર્મનાં કાનુનો મુજબ અમલ કરવો, પરસ્પર બંધુભાવ વધારવો, સુલેહ, ધર્મ અને ન્યાય પ્રમાણે લોકો સાથે વર્તવું અને જરૂર પ્રસંગે અન્યોન્ય મદદ કરવી. ઇંગ્લંડે આ કરારમાં સહી આપવા ના પાડી, કારણ કે ઝારની સૂચનાઓ અંગ્રેજ મુત્સદ્દી કૅસલ્રેને અવ્યાવહારિક અને શૂન્ય લાગી. યૂરોપનાં રાજ્યો એકત્ર થઈ કોઈ પણ રાજ્યમાં દરમ્યાન થાય એ ધોરણનો તે કટ્ટો વિરોધી હતો અને એ વિરોધ તેણે જુદી જુદી પરિષદો સમક્ષ રજુ પણ કર્યો.

જર્મનિમાં, ફ્રાંસમાં, સ્પેઇનમાં, ઇટલિમાં અને દક્ષિણ અમેરિકામાં બધે ઑસ્ટ્રિઆ ને રશિઆની મદદથી, જુના પક્ષના લોકો ફાવ્યા અને તેમણે ફ્રેંચ રાજ્યક્રાંતિનાં તમામ સૂત્રોને રદ્દ કરી પોતાના વિચારોને અનુકૂળ પડે તેવાં રાજ્યતંત્રો સ્થાપ્યાં. ફ્રાંસ પણ આ રાજ્યમંડળમાં ભળ્યું.

આંધળો રાજા જ્યૉર્જ દસ વર્ષો થયાં ભાન પણ ગુમાવી બેઠો હતો. ઇ. સ. ૧૮૨૦ના જાન્યુઆરિની ૨૯મી તારીખે તે મરી ગયો. એના ગુણદોષો આપણે આગળ તપાસી ગયા છીએ. તે સાત પુત્રો ને પુત્રીઓ મૂકતો ગયો.

# પ્રકરણ ૨૫મું

## વાઙ્મય; સમાજ; હુન્નરઉદ્યોગ.

**ઔદ્યોગિક ક્રાંતિ–Industrial Revolution.અર્થશાસ્ત્ર–** ત્રીજા જ્યૉર્જના અમલમાં હિંદુસ્તાનથી ને દેશાવરથી મોટી કમાણી કરી ઘણા લોકો સ્વદેશ પાછા ફરતા. લોકો તેમને "નવાબો" કહેતા. સ્વદેશ આવી તેઓ જમીન ખરીદતા, વેપાર કરતા ને પાર્લમેંટમાં ઘુસતા. પૈસો, વગ, દરજ્જો અને રાજ્યસત્તા માત્ર થોડાએક લોકો પાસે જ હજુ હતાં. તેઓ પાર્લમેંટમાં ને પોતાનાં ગામોમાં સારી વગ ધરાવતા. એમાંના કેટલાએકો તો જબરદસ્ત જુગાર ને શરતો ખેલતા. ફૉક્સ પચીસ વર્ષની ઉમરે દોઢ લાખ પૌંડ ગુમાવી બેઠો હતો. સ્ત્રીઓ પણ જુગાર ખેલતી. એ જ લોકો મોટા દારૂડીઆ હતા; છતાં તેઓ રાજ્યકીય બાબતો ઉપર ઉમંગથી વિવાદો કરતા અને ફૉક્સ તો નવા વ્હિગોનો સરદાર લેખાતો. તકરાર થતાં લોકો દ્વંદ્વયુદ્ધ કરતા, જો કે સૈકાની આખરમાં તે પ્રથા ઓછી થઈ ગઈ. નાના પિટ્ટે એક વાર ખાલી દ્વંદ્વયુદ્ધ પ્રતિપક્ષી ટીર્ની–Tierney–સાથે કર્યું હતું અને તે માટે રાજાએ તેને ઠપકો પણ આપ્યો હતો. અંગ્રેજો સૈકાનાં છેલ્લાં વર્ષોમાં ફ્રેંચોના જેવો પોશાક પહેરવા લાગ્યા. લોકો નાટકોના શોખીન થયા. નાટકોની શિષ્ટતા સુધરી. આ જ વખતમાં અભિનયકળા પણ સુધરી. ગોલ્ડ્સ્મિથ ને શેરિડન સારાં નાટકો લખી ગયા છે. લોકો જુદી જુદી જાતની સાઠમારીઓમાં રસ લેતા. રસ્તાઓને સુધારવામાં આવ્યા એટલે મુસાફરી પણ સસ્તી અને સવડવાળી થઈ શકી અને મધ્યમ વર્ગનાં માણસો પણ મુસાફરીના લાભો લઈ શક્યાં. એ જ કારણથી વાંચનનો શોખ વધ્યો. આ જમાનામાં છાપાંઓ દ્વારા, પત્રિકાઓ દ્વારા ને પુસ્તિકા દ્વારા લેખકો ને વિચારકો પોતાના વિચારોને સમાજમાં ફેલાવતા. ઠેકઠેકાણે વાચનાલયો અને પુસ્તકાલયો સ્થપાયાં. લેખકોએ કૃત્રિમતા છોડી દીધી.

કાઉપર, બાઇરન, બર્ન્સ, બ્લેઇક, શેલી, કીટસ, સાઉધી–Southy, વર્ડ્ઝવર્થ, કૉલરિજ, વગેરે આ જમાનાના મુખ્ય કવિઓ થઈ ગયા. ફીલ્ડિંગ અને સ્મૉલ્લેટ મુખ્ય નવલકથાકારો થઈ ગયા. ગોલ્ડ્સ્મિથનું *Vicar of Wakefield*–અંગ્રેજી મધ્યમ વર્ગનું સુંદર ચિત્ર કહી શકાય. વૉલ્ટર સ્કૉટે ઐતિહાસિક કથાઓ, ને કાવ્યો–પોવાડાઓ લખ્યાં. જેઇન ઑસ્ટેન નામની બાઈએ મીઠા વિનોદમાં *Pride and Prejudice, Sense and Sensibility*, વગેરે અંગ્રેજ સમાજને આપ્યાં. શેરિડન સારો નાટકકાર થઈ ગયો. ઇ. સ. ૧૭૮૪માં જૉન્સન મરી ગયો. ત્યાર પછી ગદ્યસાહિત્યમાં મોટું પરિવર્તન થયું. બૉસ્વેલ્લે લખેલું જૉન્સનનું "જીવન" હજુ પણ અદ્વિતીય ગણાય છે. હ્યૂમે ઇતિહાસ ઉપર સારૂં લખાણ આપ્યું; પણ સૌથી ઉત્તમ ઇતિહાસલેખક તો ગિબન ગણાશે. ઇ. સ. ૧૭૬૬–૮૮ દરમ્યાન તેણે *Decline and Fall of the Roman Empire* સુંદર ભાષા, વિચારો ને કળાથી સમૃદ્ધ કરીને અંગ્રેજ જગત્‌ને આપ્યું. બ્લૅક્સ્ટને અંગ્રેજી કાયદાઓ ઉપર પ્રમાણભૂત સાહિત્ય ઉપજાવ્યું. ઇ. સ. ૧૭૭૬માં ઍડમ સ્મિથે બહાર પાડેલો *Wealth of Nations* નામનો અર્થશાસ્ત્રના ઇતિહાસમાં અદ્‌ભુત ગણાતો ગ્રંથ બહાર પાડ્યો. વસતિ ને ખોરાકી વચ્ચેના સંબંધ ઉપર ઇ. સ. ૧૭૯૮માં માલ્થસે બહાર પાડેલો ગ્રંથ હજુ પણ અગ્ર સ્થાન ધરાવે છે. નીતિશાસ્ત્રમાં બર્કનું નામ પહેલું આવશે. રાજ્યવહિવટ ને ચાલુ ઇતિહાસની હકીકતો ઉપર જુનિઅસ ને હૉરેઇસ વૉલ્પોલનાં પત્રો હજુ પણ વાંચવા જેવાં છે. ચિત્રકારોમાં રેનૉલ્ડ્ઝ–Reynolds–ની કીર્તિ આખા યૂરોપમાં પ્રસરી હતી. વિલિઅમ જોન્સની આગેવાની નીચે હિંદુસ્તાન ને બીજા એશિઆ તથા આફ્રિકાના દેશોની સંસ્કૃતિનો અભ્યાસ થયો. પ્રીસ્ટલીએ ઑક્સિજન શોધી કાઢ્યો; હર્શેલે ખગોળમાં નામ કાઢ્યું. કૂકે ઑસ્ટ્રેલિઆ વસાવ્યો, ઇ. સ. ૧૭૬૮–૭૯.

મેથડિસ્ટોએ ચર્ચમાં નવી જાગૃતિ આણી. પરિણામે Evangelicals નામનો એક નવો પક્ષ ચર્ચમાં ઉત્પન્ન થયો. આ પક્ષની હીલચાલોથી ગુલામી બંધ થઈ, ગરીબોને મદદ મળી અને લોકો વધારે ધર્મિષ્ઠ બન્યા.

તે જ પક્ષના માણસો રવિવારોના દિવસોએ ખાનગી નીશાળોમાં મફત શિક્ષણ આપતા. વિલ્બરફોર્સ આ પક્ષનો માણસ હતો.

આ જમાનામાં ઇંગ્લંડમાં નાના ગુન્હાઓ માટે પણ ભયંકર સજાઓ થતી–ચીભડું ચોરનારને ફાંસીની સજા થતી એમ કહીએ તો પણ જરાય અતિશયોક્તિ કહેવાશે નહિ. સ્ત્રીઓને પણ જીવતાં બાળી મૂકવામાં આવતી. ગુન્હેગારો ઉપર માર પણ ઘણો વખત પડતો. કેદખાનાંની સ્થિતિ ઘણી ભયંકર હતી ને કેદીઓ કેદ પૂરી થયે ઉલટા વધારે ભયંકર ગુન્હાઓ કરી આવતા. ઇ. સ. ૧૭૭૩થી જૉન હૉવર્ડ નામના પરગજુ અંગ્રેજે આ બાબત ઉપર લોકોનું ધ્યાન ખેંચ્યું. રસ્તાઓ ઉપર જરા પણ જાનમાલની સલામતી નહોતી. પોલિસ એકદમ નાદાર હતી. આ વખતે જુનાં બંદરોને સુધારવામાં આવ્યાં ને નવાં બંદરો ઉભાં કરવામાં આવ્યાં.

અમેરિકા ને ફ્રાંસ સામે લડાઈઓ થવાથી કાંઈ ઇંગ્લંડનો વેપાર ઘટયો નહિ. ઇંગ્લંડ દરિયા ઉપર તો સાર્વભૌમ જ રહ્યું હતું તેથી વેપાર વધ્યો. ઍડમ્ સ્મિથના લખાણ ઉપરથી વેપાર ઉપરના અંકુશો ધીમે ધીમે દૂર થતા ગયા. માલ તૈયાર કરવાની પદ્ધતિઓમાં મોટા મોટા ફેરફારો થયા. માલની હેરફેર કરવાનાં સાધનો પણ વધ્યાં. પાણી, હવા ને વરાળના બળે યંત્રો ચાલતાં થયાં. મૂડી વધી. ઇંગ્લંડનો ઉત્તર પ્રદેશ ધનાઢ્ય થતો ગયો. રસ્તાઓ ને નહેરો સુધરતાં વેપાર પણ સરળ થયો. લોઢું તૈયાર કરતી વેળા કોલસાનો ઉપયોગ થઈ શકે છે એમ ખબર પડતાં ઇંગ્લંડમાં લોઢાનાં કારખાનાં નીકળ્યાં. પીંજવાનું, કાંતવાનું, વણવાનું ને સાફ કરવાનું કામ પણ હવે હાથને બદલે યંત્રથી થવા લાગ્યું. પહેલાં તો ખેડુતો ફાલતો વખત કાંતવામાં ગાળતા; હવે યંત્રો થતાં તેમનું કામ ચાલ્યું ગયું. ચા તૈયાર કરતાં વરાળનું જોર જોઈ જેઈમ્સ વૉટે–Watt–ઇંજિન તૈયાર કર્યું, ઇ. સ. ૧૭૬૪. ઇ. સ. ૧૭૬૭માં હારગ્રીવ્સ–James Hargroaves–નામના વણકરની શોધથી એક છોકરૂં પણ એક મોટા માણસથી આઠગણું વધારે સુતર કાંતી શકતું થયું. ઇ. સ. ૧૭૬૯માં આર્કરાઇટ–Arkwright–નામના હજામે પાણીથી ચાલતું કાંતવાનું યંત્ર ઉપજાવી કાઢયું. સેમ્યુઅલ કૅમ્પ્ટન નામના માણસે

બંનેની યુક્તિઓને એક કરી વધારે સુધારો કર્યો. ચરખાઓ સાથે જ શાળો પણ સુધારવામાં આવી. કાર્ટરાઈટ નામના પાદરીએ આ કામ કર્યું. તે સાથે બીજી વિજ્ઞાનની શોધખોળો થઈ. ઈ. સ. ૧૭૯૦ની સાલથી વરાળયંત્રો વપરાવા લાગ્યાં. લૅંકેશિઅર કાપડના ઉદ્યોગનું મોટું ધામ થયું. ખેતીને બદલે વેપાર લોકોને ગમવા લાગ્યો. અમેરિકાથી ને હિંદુસ્તાનથી ઇંગ્લંડ કપાસ મંગાવતું થયું ને તે કપાસનું કાપડ બનાવી તે દેશાવર મોકલવા માંડયું. આ વખતમાં બ્રિટિશ ટાપુઓની વસતિમાં પણ દોઢગણો વધારો થયો. પરિણામે મૂલી (Labour)નું મૂલ્ય –Wage–ઘટી ગયું. ખોરાક વધારે ખપવા લાગ્યો ને તેની કિંમત પણ વધી ગઈ. ઈ. સ. ૧૭૬૦માં ઇંગ્લંડથી અનાજ બહાર જતું. ઈ. સ. ૧૮૧૦ની સાલથી અનાજ ઇંગ્લંડમાં આવવા લાગ્યું. હુન્નર સાથે ખેતી પણ સુધરી ને શાસ્ત્રીય બની. પશુઓની ઉછેરમાં સુધારો થયો. આ બાબતમાં આર્થર યંગ નામનો અંગ્રેજ સારૂં કામ કરી ગયો છે. નાના ઝમીનદારોએ પોતાની જમીનો મોટા મોટા ઝમીનદારોને વેંચી દીધી. ખાતર સારૂં વાપરવું, જમીનમાંથી જુદા જુદા પાકો લેવા અને ઉત્પન્ન વધારવું એ ખેતીના મુખ્ય હેતુઓ ગણાવા લાગ્યા. વેરાન જમીન પણ ખેડાઉ જમીન થઈ.

મજૂરવર્ગ હજુ પરાધીન હતો. તેને હડતાળ પાડવાનો કે મંડળો યોજવાનો હક્ક નહોતો. વેપારરોજગાર વધવાથી ને યંત્રોની શોધથી છોકરાંઓ ને સ્ત્રીઓ પણ કારખાનાંમાં જઈ મોડી રાત સૂધી કામ કરતાં. રાજ્ય તરફથી તેમનો બચાવ હજુ સૂધી થતો નહોતો, કારણ કે તે વખતે લોકો દરમ્યાન થવાથી વિરુદ્ધ હતા. પણ ધીમે ધીમે કેટલાએક પરગજુ લોકોએ આ બાબત હાથમાં લીધી ને રાજ્યની મદદ લઈ નિરાધાર લોકોની સ્થિતિ સુધારી.

આ ફેરફારને ઔદ્યોગિક ક્રાંતિ કહેવામાં આવે છે. તેનાં ત્રણ પરિણામો આવ્યાં. (૧) ઘરગથુ હુન્નરઉદ્યોગો નાશ પામ્યા. તેમને બદલે બાહોશ વેપારીઓની દેખરેખ નીચે શહેરોમાં કારખાનાંઓ ઉભાં થયાં.

(૨) ઈંગ્લંડના ઉત્તર પ્રદેશમાં આ કારખાનાંઓ ઉભાં થયાં, કારણ કે લોઢું ને કોલસો ત્યાં મળતાં હતાં. તે પ્રદેશની વસતિ પણ વધી. ગામડાં-

ઈંગ્લંડમાં ઔદ્યોગિક ક્રાંતિ

ઓનાં માણસો શહેરોમાં ભરાયાં. મોટાં મોટાં શહેરો હવે વસ્યાં. તેમની વસતિનાં આરોગ્ય, વસવાટ, ગરીબી, મૂલ-Wage-વગેરે બાબતો હવે

અગત્યની થઈ. (૩) દક્ષિણ અને પૂર્વ તરફના પ્રદેશોની વસતિ પ્રમાણમાં એટલી બધી વધી નહિ. સંસ્કૃતિનો પ્રચાર હવે ઉત્તરમાં વિશેષ પ્રમાણમાં થવા લાગ્યો. ત્યાંના વેપારીઓ, કારખાનાંના માલીકો, મજૂરો અને ભણેલા યુવકો પાર્લમેંટમાં ને દેશના કારભારમાં વિશેષ વગ માંગવા લાગ્યા. (૪) જુના જમાનાના નાના ખેડુતો ને ઉભડો હવે અદ્રશ્ય થઈ ગયા. ગોલ્ડસ્મિથના *Deserted Village*માં તેનો સારી રીતે ચીતાર આપવામાં આવ્યો છે. (૫) યૂરોપના બીજા દેશોમાં ઔદ્યોગિક ફેરફારો આટલા પ્રમાણમાં થયા નહિ. તેથી ઇંગ્લંડને તેના લાભો પણ ઘણા વ્હેલા મળ્યા. (૬) બૅંકો, ચલણ, વગેરે ઉપર શાસ્ત્રીય પદ્ધતિથી વિચારો થવા લાગ્યા. નીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર વગેરે વિષયોના લેખકોનાં લખાણો અને કારખાનાંઓના વેપારીઓના વિચારો આવી રીતે સેળભેળ થઈ ગયા. એ સેળભેળમાં બેથમ નામના ફિલસુફે જોઈતી સામગ્રી પૂરી અને પ્રતિપાદન કર્યું કે દરેક રાજ્યતંત્રે વસતિના મોટા ભાગનું વધારેમાં વધારે હિત સાધવું જોઈએ.*

---

*The police in the modern sense had not been created. In the metropolis the watchmen were a corps of Bumbles or Jonathan Wilds. The local government was fortunate if it was gifted with a stupid, lazy, but honest Dogberry. The fl[illegible]ng of women was still a legal penalty; public elementary education by the state did not exist; our jail[illegible] the treatment of prisoners......would have caused Ki[illegible]a some twings of conscience, and were a disgrace to [illegible] Christian country, as well as breeding-ground of crime, disease, and vice. × × The sponging house was a familiar institution......A seat (in the House of Commons) could be bought at a known price as easily as a ticket for the opera or the lottery, or the stock of the National Debt......The public service from top to bottom and in every department was clogged and demoralized by pensions, sinecures, and payments by fees enjoyed by functionless drones who absorbed public funds

# પ્રકરણ ૨૬મું

## નવા યુગનો અવતાર

**ઓગણીસમી સદીના અંગ્રેજી ઇતિહાસનાં મુખ્ય લક્ષણો–** ઈ. સ. ૧૮૧૫ની સાલ પછી આપણે જુદા જ યુગમાં પ્રવેશ કરીએ છીએ. ઓગણીસમી સદીમાં ઇતિહાસ સમજવાનાં સાધનો હવે રોજ રોજ વધતાં ગયાં અને તેથી ઇતિહાસલેખકોની ફરજમાં પણ મોટું પરિવર્તન થઈ ગયું. આ સૈકામાં રાજ્યતંત્ર પ્રજામતને અનુકૂળ થયું. ઈ. સ. ૧૮૩૨ના સુધારાથી હાઉસ ઑફ કૉમન્સનું બંધારણ ફરી ગયું; જુની અમીરાતની રાજ્યસત્તા તુટી પડી અને મધ્યમ વર્ગના લોકોનું બળ વધ્યું. ઇ. સ. ૧૮૬૫ સુધી જુની અમીરાતના આગેવાનો રાજ્યસત્તા ઉપર ટકી શક્યા; પણ ત્યાર પછી મધ્યમ વર્ગના આગેવાનો મુખ્ય સત્તા ઉપર આવવા લાગ્યા. ઈ. સ. ૧૮૬૭માં શહેરોના કારીગરોને પણ મતનો અધિકાર મળ્યો. ઈ સ. ૧૮૮૪માં ગામડાઓના મજૂરોને પણ તે જ અધિકાર આપવામાં આવ્યો. પરિણામે એ લોકોના પ્રતિનિધિઓ પાર્લમેંટમાં દાખલ થયા. વર્તમાનપત્રોની ને ભાષણોની પ્રથાથી લગભગ સમસ્ત અંગ્રેજ જનતા હાઉસ ઑફ કૉમન્સની ચુંટણીમાં સામેલ થઈ. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ લોકપ્ર થઈ. અંગ્રેજી સંસ્થાનોને પણ જવાબદાર રાજ્યતંત્ર મળ્યું. જેમ જેમ પાર્લમેંટમાં લોકપ્ર પ્રતિનિધિઓ વધારે પ્રમાણમાં દાખલ થતા ગયા તેમ તેમ રાજ્યની પ્રવૃત્તિઓ પણ વધી પડી અને સમાજના જીવનના દરેક પ્રદેશમાં રાજ્ય

---

and were a perpetual bar to efficiency. × × × British statesmen had yet to learn that there is only one safe system of insurance against revolution—the conviction in the heart of every citizen, however humble, that he is really a partner in the best life which his state exists to promote.

Pp. 484–86 in *England under the Hanoverians*, by Robertson.

**આ સ્થિતિ સાથે આપણી વર્તમાન દશા સરખાવો; શું આપણી દશા કેટલીક બાબતમાં વધારે સારી નથી ?**

દરમ્યાન થતું ગયું. મજૂરવર્ગ બળવાન્ થયો. તેમનાં મંડળો–Trade Unions–સ્થપાયાં. તેમના આગેવાનોને વહીવટી તાલીમ મળી. આ પરિવર્તનનું પરિણામ આપણે વીસમી સદીના ઇતિહાસમાં જોઈ શકશું. આ જ કારણોથી Socialism–રાજ્યસત્તાવાદ–નો ઉદય થયો. સમાજની દરેક પ્રવૃત્તિમાં રાજ્યે દરમ્યાન થવું જોઈએ એટલું જ નહિ પણ સમાજની કેટલીક પ્રવૃત્તિઓનો વહિવટ પણ રાજ્યસત્તાએ પોતાના શિર ઉપર લઈ લેવો જોઈએ એવો રાજ્યસત્તાવાદ–Socialism–હવે ઉભો થયો.

ઓગણીસમી સદીમાં વિજ્ઞાનનું પણ સારૂં પોષણ થયું. વિજ્ઞાન–Science–ની શોધખોળો હુન્નરઉદ્યોગોને લાગુ કરવામાં આવી. કાયદાઓ ઉપર પણ તેમની અસર થઈ. રેલ્વે, તાર, ટેલિફોન, આગબોટ, વગેરેથી સમાજના ને રાષ્ટ્રના જીવનોમાં મોટા ફેરફારો થયા.

ધર્મની બાબતમાં લોકોને પૂરી છૂટ મળી. લોકો શાસ્ત્રીય ને ઐતિહાસિક દૃષ્ટિથી ધર્મનો અભ્યાસ કરવા લાગ્યા. અંગ્રેજી ચર્ચમાં પણ વિશેષ સ્વતંત્રતા આવી ને બિશપો ને કલર્જિઓ હવે લોકોની ધાર્મિક ઉન્નતિ તરફ વિશેષ લક્ષ આપવા માંડ્યા. અંગ્રેજ મુત્સદ્દીઓએ લોકોની કેળવણી માટે બંદોબસ્ત કર્યો.

પર રાજ્યો સાથેના સંબંધમાં અંગ્રેજ પ્રવૃત્તિઓમાં ફેરફાર થયો. આ સૈકામાં ઇંગ્લંડ હિંદુસ્તાનમાં સાર્વભૌમ થયું. ઑસ્ટ્રેલિઆ, આફ્રિકા ને એશિઆમાં અંગ્રેજોએ સંસ્થાનો વસાવ્યાં. તેમાંનાં કેટલાંકને કાળક્રમે "સ્વરાજ્ય" આપવામાં આવ્યું. આખી દુનિયા ઉપર અંગ્રેજો હવે ફરી વળ્યા. તેથી તેમની રાજ્યનીતિમાં ફેરફાર થયો. દુનિયાનાં તમામ રાજ્યો સાથે ઇંગ્લંડને જુદા જુદા સંબંધો કરવા પડ્યા. ઇંગ્લંડની સત્તા દુન્યવી સત્તા World Power–થઈ.

આ સૈકામાં દુનિયાની રાજ્યકીય પરિસ્થિતિમાં પણ જાણવાજોગ ફેરફારો થયા. યૂરોપમાં ઇટલિમાં ને જર્મનિમાં રાષ્ટ્રીય રાજ્યતંત્રો ગોઠવાયાં. તુર્કીની યૂરોપીય સત્તા નબળી પડી. નવાં બાલ્કન રાજ્યો જન્મ્યાં. અમેરિકા ને જાપાન પ્રથમ પંક્તિનાં રાજ્યોની કોટિમાં મૂકાયાં. હિંદમાં ને ચીનમાં રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનો ઉદ્‌ભવ થયો. રશિઆનું મહારાજ્ય બહુ વધ્યું.

પરિણામે યૂરોપનાં, એશિઆનાં ને અમેરિકાનાં રાજ્યોના પરસ્પર સંબંધોમાં ક્રાંતિકારક ફેરફારો થયા. પ્રજામત કેળવાયો. પ્રજાને રાજ્યતંત્રમાં ભાગ મળ્યો. કારભારીઓને સ્વદેશના હિત ખાતર આ બધા ફેરફારો ઉપર ચોક્કસ નજર રાખવાની ફરજ પડી ને દરેક ખંડમાં પોતાનો અર્થ કાયમ રહે તે માટે તેમને જુદી જુદી પ્રવૃત્તિઓમાં રોકાવું પડયું. ખુદ બ્રિટિશ ટાપુઓમાં વસતિ વધી; વેપારરોજગાર વધ્યા; ને આર્થિક સંપત્તિ વધી. હાઉસ ઑફ્ કૉમન્સ રાજ્યતંત્રમાં વિશેષ ભાગ લેતું થયું; હાઉસ ઑફ્ લૉર્ડ્ઝની સત્તા ઘટી; રાજ્યતંત્ર જવાબદાર થયું; તાજની સત્તા ઓછી થઈ; જો કે મહારાણી વિક્ટોરિઆની બાહોશ આગેવાનીને લઈને રાજ્યકુટુંબ કારભારમાં પોતાની વગ સાચવી શકયું. પણ એ વગ પ્રજા પોતે તેના ખરા સ્વરૂપમાં જોઈ શકતી નહિ. સાહિત્ય, વગેરે રાષ્ટ્રીય થયાં. આ કારણોથી [illegible]મી સદીનો ઇંગ્લંડનો ઇતિહાસ ઇંગ્લંડની પ્રજાનો ઇતિહાસ ખરી [illegible]

## પ્રકરણ ૨૭મું

## ચોથો જ્યૉર્જ, ટોરિઓનો કારભાર(ચાલુ), ઇ.સ. ૧૮૨૦-૩૦.

**લંપટ જ્યૉર્જ અને કમનસીબ રાણી કૅરોલિન**—કુમાર અવસ્થામાં જ્યૉર્જ લંપટ, દારુડીઓ, ક્રૂર, કપટી ને ઉડાઉ હતો અને પોતાના વૃદ્ધ બાપનો કટ્ટો દુશ્મન હતો. તે ફૉક્સ ને તેના વ્હિગ અનુયાયીઓ સાથે મૈત્રી ધરાવતો પણ પોતાના બાપની અશક્ત સ્થિતિ દરમ્યાન જ્યારે તે રાજાની સત્તા ધરાવતો થયો ત્યારે તેણે પોતાની જુની મૈત્રી છોડી દીધી ને કારભારથી બનતાં સુધી તટસ્થ ટોરિઓને અનુમોદન આપ્યું. જ્યૉર્જ રાજકરણ સમજી શકતો. વળી તે બુદ્ધિશાળી, વિનયી, સંસ્કારી અને ઇંગ્લંડના ચર્ચનો ઝનુની પક્ષપાતી હતો. રાણી કૅરોલિન મૂર્ખ સ્ત્રી હતી. જ્યૉર્જને



જ્યૉર્જ ૪થો

તે જરા પણ ગમતી નહિ. તે એક રોમન કૅથૉલિક વિધવા–મિસિઝ્ ફિટ્ઝવિલિઅમ–સાથે ખાનગી લગ્ન કરી બેઠો હતો. આ કારણોથી રાજાને રાણી સાથે છૂટા છેડા જોઈતા હતા. કૅરોલિન ઇ. સ. ૧૮૧૪થી દેશાવરમાં ફરતી હતી. પણ ત્યાં તેને ઇંગ્લંડની રાણીને ઘટતું માન આપવામાં આવ્યું નહિ તેથી તે ઇ. સ. ૧૮૨૦માં ઇંગ્લંડ પાછી આવી. લોકોએ તેને નિર્દોષ ને દયાપાત્ર માની. છૂટા છેડાનો ખરડો પાર્લમેંટમાં માંડ માંડ પસાર થઈ શકશે એમ લાગતાં કારભારીઓએ તે વાતને જતી કરી. લોકો હર્ષઘેલા થઈ ગયા. ત્રણ ત્રણ રાતો સુધી તેઓએ લંડનમાં રોશની કરી; પણ રાજા એકનો બે થયો નહિ; અભિષેક–Coronation–વખતે રાણીને વેસ્ટ-મિન્સ્ટર એબીનાં બારણાં આગળથી ધક્કો મારી કાઢી મૂકવામાં આવી. આ હડહડતા અપમાન પછી તે બીચારી તુરત મરી ગઈ. ઑગસ્ટ, ઇ. સ. ૧૮૨૭. રાણીના કિસ્સાથી લિવરૂપૂલનો કારભાર ઘણો વગોવાયો.

**લિવરૂપૂલનો કારભાર, ઇ. સ. ૧૮૨૦–૨૭. હસ્કિસ્સનનું અર્થશાસ્ત્ર. પીલના સુધારાઓ**—ચોથા જ્યૉર્જના અમલ દરમ્યાન ટોરિઓનો કારભાર ચાલુ રહ્યો અને પહેલાં સાત વર્ષો સુધી સાધારણ શક્તિનો, પણ અનુભવી ને બધાનાં મન સાચવી લેવામાં કુશળ, વૃદ્ધ લિવરૂપૂલ મુખ્ય મંત્રી તરીકે રહ્યો. શરૂઆતમાં જ લંડનમાં કેટલાકોએ કારભારીઓને મારી નાંખવાનું એક કાવતરૂં કર્યું પણ તેઓ પકડાઈ ગયા. આ કાવતરૂં Cato Street Conspiracy કહેવાય છે. ઇ. સ.૧૮૨૨ના ઑગસ્ટમાં કૅસલ્રે આપઘાત કરી મરી ગયો તેથી કૅનિંગ પરદેશ ખાતાનો પ્રધાન થયો; કૅનિંગની સાથે જ પીલ સ્વદેશ ખાતાનો પ્રધાન થયો. તેણે ઇંગ્લંડના કાયદાઓની ગેરવ્યાજબી સખ્તાઈ રદ કરી અને પોલિસખાતાને સુધાર્યું. રૉબિનસન ખજાનચી થયો. ઇ. સ. ૧૮૨૩માં હસ્કિસ્સન્–Huskisson–વેપારના બોર્ડનો પ્રમુખ થયો. તે પિટ્ટનો ચુસ્ત ચેલો હતો ને અર્થશાસ્ત્રનો સારો માહીતગાર હતો. તેણે જગાતમાં ફેરફારો કરી ઇંગ્લંડના રેશમી ને ગરમ કાપડના ને લોઢાના ઉદ્યોગોને ઉત્તેજન આપ્યું; હિસાબી ખાતું સુધાર્યું. ક્રૉમ્વેલના વખતથી ચાલતા

આવતા Navigation Actsને રદ્દ કરી દેશના વેપારને ને મુખ્યત્વે વહાણવટાને ઉત્તેજન આપ્યું; મજુરેનાં મંડળો–Trade Unionsને કાયદેસર કર્યાં; રાષ્ટ્રીય દેવું ઓછું કર્યું; ને કેટલાક ગેરવ્યાજબી કરો માફ કર્યા. ઇ. સ. ૧૮૨૭ના ફેબ્રુઆરિમાં લિવરૂપૂલ માંદો પડવાથી કારભારથી નિવૃત્ત થયો એટલે મંત્રિમંડળમાં પણ ફેરફારો થયા. લિવરૂપૂલે પંદર વર્ષ સુધી મુખ્ય મંત્રી તરીકે કામ કર્યું હતું. તે ઉદાર ટોરિ હતો અને પીલ, કૅનિંગ, હસ્કિસ્સન ને રૉબિનસન જેવા બાહોશ મુત્સદ્દીઓને વિશ્વાસમાં લઈ ટોરિ પક્ષની શૂન્ય રાજ્યનીતિને રચનાત્મક સ્વરૂપ આપી શક્યો હતો. તેના પછી કૅનિંગ મુખ્ય પ્રધાન થયો પણ થોડી જ મુદ્દતમાં તે મરી ગયો, ઇ. સ. ૧૮૨૭, જુલાઈ.

**કૅનિંગ**—કૅનિંગ જ્યારે મુખ્ય પ્રધાન થયો ત્યારે તેની ઉમર ૫૭ વર્ષની હતી. તેણે પરદેશખાતાની નાઇબ–દિવાની ને મુખ્ય દિવાની કરી હતી, અને હિંદના બોર્ડમાં, નૌકાખાતામાં, વેપારના બોર્ડમાં અને બક્ષીગીરી ઉપર તેણે જુદી જુદી નોકરીઓ કરી હતી. તે ઇ. સ. ૧૮૨૨માં હિંદના ગવ્હર્નર ઝનરલ નીમાયો પણ કૅસલ્‌રેના મરણને લઈને હિંદ ન જતાં તે પરદેશખાતાનો પ્રધાન થયો. કૅસલ્‌રે ને કૅનિંગ વચ્ચે અણબનાવ રહેતો અને એક વાર તો બંને વચ્ચે દ્વંદ્વયુદ્ધ પણ થએલું. કૅનિંગ બર્કનો ને પિટ્ટનો ખરો ચેલો હતો–રોમન કૅથૉલિકોને છૂટ આપવી, કરપદ્ધતિમાં ઍડમ સ્મિથના અર્થશાસ્ત્ર પ્રમાણે ફેરફારો કરવા, વેપારને છૂટ આપવી, ગુલામી બંધ કરવી, મજુરોની સ્થિતિ સુધારવી, રાજ્યવહિવટને સુધારવો, પણ પાર્લમેંટના બંધારણને સુધારવું નહિ, એમ તે માનતો હતો. કૅનિંગ સારો વક્તા ને કવિ હતો.

**કૅનિંગ અને યૂરોપ, ઇ. સ. ૧૮૨૨–૨૯; સ્પેઇન; દક્ષિણ અમેરિકા, ગ્રીસ, ને પૉર્ચ્યુગલ**—કૅનિંગ જ્યારે લિવરૂપૂલના મંત્રિમંડળમાં પરદેશખાતાનો પ્રધાન થયો ત્યારે તેને ચાર બાબતોનો નીકાલ કરવાનો હતો. (૧) ગ્રીકોએ તુર્કીના અમલ સામે બંડ ઉઠાવ્યું હતું અને રશિઆ ને તુર્કી વચ્ચે લડાઈ સળગે એવું ભય રહેતું હતું. (૨) સ્પેઇનના રાજાએ પોતાની પ્રજાના હક્કો છીનવી લીધા હતા અને ફ્રાંસ તેને મદદ કરવા

ઇચ્છતું હતું. (૩) દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનોએ સ્પેઇન સામે બંડ ઉઠાવ્યું હતું. (૪) પોર્ચુગલ ને બ્રાઝિલના સંસ્થાનના સંબંધનો ફડચો કરવાની જરૂર હતી. કૅનિંગે મિત્રરાજ્યોને જણાવ્યું કે સ્પેઇનની આંતર હકીકતમાં કોઈએ દરમ્યાન થવું નહિ. પણ ફ્રાંસે એ સૂત્ર સ્વીકાર્યું નહિ. ફ્રેંચ લશ્કરની મદદથી સાતમો ફર્ડિનન્ડ ફરીથી માડ્રિડની ગાદી ઉપર બેઠો અને પ્રજાના આગેવાનોને તેણે ખૂબ સતાવ્યા. કૅનિંગ આ બાબતમાં નાસીપાસ થયો. દક્ષિણ અમેરિકાનાં સ્પેઇનનાં બંડખોર સંસ્થાનોનો વેપાર અંગ્રેજોને જોઈતો હતો અને યૂરોપમાં મળેલી નિષ્ફળતાનો બદલો અમેરિકામાં લેવાય તો સારૂં એમ કૅનિંગ માનતો હતો. ઇંગ્લંડે આ તમામ બડખોર સંસ્થાનોને સ્વતંત્ર રાજ્યો તરીકે સ્વીકાર્યાં. ફ્રાંસને દરમ્યાન થવાનો અવકાશ જ કૅનિંગે આવવો દીધો નહિ. આ વખતે અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોના પ્રમુખ મૉનરો–Monroe–એ જાહેર કર્યું કે અમેરિકાની રાજ્યકીય પરિસ્થિતિમાં કોઈ પણ યૂરોપીય રાજ્યે દરમ્યાન થવું નહિ, ઇ. સ. ૧૮૨૩. ઇ. સ. ૧૮૦૭માં પોર્ચુગલનો રાજા છઠ્ઠો જૉન બ્રાઝિલ નાસી ગયો હતો તે ઇ. સ. ૧૮૨૦માં સ્વદેશ પાછો આવ્યો. બ્રાઝિલમાં તેનો પુત્ર પેડ્રો રાજા તરીકે જાહેર થયો ને તે દેશ સ્વતંત્ર થયો. પોર્ચુગલમાં જૉનના બીજા પુત્રની આગેવાની નીચે કેટલાએક લોકોએ બંડ કર્યું ને ફ્રાંસની મદદ માંગી. કૅનિંગે ફ્રાંસની દરમ્યાનગીરીને એકદમ અટકાવી દીધી. જૉનની સત્તા ફરી સ્થાપિત થઈ; બંડખોરો દબાઈ ગયા; બ્રાઝિલની સ્વતંત્રતા પણ પોર્ચુગલે માન્ય કરી. ઇ. સ. ૧૮૨૬ના માર્ચમાં પોર્ચુગીઝ રાજા જૉન મરી ગયો એટલે બ્રાઝિલના રાજા પિટર–જૉનના પુત્ર–વચ્ચે, ને જૉનના વારસ ને બીજા મિગ્યુએલ વચ્ચે તકરાર થઈ. મિગ્યુઅલે સ્પેઇનની મદદ માંગી. કૅનિંગે એકદમ લિસ્બન લશ્કર મોકલ્યું; સ્પેઇને દરમ્યાન થવાનો ઇરાદો જતો કર્યો; ને પોર્ચુગલમાં પ્રજાકીય પક્ષની ફત્તેહ થઈ.

ગ્રીકોએ તુર્કી સામે બંડ કર્યું હતું. તુર્કીના સુલતાને ઇજિપ્તના સુબા મહમ્મદ અલીના પુત્ર ઇબ્રાહીમ પાશાને મદદે બોલાવ્યો. ઇબ્રાહીમે ગ્રીકોને હરાવ્યા, ઇ. સ. ૧૮૨૪–૨૬. ગ્રીક બંડથી અંગ્રેજોના વેપારને ધોકો

પહોંચ્યો હતો. વળી રશિઆમાં ને ઇંગ્લંડમાં બાયરન કવિએ આ બાબતમાં ખાસ ભાગ લીધો. ગ્રીક બંડ પ્રજાને ને સરકારને ઘણું અનુમત હતું. પણ ઝારને ગ્રીસ ઉપર પોતાનો કબજો રાખવો હતો. આ રાજ્યનીતિ ગ્રીકોને, સુલતાનને, ને કૅનિંગને જરા પણ રુચતી નહોતી. પરિણામે બધા પક્ષો વચ્ચે કેટલીએક વાટાઘાટો પછી ઇ. સ. ૧૮૨૬ના જાન્યુઆરિ માસમાં સેઇન્ટપિટર્સ્બર્ગ મુકામે એક કરાર કરવામાં આવ્યો ને તેમાં સુલતાનના નામના અમલ નીચે ગ્રીસની સ્વતંત્રતા સ્વીકારવામાં આવી. પણ સુલતાને આ કરાર મંજૂર રાખ્યો નહિ. કૅનિંગે હવે લંડનના કરારથી ફ્રાંસને પણ પોતાના પક્ષમાં લીધું, ઇ. સ. ૧૮૨૭, જુલાઈ. સુલતાનના નૌકાસૈન્યને મિત્રરાજ્યોના નૌકાસૈન્યે નેવેરિનો–Navarino–પાસે હરાવ્યું, ઇ. સ. ૧૮૨૭, ઑક્ટોબર. પણ ઑગસ્ટમાં કૅનિંગ મરી ગયો; વેલિંગટનના હાથમાં રાજ્યનું સુકાન આવ્યું; તેણે કૅનિંગના ધોરણનો ત્યાગ કર્યો. ઝાર નિકોલસે તુર્કો સામે લડાઈ જાહેર કરી. સુલતાનનું લશ્કર હારી ગયું. પરિણામે રશિઆને કાળાસમુદ્રમાં ને તુર્કોના કેટલાક યૂરોપીય પ્રદેશોમાં સારા લાભો મળ્યા અને ગ્રીસ સ્વતંત્ર થયું.

**પરદેશખાતામાં નવા ધોરણનો સ્વીકાર**—કૅનિંગનું ધોરણ ઇંગ્લંડના પરરાજ્યો સાથેના વ્યવહારના ઇતિહાસમાં ક્રાંતિકારક* ગણાય છે. (૧) કૅનિંગે યૂરોપનાં રાજ્યોના રાષ્ટ્રીય પક્ષોને દબાવવાના ધોરણ સામે ઇંગ્લંડની પ્રજાને કેળવી. (૨) પરિષદો મારફત યૂરોપની પરિસ્થિતિનો વિચાર કરવાની પ્રથાને પણ તેણે તોડી નાખી. (૩) તેણે ફ્રાંસને અમેરિકામાં અને સ્પેઇનમાં દરમ્યાન થતું અટકાવ્યું.† (૪) કૅનિંગ તુર્કોની

---

*The man Canning was a revolution in himself–મેટર્નિક.

†If France occupied Spain, was it necessary in order to avoid the consequences of that occupation, that we should blockade Cadiz? No, I looked another way–I sought materials of compensation in another hemisphere. Contemplating Spain, such as our ancestors had known her, I resolved that if France had Spain, it should not be Spain with the Indies. *I called the new world into existence to redress the balance of the old.* કૅનિંગના ભાષણમાંથી.

યૂરોપીય વર્ગ સામે થયો, પણ તે જ સાથે રશિઆનું બળ વધે એ તે ઇચ્છતો નહોતો. આ બધા મુદ્દાઓ ભવિષ્યમાં પામરૂસ્ટને, ડિઝ્રાઇલિએ અને ગ્લૅડસ્ટને પોતાની રાજ્યનીતિમાં સ્વીકાર્યા. (૫) પરદેશખાતાનો વ્યવહાર કૅનિંગ પ્રજા સમક્ષ બેધડક મૂકતો. અત્યાર સુધી આ વિષયમાં પ્રજા કાંઈ પણ જાણી શકતી નહિ.

**વેલ્લિંગ્ટનનો કારભાર, ઇ. સ. ૧૮૨૮–૩૦.**—કૅનિંગના મરણ પછી ગૉડરિચે–Goderich–થોડા વખત સુધી મુખ્યપ્રધાનપણું કર્યું પણ તેના સહકારીઓમાં મતભેદ થતાં તેણે રાજીનામું આપ્યું અને વેલ્લિંગટન કારભારી થયો, ઇ. સ. ૧૮૨૮, જાન્યુઆરિ. વેલ્લિંગ્ટન પ્રામાણિક, બાહોશ, અને પ્રજાપ્રિય હતો; પણ જુદા જુદા પક્ષોને મનાવવામાં તે તદ્દન અશક્ત હતો. પોતાના સહકારીઓના વિચારો ઉપર ધ્યાન આપવાનું તેને ગમતું નહિ. તેથી તેનો કારભાર ઘણો નિષ્ફળ નીવડયો. ગ્રીક કિસ્સાને તેણે કેવો બગાડી નાંખ્યો તે આપણે ઉપર જોઈ ગયા છીએ. પોર્ચુગલમાં પણ તેણે કૅનિંગના ધોરણનો ત્યાગ કર્યો. રાજાની વતી રાજ્યનો કારભાર કરવો, રાજ્ય તરફ પોતાનું કર્તવ્ય બજાવવું, એ સિવાય બીજી કોઈ પણ મહત્ત્વાકાંક્ષા તેને નહોતી. દેશમાં સુલેહનો જરા પણ ભંગ થાય તો તેને તાબડતોબ દાબી દેવો જોઈએ એમ એક ખરા સેનાપતિની માફક તે માનતો હતો. વેલ્લિંગ્ટને રસ્સેલના મુત્સદ્દા ઉપર ઇ. સ. ૧૮૨૮માં ટેસ્ટ અને કૉર્પોરેશન ઍક્ટો રદ કર્યા. તે જ પ્રમાણે તેણે આયર્લૅંડમાં કૅથૉલિકો સામેના કાયદાઓ પણ રદ કર્યા. આ બાબતનો ઇતિહાસ નીચે વધારે વીગતવાર આપ્યો છે.

**આયર્લૅંડ અને કૅથૉલિકોને અપાએલી છૂટ**—આયર્લૅંડના કૅથૉલિકોને રાજ્યતંત્રમાં જરા પણ પ્રવેશ મળી શકતો નહોતો. કૅથૉલિક સવાલ ઉપર પિટ્ટે ઇ. સ. ૧૮૦૧માં રાજીનામું આપ્યું ત્યારથી જુદા જુદા મુત્સદ્દીઓ તે બાબત પાર્લમેંટમાં જુદી જુદી વેળાએ મુત્સદ્દાઓ, ઠરાવો, વગેરે લાવતા પણ ઘણા ખરા સભ્યો એ સવાલથી વિરુદ્ધ હતા એટલે એમના પ્રયત્નો સફળ થતા નહિ. દરમ્યાન આયર્લૅંડમાં સુલેહનો ભંગ થશે એવી ધાસ્તી તો અંગ્રેજ મંત્રિમંડળને કાયમ રહેતી હતી અને તેથી તે

દેશનો કારભાર હમેશાં કડક રાખવામાં આવતો. કૅથૉલિક લોકોની ફરિયાદો ઉપર વિશેષ ધ્યાન અપાય એ મુદ્દા ઉપર કેટલાએક આઇરિશોએ ઇ. સ. ૧૮૧૦માં ને ઇ. સ. ૧૮૧૪માં એક કૅથૉલિક કમિટિ–કન્વેન્શન–નામનું મંડળ ઉભું કર્યું. પણ આઇરિશ સરકારે તે મંડળોને દાબી દીધાં. ઇ. સ. ૧૮૨૩માં ઓકૉનેલ–O'Connell–નામના કૅથૉલિક આગેવાને "કૅથૉલિક એસોશિએશન" ઉભી કરી. એ મંડળ બધા કૅથૉલિકો પાસેથી કર ઉઘરાવતું. દેશનું રાજ્યતંત્ર પણ તેના સભ્યો સંભાળે એ પ્રકારની તેની યોજના ઘડાવા લાગી. પાર્લમેંટના સભાસદો હમેશાં આ મંડળની આજ્ઞા પ્રમાણે જ ચુંટાતા. ઇ. સ. ૧૮૨૮ના જુલાઇમાં કલૅર કાઉન્ટિ–Clare County–માં ફરી ચુંટણી થઈ. કલૅરનો હાઉસ ઑફ કૉમન્સનો પ્રોટેસ્ટંટ સભ્ય ફિટ્ઝરલ્ડ હારી ગયો. ઓકૉનેલ્લ ચુંટાયો; પણ તે કૅથૉલિક હોવાથી હાઉસ ઑફ કૉમન્સમાં તે કાયદેસર બેસી શકે એમ નહોતું. મંત્રિમંડળની સ્થિતિ ઘણી કફોડી થઈ. કૅથૉલિકો સામેના કાયદાઓ અથવા તો ઓકૉનેલ્લની ચુંટણી, એમાંથી એકને રદ કર્યા સિવાય બીજો ઉપાય નહોતો. મંત્રિમંડળમાં પીલ પહેલાં તો કૅથૉલિક પક્ષનો વિરોધી હતો પણ જ્યારે તેને દેશમાં સુલેહનો ભંગ થશે એમ લાગ્યું ત્યારે તે પણ સુધારકોના પક્ષમાં ભળ્યો, ને કૅથૉલિક પ્રશ્ન ઉપર જ ફરી હાઉસ ઑફ કૉમન્સમાં આવ્યો. એક વફાદાર ને બાહોશ સેનાપતિની માફક વેલ્લિંગ્ટન પણ હવે એ જ મત ઉપર આવ્યો. રાજા પણ માંડમાંડ મનાઈ ગયો, કારણ કે જ્યારે મંત્રીઓએ રાજીનામું આપ્યું ત્યારે બીજા માણસોએ તેમની જવાબદારી લેવા ના પાડી. ઇ. સ. ૧૮૨૯ના માર્ચ માસમાં રાજ્યકારભારમાં દાખલ થવા માટે કૅથૉલિકો ઉપર જે જે અંકુશો હતા તે લગભગ બધા દૂર કરવામાં આવ્યા. માત્ર રાજા અથવા તો રાજાનો પ્રતિનિધિ,–Regent, ઇંગ્લંડ ને આયર્લંડનો લૉર્ડ ચૅન્સેલ્લર, ને આયર્લંડનો લૉર્ડ લેફ્ટનન્ટ, એટલા હોદ્દાઓ કોઈ કૅથૉલિક ભોગવી શકે નહિ, એટલો અપવાદ મૂકવામાં આવ્યો. કૅથૉલિક એસોશિએશનને ગેરકાયદેસર કરવામાં આવી.

વેલ્લિંગ્ટને આઇરિશોને આટલી છૂટો આપી પણ તે જ સાથે તેણે તેમનો મતાધિકાર છીનવી લીધો; તેથી આયર્લંડના લોકો આ છૂટનો

કાયદાથી બીલકુલ ખુશ થયા નહિ. કૅથૉલિકો રાજ્યવહિવટમાં દાખલ થઈ શક્યા; પણ આઇરિશ પ્રજાનો મોટો ભાગ બ્રિટિશ ટાપુઓના જાહેર જીવનથી વિમુખ થઈ ગયો. પરિણામે ઓકૉનેલ્લે ને તેના સહકારીઓએ હવે અંગ્રેજ સામ્રાજ્યના એક પરિપૂર્ણ સંસ્થાન તરીકે, પણ નહિતર, રાજ્યકારભારમાં ને કાયદા કરવાની સત્તામાં આયર્લંડ સ્વતંત્ર થાય, એવી હીલચાલ ઉપાડી લીધી. ઓગણીસમી સદીમાં આઇરિશ પ્રશ્ને અનેક અંગ્રેજ મુત્સદ્દીઓને સુખે સૂવા દીધા નહિ.

**જ્યૉર્જનું મરણ**—ઇ. સ. ૧૮૩૦ના જુનની આખરમાં રાજા જ્યૉર્જ મરી ગયો. તેનો ભાઈ ડયૂક ઑવ્ કલૅરન્સ ચોથા વિલિઅમનું નામ ધારણ કરી હવે ગાદીએ આવ્યો.

## પ્રકરણ ૨૮મું

## ચોથો વિલિઅમ, ઇ. સ. ૧૮૩૦–૩૭; લિબરલ પક્ષનો વિજય.

**રાજા ચોથો વિલિઅમ**—નવા રાજાને નૌકાખાતાનો સારો અનુભવ હતો પણ રાજ્યના કારભારમાં તેણે કદિ ધ્યાન આપ્યું નહોતું; વળી બુદ્ધિમાં અને સંસ્કારોમાં તે ચોથા જ્યૉર્જ કરતાં ઘણો ઉતરતો હતો. તેના વિચારો વ્હિગ હતા. તેના બાપ ત્રીજા જ્યૉર્જના જેવો તે સ્વચ્છંદી કે હઠીલો નહોતો; પણ તે ભલો, ઉદાર, સહૃદય, સાદો, વફાદાર, અદલ ઇનસાફી, કર્તવ્યનિષ્ઠ, દયાળુ, અને નિઃસ્વાર્થી હતો. આવા સદ્‌ગુણોને લઈને તે લોકપ્રિય થઈ શક્યો. તેણે પોતાના અમલમાં પ્રજા સામે કે પ્રધાનો સામે કદિ ખટપટ કરી નહિ.



વિલિઅમ ૪થો

**જુની ટોરિ સત્તાનો અંત**—વિલિઅમ ગાદીએ આવ્યો ત્યારે જુના ટોરિ પક્ષની સત્તાના દિવસો ભરાઇ

ચૂક્યા હતા. ટોરિઓમાં બે પક્ષાંતરો હતાં. (૧) એલ્ડન અને એલેન્બરો જેવા ટોરિઓ કોઈ પણ સુધારાની વિરુદ્ધ હતા. (૨) કૅનિંગના અનુયાયીઓ કૅથૉલિકો અને ડિસ્સેંટરો સામેના કાયદાઓને રદ્દ કરવા ઇચ્છતા હતા પણ તેઓ પાર્લમેંટના બંધારણમાં સુધારો કરવા ઇચ્છતા નહોતા. આ વખતે ટોરિ પક્ષમાં ખરી આગેવાની નહોતી; નહિતર બંનેને એક કરી ટોરિ સત્તાને પુનર્જીવન મળી શકત. ખરી રીતે, જુના ટોરિ પક્ષનું આયુષ્ય હવે પૂરૂં થઈ ગયું હતું. તે પક્ષના વિચારોમાં નવા સિદ્ધાંતોનું બળ રેડવાની જરૂર હતી. તે બળ સામાન્ય પુરુષો આપી શકે જ નહિ. ચાળીસ વર્ષ પછી ડિઝ્રાઇલિએ આ નવું બળ સિંચ્યું ત્યાં સૂધી તેઓ સત્તાથી વિમુખ રહ્યા.

**વેલિંગ્ટનનું રાજીનામું**—રોમન કૅથૉલિકો અને ડિસ્સેંટરોના ઝઘડાથી વેલિંગ્ટનનો કારભાર ઘણો અણમાનીતો થઈ ગયો હતો. ફ્રાંસમાં દશમો ચાર્લ્સ પદભ્રષ્ટ થયો અને લૂઈ ફિલિપિ Louis Phillippe-ની આગેવાની નીચે નિયંત્રિત રાજસત્તાની સ્થાપના થઈ. બેલ્જિઅમમાં પણ આ વખતે સ્વતંત્રતા માટે ચળવળો થતી હતી. મંત્રિમંડળે આ ચળવળોને અને ઇંગ્લંડના સુધારકોની પ્રવૃત્તિઓને [illegible] એટલું જ નહિ પણ વેલિંગ્ટન તો એટલે સૂધી બોલી ગયો કે [illegible] મેંટનું બંધારણ બીજી બધી ધારાસભાઓનાં બંધારણોમાં ઉત્તમ છે અને ત્યાં સૂધી પોતે કારભારી હશે ત્યાં સૂધી પાર્લમેંટના સુધારાનો સવાલ કદિ પણ તે હાથમાં લેશે નહિ. દેશમાં હવે લોકો સુધારાને નામે તોફાને ચઢ્યા—તેઓએ વેલિંગ્ટનની ગાડીના કાચ ફોડી નાંખ્યા. છેવટે ઇ. સ. ૧૮૩૦ના નવેમ્બર માસમાં સેનાપતિએ કારભારૂં છોડી દીધું.† તે જ સાથે ટોરિઓની સત્તાનો અંત આવ્યો અને ઘણાં વર્ષો સૂધી સત્તાથી ભ્રષ્ટ રહેલા વ્હિગ મુત્સદ્દીઓનો કારભાર શરૂ થયો.

**અર્લ ગ્રે–Earl Grey–અને ઇ. સ. ૧૮૩૨નો સુધારો, ઇ. સ. ૧૮૩૦–૩૨. વ્હિગ મંત્રમંડળ**—વેલિંગ્ટને રાજીનામું આપ્યું એટલે વિલિઅમે વૃદ્ધ, અનુભવી, બાહોશ, પ્રામાણિક, અને ચુસ્ત વ્હિગ

---

† વેલિંગ્ટનના ગુણદોષ એક સુંદર વાક્યમાં બતાવવામાં આવ્યા છે:—The Duke had an intellectual contempt for social equals and a social contempt for intellectual equals.

આગેવાન અર્લ ગ્રેને નવું મંત્રિમંડળ ઉભું કરવા હુકમ આપ્યો. ગ્રેના મંત્રિમંડળના સભ્યો લગભગ વ્હિગો હતા. તેમણે ઍડમ સ્મિથના અર્થશાસ્ત્ર પ્રમાણે વેપારને વિશેષ છૂટી આપી અને રાજ્યના ખર્ચમાં તથા કરોમાં ઘટાડો કર્યો; પણ તેમનો મુખ્ય વખત પાર્લમેંટના બંધારણમાં સુધારો કરવામાં ગયો.

**ઇ. સ. ૧૮૩૨નું બિલ; કારણો**—ઈંગ્લંડની પાર્લમેંટ સત્તરમા સૈકાનાં કાનુનો મુજબ ચુંટાતી. તેના બંધારણમાં સુધારો કરવાની પ્રવૃત્તિ તો માત્ર ઇ. સ. ૧૭૬૦થી શરૂ થઈ હતી. ફ્રાંસની ઉથલપાથલથી, નેપોલિઅન સામેના મહાવિગ્રહથી, ઔદ્યોગિક ક્રાંતિથી અને મહાવિગ્રહનાં આર્થિક પરિણામોથી તે પ્રવૃત્તને પાર્લમેંટ બહાર ઘણું સારૂં પોષણ મળ્યું હતું પણ પાર્લમેંટમાં એક પછી એક સુધારાની તમામ દરખાસ્તો ટોરિઓના વિરોધથી ઉડી જતી. કેટલાંએક ભાંગી ગએલાં શહેરોને–જેવાંકે–Old Sarum, Gatton–Rotten boroughs–ને પ્રતિનિધિઓ મોકલવાના અધિકારો હતા અને ઘણા કિસ્સાઓમાં તો એવી જગ્યાઓ માત્ર નામની જ હતી. એકાદ બે માણસો હાઉસ ઑફ્ કૉમન્સમાં બબ્બે પ્રતિનિધિઓ મોકલી શકતા, ત્યારે મૅન્ચેસ્ટર, લીડ્ઝ, બર્મિંગહામ, જેવાં હજારોની વસતિવાળાં શહેરોને પ્રતિનિધિ મોકલવાનો જરા પણ હક્ક નહોતો. દેશમાં વસતિ ને આઝાદી વધી હતી. પરગણાંઓ–Counties–માં મતાધિકાર એકસરખો હતો; પણ શહેરોમાં તે એકસરખો નહોતો. જમીનના માલેકો પોતાની વતી હાઉસ ઑફ્ કૉમન્સમાં સભ્યો મોકલતા.* કેટલીક જગ્યાના વતનીઓ તો જેઓ વધારે પૈસા આપે તેમને હાઉસ ઑફ્ કૉમન્સમાં પોતાના તરફથી મોકલતા. મત આપનારાઓની સંખ્યા–૧૫,૦૦૦ જેટલી–પણ ઘણી ઓછી હતી. ચુંટણીનાં ખર્ચો ઘણાં વધી ગયાં હતાં. એવા પ્રસંગોએ ખુલ્લે છોગે લાંચરૂશવતો લેવાતી દેવાતી. આ ગંભીર ન્યૂનતાઓને હવે એકદમ દૂર કરવાની જરૂર હતી. દેશમાં સુધારાને નામે હરહમેશ તોફાનો થતાં. યૂરોપના કેટલા-

* "The country belongs to the Duke of Rutland, Lord Lonsdale, the Duke of Newcastle and about twenty other holders of boroughs. They are our masters." Sydney Smith in 1821.

એક દેશોમાં પ્રજાઓને મતાધિકારો આપવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૮૩૦માં ફ્રાંસમાં પણ મધ્યમ વર્ગના લોકોના આગેવાનોએ જવાબદાર રાજ્યતંત્ર સ્થાપ્યું હતું. બેલ્જિઅમ હૉલ્લંડથી સ્વતંત્ર થવાની હીલચાલો કરી રહ્યું હતું. જો ઇંગ્લંડને વધારે આઝાદ અને સંતુષ્ટ કરવું હોય તો હાઉસ ઑફ કૉમન્સના બંધારણમાં સુધારો કર્યા સિવાય છૂટકો જ નહોતો. સુધારકોમાં બે જાતના પક્ષો હતા. (૧) પહેલો પક્ષ વ્હિગ લોકોનો હતો. તેઓ મધ્યમ વર્ગને મતનો અધિકાર આપવા માંગતા હતા; પણ તેથી આગળ જવા તેઓ ઇચ્છતા નહોતા. (૨) બીજો પક્ષ રૅડિકલ વર્ગનો હતો. આ લોકોનો મુખ્ય આગેવાન બ્રૂહૅમ Brougham–હતો. તેઓ એમ કહેતા કે દરેક પ્રજાજનને મતાધિકાર મળવો જોઈએ, ચુંટણી દર વર્ષે થવી જોઈએ, અને ચુંટણીનાં પરગણાંઓ એકસરખાં હોવાં જોઈએ. આ બીજો પક્ષ હજુ બહુ બળવાન્ નહોતો; તે પક્ષના અનુયાયીઓમાં લેખકો, ફિલસુફો, અર્થશાસ્ત્રીઓ, ને પરગણુઓ હતા અને વ્હિગ આગેવાનો તેમની મદદથી પોતાના વિરોધીઓને ને રાજાને સુધારાના પક્ષમાં લાવી શક્યા અથવા તેમને ના પાડતાં અટકાવી શક્યા. આ બાબત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

**અર્લ ગ્રે અને સુધારાનાં બિલ્લો, ઇ. સ. ૧૮૨૮–૩૨**— અર્લ ગ્રેએ સુધારા ઉપર ભલામણો કે સૂચનાઓ કરવા એક નાની સમિતિ નીમી. તેની સૂચનાઓમાં સ્હેજ સુધારો વધારો કરવામાં આવ્યો. પછી ઇ. સ. ૧૮૩૨ના માર્ચમાં રસ્સેલે હાઉસ ઑફ કૉમન્સમાં પહેલું બિલ્લ રજુ કર્યું પણ તેમાં મંત્રિમંડળ લગભગ હારી ગયું, તેથી પાર્લમેંટને રજા આપવામાં આવી. નવા હાઉસ ઑફ કૉમન્સમાં વ્હિગ લોકોની બહુમતિ થઈ. અર્લ ગ્રે ફરી મુખ્ય પ્રધાન થયો. બીજું બિલ્લ હાઉસ ઑફ કૉમન્સમાંથી પ્રસાર થયું, સપ્ટેંબર, ઇ. સ. ૧૮૩૧. પણ હાઉસ ઑફ લૉર્ડઝમાં તે ઉડી ગયું. રસ્સેલે હવે ત્રીજું બિલ્લ દાખલ કર્યું. હાઉસ ઑફ કૉમન્સમાં તે સહીસલામતીથી પ્રસાર થયું. પણ અમીરો પાછા સામા થયા. મંત્રિમંડળે રાજાને નવા અમીરો ઉમેરવાની સલાહ આપી. રાજાએ ના પાડી. મંત્રીઓએ રાજીનામું આપ્યું. વિલિઅમે હવે વેલિંગટન, વગેરે જુદા જુદા આગેવાનોને દાબી જોયા. પણ દેશમાં તો સુધારાને નામે તોફાનો ઉપર

તોફાનો થયાં કરતાં હતાં. કોઈ આગેવાને નવું મંત્રિમંડળ ઉભું કરવા હા પાડી નહિ અર્લ ગ્રે પાછો મુખ્ય મંત્રી થયો. જો અમીરો પાછા સામા થાય તો જરૂર પડતી સંખ્યામાં નવા અમીરો ઉમેરવા, એવું લિખિત વચન રાજા પાસેથી તેણે લીધું. જુન માસમાં સુધારાના બિલ ઉપર રાજાએ સહી આપી. લોકોને જે જોઈતું* હતું તે મળ્યું, જુન, ઇ. સ. ૧૮૩૨.

**ઇ. સ. ૧૮૩૨ના સુધારાનો મુત્સદ્દો—Reform Bill of 1832**—હવે આપણે આ સુધારાના મુખ્ય મુદ્દાઓ તપાસીએ. બે હજારથી ઓછી વસતિવાળા ૫૬ કસબાઓ Boroughs—ને એકદમ મતના અધિકારથી બાતલ કરવામાં આવ્યા. ચાર હજારથી ઓછી વસતિવાળા ૩૦ કસબાઓમાં દરેકને બેને બદલે એક જ મત રહેવા દેવામાં આવ્યો. આ કૃત્યથી કુલ ૧૪૩ જગ્યાઓ ખાલી પડી. આ કુલ ૧૪૩ જગ્યાઓ નવાં ૪૪ શહેરો, ૬૫ પરગણાંઓ, ૨૧ કસબાઓ, ૮ સ્કૉટ્લંડ ને ૫ આયર્લંડ વચ્ચે વ્હેંચી આપવામાં આવી. હાઉસ ઑફ્ કૉમન્સની કુલ સંખ્યા ૬૫૮ તો આગળ માફક કાયમ જ રાખવામાં આવી. કસબાઓમાં દસ પાઉંડનું વાર્ષિક ઘરભાડું આપવાવાળાઓને ને પરગણાંઓમાં ૪૦ પૌંડ આપવાવાળાઓને તથા કેટલાએક ભાડુતો વગેરેને પણ મત આપવાના અધિકારો મળ્યા. સ્કૉટ્લંડમાં ને આયર્લંડમાં પણ યોગ્ય સુધારાઓ થયા. કુલ લગભગ સાડાચાર લાખ મતદારો ઉમેરાયા.

**પરિણામો**—ઇ. સ. ૧૮૩૨ના સુધારાઓથી મધ્યમ વર્ગના દુકાનદારોને, કારીગરોને, ને ખેડુતોને રાજ્યકારભારમાં પ્રતિનિધિત્વ મળ્યું. જુના અમીરોની સત્તા એટલે અંશે ઓછી થઈ; પણ ખેડુતોએ અમીરોના ફરમાન મુજબ જ મતના અધિકારનો ઉપયોગ કર્યો એટલે અમીરોની સત્તા એકદમ ઝાઝી ઓછી થઈ નહિ. મજૂરોને આ અધિકાર આપવામાં આવ્યો નહિ તેથી તેઓનો અસંતોષ દૂર થયો નહિ. કેટલાએક લેખકો ને રૅડિકલ પક્ષના માણસો, માનવ જાતને મતનો અધિકાર જન્મસિદ્ધ છે એ મુદ્દા ઉપર, વધારે ઉદાર સુધારાઓ માંગતા હતા તેઓ પણ ૧૮૩૨ના સુધારાથી નિરાશ થયા. આ લોકોએ હવે વિશેષ સુધારાઓ માટેની પ્રવૃત્તિઓ ઉપાડી

---

*The bill, the whole bill and nothing but the bill.

લીધી. ઇ. સ. ૧૮૩૨ના સુધારાથી મધ્યમ વર્ગના આગેવાનો તુરતમાં મુખ્ય પદ ઉપર આવી શક્યા નહિ ને ઇ. સ. ૧૮૬૭ સુધી તો રાજ્યકારભાર અમીરાતના હાથમાં જ રહ્યો. પણ તે વખત પછી રાજ્યકારભારની ને પાર્લમેંટની આગેવાની મધ્યમ વર્ગના લોકોના શિર ઉપર આવી. હાઉસ ઑફ લૉર્ડ્ઝની વગ ઓછી થઈ. પ્રજાકીય શાસન–Democracyનો યુગ હવે શરૂ થયો. જુના વ્હિગ પક્ષનું ને જુના ટોરિ પક્ષનું હવે રૂપાંતર થઈ ગયું. વ્હિગ પક્ષ "લિબરલ" પક્ષ કહેવાયો; ટોરિ પક્ષ કૉન્ઝર્વેટિવ પક્ષ કહેવાયો. આ રૂપાંતરો વિષે વિશેષ આપણે આગળ ઉપર જોઇશું.

**"લિબરલ" પાર્લમેંટ. (૧) અર્લ ગ્રે, ઇ. સ. ૧૮૩૩–૩૪**—હાઉસ ઑફ કૉમન્સના બંધારણમાં સુધારો થયો એટલે તુરત જ જુની પાર્લમેંટ બરખાસ્ત થઈ; નવી ચુંટણીમાં "લિબરલો"ની બહુમતિ થઈ ને તેમણે પોતાનાં વચનો અનુસાર દેશના કારભારમાં અગત્યના [illegible] આયર્લંડમાં રોમન કૅથૉલિક ખેડુતો પ્રોટેસ્ટંટ જમીનદારોને વાર્ષોટી [illegible] નહોતા અને જુદાં જુદાં મંડળો સ્થાપી સરકારને ને વફાદાર લોકોને અસહ્ય કનેડગત કરતા હતા. તેથી અર્લ ગ્રેએ ઘણા કડક કાયદાઓ કરી તેમને દાબી દીધા. લિબરલ પ્રધાનોએ અંગ્રેજ સંસ્થાનોમાં ગુલામીનો ધંધો બંધ કરાવ્યો, ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને નવો ચાર્ટર–પટ્ટો કરી આપી હિંદનો વેપાર પણ ખુલ્લો કર્યો ને હિંદને નવું રાજ્યતંત્ર આપ્યું, ઇંગ્લંડની બેંકની વ્યવસ્થામાં સુધારો કર્યો, પ્રાથમિક કેળવણીને માટે પહેલવહેલી જ સરકારી મદદ આપી, કારખાનાંઓમાં કામ કરતાં છોકરાંઓને માટે કામ કરવાના કલાકોમાં ઘટાડો કર્યો, ને આખા સામ્રાજ્યની અદાલતો ઉપર અપીલ સાંભળવા માટે પ્રિવિ કાઉંસિલની એક સમિતિને અદાલતમાં ફેરવી નાંખી. પણ આઇરિશ ચર્ચના ઉત્પન્નના સવાલ ઉપર મંત્રિમંડળમાં મતભેદ થતાં અર્લ ગ્રેએ રાજીનામું આપ્યું, જુલાઈ ઇ. સ. ૧૮૩૪.

**( ૨ ) અર્લ મેલ્બૉર્ન**—અર્લ ગ્રે પછી લૉર્ડ મેલબૉર્ન–વિલિઅમ લૅમ્બ–મુખ્ય પ્રધાન થયો. તેણે ગ્રેના સહકારીઓએ હાથમાં લીધેલો ગરીબોને રાહત આપવાની પદ્ધતિના સુધારાનો કાયદો–Poor Law-પસાર કરાવ્યો. એ કાયદાથી અશક્ત પણ ગરીબ માણસો મધ્યમ વર્ગનાં શક્ત ને કમાતાં માણસો ઉપર

બોજારૂપ થતાં બંધ થયાં ને તેમને સ્થાનિક સંસ્થાઓથી યોગ્ય મદદ મળવી જોઈએ એમ નક્કી થયું. દરમ્યાન રાજાને મંત્રિઓની રાજ્યનીતિનાં કેટલાંક કૃત્યો માફક ન આવવાથી અને મેલ્બૉર્ન–Melbourne–ને પોતાના સહકારીઓના સહકાર્ય વિના કારભાર કરવો મુશ્કેલ લાગતાં તેણે રાજીનામું આપ્યું, નવેંબર, ઇ. સ. ૧૮૩૪. પીલ હવે મુખ્ય મંત્રી થયો.

**(૩) રૉબર્ટ પીલ—કૉન્ઝરવેઇટિવ પક્ષના સિદ્ધાંતો, ઇ. સ. ૧૮૩૫**—મેલ્બૉર્ને રાજીનામું આપ્યું ત્યારે પીલ સિવાય બીજો કોઇ મુત્સદ્દી મુખ્ય મંત્રીનું કામ કરવા તૈયાર જણાયો નહિ. હાઉસ ઑફ્ કૉમન્સ ને પ્રજા "લિબરલ" પક્ષનાં હતાં. પીલ પોતે કૉન્ઝરવેટિવ હતો. તેથી લિબરલ બહુમતિ સિવાય રાજ્યકારભાર હાથમાં લેવો એ તેને માટે સલામત નહોતું. આ કારણોથી પાર્લમેંટને રજા આપવામાં આવી. પીલે હવે નવા કૉન્ઝરવેઇટિવ પક્ષનો રદીઓ બહાર પાડયો.* તેમાં તેણે જણાવ્યું કે જુના ધોરણનો હું એકદમ નાશ કરવા માંગતો નથી તો નવા ધોરણને પણ હું તેની સાથે જ સ્વીકારૂં છું. રાજ્ય-તંત્રમાં યોગ્ય સુધારાઓ કરવા, રાજ્યતંત્રનો સડેલો ભાગ દૂર કરવો, ઇ. સ. ૧૮૩૨ના કાયદાનું પાર્લમેંટનું બંધારણ દેશમાં દરેક રાજ્યકીય પક્ષે સ્વીકારવું, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓએ પણ પ્રજામત પ્રમાણે કામ કરવું, ડિસ્સેં-ટરોને છૂટી આપવી, ખર્ચમાં ઘટાડો કરવો, કાયદાઓને સુધારવા, ચર્ચના ઉત્પન્નને રાષ્ટ્રીય હિતમાં ખેંચવું, પણ રૅડિકલ પક્ષના વિચારો માન્ય ન કરવા, એ આ રદીઆનાં બીજાં મુખ્ય અંગો હતાં. ડિઝરાઇલિના વખત સુધી કૉન્ઝરવેઇટિવ પક્ષના રાજ્યકીય સિદ્ધાંતો આ રદીઆમાં આવી જાય છે.

પીલની પાર્લમેંટમાં કૉન્ઝરવેઇટિવો વધારે સંખ્યામાં હતા પણ "લિબરલો," "રૅડિકલો" અને આઇરિશોના એકત્ર બળ સામે તેઓ ટકી શકે એવી મોટી સંખ્યામાં નહોતા. ઓકૉનેલ પાર્લમેંટનો "રાજા" થઇ ગયો હતો–કારણકે આઇરિશ સભ્યોના અનુમોદન સિવાય કોઈ પણ અંગ્રેજ પ્રધાનમંડળ સત્તા ઉપર ઝાઝા વખત નભી શકે એ અશક્ય થઇ પડયું હતું. પીલનો પણ એ જ કડવો અનુભવ થયો. આયર્લંડના ચર્ચના

* તે Tamworth Manifesto કહેવાય છે.

ઉત્પન્નનો ઉપયોગ સમસ્ત પ્રજાની કેળવણી માટે થવો જોઈએ એ પ્રશ્ન ઉપર પીલનું મંત્રિમંડળ પાર્લમેંટમાં હારી ગયું તેથી ફરી મેલ્બૉર્ન "લિબરલ" મંત્રિમંડળ સાથે મુખ્ય કારભારી થયો. પણ પીલ* પ્રથમ પંક્તિનો મુત્સદ્દી છે એમ હવે બધાને ખાત્રી થઈ.

**(૪) લૉર્ડ મેલ્બૉર્નનું મંત્રિમંડળ, ઇ. સ. ૧૮૩૫-૩૭.**—મેલ્બૉર્ને ઇંગ્લંડની મ્યુનિસિપૅલિટિઓને વધારે પ્રજાકીય બનાવી અને તેમના વહિવટને સુધાર્યો, ઇ. સ. ૧૮૩૫, સપ્ટેંબર; ડિસ્સેંટરો ચર્ચને જે કર–Tithes–ભરતા હતા તે મેલ્બૉર્નને માફ કરવો હતો; તેને આયર્લંડની મ્યુનિસિપૅલિટિઓને પ્રજાકીય બનાવવી હતી; તેને તે દેશના ગરીબોને માટે ને ત્યાંના કૅથૉલિકો જે મ્હેસુલ પ્રોટેસ્ટંટ ચર્ચને ભરતા હતા તે સંબંધી પણ યોગ્ય કાયદાઓ કરવા હતા, અને મતદારો વધારવા હતા; પણ આ દરેક બાબતમાં અમીરો સામા થયા; ઉપરાંત, હાઉસ ઑફ કૉમન્સમાં "રૅડિકલો,"ને ઓકૉનેલ ને તેના મિત્રો મંત્રીઓના સામા થતા હતા. ઇ. સ. ૧૮૩૭ના જુનની ૨૦મી તારીખે રાજા વિલિઅમ મરી ગયો એટલે મેલ્બૉર્નના બીજા કારભારનો પણ અંત આવ્યો. વિલિઅમ પછી તેના ભાઈ ડ્યૂક ઑવ્ કેન્ટની કુંવરી વિક્ટોરિઆ ગાદીએ આવી.

**ઇંગ્લંડ ને યૂરોપ, ઇ. સ. ૧૮૩૦-૩૭. પામર્સ્ટન. Palmerston. લૉર્ડ પામર્સ્ટનનો પરદેશખાતાનો વહિવટ. વાઇકાઉંટ પામરસ્ટન**—ચોથા વિલિઅમના વખતના આંતર કારભારોની વીગત આપણે ઉપર જોઈ ગયા. આ વિભાગમાં આપણે હવે તેના વખતમાં યૂરોપ ને ઇંગ્લંડ વચ્ચેનો પરસ્પર સંબંધ કેવો હતો તે જોઈએ. વિલિઅમના અમલમાં પરદેશખાતાનો વહિવટ લૉર્ડ પામર્સ્ટનના હાથમાં હતો. હેનરિ જૉન ટેંપલ અથવા વાઇકાઉન્ટ પામર્સ્ટન ઇ. સ. ૧૭૮૪માં જન્મ્યો હતો. તે ઇ. સ. ૧૮૦૭માં પ્રતિનિધિ તરીકે પાર્લમેંટમાં

* ફ્રેંચ મુત્સદ્દી ને લેખક ગિઝો–Guizot–એ આ વખતે જણાવ્યું કે:—Peel has proved himself the most liberal of conservatives, the most conservative of librals, and the most capable man of all in both parties.

દાખલ થયો. તેણે નૌકાખાતાના બોર્ડના સભ્ય તરીકે (ઇ. સ. ૧૮૦૮માં), લડાઈખાતાના નાયબ મંત્રી તરીકે (ઇ. સ. ૧૮૦૯–૨૮), અને પરદેશ-ખાતાના મંત્રી તરીકે (ઇ. સ. ૧૮૩૧–૪૧) કામ કર્યું હતું. પામર્સ્ટન બાહોશ વક્તા હતો. ઇ. સ. ૧૮૬૫ સુધી તે ઇંગ્લંડના એક આગેવાન મુત્સદ્દી તરીકે રહ્યો. અહિંઆ તો આપણે તેણે ચોથા વિલિઅમના વખતમાં ઇંગ્લંડનું પરદેશખાતું કેવી રીતે સાચવ્યું તે જોઇશું.

**(૧) સ્વતંત્ર બેલ્જિઅમ, ઇ. સ. ૧૮૩૦–૩૩**—ઇ. સ. ૧૮૧૫ વી (એ)ના તહથી હોલ્લંડ અને બેલ્જિઅમને ઑરેંજના વંશજ નીચે મૂકવામાં આવ્યાં હતાં; પણ બેલ્જિઅન લોકોને સ્વતંત્રતા જોઇતી હતી, કારણકે તેઓ ધર્મ, વલણે અને સંસ્કારે ઉત્તરના લોકોથી તદ્દન જુદા જ હતા. વેપારઉદ્યોગમાં પણ બંને લોકો વચ્ચે હરીફાઈ ચાલતી હતી. ડચ લોકો બેલ્જિઅનો ઉપર જુલમ કરતા હતા. ઇ. સ. ૧૮૩૦ના ઑગસ્ટમાં બેલ્જિઅનોએ બળવો ઉઠાવ્યો. હોલ્લંડના રાજાએ મિત્રરાજ્યોની મદદ માંગી. ફ્રાંસમાં આ વખતે લૂઈ ફિલિપિને રાજા બનાવવામાં આવ્યો. પામર્સ્ટન આ વખત પરદેશખાતાનો મંત્રી હતો. તેને ફ્રાંસનો ડર લાગ્યો. ફ્રેંચો ને બેલ્જિઅમના રાષ્ટ્રીય પક્ષના આગેવાનો હમેશાં મૈત્રીથી રહેતા. એ કારણથી તેણે બેલ્જિઅમના રાષ્ટ્રીય આગે-વાનોનો પક્ષ લીધો. લંડન મુકામે યૂરોપનાં રાજ્યોએ બેલ્જિઅમની સ્વતંત્રતા સ્વીકારી. એક નાના જર્મન રાજ્ય–સૅક્સ કોબર્ગ–Saxe–Coiburg–નો રાજા લિઓપોલ્ડ યૂરોપની સંમતિથી આ નવા રાજ્યની ગાદીએ આવ્યો; ડચ ને ફ્રેંચ લસ્કરો તે દેશ ખાલી કરી ગયાં; ને યૂરોપમાં સુલેહ જળવાઈ રહી, ઇ. સ. ૧૮૩૦–૩૩.

**(૨) પોર્ચુગલ**—બ્રાઝિલનો રાજા ડૉન પેડ્રો Don Pedro– ઇ. સ. ૧૮૩૧માં ઇંગ્લંડ આવ્યો. પુત્રી મેરાઆને મદદ કરવા ને ભાઈ મિગ્યુએલ–Miguel–ને દાબી દેવા તેણે અંગ્રેજ સરકારની મદદ માંગી. પામર્સ્ટને તે મદદ આપી, એટલું જ નહિ, પણ ફ્રાંસને પણ તેણે પોતાના પક્ષમાં લીધું. પરિણામે, પેડ્રો પોર્ચુગલમાં દાખલ થયો, મિગ્યુઅલ હારી ગયો, મેરાઆ પોર્ચુગલની રાણી થઈ, અને દેશમાં અનિયંત્રિત રાજ્ય સત્તા–Absolutism–નો અંત આવ્યો, ઇ. સ. ૧૮૩૨–૩૩.

**(૩) સ્પેઇન**—ઇ. સ. ૧૮૩૩ના સપ્ટેંબરમાં સ્પેઇનનો રાજા સાતમો ફર્ડિનન્ડ મરી ગયો. તેથી ગાદી માટે તકરાર થઈ. પહેલો ઉમેદવાર મર્હુમ રાજાનો ભાઈ ડૉન કાર્લો–Don Carlo–હતો. બીજી ઉમેદવારી મર્હુમ રાજાની સગીર કુંવરી ઇસાબેલા–Isabella–ની હતી. ઇસાબેલાને તેની જુવાન મા ક્રિસ્ટિના–Christinaને "લિબરલ" પક્ષની મદદ હતી તેથી પામર્સ્ટને પણ તેમનો પક્ષ કર્યો. તેણે ઇ. સ. ૧૮૩૪ના એપ્રિલમાં ફ્રાંસ, ઇંગ્લંડ, પોર્ચુગલ અને સ્પેઇન વચ્ચે ચતુષ્પક્ષી કરાર કર્યો. પરિણામે કાર્લો સ્પેઇન છોડી ગયો, અને, મિગ્યુઅલ પોર્ચુગલ છોડી ગયો. ચતુષ્પક્ષી કરારથી ઑસ્ટ્રિઆ, રશિઆ ને પ્રશિઆની વગ પશ્ચિમ યૂરોપમાં ઘટી.

**(૪) [illegible] [illegible]શિઆ, ને પોલંડ**—આપણે વેલિંગ્ટનના કારભારમાં જે[illegible] તેણે કૅનિગના ધોરણનો ત્યાગ કરી રશિઆને તુર્કીમાં વધારે [illegible] જમા[illegible] દીધું હતું. ૧૮૩૧માં ઇજિપ્તના સુબા મહમ્મદઅલીએ પોતાના પુત્ર ઇબ્રાહીમ પાશા માટે સુલતાન પાસે મોરિઆના ટાપુઓના નુકસાનના બદલામાં સિરિઆની માંગણી કરી. સુલતાને ના પાડી એટલે ઇબ્રાહીમે સિરિઆ જીતી લીધું, અને તે ઠેઠ રાજધાની ઇસ્તંબુલ સુધી ચાલ્યો ગયો. તુર્કીએ હવે યૂરોપના રાજ્યોની મદદ માંગી. ફ્રાંસ ને ઇંગ્લંડ બેલ્જિઅન સવાલમાં રોકાયાં હતાં તેથી માત્ર રશિઆએ જ મદદ આપી. પણ ઝ[illegible]ને ઇસ્તંબુલ મુકામે જોરાવર જોઈને યૂરોપનાં રાજ્યો ચમક્યાં. તેઓ હવે [illegible]ચ્ચે આવ્યાં અને સુલતાન પાસેથી ઇબ્રાહીમ પાશાને સિરિઆ અપાવ્યું. સુલતાને એ સલાહ તો માની પણ તે જ સાથે ઇ. સ. ૧૮૩૩ના જુલાઈમાં તેણે ઝાર સાથે કરાર કર્યો ને રશિઆને ઘણા સારા લાભો આપ્યા. તુર્કી રશિઆનું લગભગ રક્ષિત રાજ્ય બની ગયું. પામર્સ્ટન ગભરાયો. તેણે ઘણા વાંધાઓ ઉઠાવ્યા; પણ તેમાં તે ફાવી શક્યો નહિ. રશિઆની રાજ્યનીતિ બાબત હવેથી તેના મનમાં ચોક્કસ શક પેસી ગયો. આનું પરિણામ આપણે આગળ ઉપર જોઈશું.

ઇ. સ. ૧૮૩૦માં પોલંડ રશિઆ સામે થયું ને તેણે પોતાની સ્વતંત્રતા જાહેર કરી. ફ્રાંસની સરકારે જાહેર કર્યું કે જો ઇંગ્લંડ

દરમ્યાન થાય તો પોતે પોલ લોકોને ખુશીથી મદદ કરશે. પણ પામરસ્ટને ના પાડી. હવે રશિઆના ઝારે પોલંડના બળવાને દાબી દીધો ને તે દેશને જે કાંઇક પ્રજાકીય રાજ્યતંત્ર આપ્યું હતું તે પાછું ખેંચી લીધું; પામરસ્ટને આ કૃત્ય સામે વાંધો લીધો; પણ ઝાર તે વાંધા તરફ તદ્દન બેદરકાર રહ્યો. ઝારે આ વખતે ઑસ્ટ્રિઆ ને પ્રશિઆ સાથેના આગલા કરારો તાજા કર્યા. ઈંગ્લંડે પશ્ચિમ યૂરોપમાં ફ્રાંસની જોહુકુમી રાજ્યનીતિ સામે આવી રીતે બીજી ને એકદમ વિરુદ્ધ રાજ્યનીતિ ઉભી કરી.

પામરસ્ટનની રાજ્યનીતિનાં સૂત્રો નીચે પ્રમાણે કહી શકાય: (૧) યૂરોપમાં રાષ્ટ્રીય પ્રવૃત્તિઓને ઉત્તેજન આપવું; (૨) બેલ્જિઅમ, હોલ્લંડ અને સ્પેઇનમાં ફ્રાંસની સત્તા વધે નહિ એ જોવું; (૩) રશિઆને તુર્કી તરફ વધવા દેવું નહિ; (૪) Holy Alliance–હોલિ અલાયન્સનાં રાજ્યોને યૂરોપમાં દરમ્યાન થવાં દેવાં નહિ. (૫) ઈંગ્લંડે યૂરોપિઅન રાજ્યમંડળ–Concert of Powers–માંથી ખસી જવું.

**હિંદુસ્તાન, ઇ. સ. ૧૮૧૫–૩૯**—આ વખત દરમ્યાન હેસ્ટિંગ્સે [illegible]ઓ પાસેથી ગઢવાડ, કુમાઉન, વગેરે પ્રાંતો મેળવ્યા, ઇ. સ. ૧૮૧૬; [illegible] મરાઠાઓને હરાવી મહારાષ્ટ્ર તથા મધ્ય હિંદમાં કેટલાક મુલકો મેળવ્યા. તેણે રજપુત રાજ્યોને રક્ષિત રાજ્યો બનાવ્યાં ને પિંઢારાઓનો નાશ કર્યો, ઇ. સ. ૧૮૧૭–૧૮. ઍમ્હર્સ્ટે બ્રહ્મી રાજા પાસેથી આસામ, આરાકાન ને તિનાસરિમના પ્રાંતો લીધા, ઇ. સ. ૧૮૨૬. લૉર્ડ વિલિઅમ બેન્ટિકે રણજિતસિંહ–સિખ મહારાજા–સિંધના અમીરો, ને ભાવલપુરના નવાબ સાથે રશિઆ સામે મિત્રતા કરી અને કુર્ગ, તથા કાચાર વગેરે કેટલાંક નાનાં રાજ્યોને કંપનિના મુલકમાં ભેળવી દીધાં. પંજાબ સિવાય આખો હિંદુસ્તાન હવે અંગ્રેજોના કબજામાં આવી ગયો ને ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની તે બધા પ્રદેશોમાં સાર્વભૌમ સત્તા થઈ. એ જ વખતે દેશના તમામ ભાગોમાં બ્રિટિશ સૂત્રો ઉપર રાજ્યવ્યવસ્થાની ઘટના કરવામાં આવતી હતી. આ ફેરફારોનું સવિસ્તર વર્ણન અહિં આપવાની જરૂર નથી.*

*વીગતવાર ઇતિહાસ માટે આ જ લેખકનો "હિંદનો શાળોપયોગી ઇતિહાસ" જોવો.

# ખંડ પાંચમો. વિક્ટોરિઆનો યુગ.

## પ્રકરણ ૨૯મું

## મહારાણી વિક્ટોરિઆ, (૧). જુના અમીરોનો કારભાર, મેલબૉર્ન; પીલ, રસ્સેલ, પામર્સ્ટન, ઇ. સ. ૧૮૩૭–૫૨.

**મહારાણી વિક્ટોરિઆ**—મહારાણી વિક્ટોરિઆ ત્રીજા જ્યૉર્જના ચોથા પુત્ર એડ્વર્ડ ઑગસ્ટસ અથવા ડ્યૂક ઑવ્ કેન્ટની પુત્રી થતી હતી. તેનો જન્મ ઇ. સ. ૧૮૧૯ના મેની ૨૪મી તારીખે થયો હતો. ડ્યૂક ઑવ્ કેન્ટ ઇ. સ. ૧૮૨૦માં મરી ગયો. તેથી વિક્ટોરિઆએ કેળવણી માની દેખરેખ નીચે લીધી હતી. એ બાઈ જર્મન રાજપુત્રી હતી. કુંવરી વિક્ટોરિઆ બ્રિટિશ મહારાજ્યની ગાદીની વારસ છે એમ માએ તે આઠ વર્ષની થઈ ત્યાં સુધી તો બીલકુલ તેને કાને પણ પડવા દીધું નહોતું. પ્રથમથી જ વિક્ટોરિઆ પોતાની ગંભીર જવાબદારીઓ સમજી શકતી. રાણીનું જીવન સાદું, નિયમિત, અને કરકસરી હતું. તે પોતે સુશિક્ષિત, ઉદાર, માયાળુ, સમજુ, કર્તવ્યનિષ્ઠ, ભલી, પ્રજાવત્સલ, અને સામ્રાજ્યના અભિમાનથી ભરેલી હતી. ઇંગ્લંડના ઇતિહાસમાં કોઈ રાજ્યકર્તાએ તેના જેટલો લાંબો અમલ કર્યો નથી. તેના અમલમાં ઇંગ્લંડ સમૃદ્ધિ ને સત્તાના શિખરે પહોંચી શક્યું. ઇ. સ. ૧૮૪૦ના ફેબ્રુઆરિમાં વિક્ટોરિઆ એક જર્મન રાજકુમાર ને પોતાના મામાના દીકરા, પ્રિન્સ આલ્બર્ટને પરણી. પ્રિન્સ આલ્બર્ટ પણ ઉદાર સમજુ અને બાહોશ રાજપુરુષ હતો. તેની સલાહ રાણીને ઘણી કિંમતી થઈ પડી. આલ્બર્ટ ઇંગ્લંડના રાજ્યતંત્રમાં કદિ દરમ્યાન થતો નહિ. તે સાહિત્ય, વિજ્ઞાન,



મહારાણી વિક્ટોરિઆ

અને પંડિતો ઉપર પ્રીતિ ધરાવતો ને ગરીબોને મદદ કરવામાં તે આગેવાન હતો. પણ તેનામાં વિશેષ પડતી ગંભીરતા હોવાથી અંગ્રેજો તેને બરાબર ઓળખી શકતા નહિ. પ્રિન્સ આલ્બર્ટ ઇ. સ. ૧૮૬૧ની આખરમાં મરી ગયો; રાણી વિક્ટોરિઆ ઘણી ખિન્ન થઈ ગઈ; વીસ વર્ષો સુધી તેનો શોક ગયો નહિ; સમાજમાં હરવું ફરવું તેણે હવે બંધ કર્યું; પ્રિન્સના મરણથી રાજ્યકારભારની બાબતોમાં તે હવે એકલી થઈ ગઈ.

**લૉર્ડ મેલ્બૉર્નનો કારભાર, ઇ. સ. ૧૮૩૭-૪૧.**—વિક્ટોરિઆ જ્યારે ઇંગ્લંડની રાણી થઈ ત્યારે લૉર્ડ મેલ્બૉર્ન મુખ્ય પ્રધાન હતો. રાણી પોતે બાળક અને બીનઅનુભવી હોવાથી કારભારીઓમાં ફેરફાર થયો નહિ. મેલ્બૉર્ન અનુભવી મુત્સદ્દી હતો. તેણે જુવાન રાણીને રાજ્યકારભારની હકીકતોનો સારો અનુભવ આપ્યો અને દેશની રાજ્યકીય અને આર્થિક પરિસ્થિતિમાં જે ક્રાંતિકારક પરિવર્તન થયું હતું તેનો સાચો ખ્યાલ આપી છેલ્લા ત્રણ રાજાઓના અમલો દરમ્યાન તાજની વગ તથા પ્રતિષ્ઠા જે ઘટી ગયાં હતાં તે વધાર્યાં. મેલબૉર્ને પેની પોસ્ટેજ દાખલ કર્યું, ને પાર્લમેન્ટના કામકાજને બહાર પાડવાની છૂટ આપી.

**કૅનેડામાં જવાબદાર રાજ્યતંત્ર; લૉર્ડ ડરહૅમનો રિપોર્ટ; ઇ. સ. ૧૮૩૯-૪૦.**—ઉત્તર કૅનેડામાં અંગ્રેજો વસતા; દક્ષિણ કૅનેડામાં ફ્રેંચો વસતા. બંને પ્રાંતોનો રાજ્યવહિવટ ઇંગ્લંડના નીમેલા ગવ્હર્નરો પોતે નીમેલી કાઉંસિલોની મદદથી ચલાવતા. દરેકમાં એક પ્રજાના પ્રતિનિધિઓની સભા ને બીજી ગવ્હર્નરે નીમેલી સભા ધારાઓ ઘડતી. આ રાજ્યતંત્રમાં પ્રજાને કોઈ સત્તા નહોતી. ઇ. સ. ૧૮૩૭ની સાલથી કૅનેડાની પ્રજામાં અસંતોષ વ્યાપી રહ્યો હતો. ફ્રેંચ લોકોના આગેવાન–પેપિનો–Papineau–ને સ્વતંત્રતા જોઈતી હતી. ગવ્હર્નરો પણ કડક સ્વભાવના આવ્યા. પરિણામે સંસ્થાનમાં બળવો થયો. ઇ. સ. ૧૮૩૮માં મેલ્બૉર્ને લૉર્ન ડરહૅમને ગવ્હર્નર જનરલ તરીકે મોકલ્યો. તે કડક, મિજાજી ને ક્રોધી હતો પણ તેના રાજ્યકીય વિચારો "રૅડિકલ" હતા. તેથી તેના આવ્યા કેડે કૅનેડાનું બંડ શાંત થયું નહિ, પણ તેણે પોતે તે સંસ્થાનની સામાન્ય પરિસ્થિતિ વિષે એક બહુ અગત્યનું નિવેદન અંગ્રેજ સરકારને રજુ કર્યું. એ નિવેદનના મુખ્ય સિદ્ધાંતો મેલ્બૉર્નના મંત્રિમંડળે સ્વીકાર્યા. બંને પ્રાંતોને એક કરવામાં આવ્યા;

લોકોને ધારા ઘડવાના અગત્યના હક્કો આપવામાં આવ્યા; ઉપરાંત કારભાર લોકોને જવાબદાર રહે એવું સૂત્ર સ્વીકારવામાં આવ્યું. ક્રમેક્રમે આ સૂત્રો પ્રમાણે બધાં અંગ્રેજ સંસ્થાનોનો વહિવટ ઘડવામાં આવ્યો. કૅનેડાના લોકો હજુ સુધી અંગ્રેજ સામ્રાજ્યની બહાર નીકળ્યા નથી.

**તુર્કી, પામરસ્ટન ને પરદેશખાતું,** ઇ. સ. ૧૮૩૭–૪૨.—સ્પેઇન, પોર્ચુગલ અને તુર્કીનાં પ્રકરણોમાં પામરસ્ટને કેવું વલણ લીધું હતું તે આપણે ઉપર જોઈ ગયા છીએ. ઇ. સ. ૧૮૩૯માં મહમ્મદ અલીએ ફરી સુલતાનના લશ્કરને હરાવ્યું. ફ્રાંસનો લૂઈ ફિલિપિ મહમ્મદ અલીને મદદ કરતો હતો. રશિઆ કાળા સમુદ્રમાં બળવાન્ થાય કે ફ્રાંસ ઇજિપ્તમાં ને સિરિઆમાં બળવાન્ થાય તે ઇંગ્લંડના હિત વિરુદ્ધ હતું. તેથી પામરસ્ટને રશિઆ, ઑસ્ટ્રિઆ અને પ્રશિઆ સાથે લંડન મુકામે કરાર કર્યો, ઇ સ. ૧૮૪૦, જુલાઈ. એ કરારથી તુર્કીને રક્ષણ મળ્યું, મહમ્મદ અલીને હારીને સિરિઆમાંથી જવું પડયું, અને ફ્રાંસ એકલું પડી ગયું. લૂઈ ફિલિપિને આ કરાર માફક આવ્યો નહિ. પામરસ્ટન તો ફ્રાંસ સાથે લડવા પણ તૈયાર હતો. લૂઈએ આવી તૈયારી જોઈ ત્યારે તેણે તુરત નમતું આપ્યું. લંડનના બીજા કરારમાં ફ્રાંસ પણ ભળ્યું, જુલાઈ, ઇ. સ. ૧૮૪૧. તુર્કીને સિરિઆ ને અરબસ્તાન પાછાં મળ્યાં; મહમ્મદ અલીએ સુલતાનની હકુમત કબૂલ કરી: ઇ. સ. ૧૮૩૩માં રશિઆને આપેલા ખાસ લાભો હવે સુલતાને પાછા ખેંચી લીધા.

**અફ્ઘાનીસ્તાન**—પામરસ્ટનના પરદેશખાતાના કારભાર દરમ્યાન હિંદના ગવર્નર જનરલે અફ્ઘાનીસ્તાન સામે પણ લડાઈ જાહેર કરી. એમાં રશિઆને પાછું પાડવાનો પામરસ્ટનનો હેતુ હતો, ઇ. સ. ૧૮૩૮–૪૨.

**ચીન**—ચીનની સરકારે ઇ. સ. ૧૮૩૭માં હિંદના અફીણની આયાતને બંધ કરી એટલે પામરસ્ટને લડાઈ જાહેર કરી; ચીનાઓ હારી ગયા. ઇ. સ. ૧૮૪૨ના નાનકિંગના કરારથી ચીની સરકારે હૉંગકૉંગનો ટાપુ અંગ્રેજોને સ્વાધીન કર્યો, કૅન્ટન, એમૉય, શાંગહાઈ, અને બીજાં બે બંદરોનો વેપાર અંગ્રેજોને સોંપ્યો ને ઉપરાંત મોટો દંડ ભર્યો.

અલબત્ત, આ બંને વિગ્રહો ગેરવ્યાજબી હતા. બીજું, અફ્ઘાનીસ્તાન અને ચીન સાથે કરારો થયા તે વખતે મેલ્બૉર્ન નહિ પણ સર રૉબર્ટ પીલ મુખ્ય કારભારી હતો, એ ખાસ યાદ રાખવાની જરૂર છે; જો કે બંને વિગ્રહોની જવાબદારી પામરસ્ટનને શિર જ હતી.

**ચાર્ટિસ્ટો**—ઇ. સ. ૧૮૩૨ના સુધારાઓથી રૅડિકલોને, અને મજૂરોને સંતોષ મળ્યો નહોતો તે આપણે ઉપર જોઈ ગયા છીએ. તેઓએ પોતાનાં જુદાં જુદાં મંડળો સ્થાપ્યાં હતાં. મજુરોનાં મંડળો ધીમે ધીમે વિશેષ અગત્યમાં આવતાં જતાં હતાં. ઇ. સ. ૧૮૩૮ના મે માસમાં તેમણે પોતાનો રદીયો બહાર પાડયો ને છ બાબતો પાર્લમેંટ પાસે માંગી:—વાર્ષિક પાર્લમેંટ; દરેક માણસને મત આપવાનો અધિકાર; ખાનગી મત આપવાનો હક્ક–Vote by ballot; પાર્લમેંટના સભ્યો માટે રીતસર વેતન; પાર્લમેંટના સભ્ય થવા માટે માલધારી હોવાના ધોરણનો ત્યાગ; અને ચુંટણી માટે એક સરખાં પરગણાંઓ–Electoral Districts. આ મુદ્દાઓ કાંઈ નવીન નહોતા. ઇ. સ. ૧૭૮૦માં પણ તેવી માંગણીઓ કરવામાં આવી હતી અને ચાર્લ્સ ફૉક્સ જેવા "લિબરલ" આગેવાનોની તેમને અનુમતિ હતી. પણ મેલ્બૉર્ન ને રસ્સેલ જેવા "લિબરલ" આગેવાનો હમણાં હમણાં એમ જાહેર કરતા હતા કે ઇ. સ. ૧૮૩૨નો સુધારો છેવટનો સુધારો ગણાવો જોઈએ અને "લિબરલો" તેથી વધારે હક્ક પ્રજાને [illegible]ી શકશે નહિ. આવા વિચારો જાહેર થયા તેથી મજૂરોને ઘણો અ[illegible]તોષ થયો ને તેમણે પણ પોતાના મુખ્ય મુદ્દાઓ જાહેર કર્યા. આ પ્રવૃત્તિના આગેવાનો Chartists કહેવાય છે, કારણ કે તે મુદ્દાઓ માનવ જાતિના હક્કપત્ર–Chart–સમાન છે એમ તેઓ માનતા હતા. આ વખતે ઇંગ્લંડમાં ઠામઠામ સુલેહનો ભંગ થયો. પ્રધાનોએ બંડખોરોને દાબી દીધા. પણ ચાર્ટિસ્ટ-પ્રવૃત્તિઓ કાંઈ નરમ પડી નહિ. તેમના તમામ મુદ્દાઓ ધીમે ધીમે અંગ્રેજ સરકારે સ્વીકાર્યા. અત્યારે મજૂરપક્ષ અથવા કામદા(ગા)ર પક્ષ પ્રજામાં અને પાર્લમેંટમાં ઘણો જ બળવાન્ છે.

**મેલ્બૉર્નનું રાજીનામું, ઑગસ્ટ, ઇ. સ. ૧૮૪૧**—આયર્લંડના સવાલો ઉપર અને જામેઇકાના સંસ્થાનના રાજ્યવહિવટના સવાલ ઉપર મેલ્બૉર્ન પાર્લમેંટમાં હારી ગયો. તેથી ઇ. સ. ૧૮૩૯ના એપ્રિલ માસમાં તેણે રાજીનામું આપ્યું. રાણીએ તેની જ સલાહથી પીલને મુખ્ય પ્રધાન બનાવ્યો. પણ પીલે રાણીના ખાનગી ખાતામાં "લિબરલ" મુત્સદ્દીઓની સ્ત્રીઓને રજા આપવાની માંગણી કરી; રાણીને તે વાત ગમી નહિ; તેથી

પીલે મુખ્ય મંત્રી થવા ના પાડી. મેલ્બૉર્ન પાછો સત્તા ઉપર આવ્યો. ઇ. સ. ૧૮૪૧ના ઑગસ્ટ માસમાં તેણે રાજીનામું આપ્યું. પીલ હવે ફરી મુખ્ય મંત્રી થયો. રાણીને મેલ્બૉર્નનો ઘણો ભરોસો હતો. તેને તે એક મુરબ્બી મિત્ર લેખતી.

**સર રૉબર્ટ પીલ**—પીલનો જન્મ ઇ. સ. ૧૭૮૮ના ફેબ્રુઆરિ માસમાં લૅંકેશિઅરમાં થયો હતો. તેનો બાપ સર રૉબર્ટ પીલ એક ગરીબ માણસમાંથી કાપડના વેપારથી મોટો ધનાઢ્ય વેપારી થઈ શક્યો હતો ને પહેલેથી તે પિટ્ટના ટોરિ કારભારનો પક્ષપાતી હતો. તેણે નાણાના વિષય ઉપર અને કારખાનાંઓના વહિવટ ઉપર અગત્યનું સાહિત્ય બહાર પાડયું હતું. મુખ્ય પ્રધાન પીલ તેનો પુત્ર થાય. ઇ. સ. ૧૮૦૯માં તે પહેલી વાર હાઉસ ઑફ કૉમન્સમાં દાખલ થયો. બાપની માફક તે પણ પિટ્ટના અનુયાયીઓની સાથે રહ્યો. પર્સિવલે પીલને સંસ્થાનોના નાઇબ–દિવાનની જગ્યા આપી; લિવરપૂલે તેને આયર્લંડનો ચીફ સેક્રેટરિ બનાવ્યો, ઇ. સ. ૧૮૧૨–૧૯. ઇ. સ. ૧૮૧૯માં Bullion Committee–નાણાના વિષયની સમિતિનું પ્રમુખપદ પીલને મળ્યું. સમિતિના કામકાજમાં પીલે પોતાના જ્ઞાનનો અને અનુભવનો સારો લાભ આપ્યો. નાણાને લગતા કાયદાઓમાં જે સુધારાઓ કરવામાં આવ્યા તેમાં પીલની સૂચનાઓ ઉપર ખાસ ધ્યાન અપાયું. ત્યાર પછી તેણે સ્વદેશ ખાતાના સેક્રેટરિનું કામ કર્યું, ઇ. સ. ૧૮૨૧–૨૭ ને ઇંગ્લંડના કાયદાઓમાં અને પોલિસ-ખાતામાં ઘણા અગત્યના સુધારાઓ કર્યા. વેલ્લિંગ્ટન જ્યારે મુખ્ય મંત્રી થયો ત્યારે પીલે ફરી સ્વદેશખાતું હાથમાં લીધું. હવે તેને ચોક્કસ ખાત્રી થઈ ગઈ કે કૅથૉલિકોને પાર્લમેંટમાં બેસવા દીધા સિવાય બીજો ઇલાજ નથી. પોતાના જીવનભરના સિદ્ધાંતોનો રાજ્યહિત ખાતર તેણે ત્યાગ કર્યો અને ઇ. સ. ૧૮૨૯માં કૅથૉલિક બિલ પ્રસાર કરાવ્યું. કૅથૉલિક સવાલ ઉપર તો પીલે નમતું આપ્યું; પણ પાર્લમેંટના સુધારાના વિષય ઉપર તે હજુ જુના વિચારો ધરાવતો હતો. તેથી ઇ. સ. ૧૮૩૦માં વેલ્લિંગ્ટન સાથે તેણે પણ રાજીનામું આપ્યું. ઇ. સ. ૧૮૩૨માં હાઉસ ઑફ કૉમન્સને સુધારવામાં આવ્યું. નવી પાર્લમેંટમાં પીલે "લિબરલ" પક્ષને

અનુમોદન આપ્યું. પણ તે રૅડિકલ પક્ષની ક્રાંતિકારક દરખાસ્તો સામો થતો. ઇ. સ. ૧૮૩૪માં તેણે (ટૅમ્વર્થ મુકામેથી) પોતાનો રદીઓ બહાર પાડયો. તે રદીઆના મુદ્દાઓ આપણ ઉપર જોઈ ગયા છીએ.* ધીમે ધીમે તેનો જુનો ટોરિ પક્ષ કૅાંઝરવેઇટિવ પક્ષ થતો જતો હતો. ઇ. સ. ૧૮૩૫માં ને ઇ. સ. ૧૮૩૮માં પીલ ટૂંક મુદ્દત માટે મુખ્ય મંત્રી થયો. છેવટે જ્યારે ઇ. સ. ૧૮૪૧માં વિક્ટોરિઆએ ફરી તેને મંત્રી બનાવ્યો ત્યારે કૅાન્ઝરવેઇટિવોનો પક્ષ સબળ બન્યો હતો અને તેથી તેઓ ઈ. સ. ૧૮૪૬ સુધી સત્તા ઉપર રહી શકયા. આવી રીતે પીલે કૅાન્ઝરવેઇટિવ પક્ષની સ્થાપના કરી. તેના જીવનના ચાર વિભાગો પાડી શકાય; (૧) ઇ. સ. ૧૮૧૮ સુધી. આ વખતે તે ચુસ્ત ટોરિ હતો. (૨) ઇ. સ. ૧૮૧૮–૨૯. આ વખતમાં તે "લિબરલ" પક્ષ તરફ વળતો હતો. (૩) ઇ. સ. ૧૮૨૯–૩૨. આ સમયમાં તે "લિબરલ" પક્ષ તરફ વળ્યો. (૪) ઇ. સ. ૧૮૩૨–૫૦. આ સમયમાં તેણે "લિબરલ" પક્ષના, પ્રજા-પ્રિય મુદ્દાઓ પ્રમાણે પોતાનું વર્તન રાખ્યું.

**પીલનો છેલ્લો ને કૅાંઝર્વેઇટિઓનો પહેલો કારભાર. અનિયત્રિત વેપાર–Free trade. અનાજની આયાત ઉપરના કાયદાઓ રદ્દ. ટોરિઓને જ હાથે "લિબરલ" સિદ્ધાંતોની ફત્તેહ; ઇ. સ. ૧૮૪૧–૪૬.** આ વખતે અનાજની મોંઘવારી ઘણી વધી પડી હતી. દેશના ખેડુતોને અને ઝમીનદારોને રક્ષણ આપવા નિમિત્ત સરકાર અનાજની આયાત ઉપર ચડતી ઉતરતી જગાત નાંખતી. પરિણામે ખેડુતો ને ઝમીનદારો સિવાય બીજા લોકો મોંઘવારીથી ઘણા જ પીડાતા હતા. વળી મોંઘવારીના પ્રમાણમાં મજૂરોનાં મૂલ ને રોજ વધ્યાં નહોતાં. તેથી ખાધાની જણસોની મોંઘવારી પ્રજાને ઘણી સાલતી. "લિબરલ" પ્રધાનોએ દેશના નાણાખાતાની બરાબર તપાસ રાખી નહોતી. પરિણામે પીલ જ્યારે કારભારી થયો ત્યારે

---

*From the passing of the Reform Act Peel was not much more than half a conservative; before he died, he was a good deal more than half a liberal.

P. 122, J. R. Thursfield's *Peel.*

દેશની પરિસ્થિતિ ઘણી ભયંકર થઈ પડી હતી. શરૂઆતમાં તો તેણે અનાજની આયાત ઉપરની જગાત કાઢી નાંખવા ના પાડી ને તેમાં માત્ર થોડોએક જ ફેરફાર કર્યો. રાજ્યમાં ઉત્પન્ન કરતાં ખર્ચ વધી પડયું હતું ને દર વર્ષ સરકારને ખોટ જતી હતી. પીલે આ ખોટને પૂરી કરવા યોગ્ય ઉપાયો લીધા. તેણે આયપતવેરો નાંખ્યો અને બીજા ઉપાયોથી ઉત્પન્ન વધાર્યું. કાચા માલની આયાત ઉપરની ઘણી જગાતો તેણે કાઢી નાંખી. બ્રિટિશ માલની નીકાસને તેણે ઉત્તેજન આપ્યું. હમેશના વપરાસની ચીજો પણ તેણે સોંઘી કરી. ઉત્પન્ન વધ્યું એટલે રાષ્ટ્રીય દેવું ઓછું થયું. ઇ. સ. ૧૮૪૪માં પીલે ઇંગ્લંડની બૅંકના પટ્ટાની શરતોમાં ઘણા અગત્યના ફેરફારો કર્યા. તે ફેરફારોથી બૅંક દેશના વેપારરોજગારમાં વધારે ઉપયોગી થઈ શકી. જગાતો ને કરો ઉઘરાવવાની પદ્ધતિમાં ફેરફારો કરી તેનું ખર્ચ પણ ઘટાડવામાં આવ્યું. ઇ. સ. ૧૮૪૬માં આયર્લંડમાં ને ઇંગ્લંડમાં મોટો દુષ્કાળ પડયો. આયર્લંડના લોકોનો અરધો ભાગ પટાટાના પાક ઉપર નભતો. આ પાક ઇ. સ. ૧૮૪૬માં એકદમ નિષ્ફળ ગયો. ઇંગ્લંડમાં પણ દુષ્કાળ હતો. એ જ વખતે સરકાર પરદેશી અનાજની આયાત ઉપર જાપતો રાખતી. જો આ જાપતો કાયમ રહે તો આયર્લંડમાં ને ઇંગ્લંડમાં ભૂખમરાથી લાખો લોકો મરી જાય. વળી લોકો બંડ કરે એ નોખી વાત. તેથી પીલે ખૂબ વિચાર કર્યો. “લિબરલ” આગેવાન રસ્સેલ પણ એના મતનો હતો. બ્રિટિશ ટાપુઓમાં કૉબ્ડન, બ્રાઇટ, વગેરે આગેવાનો ઘણાં વર્ષો થયાં અનિયંત્રિત વેપાર–Free trade–માંગતા હતા. પ્રજાને પણ તે જ જોઈતું હતું. માત્ર થોડાએક ખેડુતો ને ઝમીનદારો સ્વાર્થ ખાતર વિરોધ બતાવતા હતા. રાણીએ રસ્સેલને કારભાર સોંપવા માંડયો પણ તેણે ના પાડી. તેથી તે પણ પીલના મતમાં ભળી. પીલના મંત્રિમંડળના મુખ્ય સભાસદો પણ એ જ મતના થયા. તેથી ઇ. સ. ૧૮૪૬ના જૅન્યુઆરિ માસમાં પીલે ઇંગ્લંડનાં બંદરોને દેશાવરના વેપાર માટે લગભગ ખુલ્લાં કરી દીધાં–માત્ર નામની જ જગાત તેણે હવે ચાલુ રાખી. ડિઝ્રાઇલિ ને બીજા ટોરિઓ અથવા “સંરક્ષકો”–Protectionists–હવે પીલ સામા થયા. તેમણે “લિબરલો”ને “રૅડિકલો” સાથે મળી જઈ પીલને તે તેના સહકારીઓને કારભારમાંથી કાઢી મૂકયા.

પીલના કારભાર દરમ્યાન નાનાં છોકરાંઓને ને સ્ત્રીઓને કોલસાની ખાણોમાં કામ કરતાં અટકાવવામાં આવ્યાં અને કામ વખતે તેમને અકસ્માતો થાય તો તે માટે પણ બંદોબસ્ત કરવામાં આવ્યો. કારખાનાંઓમાં છોકરાંઓને કામ કરવાના વખતમાં ઘટાડો થયો ને તેમને કેળવણી મળે તેવો બંદોબસ્ત કરવામાં આવ્યો. આયર્લંડમાં પીલે મેનૂથ–Maynooth–ની રોમન કૅથૉલિક કૉલેજને કાયમ મદદ બાંધી આપી અને બીજી રીતે કેળાવણીને ઉત્તેજન આપ્યું. તેણે ઑકૉનેલ્લ ઉપર કામ ચલાવી તેને કેદમાં મોકલાવ્યો; તે આઇરિશ મહાપુરુષ ઇ. સ. ૧૮૪૬માં મરી ગયો. આયર્લંડમાં તોફાનો બહુ થતાં હતાં તે માટે કડક કાયદાઓની જરૂર હતી. પણ તેમાં પીલના વિરોધાઓની બહુમતિ થતાં તેણે રાજીનામું આપ્યું, જાન્યુઆરિ, ઇ.સ. ૧૮૪૬.

પીલના વખતમાં કેનેડા ને અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોની સરહદો નક્કી કરવામાં આવી, ઇ. સ. ૧૮૪૨; બીજા કરારથી ઇંગ્લંડને વાંકૂઅરનો ટાપુ મળ્યો, ઇ. સ. ૧૮૪૬. પીલે ચીન ને અફઘાનીસ્તાન સાથે સુલેહો કરી. ફ્રાંસમાં પામરૂસ્ટને ઇંગ્લંડ સામે જે કડવાશ ઉત્પન્ન કરી હતી તે પીલના પરદેશખાતાના પ્રધાન લૉર્ડ આબરડીને દૂર કરી. હિંદુસ્તાનમાં એલેનબરોએ સિંધ પ્રાંત કબજે કર્યો.

**સર રૉબર્ટ પીલની મુત્સદ્દીગીરી**—રોમન કૅથૉલિક સવાલ ઉપર અને અનાજ ઉપરની જગાતના સવાલ ઉપર પીલનું વર્તન હમેશાં ચર્ચાપાત્ર રહેશે. તેણે પાર્લમેંટને તે બંને સવાલો ઉપર યોગ્ય કાયદાઓ કરવાનું કહ્યું પણ તેમ કરવાની તેને જરા પણ સત્તા નહોતી, કારણ કે કૉંઝર્વેટિવો તો બંને સવાલો વિષે ચુસ્ત એકમત ધરાવતા હતા. જ્યારે તેઓએ પીલને પાર્લમેંટમાં મોકલ્યો ને તેના કારભારને તેમણે અનુમતિ આપી ત્યારે પીલે તેમને એ બાબતોમાં સુધારાઓ કરવાનું કહ્યું પણ નહોતું. પીલ હમેશાં પોતાનો મત ફેરવતો. રોજ તેનું જીવન જુદા જુદા વિચારોના બળ નીચે પરિવર્તન પામતું હતું. વેલિંગ્ટન, વગેરેના સહવાસથી જુના વિચારોથી તે એકદમ છૂટો થઈ શકતો નહોતો. ખરું કહીએ તો પીલ કોઈ પણ એક પક્ષનો ચુસ્ત પક્ષપાતી નહોતો. કાયદાઓનો સુધારો, પોલિસ, નાણાનો વિષય, કરપદ્ધતિ, બૅંક, વેપાર, કારખાનાંઓની

સ્થિતિ, પરદેશખાતું, રોમ કૅથૉલિક પ્રશ્ન, એ દરેક વિષયમાં પીલ પોતાથી વધારે માહીતગાર લેખકોના ને ચિંતકોના વિચારો મુજબ ને મધ્યમ વર્ગના અંગ્રેજોના જીવનને અનુકૂળ આવે તેમ વર્ત્યો. પીલ ખરો મુખ્ય મંત્રી હતો. સહકારીઓને હમેશાં પીલના કહ્યામાં જ રહેવું પડતું. પીલ ટોરિનો કે કૉંઝર્વેટિવોનો નહિ પણ મધ્યમ વર્ગના અંગ્રેજ વેપારીઓનો, ખરો આગેવાન કહી શકાય. *તે ઇ. સ. ૧૮૫૦માં ઘોડા ઉપરથી પડી જતાં મરી ગયો.*

**લૉર્ડ જૉન રસ્સેલનો કારભાર, ઇ. સ. ૧૮૪૬–૫૨**—પીલના રાજીનામા પછી "લિબરલ" અમીર લૉર્ડ રસ્સેલ મુખ્ય કારભારી થયો. પીલના અનુમોદન વગર તે સત્તા ઉપર કદિ ટકી શકત નહિ. આર્થિક સવાલોમાં રસ્સેલ "લિબરલ" સિદ્ધાંતો પ્રમાણે વર્ત્યો. તેણે નેવિગેશન કાયદાઓ રદ્દ કર્યા. આયર્લંડમાં દુષ્કાળ કેર પ્રવર્તાવી રહ્યો હતો. હજારો માણસો અમેરિકા જતાં રહ્યાં; હજારો ભૂખ્યા મરી ગયા. ઓ કૉનેલના વખત પછી "Young Ireland"–"યુવાન્ આયર્લંડ" નામનું મંડળ ઉભું થયું હતું. મંડળના સભ્યોને પિટ્ટના ઇ. સ. ૧૮૦૦ના કાયદાને રદ કરવો હતો. O Brien–ઓ બ્રાઇન તેમનો આગેવાન થયો ઇ. સ. ૧૮૦૦ના કાયદાને રદ કરવાને બદલે હવે તેના પક્ષપાતીઓએ સ્વતંત્રતા જાહેર કરવા નિર્ણય કર્યો. યૂરોપમાં પણ ઘણે ઠેકાણે રાજ્યસત્તા વિરુદ્ધ બંડો થયાં હતાં. આઇરિશ બંડખોરોને તેથી ઉત્તેજન મળ્યું. પણ સમસ્ત આઇરિશ પ્રજા તેવા મતની નહોતી. તેથી ઇ. સ. ૧૮૪૮ના જુલાઈ માસમાં એક નજીવું તોફાન કરી બંડખોરો દબાઈ ગયા. ઓ બ્રાયનને દેશપાર કરવામાં આવ્યો. રસ્સેલે આઇરિશ જમીનનું વેંચાણ કરવા ને ગરીબોને રાહત આપવા બે કાયદાઓ પસાર કર્યા. પણ આઇરિશો તેથી સંતોષ પામ્યા નહિ.

---

*By his financial, his administrative and finally by his fiscal reforms, Peel smoothed the way for that victorious commercialism, which for at least a generation made Great Britain the mart, the *entrepôt*, the banking centre and the ocean-carrier of the world.

P. 70, *Political History of England, 1837–1901*.

ઈંગ્લંડમાં સટ્ટોડીઆઓની પ્રવૃત્તિઓથી ઘણા લોકોએ દેવાળાં કાઢયાં. ચાર્ટિસ્ટોએ ઇ. સ. ૧૮૪૮માં એક મોટું સરઘસ કાઢી પોતાના મુદ્દાઓ વાળી અરજી સરકારને રૂબરૂ આપવાની હીલચાલ કરી. સુલેહનો ભંગ ન થાય તે માટે રસ્સેલે યોગ્ય બંદોબસ્ત કર્યો; તેથી ચાર્ટિસ્ટો નાસીપાસ થઈ ગયા. ઑસ્ટ્રેલિઆનાં સંસ્થાનોને આંતર કારભારમાં સ્વતંત્રતા આપવામાં આવી, ઇ. સ. ૧૮૫૦. આ વખતે પીલ મરી ગયો. મંત્રિમંડળમાં પણ પરસ્પર તકરારો ચાલતી હતી. રસ્સેલે એક વાર રાજીનામું આપ્યું. પણ તેના વિરોધીઓ પરસ્પર સમજી શકયા નહિ; તેથી થોડો વખત તો રસ્સેલ ટકી રહ્યો; છેવટે ઇ. સ. ૧૮૫૨ના ફેબ્રુઆરિ માસમાં પામર્સ્ટને મંત્રીઓને પાર્લમેંટમાં હરાવ્યા તેથી રસ્સેલે રાજીનામું આપ્યું.

**પામર્સ્ટન અને યૂરોપ, ઇ. સ. ૧૮૪૬–૫૨**—રસ્સેલે પરદેશ ખાતાનું કામકાજ પામર્સ્ટનને સોંપ્યું હતું. પામર્સ્ટન "ચટાક" હતો. સ્વભાવ પ્રમાણે તેણે યૂરોપમાં એકદમ "સપાટાઓ" ચલાવવા માંડયા. પહેલાં તો સ્પેઇનની જુવાન રાણી ઇસાબેલાનાં ને તેની બેનનાં લગ્ન ફ્રાંસના રાજા લૂઈ ફિલિપિએ પોતાના પસંદ કરેલા માણસો—એક સ્પેનિશ અને બીજું પોતાના જ પુત્ર—સાથે કરાવ્યાં અને આબર્ડીનના વખતમાં થએલી સમજુતીને એક કોરે મૂકી. પામર્સ્ટન બની ગયો–તે માટે તે પોતે જ જવાબદાર હતો, કારણ કે તેણે લૂઇ ફિલિપિ ને તેના કારભારી ગિઝો સામે ખટપટ કરી હતી. ઑસ્ટ્રિઆએ આ તકનો લાભ લઈ પોલંડનું બાકી રહેલું શહેર ક્રેકો પોતાના મુલક સાથે જોડી દીધું. પામર્સ્ટન આ બાબતમાં પણ કાંઈ કરી શકયો નહિ. ઇ. સ. ૧૮૪૮માં પોર્ચુગલમાં પામર્સ્ટને મેરાઆની સત્તાનું રક્ષણ કર્યું. ઇ. સ. ૧૮૪૮માં સ્વિટઝર્લાંડમાં કૅથૉલિક ને પ્રોટેસ્ટંટ સંસ્થાનો વચ્ચે નાનું યુદ્ધ થયું; પ્રોટેસ્ટંટ સંસ્થાનો–Cantons–જીત્યાં; યૂરોપનાં કેટલાંક રાજ્યો સ્વિટ્ઝર્લાંડમાં દરમ્યાન થવા ઇચ્છતાં હતાં, પણ ઇંગ્લંડ અલગ રહ્યું તેથી તેઓ કાંઈ કરી શકયાં નહિ. પામર્સ્ટને ઇટલિના રાજ્યકર્તાઓને અંગ્રેજ વકીલ લૉર્ડ મિંટો મારફત રાષ્ટ્રીય સૂત્રો પ્રમાણે કારભાર ચલાવવા સલાહ આપી ને તેઓએ પોતાની પ્રજાઓને હકકો આપ્યા. ઇ. સ. ૧૮૪૮માં ફ્રાંસમાં

બળવો થયો. લૂઈ ફિલિપિ પદભ્રષ્ટ થયો. ઑસ્ટ્રિઆમાં, હંગરિમાં, બોહેમિઆમાં, ને જર્મનિમાં પણ બળવાઓ થયા. સાર્ડિનિઆના રાજા ચાર્લ્સ આલ્બર્ટની આગેવાની નીચે ઇટાલિઅનોએ ઑસ્ટ્રિઆના રાજકુટુંબના રાજ્યકર્તાઓને કાઢી મૂક્યા. પણ બીજે વર્ષે જ ઑસ્ટ્રિઆના ઍંપરર પાદશાહ યુવાન્ જોસફનાં લશ્કરોએ ફરી ઇટલિમાં પોતાના દેશની સત્તા સ્થાપી. પ્રશિઆનો રાજા ઈંગ્લંડ ભાગી આવ્યો. હંગરિના બંડખોરોને રશિઆની મદદથી જોસફે દબાવી દીધા. તુર્કીના સુલતાને આ બંડખોરોને આશરો આપ્યો હતો; પામરૂસ્ટને તેની મદદે અંગ્રેજ નૌકાઓ પણ મોકલી; રશિઆ ને ઑસ્ટ્રિઆ તુરત નરમ પડયાં. ગ્રીસમાં બે અંગ્રેજોને તેની સરકાર તરફથી જે નુકસાન થએલું તેની ભરપાઈ કરી આપવા પામરૂસ્ટને ગ્રીક રાજા ઉપર લશ્કરી દબાણ કર્યું, ઇ. સ. ૧૮૫૦. પણ ઈંગ્લંડમાં કેટલાએકોએ તેના [illegible]ને વખોડી કાઢ્યું. રાણી વિક્ટોરિઆ તેના ઉપર બહુ ચીડાઈ જતી. પામરૂસ્ટન [illegible] નીકાલ રાણીથી છાનો કરી નાંખતો. રાણીએ તે માટે તેને સખ્ત ઠપકો આપ્યો; પણ પ્રધાન સુધર્યો નહિ. રસ્સેલ પણ તેનાથી કંટાળી ગયો હતો. ઇ. સ. ૧૮૫૧ના ડિસેંબરમાં ફ્રાંસમાં પ્રિંસ લૂઈ નેપોલિઅને મહાજનસત્તાક રાજ્યને ઉડાવી દીધું ને પોતે સમ્રાટ્ બન્યો. પામરૂસ્ટને આ બનાવને પોતાની અનુમતિ આપી. પણ રાણીએ ને રસ્સેલે તટસ્થતા જાહેર કરી હતી તેથી તેઓ ઘણા ગુસ્સે થયાં. પામરૂસ્ટનને રાજીનામું આપવું પડ્યું. આ અપમાનનું વેર પામરૂસ્ટને તુરત જ બે માસમાં લીધું ને રસ્સેલે પણ રાજીનામું આપ્યું. પામરૂસ્ટનના આ સપાટાઓથી યૂરોપનાં રાજ્યો ઈંગ્લંડને શકદાર ગણવા લાગ્યાં અને રશિઆએ તુરતમાં જ તેનું વેર લીધું.

## પ્રકરણ ૩૦મું

## (૨) રાણી વિક્ટોરિઆ, ઇ. સ. ૧૮૫૨–૬૫. જુના અમીરોના કારભારો; ડર્બી, આબર્ડીન ને પામરૂસ્ટન.

**આબર્ડીન, ઇ. સ. ૧૮૫૨-૫૫**—રસ્સેલ પછી લૉર્ડ ડર્બિ–લૉર્ડ સ્ટૅન્લી–સંયુક્ત મંત્રિમંડળ–Coalitionમાં–પ્રધાન થયો. તે "પ્રોટેક્શનિસ્ટ" હતો. ડિઝ્રાઇલિ મંત્રિમંડળનો ખજાનચી હતો. પણ બજેટ

ઉપર તકરાર થતાં તે હારી ગયો. તેથી મંત્રીઓએ રાજીનામું આપ્યું, ઇ. સ. ૧૮૫૨, ડિસેંબર. આબરડીન હવે મુખ્ય પ્રધાન થયો. આ નવા કારભારમાં ગ્લૅડસ્ટન ખજાનચી હતો. તેણે પોતાના બજેટથી કેટલાક નવા કરો નાંખ્યા ને જુના તથા ગેરવ્યાજબી કરો રદ કર્યા. આ અગત્યની દરખાસ્તો ગ્લૅડસ્ટને ઘણા ભભકાદાર ભાષણમાં હાઉસ ઑફ કૉમન્સમાં રજુ કરી. દરમ્યાન યુરોપમાં લડાઈની તૈયારીઓ ચાલી રહી હતી ને તેમાં ઈંગ્લંડ પણ સંડોવાયું. તેથી નાણું વ્યાજે ન લેતાં નવા કરોના ઉત્પન્નમાંથી ગ્લૅડસ્ટને લડાઇનું ખર્ચ નીભાવ્યું. રસ્સેલને પાર્લમેંટના બંધારણમાં બીજો સુધારો જોઈતો હતો પણ આબરડીનના ને પામર્સ્ટનના વિરોધથી તે કાંઈ કરી શક્યો નહિ. ન્યૂકૅસલ લડાઈખાતાનો પ્રધાન હતો. તે નબળો ને બીન-અનુભવી હોવાથી ક્રિમિઆના વિગ્રહમાં અંગ્રેજ સૈન્યને ઘણી હાલાકી ભોગવવી પડી ને પ્રજાનો, રાણીનો, અને પાર્લમેંટનો અસંતોષ ઘણો વધી ગયો. રસ્સેલ હમેશાં આબરડીનને અને ન્યૂકૅસલને કનેડગત કર્યા કરતો. પાર્લમેંટે આબરડીનના કારભાર ઉપર નિંદાત્મક ઠરાવ પસાર કર્યો. આબરડીને રાજીનામું આપ્યું, ડિસેંબર, ઇ. સ. ૧૮૫૪. રાણીએ ડર્બીને મુખ્ય પદ આપવા માંડયું પણ તેણે ના પાડી એટલે એકોતેર વર્ષની ઉમરે લૉર્ડ પામર્સ્ટન મુખ્ય પ્રધાન થયો, ફેબ્રુઆરિ, ઇ. સ. ૧૮૫૫.

આ વખતમાં હિંદમાં કંપનિએ આખો પંજાબ જીતી લીધો. બીનવારસ રાજાઓનાં રાજ્યો—સાતારા, નાગપુર, ઝાંસી—પણ આ વખત દરમ્યાન ખાલસાં થયાં. અયોધ્યાદેશને પણ બ્રિટિશ પ્રાંત બનાવવામાં આવ્યો; ઇ. સ. ૧૮૪૬–૫૬.

**રશિઆ, તુર્કી; ફ્રાંસ ને ઇંગ્લંડ. ઇ. સ. ૧૮૫૩–૫૪**—ઇ. સ. ૧૭૪૦ની સાલના એક કરારથી તુર્કીના સુલતાનના કબજાના પૅલેસ્ટાઇન પ્રાંતની પવિત્ર ખ્રિસ્તી જાત્રાની જગ્યાઓ ઉપર ફ્રાંસને અમુક હક્કો આપવામાં આવ્યા હતા. ખ્રિસ્તી ધર્મમાં બે પંથો છેઃ--(૧) લૅટિન (૨) ગ્રીક. ફ્રેંચો લૅટિન પંથ–ચર્ચ–માં આવે છે. કેટલાંક વર્ષો પછી ફ્રાંસના લૅટિન પાદરીઓ જેરુસલેમ વગેરે પવિત્ર સ્થળોનો કબજો ભોગવતા બંધ થયા તેથી ગ્રીક પાદરીઓ તેમનો કબજો સંભાળતા હતા. ઇ. સ. ૧૮૫૦માં

ફ્રાંસના પ્રમુખ—ને પછી સમ્રાટ—લૂઈ નેપોલિઅને ખ્રિસ્તી યાત્રાનાં સ્થળોને પોતાના કબજામાં લેવાની ઇચ્છા દર્શાવી. ઑસ્ટ્રિઆ, સ્પેઇન, ને ઇટલિ, એમના રોમન કૅથૉલિક રાજ્યકર્તાઓએ ફ્રાંસના હક્કોને વ્યાજબી હક્કો ગણ્યા. સુલતાને પણ તે હક્કો સ્વીકાર્યા. રશિઆ ગ્રીક—પંથ—Church—નાં રાજ્યોમાં મુખ્ય ગણાતું. તેથી ઝારે ગ્રીક પંથનો પક્ષ લીધો ને ફ્રાંસને તુર્કીમાં માન અપાતું જોઈ તે ગભરાયો. તેણે હવે માત્ર જેરુસલેમ વગેરે પવિત્ર સ્થળોનો જ નહિ, પણ તુર્કીની સલ્તનતના તમામ દોઢ કરોડ ગ્રીક લોકો—સર્વિઆ, બલ્ગેરિઆ, વગેરે સુલતાનના પ્રાંતોના ગ્રીકો—ના હક્કોનો પોતે જ ખરો સંરક્ષક છે એમ જાહેર કર્યું અને તેવા અધિકારો સુલતાન પાસે માંગ્યા. ઇંગ્લંડમાં પિટ્ટ, કૅસલરે, કૅનિંગ, ને પામર્સ્ટન જેવા મુત્સદ્દીઓએ રશિઆ ને તુર્કી વચ્ચેની તકરારોમાં તુર્કીનો પક્ષ લીધો હતો, કારણ કે રશિઆ જેવી પ્રથમ પંક્તિની રાજ્યસત્તા કાળા સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્રમાં વિશેષ વગ ધરાવે એ અંગ્રેજોના હિંદના સામ્રાજ્યને હાનિકારક જ થાય. ઇ. સ. ૧૮૪૪માં નિકલસ ઝાર ઇંગ્લંડ ગયો હતો ત્યારે તેણે તુર્કીની સલ્તનતને વ્હેંચી ખાવા માટે પરદેશખાતાના પ્રધાન આબર્ડીનને ઇસારો કર્યો હતો. તે જ આબર્ડીન હવે મુખ્ય પ્રધાન હતો. તેણે લૉર્ડ સ્ટ્રૅટ્ફર્ડ રૅટ્કિલફને ઇસ્તંબુલ મુકામે મોકલ્યો. રૅટ્કિલફની સલાહથી સુલતાને રશિઆના જુના અધિકારો કબૂલ રાખ્યા પણ નવા અધિકારો માન્ય રાખ્યા નહિ. ઝારે પોતાના પ્રતિનિધિઓને હવે ઇસ્તંબુલથી પાછા બોલાવી લીધા અને તે જ સાથે ડૅન્યૂબ નદીના તુર્કીના હવાલાના પ્રાંતો—મોલ્ડેવિઆ, વગેરે—માં લશ્કરો મોકલ્યાં. આ બનાવથી યૂરોપનાં બીજાં મોટાં રાજ્યો પણ દરમ્યાન થયાં. ફ્રાંસે અને ઇંગ્લંડે પોતાનાં નૌકાસૈન્યોને રશિઆને દબાણમાં રાખવા કાળા સમુદ્રમાં રવાના કર્યાં. પણ બીજાં રાજ્યોની દરમ્યાનગીરી કાંઈ કામમાં આવી નહિ. તુર્કીએ રશિઆ સામે લડાઈ જાહેર કરી ને રશિઆના નૌકાસૈન્યે સાઇનોપિ પાસે તુર્કીની કેટલીક નૌકાઓને ડૂબાડી દીધી. આ સમાચાર ઇંગ્લંડ અને ફ્રાંસ પહોંચ્યા ત્યારે પ્રજા ખળભળી ઉઠી. બંને સરકારોએ હવે ઝારને મોલ્ડેવિઆ ને વાલેશિઆના પ્રાંતો ખાલી કરવાનું કહેરાવ્યું; ઝારે ના પાડી એટલે લડાઈ

સળગી ઉઠી, માર્ચ, ઇ. સ. ૧૮૫૪. ઑસ્ટ્રિઆ ને પ્રશિઆ પહેલાં દરમ્યાન થયાં હતાં; પણ હવે તેઓ લડાઇથી અળગ રહ્યાં.

**ક્રિમિઆનો વિગ્રહ, ઇ. સ. ૧૮૫૪–૫૬—બાલાકલાવા ને ઇન્કરમાન. સિબેસ્ટપોલનો ઘેરો.** શરૂઆતમાં તો રશિઆએ મિત્રરાજ્યોના લશ્કરી દબાણને લઇને ડૅન્યૂબ નદી ઉપરના બંને પ્રાંતો ખાલી કરી દીધા, ઑગસ્ટ, ઇ. સ. ૧૮૫૪. પરદેશખાતાના પ્રધાન લૉર્ડ કલૅરંડને હવે ક્રિમિઆ Crimea–ના દ્વીપકલ્પ ઉપર સવારી મોકલી, સપ્ટેંબર, ઇ. સ. ૧૮૫૪. મિત્ર રાજ્યોનો એવો વિચાર હતો કે તુર્કીને ભવિષ્યમાં કદિ ધમકી ન મળે તે માટે રશિઆને સખ્ત શિક્ષા થવી જોઇએ. મિત્રરાજ્યોનાં લશ્કરોએ Sebastapol–સિબાસ્ટપોલ–ને ઘેરો નાંખ્યો. એક ફ્રેંચ સેનાપતિ મંદવાડમાં મરી ગયો. બીજો ફ્રેંચ સેનાપતિ તદ્દન નબળો નીવડ્યો. બાલાકલાવા –Balaclava–પાસે એક અંગ્રેજ ટૂકડીએ અજબ બહાદુરી બતાવી રશિઅનોનો અટકાવ કર્યો. આ કૃત્ય–The charge of the Light Brigade–કહેવાય છે, ઑકટોબર, ઇ. સ. ૧૮૫૪. ઇન્કરમાન Inkerman ટેકરા પાસે રશિઅન લશ્કર હારી ગયું. સિબેસ્ટપોલ ઉપર હલ્લો કરવાથી તે કિલ્લો લઇ શકાત. પણ ફ્રેંચ સેનાપતિએ ફ્રી ના પાડી. અંગ્રેજ લશ્કરી વ્યવસ્થા આ વખતે ઘણી અસંતોષકારક નીવડી. તે વખતે અધૂરામાં પૂરૂં, સખ્ત વાવાઝોડું થયું. લશ્કરનો તમામ સરંજામ નાશ પામ્યો. લશ્કરમાં મરડો, કૉલેરા, ટાઇફૉઇડ, વગેરે દરદો ફાટી નીકળ્યાં ને સેંકડો સિપાઇઓ ને ઢોરો તેમનાં ભોગ થઇ પડ્યાં. દરદીઓની સારવાર માટેની વ્યવસ્થા પણ ઘણી ભયંકર હતી. "ટાઇમ્સ" પત્રના પ્રતિનિધિએ આ ખબર ઇંગ્લંડ મોકલ્યા. લોકો એકદમ ચિંતામાં પડી ગયા. તેઓએ જોઇતી મદદ મોકલી મિસ ફ્લૉરેંસ નાઇટિંગેઇલ કેટલીક સ્વયંસેવિકાઓને લઇને રણક્ષેત્ર ઉપર ગઇ. આબરૂડીને રાજીનામું આપ્યું. પામરસ્ટન મુખ્ય પ્રધાન થયો. તેની આગેવાની નીચે બાજી સુધરી. ઝાર નિકોલસ ઇ. સ. ૧૮૫૫ના માર્ચમાં મરી ગયો. પ્રખ્યાત ઇટલિઅન મુત્સદ્દી કાઉંટ કાવૂરે–Cavour–સાર્ડિઆનાથી એક લશ્કર મિત્રરાજ્યોની મદદે મોકલ્યું. રશિઅન લશ્કરો હારી ગયાં. ૩૪૯ દિવસોના ઘેરા પછી સિબાસ્ટપોલ શરણ થયું, સપ્ટેંબર, ૧૮૫૫. પણ

આ જ અરસામાં કાર્સ રશિઅન લશ્કરના હાથમાં ગયું. સાથે વિગ્રહનો પણ અંત આવ્યો.

**પૅરિસનું તહ, માર્ચ, ઇ. સ. ૧૮૫૬**—રશિઆ તુર્કીના પડોશમાં વધારે બળવાન્ થાય તે કોઈ યૂરોપી રાજ્યને ગમતું નહોતું. ફ્રાંસ ને ઇંગ્લંડ પણ એ જ દિશામાં વધારે સત્તાવાન્ થાય તે પણ બીજાં રાજ્યોને ગમતું નહોતું. આ કારણોથી ઑસ્ટ્રિઆની સરકાર બંને પક્ષો વચ્ચે સમાધાન કરવા દરમ્યાન થઈ. એક વર્ષની વાટાઘાટ પછી પૅરિસ મુકામે સર્વસામાન્ય કરાર કરવામાં આવ્યો. તુર્કીની સ્વતંત્રતા જાળવવા માટે



ઇંગ્લંડ, ફ્રાંસ, ઑસ્ટ્રિઆ, પ્રશિઆ, રશિઆ ને સાર્ડિનિઆ પરસ્પર બંધાયાં; તુર્કી યૂરોપના રાજ્યમંડળ–Concert of Europe–માં દાખલ થયું; તુર્કીના આંતર કારભારમાં કોઈએ દરમ્યાન થવું નહિ એમ નક્કી થયું; સુલતાને પોતાની તમામ પ્રજાની પરિસ્થિતિ સુધારવાનું વચન આપ્યું; ક્રિમિઆ રશિઆને ને કાર્સ તુર્કીને પાછાં મળ્યાં; કાળા સમુદ્રમાં સુલેહના વખતમાં સર્વ રાજ્યોને એકસરખી છૂટો આપવામાં આવી; ડૅન્યૂબ નદી

પણ સર્વસામાન્ય નદી થઈ; મૉલ્ડેવિઆ ને વૉલેશિઆ, ને સર્વિઆની સ્વતંત્રતા માટે મિત્રરાજ્યો જામીન થયાં. રશિઆના આગળના તમામ અધિકારો હવે નાશ પામ્યા. રશિઆ ને ઇંગ્લંડ વચ્ચેની હરીફાઈ વધી. ફ્રાંસમાં નેપોલિઅનનું માન વધ્યું. તે ઇટલિનો ને રશિઆનો હવે મિત્ર થઈ ગયો. સાર્ડિનિઆ એક વગવાળું રાજ્ય થયું ને નવા ઇટલિનો ઉદય થયો.*

પિટ્ટ, કૅસલ્રે, કૅનિંગ ને પામર્સ્ટન તુર્કીના મિત્રો હતા; તેમના પછી ડિઝરાઇલિએ પણ તે જ ધોરણ સ્વીકાર્યું. એ વખતે કેટલાએક અંગ્રેજ મુત્સદ્દીઓ આ મૈત્રી ઉપર કટાક્ષથી જોતા હતા. છેલ્લા મહાવિગ્રહમાં તુર્કી ઇંગ્લંડ સામું ને જર્મનિ સાથે રહી લડ્યું તે ઉપર દૃષ્ટિ કરીએ તો ક્રિમિઆનો વિગ્રહ ફોકટ લડાયો હતો એમ લાગશે.†

રાજકારણ કદિ કાયમ રહેતું નથી; આજના મિત્રો કાલે શત્રુઓ થઈ બેસે છે; પણ એટલું તો ચોક્કસ છે કે ક્રિમિઆના વિગ્રહથી ધારેલાં પરિણામો આવ્યાં નહિ.‡

**પામર્સ્ટનનો કારભાર, ઇ. સ. ૧૮૫૫–૫૯**—પામર્સ્ટને ક્રિમિઆના યુદ્ધનો અંત આણ્યો એટલું જ નહિ પણ તેણે લડાઈખાતું ઘણી સારી રીતે સુધારી દીધું. ઇ. સ. ૧૮૫૬–૫૭માં ઇંગ્લંડ ને ઇરાન વચ્ચે લડાઈ થઈ, કારણ કે શાહે હિરાત ઉપર ચડાઈ કરી હતી. ઇરાન હારી ગયું. ઇરાનને ઝારની ચડામણી હોવી જ જોઈએ એ ઉસ્તાદ પામર્સ્ટન બરોબર જોઈ ગયો. ચીની સરકારે એક અંગ્રેજ વહાણને રોકી રાખ્યું ને તેના ખલાસીઓને કેદ કર્યા તે કારણથી પામર્સ્ટને ચીન સામે લડાઈ જાહેર કરી. ફ્રેંચો પણ અંગ્રેજો સાથે મળ્યા. ચીનાઓ હારી ગયા. પરિણામે તેમણે યાંગ-સે-કિઆંગ નદી ઉપરનો વેપાર ખુલ્લો કર્યો, પરસ્પર

---

*In the waters of the Tchernya the stain of Novara was wiped out for ever; out of the mud of the trenches was modern Italy built up.

†The Crimean war was a blunder and a crime.

‡When one reads the treaty, there is nothing to show which is the conqueror and which the conquered:—

ફ્રેંચ વકીલની નોંધ.

વકીલો મોકલવાની શરત લખી આપી અને ખ્રિસ્તી ધર્મને રક્ષણ આપવાનું વચન આપ્યું, ઇ. સ. ૧૮૫૭. પણ પાર્લમેંટે ચીની વિગ્રહની રાજ્યનીતિને વખોડી કાઢી તેથી પામરૂસ્ટને રાજીનામું આપ્યું. પ્રજાને તો તેની રાજ્યનીતિ ગમી ગઈ હતી; તેથી નવી પાર્લમેંટમાં પામરૂસ્ટનની બહુમતિ થઈ. ઉમરે વૃદ્ધ, પણ સ્વભાવે ને કામકાજ કરવામાં યુવાન્, તે વળી મુખ્ય મંત્રી થયો, એપ્રિલ, ઇ. સ. ૧૮૫૭.

**ઉપરાઉપરી ફરતાં મંત્રિમંડળો; પામર્સ્ટન, અને ડર્બી** (બીજીવાર), **ઇ. સ. ૧૮૫૭–૫૮.**—પામરૂસ્ટનનો સ્વભાવ રાણીને જરા પણ ગમતો નહિ. વળી ટોરિઓ ને બ્રાઇટ જેવા લિબરલો તેની વિરુદ્ધ હતા. ઇ. સ. ૧૮૫૭–૫૮માં હિંદમાં સિપાઈઓએ બળવો કર્યો. પામરૂસ્ટને બ્રિટિશ હિંદના કારભાર માટે યોગ્ય બંદોબસ્ત કરવા પ્રયત્ન કર્યો; પણ દરમ્યાન ફ્રેંચ સમ્રાટ્ નેપોલિઅનના ઉપર કોઈએ બૉંબ ફેંક્યો. ગુન્હેગારની તપાસ લેતાં એમ માલુમ પડ્યું કે કાવતરૂં ઇંગ્લંડમાં થયું હતું. ફ્રેંચ સરકાર અને પ્રજા અંગ્રેજો ઉપર ઘણાં ચીડાયાં. આવાં કાવતરાં સામે પામરૂસ્ટને હાઉસ ઑફ કૉમન્સમાં એક મુત્સદ્દો રજુ કર્યો; પણ તેમાં હારી જતાં તેણે રાજીનામું આપ્યું, ફેબ્રુઆરિ, ઇ. સ. ૧૮૫૮.

રાણીએ હવે લૉર્ડ ડર્બીને મુખ્ય મંત્રી બનાવ્યો. ડિઝ્રાઇલિ બીજી વાર ખજાનચી થયો. સિપાઈઓનો બળવો શાંત થઈ ગયો એટલે બ્રિટિશ હિંદના કારભાર માટે નવો કાયદો કરવામાં આવ્યો, ઑગસ્ટ, ઇ સ. ૧૮૫૮. દરમ્યાન ઑસ્ટ્રિઆ ને સાર્ડિનિઆ વચ્ચે લડાઈ સળગી ઉઠી હતી ને ફ્રાંસ ઇટલિને ઉત્તેજન આપતું હતું. નેપોલિઅને ઇટલિમાં લશ્કર મોકલ્યું. આ વખતે ડિઝ્રાઇલિએ હાઉસ ઑફ કૉમન્સના બંધારણમાં સુધારો કરવાનો ઠરાવ કર્યો હતો. પણ પરદેશખાતાના કારભાર ઉપર અને સુધારાના સવાલ ઉપર લિબરલો ને પીલના અનુયાયીઓ ભેગા થઈ ગયા. પરિણામે ડર્બી ને ડિઝ્રાઇલિ હારી ગયા ને પામરૂસ્ટન ફરી મુખ્ય પ્રધાન થયો, મે, ઇ. સ. ૧૮૫૯.

**લૉર્ડ પામર્સ્ટનનો છેલ્લો કારભાર, ઇ. સ. ૧૮૫૯–૬૫. ખજાનચી ગ્લૅડ્સ્ટન**—પામરૂસ્ટનના છેલ્લા મંત્રિમંડળમાં ગ્લૅડસ્ટન ખજાનચી થયો. અત્યાર સુધી ગ્લૅડ્સ્ટન પીલના પક્ષકાર તરીકે ખપતો હતો; હવે

તે જુના કૉનઝરવેટિવ પક્ષમાંથી હમેશને માટે ખસી ગયો ને લિબરલોની સાથે કારભારમાં દાખલ થયો. પામર્સ્ટન પોતે પાર્લમેંટના સુધારાથી વિરુદ્ધ હતો પણ તે સવાલનો ખાસ ઉત્સાહી રસ્સેલ મંત્રિમંડળમાં હતો; છતાં તે પ્રશ્ન હમણાં તો અધર જ રહ્યો. પામર્સ્ટનના આંતર કારભારમાં ગ્લૅડ્સ્ટનના આર્થિક સુધારાઓ ખાસ લક્ષમાં રાખવા જોગ છે. તેણે ફ્રાંસ સાથે વેપારનો કરાર કર્યો, ઘણી સાધારણ વપરાસની જણસો ઉપરની જગાતો ઓછી કરી અથવા કાઢી નાંખી, કાચો માલ, ખાધાખોરાકીની ચીજો અને કારખાનાંમાં બનેલો માલ, એટલી ચીજો ઉપર માત્ર નામની જ જગાત રાખી અને જેમ બને તેમ ઓછી ચીજો ઉપર જગાત રહેવા દીધી. આયપતવેરો હવે દેશમાં કાયમ કર થયો. ગ્લૅડ્સ્ટને કાગળ ઉપરની જગાત કાઢી નાંખી તેથી હાઉસ ઑફ કૅામન્સ ને ને હાઉસ ઑફ લૉર્ડ્ઝ વચ્ચે તકરાર થઈ. પ્રજા ઉપરના જુના કરોમાં ફેરફારો કરવાની અને નવા કરો નાંખવાની સત્તા હાઉસ ઑફ કૉમન્સની જ છે અને હાઉસ ઑફ લૉર્ડ્ઝને તે બાબતમાં ખાસ દરમ્યાન થવાની સત્તા હોવી જોઈએ નહિ એ ઉપયોગી સૂત્ર સ્વીકારનારા ત્રણ ઠરાવો પામર્સ્ટને હાઉસ ઑફ કૉમન્સમાં પ્રસાર કરાવ્યા, જુલાઈ, ઇ. સ. ૧૮૬૦. બીજે વર્ષે પણ ગ્લૅડ્સ્ટને હાઉસ ઑફ કૉમન્સની નાણા ઉપરની સત્તા વિશેષ સાબુત કરી. જગાતના ફેરફારોથી ને ફ્રાંસ સાથેના વેપારના કરારથી ઇંગ્લંડનું ઉત્પન્ન વધ્યું. તેથી ખજાનચીએ આયપતવેરો ઘટાડી દીધો અને ચા વગેરે સોંઘાં કર્યાં. ઇ. સ. ૧૮૬૦માં ગ્લૅડ્સ્ટને પોસ્ટ ઑફિસ સેવિંગ્ઝ બૅંકો સ્થાપી. મધ્યમ વર્ગના લાખો લોકો બચાવેલાં નાણાં હવે સલામતીથી આ બૅંકોમાં રાખી શકયા અને સરકારને પણ વ્યાજે નાણું મેળવવાની સારી સગવડ થઈ; હરઘડી સરાફી પેઢીઓ ને બૅંકો પાસે હવે જવાની જરૂર રહી નહિ. રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓનાં ખર્ચો તપાસવા ગ્લૅડ્સ્ટને એક સ્વતંત્ર પાર્લમેંટનો અમલદાર નીમ્યો. આ સુધારાથી પાર્લમેંટની આર્થિક સવાલો ઉપરની સત્તા વધી. તેણે રાજ્યનું કેટલુંક નકામું ખર્ચ કાઢી નાંખ્યું. અમેરિકામાં આ વખતે લડાઈ ચાલતી હતી તેથી કપાસના ભાવમાં ઘણી તેજી આવી અને થોડા વખત માટે ઇંગ્લંડનાં કેટલાંક કાપડ બનાવવાનાં કારખાનાંઓને ઘણી મુશ્કેલીઓ નડી.

**પામરસ્ટનના કારભારનું યૂરોપ; ઇંગ્લંડની તટસ્થતા, ઇ. સ. ૧૮૫૯–૬૫.**—પામરસ્ટન યૂરોપનાં રાજ્યોના આંતર કારભારમાં બહુ માથું* મારતો પણ તેના છેલ્લા કારભારમાં ઇંગ્લંડ તટસ્થ રહ્યું, કારણ કે તે પોતે નહિ પણ જૉન રસ્સેલ્લ, પરદેશખાતાનો પ્રધાન હતો. ક્રિમિઆના વિગ્રહ વખતે સાર્ડિનિઆના રાજ્ય તરફથી કાઉંટ કાવૂરે મિત્રરાજ્યોને લશ્કરી મદદ મોકલી હતી અને પૅરિસની પરિષદમાં સાર્ડિનિઆને યોગ્ય સ્થાન પણ મળ્યું હતું તે આપણે ઉપર જોઈ ગયા છીએ. ફ્રાંસના સમ્રાટ્ નેપોલિઅને સાર્ડિનિઆનો પક્ષ લીધો અને નાઇસ અને સેવૉયના પ્રાંતોના બદલામાં તેણે સમસ્ત ઇટલિમાંથી ઑસ્ટ્રિઆના પક્ષકાર રાજ્યકર્તાઓને કાઢી મૂકી સમગ્ર ઇટલિનું એક રાજ્ય બને તે માટે તમામ મદદ આપવા કાવૂરને વચન આપ્યું. રાણી વિક્ટોરિઆને ઇટાલિઅનોનું બંડ ગમતું નહોતું પણ પામરસ્ટનના મંત્રિમંડળે ઇટલિનો પક્ષ લીધો; ઇટલિ એક થઈ શક્યું, ઇ. સ. ૧૮૬૧, ફેબ્રુઆરિ. લૂઈ નેપોલિઅન આ વખતે જ્યાં ત્યાં માથું મારવા ફાંફાં મારતો હતો; પામરસ્ટન તેના ઉપર ચોક્કસ નજર રાખતો. ચીનની સરકારે ઇ. સ ૧૮૫૮ની Tienstien–ટીનસ્ટીનની સુલેહ હજુ કબૂલ કરી નહોતી. તેથી પામરસ્ટને ચીની કીનારા ઉપર સવારી મોકલી. ઇ. સ. ૧૮૬૦ના પેકિનના તહથી પહેલા કરાર મંજૂર થયો ને ટીનસ્ટીનનું બંદર હવે બ્રિટિશ વેપાર માટે ખુલ્લું થયું. લૂઈ નેપોલિઅનને મેક્સિકોમાં ફ્રાંસની વગ કરવી હતી તેથી તેણે પોતાનો ગુપ્ત હેતુ મનમાં રાખી ઇંગ્લંડને યુક્તિથી ફ્રાંસના પક્ષમાં લીધું. પણ રસ્સેલ યુક્તિ સમજી ગયો ને તેથી ઇંગ્લંડ નેપોલિઅનના કાવાદાવાઓમાં ફસાયું નહિ, ઇ. સ. ૧૮૬૧–૬૨. ઇ. સ. ૧૮૬૧માં અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોના ઉત્તર વિભાગ ને દક્ષિણ વિભાગ વચ્ચે ગુલામીના પ્રશ્ન ઉપર

* પામરસ્ટનની પરદેશ સંબંધી રાજ્યનીતિનું નીચે આપેલા તેના ભાષણના એક ભાગ ઉપરથી એકદમ સ્પષ્ટ થઈ શકે છે:—It is a narrow policy to suppose that this country or that is to be marked as the eternal ally or the perpetual enemy of England. We have no eternal allies and we have no perpetual enemies. Our interests are eternal and perpetual.

લડાઈ સળગી ઉઠી. ઇંગ્લંડના કેટલાએક લોકો દક્ષિણ સંસ્થાનો તરફ, તો કેટલાએકો ઉત્તર સંસ્થાનો તરફ, હતા. "ટ્રેન્ટ" નામની અંગ્રેજ મેઇલઆગબોટમાં દક્ષિણ વિભાગનાં સંસ્થાનો તરફથી ઇંગ્લંડ ને ફ્રાંસની સરકારો સાથે મસલત કરવા બે વકીલો નીકળ્યા હતા તેમને ઉત્તર વિભાગનાં સંસ્થાનોની સરકારે પકડયા. "ટ્રેન્ટ" બ્રિટિશ આગબોટ હતી. તેથી બંને સરકારો વચ્ચે લડાઈ સળગી ઉઠત; પણ રાણી ને પ્રિન્સ આલ્બર્ટ વચ્ચે પડયાં અને બંનેનાં મનનું સમાધાન થયું. બ્રિટિશ ગોદીમાં તૈયાર થએલી આલાબામા Alabama–નામની એક મનવારે ઉત્તર સંસ્થાનોના વેપારને ઘણું નુકસાન કર્યું ને તેથી તેમણે વાંધો ઉઠાવ્યો. તેનું પણ આગળ ઉપર સમાધાન કરવામાં આવ્યું. ઇ. સ. ૧૮૬૩ના જુનમાં પોલંડમાં રશિઆ સામે બળવો થયો. પ્રશિઆમાં આ વખતે પ્રિન્સ બિઝ-માર્ક–Bismarck–ચૅન્સેલર–વઝીર હતો. ફ્રાંસ પોલ લોકોના પક્ષમાં હતું. તેથી બિઝમાર્કે ઝારનો પક્ષ લીધો. ફ્રેંચ સમ્રાટ્ નેપોલિઅને ઝારને ધમકી આપી પણ ઇંગ્લંડ લડાઈમાં ઉતરવા ઇચ્છતું હતું તે ઝાર સારી રીતે જાણતો હતો. તેથી તેણે નેપોલિઅનની ધમકી ઉપર કાંઈ લક્ષ આપ્યું નહિ. બિઝમાર્કને, ઑસ્ટ્રિઆને જર્મનિમાંથી કાઢવું હતું અને જેમ સાર્ડિ-નિઆની આગેવાની નીચે ઇટલિ એક થયું હતું તેમ, પ્રશિઆની આગેવાની નીચે જર્મનિનાં નાનાંમોટાં રાજ્યોને તેને એક કરવાં હતાં. આ વખતે ડેન્માર્કની પાસે આવેલાં શ્લેશ્વિક અને હૉલ્સ્ટાઇન–Schleswig ને Holsteinની માલીકીનો સવાલ ઉભો થયો. એક રીતે તે બંને ડચિઓ અથવા સંસ્થાનો ડેન્માર્કના રાજાની માલીકીનાં હતાં; પણ હૉલ્સ્ટાઇનમાં જર્મનો વસતા હતા અને તે જર્મનિનું એક નાનું સંસ્થાન ગણાતું. શ્લેશ્-વિકમાં જર્મનો ઝાઝા નહોતા; પણ જર્મનિને મન તે પણ જર્મન સંસ્થાન લેખાતું. ડેન્માર્કને બંને પરગણાં–ડચિઓ પોતાને માટે જોઈતાં હતાં. તેથી ઇ. સ. ૧૮૬૩માં આગળના એક કરારની ઉપરવટ થઈને પણ નવા ડેઇનિ રાજા નવમા ક્રિશ્ચિઅને બંને ડચિઓને પોતાના કબજામાં લીધી. બિઝ્માર્કે તુરત જ પોતાનો લાગ જોયો. તેણે પ્રશિઆને નામે બંને સંસ્થાનોમાં લશ્કરો મોકલ્યાં ને તેમાં ઑસ્ટ્રિઆને પણ ફસાવ્યું, ઇ. સ.

૧૮૬૪. ઈંગ્લંડ લડવા ઇચ્છતું નહોતું ને લૂઈ નેપોલિઅનને ઇંગ્લંડનો ભરોસો નહોતો તેથી બિઝમાર્કે હવે બીજો પ્રપંચ રચ્યો. ઇ સ. ૧૮૬૬માં તેણે ઑસ્ટ્રિઆ સામે લડાઈ જાહેર કરી તેને હરાવી જર્મનિના પ્રમુખપણાથી બાતલ કર્યું અને બંને ડચિઓ, હૅનોવર, વગેરેને પ્રશિઆમાં ભેળવી લઈ મેઇન નદીથી ઉત્તરનાં તમામ સંસ્થાનોને પ્રશિઆના રાજાના પ્રમુખપણા નીચે મૂકી દીધાં. આ વખતે પણ ઇંગ્લંડ તટસ્થ રહ્યું. રાણી વિક્ટોરિઆના મક્કમપણાથી મંત્રીઓ દરમ્યાન થઈ શક્યા નહિ; પામર્સ્ટન મરી ગયો હતો; પરિણામે પ્રશિઆ મોટા રાજ્યની કોટિમાં આવ્યું; બિઝમાર્કનું બળ વધ્યું; પ્રશિઆને કીલનું ભવ્ય બંદર મળતાં ત્યાં ભવિષ્યમાં પ્રચંડ નૌકાસૈન્ય તૈયાર થયું; અને ઇ. સ. ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધની તૈયારીઓ શરૂ થઈ.

ઇ. સ. ૧૮૬૫ના ઑક્ટોબર માસમાં પામર્સ્ટન ૮૧ વર્ષની ઉમરે મરી ગયો. બુઢ્ઢાપામાં પણ તેનામાં જુવાનીનાં ઉત્સાહ ને શક્તિ હતાં.

**પામર્સ્ટનની રાજ્યનીતિ**–ઉપરનાં પૃષ્ઠોમાં આપણે પામર્સ્ટનની યૂરોપનાં જુદાં જુદાં રાજ્યો સાથેની રાજ્યનીતિ તપાસી ગયા છીએ. પામર્સ્ટન નહોતો વ્હિગ કે લિબરલ; નહોતો ટોરિ કે કૉંઝર્વેઇટિવ તેમ તે રૅડિકલ પણ નહોતો. પરદેશ ખાતાના કારભારમાં તે કૅનિંગનો ચેલો હતો; બેલ્જિઅમ, ગ્રીસ, ઇટલિ, સ્પેઇન, પોર્ચુગલ ને તુર્કીનો તે મિત્ર હતો; પરદેશી પ્રજાઓને તે સુખી ને જવાબદાર રાજ્યતંત્ર નીચે રહેલી જોવા ઇચ્છતો ને તે માટે પ્રયત્નો કરતો. તે પાર્લમેંટના જુના બંધારણને તોડવા ઇચ્છતો નહિ. તે ગરીબોની દયા ખાતો ને મજૂરોની પરિસ્થિતિ સુધારવા માટે તે હમેશાં ઉત્સાહ બતાવતો. અંગ્રેજો તેને સારી પેઠ ચાહતા. આવી રીતે આંતર કારભારમાં તે કૉંઝર્વેઇટિવ હતો. એ કારણોથી લિબરલો, કૉંઝર્વેઇટિવો અને "રૅડિકલો" પણ તેને અનુમોદન આપતા. વસ્તુતઃ તે ઓગણીસમી સદીનો નહિ પણ અઢારમી સદીનો મુત્સદ્દી હતો. હરકોઈ સવાલ ઉપસ્થિત થયો કે તુરત જ તે તેના ઉપર નિર્ણય કરી નાંખતો; અને પછી કરેલા નિશ્ચય પ્રમાણે વર્તતો; એ બાબતમાં તે કદિ ઢીલ કરતો નહિ. અંગ્રેજ પ્રજાનો તે માનીતો મુત્સદ્દી હતો. રાણીને તે ગમતો નહિ, કારણ કે તે "ચટાક," ગમ્મતી, ઉતાવળીઓ, ઉદ્ધત, ને

સ્વતંત્ર મીજાજનો હતો. રાણીની કે બીજા હરકોઈ મુત્સદ્દીની દરમ્યાનગીરી તે ધિક્કારતો. તેની રાજ્યનીતિથી ઇંગ્લંડ યૂરોપની રાજ્યનીતિમાં આગેવાન થયું; એ જ સાથે તેના જોહુકમીપણાથી યૂરોપનાં રાજ્યોના દરબારોનો ઇંગ્લંડ ઉપરનો ભરોસો ઘટી ગયો. પામર્સ્ટન દેશનો આગેવાન હતો ત્યાં સૂધી જુદા જુદા રાજ્યકીય પક્ષો તેના દબાણમાં રહેતા; તેના મરણ પછી એ પક્ષો દબાણથી છૂટા થઈ ગયા અને ઇંગ્લંડના ઇતિહાસમાં પણ નવું પરિવર્તન થયું. પામર્સ્ટન ઇંગ્લંડનો છેલ્લો વૃદ્ધ મુત્સદ્દી હતો; તેના પછી નવા યુવાન્ આગેવાનો આગળ આવ્યા અને તેમના કારભારોમાં પણ ઓગણીસમી સદીના નવા વિચારોનું જોર ભળ્યું.*

## પ્રકરણ ૩૧મું

## નવી લિબરલ અને કૉંઝર્વેઇટિવ રાજ્યનીતિઓ.

## ડિઝ્રાઇલિ અને ગ્લૅડ્સ્ટન, ઇ. સ. ૧૮૬૫-૯૫.

**નવા સવાલો**—પામર્સ્ટનના મરી ગયા પછી જે નવાં મંત્રિમંડળોએ ઇંગ્લંડનો કારભાર સંભાળ્યો તેમને તદ્દન નવા જ કોયડાઓ ઉકેલવા પડ્યા. પહેલાં તો આ વખતમાં પાર્લમેંટનું બંધારણ ફરી ગયું; પ્રજામત પાર્લમેંટમાં વધારે પડવા માંડ્યો. બીજું, બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા ભાગોના વહિવટ માટે યોગ્ય સૂત્રો ઘડાયાં. ત્રીજું, યૂરોપમાં ઇટલિ અને જર્મનિનાં નવાં રાજ્યો થતાં ઇંગ્લંડના પરદેશખાતાનો કારભાર પણ એકદમ ફરી ગયો. ચોથું, આયર્લંડમાં એક રાષ્ટ્રીય પક્ષ ઉભો થયો. એ પક્ષને આયર્લંડ ને ઇંગ્લંડથી સ્વતંત્ર નહિ, પણ તેની પાર્લમેંટના અંકુશથી મુક્ત, કરવું હતું. આ જ અરસામાં આયર્લંડને ઇંગ્લંડથી દરેક બાબતમાં તદ્દન સ્વતંત્ર કરવાની હીલચાલ તે દેશમાં શરૂ થઈ. છેલ્લું, વિક્ટોરિઆ રાણીના અમલનાં આ છેલ્લાં ત્રીસ

---

*The veteran Parliamenterian, a Whig by association, a Conservative in sentiment, popular with the masses though he had small sympathy with their aspirations, had exactly represented the passing phase of public opinion. His death was the "letting out of the waters", and a prelude to a new era of stress and activity in domestic politics.

વર્ષોમાં સામાજિક સુધારાઓ પણ સારી રીતે થયા. પ્રજાના પરસ્પર વ્યવહારમાં રાજ્યે જેમ બને તેમ ઓછું દરમ્યાન થવું જોઈએ એ જુનો વ્યક્તિવાદ Individualism હવે નબળો થઈ ગયો. તેને બદલે પ્રજા-હિતની સર્વ પ્રવૃત્તિઓ રાજ્યે જ હાથમાં લઈ લેવી જોઈએ એ રાજ્ય-સત્તાવાદ–Socialism–લોકપ્રિય બન્યો. તેનાં પરિણામો વીસમા–ચાલુ–સૈકાની શરૂઆતમાં જ આપણે જોઈ શકીએ છીએ; પણ તેનો પાયો ઓગણીસમી સદીનાં છેલ્લાં ત્રીસ વર્ષોમાં નંખાયો હતો.

**રસ્સેલ, ઇ. સ. ૧૮૬૫–૬૬**—પામર્સ્ટનના મરી ગયા પછી રસ્સેલ જુના મંત્રિમંડળનો મુખ્ય પુરુષ થયો. જામેઇકાના સંસ્થાનના હબસીઓએ આ વખતે બળવો કર્યો. ગવર્નર–Eyre–આયરે લશ્કરી કાયદો–Martial law–જાહેર કર્યો અને ઘણા નિરપરાધી માણસોને ફાંસી અપાવી દેશપાર કર્યા અને બીજી કડક સજાઓ કરાવી. રસ્સેલે આ વિષયમાં ઘણી જ બેદરકારી બતાવી. પામર્સ્ટન હાઉસ ઑવ્ કૉમન્સના બંધારણમાં સુધારો કરવાની વિરુદ્ધ હતો; જ્યાં સુધી તે મુખ્ય પ્રધાન હતો ત્યાં સુધી સુધારાના પક્ષકારો પરાણે ચૂપ થઈ બેસી ગયા હતા. રસ્સેલ સુધારક હતો; તેથી હવે તેઓએ પાછો એ સવાલ હાથમાં લીધો, પણ મંત્રિમંડળમાં જ ને પાર્લમેંટમાં સુધારાના વિરોધીઓ ઘણા હતા. તેથી રસ્સેલ હારી ગયો ને ડર્બી મુખ્ય પ્રધાન થયો, જુન, ઇ. સ. ૧૮૬૬. પણ તે વૃદ્ધ ને અશક્ત હતો તેથી ઇ. સ. ૧૮૬૮માં તેના નિવૃત્ત થવાથી ડિઝરાઈલિ મુખ્ય સત્તા ઉપર આવ્યો.

**ડર્બીનું મંત્રિમંડળ, ઇ. સ. ૧૮૬૬–૬૮. ડિઝરાઇલિનું રિફૉર્મ બિલ, ઇ. સ. ૧૮૬૭**—રસ્સેલે હાઉસ ઑવ્ કૉમન્સના બંધારણના સવાલ ઉપર રાજીનામું આપ્યું પણ તે બાબત હવે પ્રજામાં ઘણી જ ચર્ચાવા માંડી. ઇંગ્લંડમાં કામદા(ગા)ર લોકોએ તોફાનો કર્યાં. બ્રાઈટ જેવા ધુરંધર વક્તાઓએ તે પ્રશ્ન પોતાનો કર્યો. તેથી ગમે તેમ પણ હવે તેનો નિકાલ કરવાની જરૂર હતી. લૉર્ડ ડર્બીના છેલ્લા (ત્રીજા) કારભાર વખતે ડિઝરાઈલિ હાઉસ ઑવ્ કૉમન્સનો–લીડર–આગેવાન હતો. તેણે સુધારાનો કાયદો પસાર કરાવ્યો, ઑગસ્ટ, ઇ. સ. ૧૮૬૭. નવા કાયદાથી હાઉસ

ઑાવ્ કૉમન્સના સભ્યોની સંખ્યામાં કાંઈ ફેરફાર કરવામાં આવ્યો નહિ; પણ કેટલાક કસબાઓ–boroughs–ના મતાધિકારો લઈ લેવામાં આવ્યા, બીજા કસબાઓ ને પરગણાંઓના તે જ અધિકારો વધારવામાં આવ્યા, ને લગભગ અગ્યાર લાખ માણસોને ચુંટણીના હક્કો મળ્યા. પરિણામે કામદા(ગા)ર વર્ગના કેટલાએક લોકો હવે પાર્લમેંટની ચુંટણીમાં ભાગ લેતા થયા; મધ્યમ વર્ગના લોકોનું બળ એટલે અંશે નબળું પડયું. કૉન્ઝર્વેઇટિવ પ્રધાનમંડળે આ સુધારો હાથમાં લીધો તેથી મજૂરવર્ગનાં મંડળો તે પક્ષમાં ભળ્યાં. લૉર્ડ ડર્બી જેવા ચુસ્ત ટોરિ પ્રધાનને ડિઝ્રાઇલિના આ નવા પ્રયોગનો ઝાઝો ભરોસો નહોતો;* પણ જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ બધા પક્ષોને અનુભવે એટલી તો ખાતરી થઈ શકી કે ઇ. સ. ૧૮૬૭ના કાયદાથી ઇંગ્લંડના રાજ્યતંત્રને હાનિ નહિ પણ લાભ જ થયો. ડિઝ્રાઇલિ હવે કૉંઝર્વેઇટિવ પક્ષનો ખરો આગેવાન થયો.

એબિસ્સિનિઆના સુલતાને કેટલાક યુરોપિઅનોને ને બ્રિટિશ એલચીને કેદ કર્યા હતા તેથી ઇ. સ. ૧૮૬૮માં તેની સામે હિંદથી લશ્કર મોકલવામાં આવતાં તેની સરકાર શરણ થઈ. યુરોપ બહાર ઇંગ્લંડ દરમ્યાન થયું પણ ખુદ યુરોપમાં જ પ્રશિઆ ને ઑસ્ટ્રિઆ વચ્ચેના ટૂંકા વિગ્રહમાં ઇંગ્લંડ તદ્દન તટસ્થ રહ્યું. ઑસ્ટ્રિઆ સેડોવા મુકામે હારી ગયું. પ્રશિઆ બિઝ્માર્કની ભભકભરી કુનેહથી ઉત્તર જર્મનિના રાજ્યોનું આગેવાન બન્યું, જુન, ઇ. સ. ૧૮૬૬. ઇ. સ. ૧૮૬૭માં પાર્લમેંટે કૅનેડાના જુદા જુદા પ્રાંતોનું એક સંસ્થાન બનાવી તેને એક ગવર્નર જનરલ નીચે મૂકયું ને જુદા જુદા પ્રાંતોને લેફ્ટનન્ટ ગવર્નરો નીચે મૂકયા; સિવાય દરેકને જુદી ધારાસભા પણ આપવામાં આવી. આ એકત્રિત થએલા સંસ્થાનમાં કોલંબિઆ, વાંકુવર ટાપુ, ને પ્રિન્સ એડ્વર્ડ ટાપુ પણ ભળ્યાં. આયર્લંડના ચર્ચનો સવાલ આ વખતે મુખ્ય પ્રશ્ન થયો. તે ઉપર ગ્લૅડ્સ્ટને ડિઝ્રાઇલિને હરાવ્યો તેથી પાર્લમેંટને રજા આપવામાં આવી ને નવી ચુંટણી થઈ. એ ચુંટણીમાં લિબરલો ફાવ્યા, તેથી ડિઝ્રાઇલિએ રાજીનામું આપ્યું, ડિસેંબર, ઇ. સ. ૧૮૬૮.

---

*It is a "leap in the dark".

ઇંગ્લંડના ઇતિહાસમાં હવે બે મહાન્ પુરુષોનો અખાડો જામ્યો. એક તરફ ડિઝરાઇલિ, અને બીજી તરફ ગ્લૅડસ્ટન. ઇ. સ. ૧૮૮૦ સુધી બ્રિટિશ ઇતિહાસ એટલે ગ્લૅડ્સ્ટન ને ડિઝરાઇલિનું દ્વંદ્વયુદ્ધ.

**ગ્લૅડ્સ્ટન, ઇ. સ. ૧૮૩૩–૧૮૬૮**—રાણી વિક્ટોરિઆના અમલનો વિચાર કરતાં આપણે આ પૃષ્ઠોમાં ગ્લૅડ્સ્ટન વિષે કેટલુંએક જોઈ ગયા છીએ પણ તેના જીવનચરિત વિષે હજુ આપણે કાંઈ જોઈ શક્યા નથી. ઇ. સ. ૧૮૬૮ની સાલથી તે ઠેઠ ઇ. સ. ૧૮૯૮ સુધી ગ્લૅડ્સ્ટન ઇંગ્લંડનો ધુરંધર મુત્સદ્દી હતો. તેથી હવે તેના જીવનનો આગલો ભાગ અહિં એકીસાથે તપાસવાની જરૂર છે; કારણ કે તે જીવનનો પૂર્વ વૃત્તાંત ને ગ્લૅડ્સ્ટનના ગુણદોષ જાણ્યા વગર આપણે હવે પછીનાં ત્રીસ વર્ષોનો ઇતિહાસ બરોબર સમજી કે વિચારી શકશું નહિ.

વિલિઅમ એવર્ટ–ગ્લૅડસ્ટન–William Ewart Gladstone–ઇ. સ. ૧૮૦૯ના ડિસેંબર માસમાં લિવરપૂલ મુકામે જન્મ્યો હતો. તેનો બાપ સર જૉન ગ્લૅડસ્ટન લિવરપૂલનો મોટો વેપારી હતો. તે પહેલાં વ્હિગ હતો; પણ પાછળથી પિટ્ની ને કૅનિંગની મૈત્રી થતાં તે કૉંઝર્વેઇટિવ પક્ષમાં ભળ્યો. નાનપણથી જ ગ્લૅડ્સ્ટનના મગજ ઉપર આ કૉંઝર્વેઇટિવ વાતાવરણની સજ્જડ છાપ પડી. નિશાળમાં ને કૉલેજમાં ગ્લૅડ્સ્ટન ઘણાં છટાદાર ભાષણો કરતો. એ વખત દરમ્યાન તેને ગ્રીક ને લૅટિન સાહિત્યનો સારો શોખ લાગ્યો. કૉલેજ છોડ્યા પછી તેને ચર્ચમાં દાખલ થવું હતું; પણ તે વિચાર તેણે તુરત જ છોડી દીધો અને ઇ. સ. ૧૮૩૩માં તે પહેલી વાર પાર્લમેંટમાં દાખલ થયો. એ પાર્લમેંટમાં તે હમેશાં કૉંઝર્વેઇટિવ આગેવાન સર રૉબર્ટ પીલનો પક્ષ કરતો. ઇ. સ. ૧૮૩૫માં પીલના



ગ્લૅડ્સ્ટન

મંત્રિમંડળમાં ગ્લૅડ્સ્ટન સંસ્થાનોનો નાઇબ-દિવાન-Under Secretary of State for the Colonies-થયો પણ થોડા જ દિવસોમાં પીલને રાજીનામું આપવું પડયું એટલે ગ્લૅડ્સ્ટન પણ પાછો નિવૃત્ત થઈ ગયો. ઇ. સ. ૧૮૪૧માં પીલ ફરી મુખ્ય પ્રધાન થયો ત્યારે તેણે ગ્લૅડ્સ્ટનને બોર્ડ ઑવ્ ટ્રેઇડનો પ્રમુખ ને મંત્રિમંડળનો સભ્ય બનાવ્યો. ગ્લૅડ્સ્ટને આ વખતે વેપારરોજગાર, જગાત, કરપદ્ધતિ, વગેરેનો સારો અભ્યાસ કર્યો ને પરિણામે તે ઍડમ સ્મિથના સિદ્ધાંતોનો પક્ષપાતી થયો. પીલે આયર્લૅંડની મેનૂથ-Maynooth-કૉલેજને સરકારી મદદ આપી તે ટોરિ ગ્લૅડ્સ્ટનને તે વેળા ગમ્યું નહિ તેથી તેણે ઇ. સ. ૧૮૪૫માં પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું. ઇ. સ. ૧૮૪૬માં તે પાછો મંત્રિમંડળમાં દાખલ થયો ને સંસ્થાનોનો સેક્રેટરિ-Colonial Secretary-બન્યો. પણ Corn Laws-અનાજની આયાત વિષેના કાયદાઓ રદ્દ થયા પછી પીલે રાજીનામું આપ્યું એટલે ટોરિઓનો ને તે સાથે ગ્લૅડ્સ્ટનના કારભારનો અંત આવ્યો ઇ. સ. ૧૮૫૦-૫૧માં તે ઇટલિ ગયો ત્યાં નેઇપલ્સના રાજ્યકર્તાનો જુલમ જોઈ તેનું અંતર બળી ગયું ને તેથી યુરોપ તરફના વલણમાં તે "લિબરલ" પક્ષ તરફ ઢળવા લાગ્યો. ઇ. સ. ૧૮૫૨ના આબર્ડીનના મંત્રિમંડળમાં ગ્લૅડ્સ્ટન Chancellor of the Exchequer-ખજાનચી-થયો અને ક્રિમિઆના વિગ્રહના ખર્ચને પોતાનાં બાહોશ બજેટોથી તેણે નીભાવ્યું. ઇ. સ. ૧૮૫૫માં તેણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું. હવે તે લગભગ "લિબરલ" થઈ ગયો હતો. ઇ. સ. ૧૮૫૮માં પ્રધાન લૉર્ડ ડર્બીએ તેને આયોનિઆના ટાપુઓના કમિશનરની જગ્યા આપી. બીજે વર્ષે પામર્સ્ટનના કારભારમાં ગ્લૅડ્સ્ટન બીજી વાર ખજાનચી થયો. એ હોદ્દા ઉપર જ્યારે તે હતો ત્યારે તેણે કરેલા તમામ સુધારાઓ આપણે ઉપર જોઈ ગયા છીએ. પામર્સ્ટનના મરણ પછી ગ્લૅડ્સ્ટન પહેલી વાર હાઉસ ઑવ્ કૉમન્સનો લીડર-આગેવાન થયો. હવે તે ચુસ્ત લિબરલ થયો હતો. હાઉસ ઑવ્ કૉમન્સને સુધારવા તેણે આ વખતે પાર્લમેંટમાં એક બિલ્લ દાખલ કર્યું; પણ તેમાં તે ફાવ્યો નહિ ને રસ્સેલના છેલ્લા કારભારનો અંત આવ્યો. ડર્બી ને ડિઝરાઇલિ સત્તા ઉપર આવ્યા. ગ્લૅડ્સ્ટન હવે તેમની સામેના

પક્ષમાં ભળ્યો હતો. તેથી ઇ. સ. ૧૮૬૮માં જ્યારે કૉન્ઝરવેટિવ પક્ષની હાર થઈ ત્યારે રાણીએ "લિબરલ" પક્ષના આગેવાન ગ્લૅડ્સ્ટનને મુખ્ય મંત્રીનું પદ આપ્યું.*

**ગ્લૅડ્સ્ટનના ગુણદોષ**—ગ્લૅડ્સ્ટનનું શરીર જેટલું મજબુત હતું તેટલું જ તેનું મનોબળ પણ મજબુત હતું. જે કોઈ બાબત તે હાથમાં ધરતો તેનો તે કોઈ પણ રીતે નીકાલ કરતો પણ તે નિકાલ એ બાબતનો પૂરો અભ્યાસ કર્યા પછી જ તે કરતો. તે ઘણો ઉદ્યમી હતો. તેના વિચારો ઘણા ઊંચા હતા પોતાના દરેક ઊંચા વિચારને તે વ્યવહારમાં મૂકતો. ગ્લૅડ્સ્ટનના ચારિત્રનું એક બીજું ખાસ લક્ષણ જોવામાં આવે છે. તેનો સ્વભાવ ઉદાસીન હતો. ફત્તેહથી તે કદિ મલકાતો નહિ તો નિષ્ફળતાઓથી તે કદિ નિરાશ થતો નહિ. દુઃખી પ્રજાઓની તેને ઘણી દયા આવતી; તે મોટો ભાષણકર્તા હતો ને જ્યારે તે ભાષણ કરતો ત્યારે શબ્દો ને વાક્યો તો આપોઆપ તેના હોઠમાંથી સરવા માંડતાં. લોકોના બોલનો તેને ઘણો ભરોસો હતો, તે એટલો બધો તો ભોળો હતો. માણસોની પરીક્ષા કરવામાં તે ઘણી વાર ભૂલ ખાતો. ખ્રિસ્તી ધર્મ ઉપર તેને ઘણી શ્રદ્ધા હતી. ગ્લૅડ્સ્ટન લડાઈમાં માનતો નહિ—લડાઈ ઉપર તેને તિરસ્કાર છૂટતો. નાનાં મોટાં રાજ્યો ભેગાં થઈ પંચ મારફત પોતાની તકરારોનું સામાધાન કરે એમ તે ઇચ્છતો. ઇંગ્લંડના સામ્રાજ્યમાં તેને શ્રદ્ધા હતી પણ તે સામ્રાજ્યના બધા ભાગો સ્વતંત્ર હોવા જોઈએ એમ તે માનતો. ગોરી પ્રજાઓએ સંસ્થાનોના અસલ વતનીઓ ઉપર ન્યાય ને નીતિનાં ધોરણો પ્રમાણે અમલ કરવો જોઈએ એમ તે માનતો. પહેલેથી જ કોઈ ચોક્કસ કરેલાં સૂત્રો પ્રમાણે ગ્લૅડ્સ્ટન વર્ત્યો નથી; જેમ જેમ વખત જતો તેમ તેમ તે વિચાર કરતો ને સમય પ્રમાણે તે પોતાનાં સૂત્રો નક્કી કરતો. દેશાવર સાથે વેપારની

---

*Liberalism was at its zenith: more hopeful and more self-confident than it had been since the first reform bill or again to become during the remainder of the nineteenth century. P. 231, Vol XII, *Political Hist. of England*, edited by Hunt and Poole.

છૂટ, પર રાજ્યો સાથે સુલેહ, ખુદ ઇંગ્લંડમાં લોકોની ઇચ્છાનુસાર રાજ્ય-કારભાર, રાજ્યના ખર્ચમાં ખૂબ કરકસર, એ તેનાં મુખ્ય સૂત્રો વર્ણવી શકાય. ગ્લૅડસ્ટન "લિબરલ" હતો પણ તે "રૅડિકલ" નહોતો. માણસ-જાતની સમાનતામાં તે કદિ માનતો નહિ. જુની સંસ્થાઓ તરફ અને જુનાં ધોરણો તરફ તે પૂજ્યભાવ ધરાવતો. ગ્લૅડ્સ્ટને લિબરલ પક્ષને નવો ઓપ આપ્યો અને કૉંઝર્વેટિવો સામે તેઓ ટકી શકે એ મુદ્દાથી તે પક્ષને મજબુત બનાવ્યો.

**ગ્લૅડ્સ્ટનનો પહેલો કારભાર, ઇ. સ. ૧૮૬૮–૭૪. ફેનઅનનિઝમ. આઇરિશ ચર્ચ અને આઇરિશ ખેડુત.**—ઇ. સ. ૧૮૪૫નો દુષ્કાળ હજુ આયર્લંડના લોકોનાં મનમાં તાજો હતો. તે વખતથી તે ઇ. સ. ૧૮૬૮ સૂધીમાં દસ લાખ માણસો મરી ગવાં હતાં અને વીસ લાખ માણસો ગરીબીથી કંટાળી પોતાનું વહાલું વતન છોડી અમેરિકા ચાલ્યાં ગયાં હતાં; જે લોકોએ બહાર વાસ કર્યો તેઓ પોતાના વતનનાં દારુણ દુઃખો ભૂલી ગયા નહિ. એ દુઃખને માટે તેણે ઇંગ્લંડની સરકારને જવાબદાર ગણી, પોતાના દેશભાઈઓને તેઓએ પૈસાની મદદ મોકલી ને ગમે તે ઉપાયે ઇંગ્લંડથી સ્વતંત્ર થવા તેમને ઉશ્કેર્યા. આયર્લંડમાં પણ ઇંગ્લંડ સામે બંડ ઉઠાવવાના હેતુથી ખાનગી મંડળો ઉભા થયાં. આ હીલચાલ Fenianism–ફેનિઅનિઝમ* કહેવાય છે. બંડખોર કાવતરાંના કેટલાએક આગેવાનો પકડાઈ જતાં તેમને કડક શિક્ષા કરવામાં આવી; પણ ફેનિઅનો તેથી ડરી ગયા નહિ. તેમની પ્રવૃત્તિઓ તો જોસભર વધતી જ રહી. ઇંગ્લંડમાં પણ તેઓ તોફાનો કરવા માંડયા. આવે અણીને સમયે ગ્લૅડ્સ્ટન એકત્રિત "લિબરલ" પક્ષના આગેવાન તરીકે મુખ્ય પ્રધાન થયો. તેથી આયર્લંડનો મવાલ પણ [illegible] પ્રજા સમક્ષ મૂકાયો.

ગ્લૅડ્સ્ટનને આઇરિશ દરદના બે ઉપાયો અ[illegible] તો સૂઝયા; એક તો આઇરિશ ચર્ચના બંધારણમાં સુધારો કરવો; બીજું, આઇરિશ ખેડુતોને રાહત આપવી. પહેલાં તેણે આઇરિશ ઍંગ્લિકન ચર્ચનો સવાલ ઉકેલવા

* આયર્લંડના પુરાણા ઇતિહાસમાં રાજાઓ [illegible] તારે રહેતા સિપાઈઓ ફેનિઅનો કહેવાતા.

પ્રયત્ન કર્યો. એ ચર્ચ ઇંગ્લંડનું એસ્ટાબ્લિશ્ડ Established Church હતું ને તે આઇરિશ કૅથૉલિકોના કરોની આવક ઉપર નભતું. ગ્લૅડ્સ્ટને આયર્લૅંડના ને ઇંગ્લંડના ચર્ચોને નોખાં કરી નાંખ્યાં, તેને મળતી તમામ મદદ બંધ કરી, તેના નીભાવ માટે બીજો યોગ્ય બંદોબસ્ત કર્યો, ને બધું ખર્ચ કાઢતાં બાકી વધેલી રકમનો ઉપયોગ ગરીબ આઇરિશ લોકોને રાહત આપવા માટે કરવો એવો ઠરાવ કર્યો, ઇ. સ. ૧૮૬૯.

ખેડુતોની કંગાળ સ્થિતિ આયર્લૅંડનું બીજું દરદ હતું. જમીનના માલેકો બહારગામ રહેતા, મ્હેસુલ વસુલ કરવા પોતાનાં માણસોને મોકલતા, જમીનને સુધારી કરી જો ખેડુત વધારે ઉત્પન્ન કરે તો તેનો લાભ માલિકો ભોગવતા, અને નિયમસર મ્હેસુલ વસુલ ન થાય તો તેઓ ખેડુતોને કાઢી મૂકતા. ગ્લૅડસ્ટન છેલ્લી બાબતનું નિવારણ કરવાજેટલો કાયદો કરી શકયો, પણ તે આ વખતે આઇરિશ ખેડુતોને મ્હેસુલના બંદોબસ્તની બાબતમાં અને સુધારેલી ખેતીથી થતા વિશેષ ઉત્પન્નના યોગ્ય હિસ્સાની બાબતમાં કાંઈ કરી શકયો નહિ, ઇ. સ. ૧૮૭૧. તેણે આયર્લૅંડમાં કેળવણીને પણ ઉત્તેજન આપ્યું. લિબરલ પ્રધાનોએ આયર્લૅંડ માટે આટલાં આટલાં વાનાં કર્યાં તોપણ ફેનિઅનોની હીલચાલો કાંઈ નરમ પડી નહિ; તેથી ગ્લૅડ્સ્ટનને તેમની સામે કડક કાયદાઓનો અમલ કરવો પડયો. ઇ. સ. ૧૮૭૧માં કેટલાએક આઇરિશ આગેવાનોએ આયર્લૅંડને બ્રિટિશ સામ્રાજ્યમાં રાખીને આંતર વ્યવહારોમાં સ્વરાજ્ય અપાવવા —Home Rule—માટે પ્રવૃત્તિ ઉપાડી લીધી. આ સંસ્થાના સભ્યોએ ટૂંકી મુદ્દતમાં બ્રિટિશ પાર્લમેંટમાં ચુંટાઈ પોતાનો જુદો પક્ષ ઉભો કર્યો.

**કેળવણી; લશ્કર; નોકરીઓ; વગેરે. ઉદ્યમી કારભાર, ઇ. સ. ૧૮૭૦–૭૪**—ગ્લૅડ્સ્ટનના સહકારી ફૉર્સ્ટરે ઇ. સ. ૧૮૭૦માં પ્રાથમિક કેળવણી માટે આખા દેશમાં યોગ્ય બંદોબસ્ત કર્યો; જો કે હજુ પ્રાથમિક કેળવણી મફત ને ફરજિઆત થઈ શકી નહિ. અમુક ખાતાંઓ સિવાય રાજ્યના તમામ મોટા હોદ્દાઓ જાહેર પરીક્ષાઓનાં પરિણામો ઉપર ભરવા એવું હવે નક્કી કરવામાં આવ્યું. કાર્ડવેલ નામના અમાત્યના બાહોશ કારભાર નીચે લશ્કરી ખાતું સારી રીતે સુધરી ગયું.

લશ્કરના મોટા હોદ્દાઓ–Commissions–અત્યાર સુધી ખરીદી શકાતા; કાર્ડવેલ્લે–Cardwell–તે બંધ કર્યું. લડાઈ વખતે લશ્કર એકદમ ભેગું થઈ શકે તે માટે તેણે નવી વ્યવસ્થા કરી ને સેનાપતિને લશ્કરખાતાના મંત્રીની નીચે મૂકયો. ગ્લૅડ્સ્ટને લોકોને પોતાના મતો ખાનગી રીતે–By Ballot–આપવાનો હક્ક આપ્યો ને દારૂના વેચાણ ઉપર યોગ્ય અંકુશ મૂકયો. આ કૃત્યોથી ઘણા લોકો "લિબરલો"ના વિરુદ્ધ થઈ ગયા. દરમ્યાન ડિઝરાઇલિએ પણ પોતાના પક્ષને નવો ઓપ આપ્યો હતો અને દેશમાં મંત્રિમંડળ વિરુદ્ધ વાતાવરણ ઉત્પન્ન કર્યું હતું. "લિબરલ" બજેટો બરોબર સંતોષકારક નહોતાં. આઇરિશ કેળવણી ઉપર તેમને હારી જવું પડયું. ઉપરાંત યૂરોપની પરિસ્થિતિ ઉપર તેમણે યોગ્ય લક્ષ આપ્યું નહોતું. એ કારણોથી ઇ. સ. ૧૮૭૪ની ચુંટણીમાં ગ્લૅડ્સનનો પક્ષ હારી ગયો. કૉઝર્વેઇટિવો બહુમતિએ પાર્લમેંટમાં આવ્યા. તેથી રાણીએ તે પક્ષના વિખ્યાત આગેવાન ડિઝરાઇલિને પ્રધાન બનાવ્યો, ફેબ્રુઆરિ. ઇ. સ. ૧૮૭૪.

**ગ્લૅડ્સ્ટન અને યૂરોપ, ઇ. સ. ૧૮૬૮–૭૪**—ગ્લૅડ્સ્ટનના પહેલા કારભાર દરમ્યાન યૂરોપમાં જબરા ફેરફારો થયા. ફ્રાંસ અને પ્રશિઆ વચ્ચે લડાઈ થઈ; પ્રશિઆ સાથે દક્ષિણ જર્મનિનાં રાજ્યો જોડાયાં; ફ્રેંચ સમ્રાટ્ નેપોલિઅન હારી ગયો ને કેદ પકડાયો; પૅરિસ પડયું; નેપોલિઅનના સામ્રાજ્યનો નાશ થયો; તેને બદલે ફ્રાંસમાં વળી મહાજનસત્તાક રાજ્ય–Republic–ની સ્થાપના થઈ; દક્ષિણ જર્મનિનાં રાજ્યો હવે ઉત્તર જર્મનિ સાથે એકત્રિત થયાં ને પ્રશિઆના રાજાની આગેવાની નીચે જર્મન સામ્રાજ્ય–German Empire–ની સ્થાપના થઈ; ફ્રાંસે જર્મનિને આલસેસ–Alsace–ને લૉરેન–Lorraine–ના પ્રાંતો આપ્યા. ઇટલિએ ફ્લૉરેંસથી રોમમાં પોતાની રાજધાની ફેરવી; પોપની રાજ્યકીય–Temporal–સત્તાનો નાશ થયો. છતાં ઇંગ્લંડ છેલ્લી ઘડી સુધી આ બધી હીલચાલોથી અજાણ્યું જ રહ્યું–એવી કુનેહથી પ્રશિઆના ચૅન્સેલ્લર–વઝીર–બિઝમાર્કે કામ લીધું, ઇ. સ. ૧૮૭૦–૭૧. ઇંગ્લંડની બેદરકારીનો અને ફ્રાંસ ને જર્મનિના યુદ્ધનો લાભ લઈ રશિઆએ ઇ. સ. ૧૮૭૦માં ઇ. સ. ૧૮૫૬ની પૅરિસની સુલેહની કેટલીક શરતોનો ઇનકાર કર્યો અને

તેથી કાળા સમુદ્રમાં પોતાનો હક્ક સાબુત કર્યો. આ પ્રશ્નમાં પણ ગ્લૅડ્સ્ટને નબળાઈ બતાવી. જાહેર પંચના લવાદ ઉપર " આલાબામા "ના સવાલનો ફેંસલો કરવામાં આવ્યો ને ઇંગ્લંડે અમેરિકાને લગભગ ૧ કરોડ પૌંડનો દંડ ભર્યો. આ બાબત ઉપર પણ અંગ્રેજો લિબરલો ઉપર ચીડાઈ ગયા. ગ્લૅડ્સ્ટન પરદેશખાતા ઉપર બહુ નજર ન રાખતો. યૂરોપની પરિસ્થિતિનો વિચાર કરતી વેળા તે મોટું જોખમ લેતાં અચકાતો ને લડાઈના ખર્ચથી ડરી જઈ હમેશાં પર રાજ્યો સાથેના વ્યવહારમાં ઇંગ્લંડનું હિત બરાબર જાળવી શકતો નહિ.

**ડિઝરાઇલિ**—ઉપરનાં પૃષ્ઠોમાં આપણે ઘણી વાર ડિઝરાઇલિ વિષે જોઈ ગયા છીએ. ઇ. સ. ૧૮૭૪માં તે કૉંઝર્વેઇટિવ પક્ષના આગેવાન તરીકે મુખ્ય પ્રધાન થયો ને ઇ. સ. ૧૮૮૦ સુધી તે હોદ્દા ઉપર રહ્યો. એ વખત દરમ્યાન તેણે કૉંઝર્વેઇટિવ પક્ષને નવો ઓપ આપ્યો અને કેટલાંક વર્ષો સુધી તેણે નક્કી કરી રાખેલાં સૂત્રો ઉપર જ કૉંઝર્વેઇટિવોએ બ્રિટિશ સામ્રાજ્યનો કારભાર ચલાવ્યો. એ કારણથી ડિઝરાઇલિ અથવા લૉર્ડ બીકન્સફીલ્ડનું પૂર્વ ચરિત્ર તપાસવાની [illegible] જરૂર છે.

બેન્જામિન ડિઝરાઇલિના બાપદાદાઓ [illegible] હતા [illegible] વતનીઓ હતા પણ ત્યાંના ખ્રિસ્તી રાજાના જુલમી અમલથી કંટાળી તેઓ વેનિસમાં રહેવા ગયા. અઢારમી સદીની આખરમાં આ યાહુદી કુટુંબ લંડન આવ્યું. બેન્જામિનના બાપ આઇઝાકે પોતાના બાપદાદાનો ધર્મ તજી દીધો ને ઇંગ્લંડના ચર્ચનો પંથ સ્વીકાર્યો [illegible] કવિ, લેખક ને નવલકથાકાર હતો. બેન્જામિન તેનો બીજો [illegible] જન્મ ઇ. સ. ૧૮૦૪ના ડિસેંબર માસમાં થયો હતો. જન્મે તે યાહુદી હતો તેથી કેળવણીની સંસ્થાઓમાં તેના ઉપર ઝાઝું લક્ષ આપવામાં આવ્યું નહિ; પણ બેન્જામિન પોતે ચાલાક, કડક, ઉદ્ધત, ટીખળી, મિથ્યાભિમાની, ને ખુમારીથી ને નવા નવા વિચારોથી ખૂબ ભરેલો હતો. પોશાકમાં તે હમેશાં ફાંકડો રહેતો—ઓળખીતાઓ એના દરબારી ને ભભકાદાર કપડાં જોઈ ખૂબ હસતા. ઇ. સ. ૧૮૨૧માં તે એક સૉલિસિટરની ઑફિસમાં કારકુની કરવા દાખલ થયો. વીસ વર્ષની ઉમરે તેણે *Vivian Grey* નામની અદ્ભુત ને નવીન વિચારોથી

એકદમ સમૃદ્ધ વાર્તા અંગ્રેજી સાહિત્યપ્રેમીઓને ચરણે રજુ કરી. એ વાર્તામાં કર્તાએ પોતાના જીવનનું આલેખન કર્યું છે. હવે તેણે રાજ્યકીય, સામાજિક ને આર્થિક વિષયો ઉપર વાર્તાઓ દ્વારા પોતાના વિચારો જાહેર કરવા માંડ્યા. નાદુરસ્ત તબીઅતને લઈને બેન્જામિને સ્પેઇન, માલ્ટા, એશિઆ માઇનોર, ને જેરુસલેમનો પ્રવાસ કર્યો. બાપનો વિચાર એવો હતો પુત્ર એક મોટો વકીલ થાય ને કાયદાના જ્ઞાનમાં ને વકીલાતના ધંધામાં નામ કાઢે. પણ બેન્જામિન જુદી જ પ્રકૃતિનો માણસ હતો. તેને તો પાર્લમેંટમાં દાખલ થઈ ઇંગ્લંડના રાજ્યતંત્રના ઇતિહાસમાં મોટું નામ કાઢવું હતું. તેથી ઇ. સ. ૧૮૩૭માં તે પાર્લમેંટમાં દાખલ થયો.* શરૂઆતથી ડિઝરાઇલિ ટોરિ પક્ષનો હતો; પણ પ્રજામતને અનુકૂળ રાજ્યતંત્ર હોવું જોઈએ એવા વિચારનો તે હતો. *Coningsby* અને *Sybil* જેવી વાર્તાઓમાં તેણે પોતાના વિચારો હવે જાહેર કર્યા ને પીલના કારભારની લગભગ તમામ વીગતો ઉપર ટીકાઓ કરવા માંડી. આ વખતે પીલે જુના ટોરિ વિચારોનો ત્યાગ કર્યો હતો અને નવા "લિબરલ" વિચારોને તે અમલમાં મૂકતો હતો. તેથી તેના જુના મિત્રોએ તેનો પક્ષ છોડી દીધો ને તેઓએ ડિઝરાઇલિને પોતાના પક્ષની આગેવાની લેવા દીધી. ઇ. સ. ૧૮૫૨માં, ઇ. સ. ૧૮૫૮-૫૯માં, ને ઇ. સ. ૧૮૬૭માં તે ડર્બીના મંત્રિમંડળમાં Chancellor of the Exchequer-ના હોદ્દા ઉપર નીમાયો અને છેલ્લી વખતે તેણે પોતાના વિચારો પ્રમાણે પાર્લમેંટના બંધારણમાં યોગ્ય ફેરફારો પણ કર્યા. ઇ. સ. ૧૮૭૪ની ચુંટણીમાં જ્યારે લિબરલો હારી ગયા ત્યારે વિક્ટોરિઆ રાણીએ ડિઝરાઇલિને મુખ્ય પ્રધાન બનાવ્યો. જ્યારે જ્યારે તે કારભારી મંડળની બહાર રહેતો ત્યારે દરેક વાર તે કોઈક અદ્‌ભુત વાર્તા લખી કાઢતો.

**કૉંઝર્વેટિવ પક્ષનો પુનર્જન્મ**—ઈ. સ. ૧૭૮૨થી ઠેઠ ઇ. સ. ૧૮૩૧ સુધી ટોરિ મુત્સદ્દીઓએ ઇંગ્લંડનો કારભાર ચલાવ્યો

*જ્યારે તે બોલવા ઉભો થયો ત્યારે બધાએ તેની રીતભાત ઉપર મશ્કરી કરી ને તેને બોલતાં અટકાવ્યો. ક્રોધથી તે બોલી ઉઠયો:—I will sit down now; but the time will come when you will hear me.

હતો પણ તે કારભારોમાં તેમના પક્ષની રાજ્યનીતિનાં મુખ્ય ધોરણો આપણે જોઈ શકતા નથી. સર રોબર્ટ પીલે ટૅમ્વર્થ મુકામેથી પોતાના નવા કૉંઝર્વેટિવ પક્ષની રાજ્યનીતિનું સૂચન કર્યું હતું પણ તેનો અમલ જરા પણ થયો નહોતો, કારણ કે કૉંઝર્વેટિવો અથવા પીલાઇટો કે પીલના અનુયાયીઓ લગભગ પોણા લિબરલો હતા. દરમ્યાન કૉંઝર્વેટિવો ત્રણ વાર મુખ્ય સત્તા ઉપર આવી શક્યા હતા પણ પાર્લમેંટમાં તેમની બહુમતિ નહોતી. ઈ. સ. ૧૮૭૪માં ડિઝરાઇલિની બાહોશ ને નવીન વિચારોથી સમૃદ્ધ આગેવાની નીચે તેઓ રાણીના અમાત્યો બન્યા ને તેનો લાભ લઈ વૃદ્ધ ડિઝ઼રાઇલિએ તે પક્ષને નવો રંગ આપ્યો. (૧) ગ્લૅડ્સ્ટનના "લિબરલ" કારભાર દરમ્યાન દેશની બધી સંસ્થાઓમાં ફેરફારો કરવામાં આવ્યા હતા; ડિઝ઼રાઇલિએ હવે જાહેર કર્યું કે ઇંગ્લંડના રાજ્યતંત્રની તમામ ઐતિહાસિક સંસ્થાઓનું કૉંઝ઼રવેટિવ પક્ષ યોગ્ય રક્ષણ કરશે; (૨) "લિબરલ" મુત્સદ્દીઓએ બ્રિટિશ સામ્રાજ્યની અવગણના કરી હતી, સંસ્થાનો ઉપર જરા પણ લક્ષ આપ્યું નહોતું ને બ્રિટિશ હિત તરફ દુર્લક્ષ બતાવ્યું હતું; ડિઝ઼રાઇલિએ હવે જાહેર કર્યું કે યૂરોપ ને એશિઆમાં ઇંગ્લંડ તટસ્થ રહેશે નહિ; સંસ્થાનોને યોગ્યતા પ્રમાણે ઇંગ્લંડ "સ્વરાજ્ય" આપશે ને એ રીતે સામ્રાજ્યને મજબુત બનાવશે, અને દરેક બાબતમાં બ્રિટિશ હિત ઉપર મુખ્ય લક્ષ આપવામાં આવશે. (૩) "લિબરલો" રાજ્યતંત્રમાં તાજને અપમાન કરતા હતા; ડિઝ઼રાઇલિએ હવે જાહેર કર્યું કે "તાજ" પણ રાજ્યતંત્રમાં ને સામ્રાજ્યની વ્યવસ્થામાં અગત્યનો ભાગ લઈ શકે; ઉપરાંત બધી પ્રજાઓએ તેને સારૂં માન આપવું જોઈએ. (૪) "લિબરલો"એ ચર્ચનો તુચ્છકાર કર્યો હતો; કૉંઝ઼ર્વેટિવો ચર્ચની સત્તાના સંરક્ષકો તરીકે બહાર પાડ્યા. (૫) ડિઝ઼રાલિએ જાહેર કર્યું કે કૉંઝ઼ર-વેટિવો પણ મજૂરો, ગરીબો, વગેરેને યોગ્ય મદદ આપશે ને તેમને રાજ્યતંત્રમાં ભાગ આપશે; "લિબરલો"ને તો માત્ર વેપારીઓ ને કારીગરોના જ પ્રતિનિધિઓ તરીકે તેણે તુચ્છકારી કાઢ્યા; તેણે જાહેર કર્યું કે ઇતિહાસમાં માલધારીઓ, મજૂરો, કારીગરો, મુત્સદ્દીઓ, લેખકો, બધાને યોગ્ય ન્યાય મળવો જોઈએ; તેઓએ પરસ્પર લડવું જોઈએ નહિ. આ

સૂત્રોમાં આપણે બૉલિંગબ્રોકની ને બર્કની રાજ્યનીતિનાં સૂત્રો જોઈ શકીએ છીએ. ઇંગ્લંડના લોકો ડિઝરાઇલિને બરોબર સમજી શકતા નહોતા, કારણ કે જોકે તે વસવાટે અંગ્રેજ ને પાશ્ચિમાત્ય હતો, છતાં સ્વભાવે, બુદ્ધિમાં, કલ્પનાશક્તિમાં અને સમજશક્તિમાં તે યાહુદી–અથવા હેબ્રૂ અથવા પૌર્વાત્ય હતો.* ડિઝરાઇલિ પણ અંગ્રેજોનાં મનને બરોબર સમજી શકતો નહિ.

**ડિઝરાઇલિનો કારભાર, ઇ. સ. ૧૮૭૪–૮૦**—હવે આપણે ડિઝરાઇલિનો કારભાર તપાસીએ. ડિઝરાઇલિએ ચર્ચની ને કેળવણીની સંસ્થાઓમાં સુધારો કર્યો, કામદારોને ને મજૂરોને Trade Unions–મંડળો–ના કાયદાઓ કરી રાહતો આપી અને ખેડુતોની સ્થિતિ સુધારી. તેણે ઇજિપ્તના ખેદિવ–Khedive–ના સુએઝની સંયોગિભૂમિ–હવે સામુદ્રધુની–ના શેરો ખરીદી લીધા ને તેથી એશિઆના એ પ્રદેશ ઉપર બ્રિટિશ હકુમતની સ્થાપના કરી, ઇ. સ. ૧૮૭૫. ઇ. સ. ૧૮૭૬માં મહારાણી વિક્ટોરિઆએ કૈસર–ઈ–હિંદનો ઇલ્કાબ ધારણ કર્યો. ડિઝરાઇલિએ લૉર્ડ લિટ્નને હિંદનો વાઇસરૉય બનાવી અફ્ઘાનીસ્તાન સામે લડાઈ જાહેર કરી.

તુર્કીની સલ્તનતમાં, ડાન્યૂબિઅન પ્રાંતોમાં રૂમાનિઆ નામનું રાજ્ય સ્થપાયું હતું; ગ્રીસ તો ક્યારનું યે સ્વતંત્ર થઈ ગયું હતું; ઇ. સ. ૧૮૭૫–૭૬માં બાકી રહેલા યૂરોપીય પ્રાંતોમાં એટલે બોઝ્નિઆ, હર્ઝેગોવેના, સર્વિઆ, ને બલ્ગેરિઆમાં બંડો થયાં. યૂરોપનાં રાજ્યોએ સુલતાનને પોતાનું રાજ્યતંત્ર સુધારવાની આજ્ઞા કરી; દરમ્યાન સુલતાન અબ્દુલ

---

*Seemed the orient spirit incarnate, lost
In contemplation of the Western Soul:
Reposeful, patient, undemonstrative,
Aloof from our mutations and unrest,
Alien to our achievements and desires,
Another brain dreaming another dream,
Another heart recalling other loves;
And in majestic taciturnity,
Refraining his illimitable scorn.

*A Study in Contrasts* by William Watson.

અઝીઝ પોતે આપઘાત કરી (?) મરી ગયો. ઑસ્ટ્રિઆ, રશિઆ ને જર્મનિએ દરમ્યાન થવા જાહેર કર્યું; પણ ડિઝ઼રાઇલએ સાફ઼ ના પાડી. તુર્કીએ બલ્ગેરિઆમાં અસહ્ય જુલમો કર્યાની વાત દરમ્યાન બહાર આવી. ગ્લૅડ્સ્ટને મુસલમાની રાજ્યસત્તાને યૂરોપમાંથી નાબુદ કરવાની ઝુંબેશ લીધી. ઇસ્તંબૂલ મુકામેથી ફ઼રી યૂરોપીય રાજ્યોએ સુલતાનને યોગ્ય સલાહ આપી પણ તેનો અમલ થયો નહિ. સર્વિઆએ રશિઆની શીખવણીથી સુલતાન સામે લડાઈ જાહેર કરી દીધી; ઝ઼ારનાં લશ્કરે ઇ. સ. ૧૮૭૮માં એડ્રિઆનોપલ ને ઇસ્તંબૂલ કબજે કર્યાં. સુલતાને નામોશીથી સુલેહ કરી. ઇંગ્લંડ હવે દરમ્યાન થયું. ઇ. સ. ૧૮૭૮ના જુલાઈ માસમાં બર્લિન મુકામે સંધિ થઈ. ઑસ્ટ્રિઆને બોઝ઼નિઆ ને હરઝ઼ેગોવેનાના પ્રાંતો મળ્યા; સર્વિઆ ને બલ્ગેરિઆ સ્વતંત્ર થયાં; ઇંગ્લંડને [illegible] ટાપુ મળ્યો; રશિઆને કાળા સમુદ્ર ઉપર કેટલાક અધિકારો મળ[illegible]

ટ્રાંસવાલના સ્વતંત્ર ડચ રાજ્યને દક્ષિણ આફ્રિકાનાં [illegible] સંસ્થાનોમાં જોડી દેવામાં આવ્યું, ઇ. સ. ૧૮૭૮. પશ્ચિમ આફ્રિકામાં લૉર્ડ વૂલ્ઝ઼ીએ આશાંટીઓને હરાવી કુમાસી કબજે કર્યું. ટ્રાંસવાલ પાસે ઝુલુલૅંડ પણ કબજે થયું. દરમ્યાન ડિઝ઼રાઇલિના અફ્ઘાન વિગ્રહથી અને તુર્કીની રાજ્યનીતિથી અંગ્રેજો કંટાળી ગયા. ગ્લૅડ્સ્ટને કૉન્ઝ઼ર્વેટિવો સામે વૃદ્ધ ઉમરે પણ આખા દેશમાં ને ખાસ કરીને સ્કૉટ્લંડમાં સખ્ત આઘાતો કરવા માંડ્યા હતા; તેથી ઇ. સ. ૧૮૮૦ની નવી ચુંટણીમાં લિબરલોની બહુમતિ થતાં ગ્લૅડ્સ્ટન બીજી વાર મુખ્ય પ્રધાન થયો. ડિઝ઼રાઇલિને રાણીએ લૉર્ડ બીકન્સફ઼ીલ્ડ–Beaconsfield–બનાવ્યો. તે ઇ. સ. ૧૮૮૧માં મરી ગયો.*

---

*ગ્લૅડ્સ્ટન ને ડિઝ઼રાઇલિનો સુંદર મુકાબલો નીચે આપ્યો છે:—
Disraeli, with all his penetration, could not understand, any more than Gladstone, with all his piety, could forgive, Disraeli. Gladstone was emotional and composed in mind; Disraeli was clear in intellect and superbly self-controlled. Gladstone was a crowd-interpreter; Disraeli a crowd-compeller. Gladstone was a man of enormous talent; Disraeli

**ગ્લૅડ્સ્ટનનો બીજો ને ત્રીજો કારભાર, ઈ. સ. ૧૮૮૦-૮૬**— ગ્લૅડ્સ્ટને આયરલૅંડનું પ્રકરણ વળી હાથમાં લીધું. આયર્લંડનો પાર્લમેંટનો પક્ષ પાર્નેલ્લ–Parnell–ની આગેવાની નીચે હતો. પાર્નેલ્લના અનુયાયીઓ મંત્રીઓને લાંબાં લાંબાં ભાષણો કરી કામકાજ પાર પાડવા દેતા નહિ. આયર્લંડના લોકોએ "બૉયકોટ"ની હીલચાલ શરૂ કરી. સુલેહનો ભંગ તો ત્યાં થયાં જ કરતો હતો. ઇ. સ. ૧૮૮૨ના મે માસમાં હરામખોરોએ આઇરિશ સેક્રેટરિ લૉર્ડ ફ્રેડ્રિક કૅવેન્ડિશ ને તેના મદદનીશ મિ. બર્કનું ફિનિક્સ પાર્કમાં ધોળે દિવસે ખુન કર્યું. ગ્લૅડ્સ્ટને સખ્ત કાયદાઓ પ્રસાર કર્યા. પાર્નેલ્લ ને તેના અનુયાયીઓના વિરોધને દાબી દેવા ગ્લૅડ્સ્ટને પાર્લમેંટના કામકાજના નિયમોમાં ફેરફારો કરાવ્યા ને તેથી ભાષણો વગેરે ઉપર અમુક રીતે અંકુશ મૂકવામાં આવ્યો. હાઉસ ઑવ્ કૉમન્સના બંધારણમાં ફરીથી સુધારો કરવામાં આવ્યો ને લગભગ વીસ લાખ નવા માણસોને મત આપવાનો હક્ક મળ્યો, જુન, ઇ. સ. ૧૮૮૫.

ગ્લૅડ્સ્ટનના બીજા કારભાર દરમ્યાન મધ્ય, પશ્ચિમ, ને પૂર્વ આફ્રિકાની યૂરોપનાં રાજ્યો વચ્ચે વ્હેંચણી કરવામાં આવી. જર્મનિ, ઑસ્ટ્રિઆ અને ઇટલિએ પરસ્પર મદદ કરવાનો કરાર કર્યો, ઇ. સ. ૧૮૮૧-૮૨. ટ્રાંસવાલના બોઅર લોકોએ બળવો કર્યો ને માજુબા હિલ્લ ઉપર અંગ્રેજ લશ્કરને કેદ કર્યું, ઇ. સ. ૧૮૮૧. ટ્રાંસવાલ ફરી સ્વતંત્ર થયું. ગ્લૅડ્સ્ટને અફ્ઘાન વિગ્રહનો અંત આણ્યો ને અફ્ઘાનીસ્તાનનું રાજ્ય અબ્દુર્રહમાનને આપી

---

one of incontestable genius. Gladstone was an opportunist; Disraeli an idealist. Gladstone was highly ecclesiastical; Disraeli deeply religious. Gladstone's horizon was small and easily visible to the naked eye; Disraeli lived in a universe of wide expanses and large vistas. In every way they were antipathetic, contradictory, and incompatible.

Pp, 208-209; *Prime Ministers of the 19th century, (1926)*, edited by Hearnshaw.

એવા જ બીજા સુંદર ચારિત્રલેખનના નમુના માટે, *Pol. Hist. of Eng*. Vol. XII, P. 222મું જોવું.

તેને ઇંગ્લંડનો રક્ષિત બનાવ્યો. ઇજિપ્તમાં ફ્રેંચ ને અંગ્રેજ મુત્સદ્દીઓ રાજ્યતંત્રમાં મુખી થઈ પડ્યા હતા તે ત્યાંના લોકોને ઠીક પડયું નહિ. ઇ. સ. ૧૮૮૨માં અરબી પાશાએ બંડ કર્યું. વૂલ્ઝિએ તેને હરાવ્યો ને સિલોન દેશપાર કર્યો, ઇ. સ. ૧૮૮૨. ઇંગ્લંડે હવે ઇજિપ્તનો કુલ કબજો




ઇજિપ્ત ને સુદાન

લીધો. પહેલા કમિશનર મેજૉર બેરિંગે—લૉર્ડ ક્રોમરે—ને દેશના રાજ્યતંત્રને ઘણું જ સુધારી દીધું. ઇ. સ. ૧૮૮૪માં સુદાનના અરબો ખેદિવની સામે ઉઠયા. ગ્લૅડ્સ્ટને ગૉર્ડનને મોકલ્યો. તે ખાર્તુમ–Khartum–નો બચાવ કરતાં માર્યો ગયો. રશિઆએ અફઘાન સરહદ ઉપર પૅંજદેના પ્રાંતની માંગણી કરી. હિંદના વાઇસરૉય ડફ્ફરિને જો કુનેહથી કામ ન લીધું હોત તો જરૂર લડાઈ સળગી ઉઠી હોત, ઇ. સ. ૧૮૮૫.

ગ્લૅડ્સ્ટનનું બીજું મંત્રિમંત્રિડળ પોતાના મુખીને એટલું બધું વફાદાર નહોતું. આયર્લંડ, દક્ષિણ આફ્રિકા, ઇજિપ્ત, સુદાન, વગેરેનાં પ્રકરણોમાં

ગ્લૅડસ્ટન બીલકુલ કુનેહ કે બાહોશી બતાવી શક્યો નહિ. ઇ. સ. ૧૮૮૫ના જુનમાં તેણે રાજીનામું આપ્યું. પાર્નેલ્લના આઇરિશ અનુયાયીઓ હવે બંને બ્રિટિશ પક્ષોને નચાવતા હતા, કારણ કે તેમના સહકારથી જ પાર્લમેંટમાં બહુમતિ થઈ શકતી. લૉર્ડ સેલિસ્બ્યુરિ મુખ્ય પ્રધાન થયો. પણ નવી ચુંટણીમાં કૉઝર્વેઇટિવોને બહુમતિ ન મળી તેથી તેણે રાજીનામું આપ્યું ને ગ્લૅડ્સ્ટન ફરી મુખ્ય મંત્રી થયો. તેણે હવે આયર્લંડને હોમરૂલ–સ્વરાજ્ય આપવાની યોજના પોતાના મંત્રિમંડળ સમક્ષ રજુ કરી. હાર્ટિંગ્ટન, જોસફ ચેંબર્લેઇન. વગેરે લિબરલ આગેવાનો તે યોજનાથી વિરુદ્ધ થયા ને તેઓ કૉઝર્વેઇટિવોની સાથે ભળી ગયા. જુના "લિબરલ" પક્ષમાં આવી રીતે બે તડ પડ્યાં. આયર્લંડમાં અલ્સ્ટરના રહેવાસીઓએ ગ્લૅડ્સ્ટનની યોજના સામે પ્રચંડ વિરોધ ઉઠાવ્યો. જો ગ્લૅડ્સ્ટનની યોજનાનો સ્વીકાર થયો હોત તો આયર્લંડ શાંત થાત ને બ્રિટિશ ઇતિહાસનું રૂપ પણ ફરી જાત. પણ કૉઝર્વેઇટિવો ને કેટલાએક લિબરલોની હઠીલાઈથી આયર્લંડ ને ઇંગ્લંડ વચ્ચેનો મતભેદ ચાળીસ વર્ષ સૂધી પાછો ચાલુ રહ્યો.

**યુનિઅનિસ્ટો.** આયર્લંડને "સ્વરાજ્ય" ન મળવું જોઈએ, ને ઇંગ્લંડ ને આયર્લંડની એકતા–Union–કાયમ રહેવી જોઈએ એ ધોરણને જે પક્ષે સ્વીકાર્યું તે પક્ષના લોકો હવે Unionists–યુનિઅનિસ્ટો કહેવાયા. આયર્લંડને સ્વરાજ્ય આપવાના હીમાયતીઓ માત્ર " લિબરલો " કહેવાયા.

**પહેલી યુનિઅનિસ્ટ પાર્લમેંટ, ઇ. સ. ૧૮૮૬–૯૨**—ઇ. સ. ૧૮૮૬ના જુલાઈ માસમાં નવી ચુંટણી થઈ ને યુનિઅનિસ્ટો બહુમતિથી પાર્લમેંટમાં દાખલ થયા. લૉર્ડ સેલિસ્બ્યુરિ બીજી વાર મુખ્ય મંત્રી બન્યો. તેના વખતમાં આયર્લંડની પરિસ્થિતિ દિવસે દિવસે કફોડી થતી જતી હતી. મિ. બાલ્ફર આઇરિશ સેક્રટરિના હોદ્દા ઉપર હતો. તેના કડક કારભારથી સુલેહ તો સચવાઈ; પણ આઇરિશ "સ્વરાજ્ય"ના પ્રશ્નને હવે વ્હેલોમોડો ઉકેલ્યા સિવાય છૂટકો નહોતો. ઇ. સ. ૧૮૮૭માં રાણીને પચાસ વર્ષો પૂરાં થયાંનો ઉત્સવ આખા સામ્રાજ્યમાં ઉજવાયો. ઇ. સ. ૧૮૮૮માં ઇંગ્લંડનાં પરગણાંઓ–Counties–માં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને વધારે લોકમાન્ય–Democratic–કરવામાં આવી.

કૉન્ઝર્વેટિવ મંત્રિમંડળે સેસિલ રોડ્સ–Cecil Rohodes–ને પૂર્વ આફ્રિકામાં રોડેશિઆનું સંસ્થાન વસાવવાનો પટ્ટો કરી આપ્યો. ઝાંઝીબારમાં ને યુગાંડા–Uganda–માં બ્રિટિશ હકુમત સ્થપાઈ. ડફરિને ઉત્તર બ્રહ્મદેશ જીતી લીધો. ઇ. સ. ૧૮૯૨માં નવી ચુંટણી થઈ તેમાં આઇરિશ હોમ રૂલરો–Home Rulers–ને લિબરલો મળીને યુનિઅનિસ્ટ કરતાં વધી ગયા; તેથી સેલિસ્બ્યુરિએ તુરત રાજીનામું આપ્યું. ગ્લૅડ્સ્ટન ચોથી ને છેલ્લી વાર મુખ્ય પ્રધાન થયો, ઑગસ્ટ, ઇ. સ. ૧૮૯૨.

**ગ્લૅડ્સ્ટનનો ચોથો ને છેલ્લો કારભાર, ઇ. સ. ૧૮૯૨–૯૫**—નવી પાર્લમેંટમાં આઇરિશ હોમરૂલરોની આગેવાની જૉન રેડ્મન્ડ–John Redmond–ના શિર ઉપર આવી, કારણ કે પાર્નેલ–Parnell ગુજરી ગયો હતો. ગ્લૅડ્સ્ટને પોતાના મિડ્લોથિઅન–Midlothian–પ્રવાસમાં પ્રજાને વચનો આપ્યાં હતાં કે જો લિબરલો સત્તા ઉપર આવશે તો તેઓ ઇંગ્લંડનાં ને સ્કૉટ્લૅંડનાં ચર્ચોને રાજ્યના સંબંધથી છૂટાં–dis-established–કરશે, કામદા(ગા)ર વર્ગને માટે નવા કાયદાઓ કરશે, આયર્લંડને "સ્વરાજ્ય" આપશે અને દારૂની બદી ઉપર યોગ્ય અંકુશ મૂકશે. આ વચનોથી ઘણા ડરી ગયા હતા ને તેઓ યુનિઅનિસ્ટ પક્ષમાં ભળી ગયા હતા; સિવાય નવી ચુંટણીથી પહેલી જ વાર આ લેબરાઇટો–Labourites–કામદા(ગાર)ર વર્ગના પ્રતિનિધિઓ–પાર્લમેંટમાં પોતાનો સ્વતંત્ર પક્ષ કરી વર્તવા માંડયા. ગ્લૅડ્સ્ટનનો જીવનકથાકાર જૉન (લૉર્ડ) મોર્લે આઇરિશ સેક્રેટરિ થયો. સત્તા ઉપર આવ્યા કેડે તુરત જ ગ્લૅડ્સ્ટને આયર્લૅંડને સ્વરાજ્ય આપવાનું બિલ પાર્લમેંટમાં દાખલ કર્યું; તેથી લશ્કર, વેપાર, જગાત, ને પરદેશખાતા સિવાય બીજી બધી બાબતોમાં આયર્લૅંડને "સ્વતંત્રતા" મળત; પણ બિલ હાઉસ ઑવ લૉર્ડ્ઝમાં પ્રસાર થઈ શક્યું નહિ; તેથી ગ્લૅડ્સ્ટને તે સવાલ પડતો મૂક્યો. આઇરિશ પ્રકરણ હવે બાવીસ વર્ષો સુધી "અદ્ધર" રહ્યું; પરિણામે બંને પ્રજાઓ વચ્ચેનો મતભેદ કાયમ રહ્યો. તેનું ભયંકર પરિણામ ઇંગ્લંડને વીસમી સદીના બીજા દશકામાં ભોગવવું પડયું. ગ્લૅડસ્ટને પૅરિશો–નાનાં ગામડાંઓને વિશેષ સ્થાનિક સ્વરાજ્ય આપ્યું. અમીરોની સભાએ તેના કેટલાક ઉદાર મુદ્દાઓને રદ્દ કર્યા તેથી તેણે

અમીરોની સત્તામાં કાપકૂપ મૂકવાની ધમકી આપી. પણ તે હવે ઘરડો થઈ ગયો હતો. તેને આંખે બરાબર સૂઝતું નહોતું અને કાને તે બરાબર સાંભળી શકતો નહોતો. વધતું જતું લશ્કરી ખર્ચ તેને ગમતું નહિ. તેના સહકારીઓ પણ તેનાથી કંટાળી ગયા હતા. એ કારણોથી ગ્લૅડ્સ્ટને ઇ. સ. ૧૮૯૪ના ફેબ્રુઆરિ માસમાં રાજીનામું આપ્યું. આગળ ઉપર રાણીએ તેને અમીરાત આપવા માંડી હતી; પણ તે વખતે તેણે ના પાડી હતી. ઇ. સ. ૧૮૯૮ના મે માસમાં તે મરી ગયો. લૉર્ડ રોઝબેરિ–Rosebery હવે લિબરલ પક્ષનો આગેવાન થયો. ઇ. સ. ૧૮૯૫ના જુલાઈ માસમાં લિબરલો હારી ગયા; યુનિઅનિસ્ટો સત્તા ઉપર આવ્યા; અને લાર્ડ સેલિસબ્યુરિ મુખ્ય પ્રધાન થયો. યુનિઅનિસ્ટોએ ઠેઠ ઇ. સ. ૧૯૦૬ સુધી મુખ્ય સત્તા ભોગવી.

લિબરલોના વખતમાં ઇંગ્લંડ ને ફ્રાંસ વચ્ચે સિઆમના રાજ્ય સંબંધી મતભેદ થતાં પરસ્પર કરાર કરવામાં આવ્યો ને બંને રાજ્યોએ સિઆમને સ્વતંત્ર રાજ્ય તરીકે કબૂલ્યું, ઇ. સ. ૧૮૯૩–૯૬, દક્ષિણ આફ્રિકામાં નાતાલ–Natal–ને "સ્વરાજ્ય" આપવામાં આવ્યું અને માટાબેલાલૅંડ ઉપર બ્રિટિશ હકુમત સ્થાપવામાં આવી. જાપાને ચીનને હરાવ્યું પણ રશિઆ, જર્મનિ અને ફ્રાંસ જાપાન વિરુદ્ધ વર્ત્યાં તેથી તે રાજ્ય ઇંગ્લંડનું મિત્ર બન્યું, ઇ. સ. ૧૮૯૪–૯૫.

## પ્રકરણ ૩૨મું

## યુનિઅનિસ્ટ કારભાર; બોર લોકો સાથે વિગ્રહ; નવી સામ્રાજ્યનીતિ; રાણીનું અવસાન; ઇ. સ. ૧૮૯૫–૧૯૦૧.

**યુનિઅનિસ્ટો**–કૉઝર્વેટિવો અને લિ[illegible]અનિસ્ટો હવે હોમરૂલરો ને ગ્લૅડસ્ટનના અનુયાયીઓ સામા એક થયા અને તેઓએ વિક્ટોરિઆના અમલનાં બાકી રહેલાં છ વર્ષો દરમ્યાન મુખ્ય સત્તા ભોગવી. મી. બાલ્ફુર આ વખતે હાઉસ ઑફ કૉમન્સનો મુખી Leader થયો. મી. જોસફ ચેમ્બરલેઇન સંસ્થાનો Colonies–નો સેક્રેટરિ હતો. તેણે પોતાની નવી રાજ્યનીતિનાં સૂત્રો બહાર પાડયાં. સંસ્થાનો અને ઇંગ્લંડ વચ્ચેનો વેપાર વધારવો, બ્રિટિશ

ટાપુઓની વધતી જતી વસતિને સંસ્થાનોમાં વસાવવી, ને દરેક સંસ્થાનને બ્રિટિશ સામ્રાજ્યના કારભારમાં યોગ્ય વગ આપવી, એ તેની રાજ્યનીતિનાં નવાં સૂત્રો હતાં. એ પ્રમાણે તેણે કૅનેડા, ઑસ્ટ્રેલિઆ, દક્ષિણ આફ્રિકા ને ન્યૂઝીલૅંડના પ્રતિનિધિઓને સામ્રાજ્યમાં સર્વસામાન્ય બચાવ, વેપાર, વસાહત, ટપાલ વગેરે પ્રશ્નોનો વિચાર કરવાને નિમિત્તે જુદે જુદે વખતે જુદે જુદે સ્થળે એક પરિષદ્–Imperial Conference–માં બોલાવવાની પ્રથા શરૂ કરી. ઇ. સ. ૧૮૯૭માં વિક્ટોરિઆ રાણીએ હીરક મહોત્સવ–Diamond Jubilee–ઉજવ્યો. ઇ. સ. ૧૯૦૧માં ઑસ્ટ્રેલિઆનાં જુદાં જુદાં સંસ્થાનો એકત્રિત થયાં અને બ્રિટિશ પાર્લમેંટે એકત્રિત સંસ્થાનને કૅનેડાના જેવું “ સ્વરાજ્ય ” આપ્યું.

**બોર લોકો સાથે વિગ્રહ, ઇ. સ. ૧૮૯૯–૧૯૦૧**—બોર




બ્રિટિશ દક્ષિણ આફ્રિકા

રાજ્ય ત્રાંસવાલના પ્રમુખ ક્રુગર–Kruger–ને પોતાના દેશનો વેપાર વધારવા અને બીજાં યૂરોપીય રાજ્યો સાથે સંબંધ જાળવવા બંદર જોઈતું હતું; તેમાં ઈંગ્લંડની સરકાર વચ્ચે આવી. ત્રાંસવાલના દેશીઓની ને અંગ્રેજોની પરિસ્થિતિ ઉપર ઈંગ્લંડના કારભારીઓએ ક્રુગરનું ધ્યાન ખેંચ્યું. ક્રુગરે સંતોષકારક જવાબ આપ્યો નહિ. અંગ્રેજો ટ્રાંસવાલની સોનાની ખાણો ઉપર નજર કરતા હતા તે હવે ખુલ્લું થઈ ગયું. બ્રિટિશ સંસ્થાન Rhodesia–રોડેશિઆના અમલદાર ડૉ. જેઇમ્સને ટ્રાંસવાલના કેટલાએક અંગ્રેજોની અને કૅઇપ કલોનિના પ્રધાન રોડ્સની શીખવણીથી વગર કારણે અને માત્ર બ્રિટિશ વગ વધારવા માટે જ, જોન્સબર્ગ–Johannesburg–ઉપર હલ્લો કર્યો. પણ બોર લોકોએ તેને સખ્ત હરાવી કેદ કર્યો ને ઇંગ્લંડ દેશપાર કર્યો, ઇ. સ. ૧૮૯૬, ડિસેંબર*. બોર લોકો આ ગેરવ્યાજબી અને હડહડતા અન્યાયી હુમલાથી ઈંગ્લંડ ઉપર એકદમ ચીડાઈ ગયા. ઇ. સ. ૧૮૯૯ના ઑકટોબર માસમાં બંને પ્રજાઓ વચ્ચે વિગ્રહ ફાટી નીકળ્યો. બ્રિટિશ પાર્લમેંટમાં લિબરલો આ લડાઇથી વિરુદ્ધ પડયા. ઑરેંજ ફ્રી સ્ટેઇટ–Orange Free State–ના વલંદાઓ ટ્રાંસવાલની મદદે પહોંચી ગયા. ક્રિસ્ચિઅન દ વેટ–Christian de Wet અને Louis Botha લૂઈ બોથાએ અંગ્રેજ લશ્કરોને માત્ર ઘણા જ નાના લશ્કરથી ખૂબ થકવી દીધાં. છેવટે લૉર્ડ રૉબર્ટ્સનની ને કિચનરની કુનેહથી બ્રિટિશ લશ્કરોની ફત્તેહ થઈ. ઑરેંજ ફ્રી સ્ટેઇટને ટ્રાંસવાલને બ્રિટિશ સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યાં, ૧૯૦૦–૧૯૦૨.

**યુનિઅનિસ્ટોનો પરદેશખાતાનો કારભાર, ઇ. સ. ૧૮૯૫–૧૯૦૧**—યુનિઅનિસ્ટોએ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો સાથે વેનેઝુએલા સંબંધી તકરારનો નિકાલ કર્યો. તુર્કીએ આર્મિનિઆમાં જબરી કતલ ચલાવી. બ્રિટિશ સરકારે એ ઘોર ને અમાનુષ કૃત્ય સામે વાંધો ઉઠાવ્યો પણ રશિઆ ને જર્મનિ વચ્ચે આવવા ઇચ્છતાં નહોતાં તેથી એકલું ઇંગ્લંડ છાનુંમાનું બેસી રહ્યું. વસ્તુતઃ જર્મનિ, ઑસ્ટ્રિઆ ને

*જર્મન ઍંપરર કાઇઝર બીજા વિલિઅમે આ વખતે ક્રુગરને પોતાની સહાનુભૂતિ દર્શાવનારો તાર મોકલ્યો હતો.

તુર્કી હવે એક થતાં જતાં હતાં ને ઇંગ્લંડજર્મનિ વચ્ચે ધીમે ધીમે અંતસ વધતું જતું હતું. ઇંગ્લંડે ક્રીટના ટાપુને તુર્કીથી છૂટો પડવા દીધો—તે ટાપુ ગ્રીસને ગળી જવો હતો, ઇ. સ. ૧૮૯૭. ઇ. સ. ૧૮૯૮માં અમેરિકાનાં સંસ્થાનોની સરકારે સ્પેઇનને હરાવી ક્યુબા–Cuba–નો ટાપુ સર કર્યો તે વખતે સેલિસબ્યુરિએ અમેરિકન પક્ષ લઈ બંને પ્રજાઓ વચ્ચે સુવાસ ઉત્પન્ન કરી. યૂરોપનાં મોટા રાજ્યોએ ગરીબ ને નાદાર ચીની સરકાર પાસેથી આ વખતે જુદા જુદા લાભો પડાવ્યા. સર હર્બર્ટ ( લૉર્ડ ) કિચનરે–Kiehener–સૂદાનનો કબજો લીધો ને ત્યાં બ્રિટિશ હકુમત સ્થાપવામાં આવી; જો સેલિસબ્યુરિએ આ વખતે જરા પણ નબળાઈ બતાવી હોત તો ફ્રાંસ ચોક્કસ સૂદાનમાં દરમ્યાન થાત. મધ્ય આફ્રિકાની નાઇગિર–Niger–કંપનિ પાસેથી હિંદુસ્તાનના ત્રીજા ભાગ જેટલી જમીન ઇ. સ. ૧૮૯૮માં અંગ્રેજ સરકારે ખંડી લીધી. રશિઆના ઝારના પ્રોત્સાહનથી દુનિયાનાં જુદાં જુદાં રાજ્યો વચ્ચે સુલેહ જળવાય તે માટે હેગ–Hague–મુકામે એક સર્વરાષ્ટ્રીય [illegible] [illegible]તાવવામાં આવી.

**રાણી વિક્ટોરિઆનું મરણ: યુગ[illegible], [illegible] ૧૯૦૧—** આવી રીતે જ્યારે બ્રિટિશ ઇતિહાસ જગતના [illegible]માં [illegible] હતો ને માનવ ઇતિહાસના જુના કલેવરમાં નવું [illegible]ર્ય સિંચાતું હતું ત્યારે ઓગણીસમી સદીના ઇતિહાસ, ને તેની સંસ્કૃતિ, એમ બંનેની સાક્ષાત્ મૂર્તિ-સમી મહારાણી વિક્ટોરિઆનો આત્મા પણ તેના નશ્વર દેહને ઇ.સ. ૧૯૦૧ના જાન્યુઆરિની બાવીસમી તારીખે છો[illegible] [illegible]

**વિક્ટોરિઆનો યુગ. [illegible], સામાજિક પ્રગતિ; વગેરે—** વિક્ટોરિઆના અમલ દરમ્યાન Science–સાયન્સની અજબ પ્રગતિ થઈ ને તે પ્રગતિને સમજાવવા માટે એ યુગના કવિઓએ, કળાકારોએ, ઇતિહાસના લેખકોએ અને મુત્સદ્દીઓએ યોગ્ય પ્રયત્નો પણ કર્યા. એમાં ટેનિસન કવિ–ઇ. સ. ૧૮૦૯–૧૮૯૨–પહેલું સ્થાન લેશે. તેણે *The Princess, In Memorium, Maud, Idylls of the King,* જેવાં સુંદર મહાકાવ્યો લખ્યાં. લૉંગફેલો–Longfellow–એ પણ સારી કીર્તિ મેળવી. બ્રાઉનિંગ–Browning–ઇ. સ. ૧૮૧૨–૮૯–ને તેની સ્ત્રી–પણ

કાવ્યકળામાં પ્રસિદ્ધિ પામ્યાં. મેથ્યુ આરનોલ્ડ–Mathew Arnold–જન્મ ઇ. સ. ૧૮૨૨—કવિ, લેખક, અને ટીકાકાર હતો. સ્વિનબર્ન–Swinburne–ઇ. સ. ૧૮૩૭–૧૯૦૯–પણ ઘણો લોકપ્રિય કવિ હતો. મૉરિસ રાજ્યસત્તાવાદી–Socialist–કવિ હતો. નવલકથાના લેખકોમાં ડિઝ-રાઇલિએ રાજ્યકીય પ્રશ્નોને વાર્તાના રૂપમાં પ્રજા સમક્ષ મૂક્યા. લૉર્ડ લિટ્ટન, ઇ. સ. ૧૮૦૪–૧૮૪૩–ને ઠૅકરે Thackeray–નવલકથાઓ, નાટકો ને ઐતિહાસિક વાર્તાઓ લખી ગયા છે. ચાર્લ્સ ડિકન્સ–ઇ. સ. ૧૮૧૨–૭૦–Charles Dickens–નામના લેખકે અંગ્રેજી સાહિત્યને નવો જ રંગ આપ્યો. તેણે પોતાની વાર્તાઓમાં ને લખાણો–*Pickwick Papers, Oliver Twist, David Copperfield* વગેરે–માં મધ્યમ વર્ગનાં ને ગરીબ માણસોનાં જીવનોનાં સુંદર ને રમુજી ચિત્રો આપ્યાં છે. કેટલીક સ્ત્રીઓએ પણ સારી સામાજિક વાર્તાઓ લખી, ઉદાહરણમાં ચારલોટ બ્રૉન્ટ–Charlotte Bronte, મેરિઅન ઇવાંસ અથવા જ્યૉર્જ ઇલિઅટ–Marian Evans, George Eliot, મિસિસ ગૅસ્કેલ–Mrs. Gaskell, વગેરે. ચાર્લ્સ ને જેઇમ્સ કિંગ્સ્લી–Kingsley–નામના બે ભાઈઓ ઇતિહાસ, રાષ્ટ્રહિત, ધર્મ, વગેરે ઉપર લખી ગયા છે. ચાર્લ્સ કિંગ્સ્લી–*Westward Ho* ની ઇલિઝબેથના વખતની ઐતિહાસિક કથા મૂકી ગયો છે. જ્યૉર્જ મેરેડિથ–Meredith ને Thomas Hardy–હાર્ડિ, એ બીજા પ્રસિદ્ધ લેખકો, નાટકકારો અને કવિઓ થઈ ગયા. થૉમસ બૅબિંગ્ટન મૅકૉલે–ઇ. સ. ૧૮૦૦–૫૯–નિબંધલેખક, ઇતિહાસલેખક ને કવિ થઈ ગયો. તેના મિલ્ટન વગેરે ઉપરના નિબંધો, તેનો ઇંગ્લંડનો ઇતિહાસ–ઇ. સ. ૧૬૮૮–૧૭૦૨–અને તેની કેટલીક કવિતાઓ હજુ પણ આપણી નિશાળોમાં ને કૉલેજોમાં રસથી વંચાય છે. તે વ્હિગ અથવા લિબરલ પક્ષનો હતો ને તેથી તેનાં લખાણોમાં વ્હિગ પક્ષની દૃષ્ટિથી દરેક બાબત ઉપર વિચાર કરવામાં આવ્યો છે. થૉમસ કાર્લાઇલે પદ્યાત્મક ગદ્યમાં *French Revolution, Sartor Resartus, Letters and Speeches of Oliver Cromwell, Frederick the Great, Past and Present, Heroes and Hero-Worship*

લખતો ગયો છે. કારલાઇલ પોતાનાં ઐતિહાસિક લખાણોમાં વિખ્યાત સ્ત્રી-પુરુષોનો ને રાજ્યસંસ્થાઓનો સામાન્ય ઇતિહાસ નહિ, પણ જનતાનો ઇતિહાસ, લખતો ગયો છે. તે દંભ, અસત્ય, વગેરેનો મોટો શત્રુ હતો અને તે હમેશાં સ્ત્રી ને પુરુષની ગુપ્ત શક્તિનો પૂજારી હતો. ઓગણીસમી સદીમાં જર્મનિમાં ઐતિહાસિક સાહિત્યની અદ્દભુત પ્રગતિ થઈ. જર્મન લેખકો ઇતિહાસ, રાજ્યનીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, વગેરે શાસ્ત્રીય પદ્ધતિથી વિચારતા હતા. ઇંગ્લંડમાં પણ તેની અસરો થઈ. Froude-ફ્રાઉડે વૂલ્ઝીથી તે ઠેઠ સ્પેઇનના આરમાડાના પરાજય સુધીનો ઇંગ્લંડનો ઇતિહાસ આ નવી શૈલીથી લખ્યો, ઇ. સ. ૧૮૬૯. રેડિકલ George જ્યોર્જ ગ્રોટે, Connop Thirlwall કૉનૉપ થિર્લવોલ્લે ને જ્યૉર્જ ફિનલેએ ગ્રીસનો ઇતિહાસ લખ્યો. Buckle-બકલ નામના અંગ્રેજે સંસ્કૃતિનો ઇતિહાસ લખ્યો. તે લખાણમાં તેણે એવું બતાવવા પ્રયત્ન કર્યો છે કે એક રાષ્ટ્રની પ્રગતિ કે અવનતિનો મુખ્ય આધાર તેનાં હવામાન, વગેરે છે; બકલ નાસ્તિક લેખક હતો. સર હેનરિ મેઇને Maine-જુનાં ને વર્તમાન ધર્મશાસ્ત્રો Jurisprudenceનો અભ્યાસ કર્યો. તે એક વાર વાઇસરૉયની કાઉંસિલનો સભ્ય હતો. બિશપ વિલિઅમ Stubbs-સ્ટબ્ઝે તમામ જુનાં સાધનોનું સંશોધન કરી *Constitutional History of England*નો મહાગ્રંથ લખ્યો. એડ્વર્ડ ફ્રીમૅને-Freeman-જગતૂના ઇતિહાસના દરેક યુગ ઉપર માન્ય ગ્રંથો લખ્યા. બિશપ ક્રીટન-Creighton બીજો ઇતિહાસલેખક થઈ ગયો. સર જૉન સીલી-Seeley-એ *Expansion of England*માં બ્રિટિશ સામ્રાજ્યનો ઇતિહાસ આપ્યો. Lecky-લેકીએ ઇંગ્લંડના અઢારમા સૈકાના ઇતિહાસ ઉપર ગ્રંથો લખ્યા અને ઉપરાંત *History of Rationalism in Europe, History of European Morals, Democracy*, વગેરે પુસ્તકો લખ્યાં. ગ્રીન-Greenનો ઇંગ્લંડનો ઇતિહાસ હજુ પણ કૉલેજોમાં આનંદથી વંચાય છે. રસકિને Ruskin-કળા, સમાજ, અને અર્થશાસ્ત્રનો ધાર્મિક દૃષ્ટિથી અભ્યાસ કર્યો. ફિલસુફીમાં, અર્થશાસ્ત્રમાં અને નીતિશાસ્ત્રમાં સર જૉન સ્ટુઅર્ટ મિલ્લે નામ કાઢયું. આપણા લોકો તેના ગ્રંથો ખાસ વાંચે છે.

વિજ્ઞાનની અદ્‌ભુત શોધોનો લાભ લઈ તેના ઉપર હર્બર્ટ સ્પેન્સરે નવું સમાજ-શાસ્ત્ર–Sociology–રચ્યું. Darwin-ડાર્વિને ઉત્ક્રાંતિવાદ–Evolution–નો સંદેશ આપ્યો. તે એમ પ્રતિપાદન કરી ગયો છે કે જગત્‌માં હરહંમેશ અન્યોન્ય યુદ્ધ કે હરીફાઈ થયાં કરે છે ને તેમાં જેની વધારે શક્તિ તે ફાવે છે. તે સિદ્ધાંત Survival of the Fittest કહેવાય છે. તેણે એક બીજો સિદ્ધાંત પણ પ્રતિપાદન કર્યો છે કે મનુષ્યજાતિનો ધીમે ધીમે વિકાસ થયો છે ને વાનરજાતિ મનુષ્યજાતિનું આદિમૂળ ગણી શકાય. આ વિચારો ખ્રિસ્તી ધર્મથી વિરુદ્ધ હતા. Huxley–હક્ઝલી વગેરેએ તે વિચારોને વિશેષ પુષ્ટિ આપી. આ જ વખતે ફૅરેડે Faraday, થૉમસન, વગેરે વિજ્ઞાનશાસ્ત્રીઓ તાર, ટેલિફોન, વીજળી, હવા, વગેરેમાં અજબ શોધો કરતા હતા. દ્રવ્ય–Matter અને Force–ચેતન જેવા ગૂઢ વિષયો ઉપર ઘણા નવા સિદ્ધાંતોનું પ્રતિપાદન થયું. પણ જેમ જેમ વિજ્ઞાનની પ્રગતિ થઈ તેમ તેમ બધાને ખાત્રી પણ થતી ગઈ કે દ્રવ્ય ને ચેતનનો અભ્યાસ કાંઈ સરળ નથી અને અત્યાર સુધી થએલાં સંશોધનો તો મહાસાગરના અગાધ પાણીના એક બિંદુના લેખામાં પણ આવી શકે નહિ. થૉમસ ગ્રીન–Thomas Green–જેવા ફિલસુફે આ સિદ્ધાંતથી લોકોને પરિચિત કર્યા. તે ફિલસુફીનો ને નીતિશાસ્ત્રનો મોટો અભ્યાસી હતો. આથી ઇહલોક ને પરલોકના સંબંધને લોકો વધારે શાસ્ત્રીય દૃષ્ટિથી વિચારવા લાગ્યા. સાહિત્ય ઉપર પણ તેની અસર થઈ. મેરિ કૉરેલિ, વેલ્‌સ, શૉ, જેવા લેખકોએ આ વિષયો ઉપર ઘણાં સારાં લખાણો આપ્યાં. રડ્‌યાર્ડ કિપ્‌લિંગે બ્રિટિશ સામ્રાજ્ય ઉપર સારી કવિતાઓ ને વાર્તાઓ લખી. વિજ્ઞાન ને ધર્મ અથવા ફિલસુફીની પરસ્પર હરીફાઈથી સાહિત્યને ને કળાને અનન્ય પુષ્ટિ મળી.

આ સૈકામાં અનેક પુસ્તકાલયો, પત્રિકાઓ, માસિકો, ત્રૈમાસિકો, વર્તમાનપત્રો, સાહિત્ય ને વિજ્ઞાનની વાતો–ચર્ચા કરનારાં મંડળો, વગેરે ઉભાં થયાં.

પોસ્ટ, તાર, આગબોટ, રેલ્વે, વીજળી, ટેલિફોન, વગેરે સાધનોથી આ જુદા જુદા વિચારોનો સર્વત્ર પ્રસાર થયો. ઇ. સ. ૧૮૭૦ની સાલથી રાષ્ટ્ર પોતે લોકોને કેળવણી આપતું થયું. પાર્લમેંટના સુધારાઓથી બ્રિટિશ

જનતા સામાજિક ને રાજ્યકીય પ્રશ્નો ઉપર સારો વિચાર કરતી થઈ. લોકો ઘણા સંસ્કૃત બન્યા. દરેક માણસ પ્રગતિ–Progress–માં માનવા લાગ્યો. બ્રિટિશ સામ્રાજ્યના વિકાસ સાથે બ્રિટિશ વેપારરોજગાર પણ વધ્યા. ખેતી ઘટી ગઈ. કારખાનાંઓ, મોટાં શહેરો, ઘરબાર વિનાના મજૂરો કે કામદારો, એક તરફ કરોડપતિઓ ને બીજી તરફ એકદમ કંગાળ આદમીઓ, ખાધાખોરાકી માટે પરદેશની આયાત ઉપર જ અવલંબન, આઝાદી માટે પણ દેશાવરના વેપાર ઉપર જ અવલંબન, બેકારી–unemployment, હડતાલો–Strikes, દેવાળાંઓ, બૅંકોની વ્યવસ્થા, અનેક કંપનિઓની ઉત્પત્તિ, કારખાનાંઓમાં કામ કરતાં અનેક જુવાન સ્ત્રીપુરુષો ને નાનાં છોકરાંઓ, એ આ યુગનાં ખાસ આર્થિક લક્ષણો કહી શકાય. પરિણામે રાષ્ટ્રને આર્થિક વિષયો ઉપર વધારે લક્ષ આપવું પડ્યું. કારખાનાંઓ, કેળવણી, આરોગ્ય, અને વસવાટ માટે પાર્લમેંટે યોગ્ય કાયદાઓ કર્યા. લોકોએ પણ આ બાબતો પોતાના હાથમાં લીધી. સહકારી મંડળો સ્થપાયાં. કામદારવર્ગે પોતાનાં મંડળો સ્થાપ્યાં. પણ આ પ્રવૃત્તિઓથી લોકો સંતોષાયા નહિ. તેઓ હવે એમ કહેવા લાગ્યા કે રાષ્ટ્રે તમામ આર્થિક પ્રવૃત્તિઓ પોતાના હાથમાં લઈ લેવી જોઈએ. આ રાષ્ટ્રસત્તાવાદો–Socialism, Collectivism, Communism ઓગણીસમી સદીની આખરનાં વર્ષોમાં ખાસ આગળ આવ્યા. મજૂર અથવા કામદારપક્ષ વિશેષ બળવાન્ થયો ને હવે એમ માનવા લાગ્યો કે દેશના ગરીબ લોકોની પરિસ્થિતિ સુધારવા માટે માત્ર એક જ માર્ગ છે–જેમ બને તેમ પાર્લમેંટમાં કામદારપક્ષના પ્રતિનિધિઓના માણસોને વધારે સંખ્યામાં મોકલવા. એ કારણથી દેશમાં ત્રણ પક્ષો થયા. (૧) લિબરલો (૨) યુનિઅનિસ્ટો (૩) લેબરાઇટો–Lebourites. જેમ જેમ લેબરાઇટોનું બળ વધતું ગયું તેમ તેમ પહેલા બે પક્ષોએ ભેગા થવા માંડયું.

આવી રીતે વાઙ્મય, કળા, હુન્નરઉદ્યોગ, વિજ્ઞાન, ફિલસુફી, નીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાષ્ટ્રની પ્રવૃત્તિઓ, વગેરે પ્રજાના જીવનના બધા પ્રદેશોમાં પાછું પરિવર્તન થવા લાગ્યું.

પ્રગતિનો પ્રદેશ જ એવો છે. તેને માટે નથી આદિ કે નથી અંત; એ કોઈ અપર વસ્તુ છે; ઇતિહાસનાં પાનાંઓ તો તેને સ્હેજ સ્હેજ સમજાવી શકે.

# પ્રકરણ ૩૩મું

## વીસમી સદી.

**સાતમો એડ્વર્ડ, ઇ. સ. ૧૯૦૧-૧૦**—મહારાણી વિક્ટોરિઆના મરણ પછી તેનો મોટો પુત્ર એડ્વર્ડ ગાદીએ આવ્યો. તેને પ્રિન્સ ઑવ્ વેઇલ્સ તરીકે રાજ્યકારભારનો ખાસ અનુભવ આપવામાં આવ્યો નહોતો ને તે સ્વભાવે શિકાર, દમદમાટ, રમત ને મુસાફરી કરવાનો શોખીન હોવાથી કારભારમાં તેણે બહુ લક્ષ પણ આપ્યું નહિ; છતાં યૂરોપના રાજ્યકર્તાઓની મુલાકાતે તે વારંવાર જતો તેથી, ને યૂરોપના દરબારોમાં તેના કુટુંબનાં કોઈ કોઈ માણસો સગાં-સંબંધી નીકળી આવતાં તેથી યૂરોપના ઘણા રાજ્યકર્તાઓ ઇંગ્લંડમાં આવી ગયા. પરિણામે તેની પોતાની વગે ઇંગ્લંડ, ફ્રાંસ ને રશિઆ વચ્ચે પરસ્પર સમજુતી થઈને જર્મનિ સાથે ઇંગ્લંડને જે મતભેદ વધતો જતો હતો તે બહુ ગંભીર થઈ શક્યો નહિ. ઇ. સ. ૧૯૧૦ના મે માસમાં તે મરી ગયો.



સાતમો એડ્વર્ડ

**હાલના સમ્રાટ્, પાંચમા જ્યોર્જ, ઇ. સ. ૧૯૧૦**—એડ્વર્ડ પછી તેમના એકના એક પુત્ર જ્યૉર્જ ગાદીએ આવ્યા. તેમનો મોટો ભાઈ ડ્યૂક ઑવ્ ક્લૅરન્સ ઇ. સ. ૧૮૯૨માં ગુજરી ગયો ત્યાર પછી તેઓ ધીમે ધીમે પ્રિંસ ઑવ્ વેઇલ્સ તરીકે પ્રકાશમાં આવતા ગયા. રાજા થયા અગાઉ તેમણે નૌકાસૈન્યમાં નોકરી કરી હતી તેથી તેમને ઇંગ્લંડના દરિયાઈ લશ્કરનું સારૂં જ્ઞાન છે. તેઓ અભ્યાસી, સહાનુભૂતિવાળા, પાર્લમેંટના કામકાજથી સારી રીતે વાકેફ, સાદા, ઉદ્યમી, અને સારી વક્તૃત્વશક્તિ ધરાવનારા છે.



પાંચમા જ્યૉર્જ

**ઇંગ્લંડ ને યૂરોપ, ઇ. સ. ૧૯૦૧-૧૪**—ગયા વિભાગમાં આપણે ઇંગ્લંડનો પર રાજ્યો સાથેનો સંબંધ ઓગણીસમી સદીના અંત સૂધી જોયો. જર્મનિ, રશિઆ, ફ્રાંસ, ઇટલિ, તુર્કી, જાપાન ને અમેરિકાનાં સંસ્થાનો ઇંગ્લંડની અદેખાઈ કરતાં હતાં ને પરદેશ સાથેના વ્યવહારમાં ઇંગ્લંડ એકદમ એકલું થઈ ગયું હતું. વીસમી સદીમાં ધીમે ધીમે ઇંગ્લંડે બીજાં રાજ્યો સાથે જુદા જુદા કરારો કર્યા ને યૂરોપમાં પાછું તેનું વજન પડવા લાગ્યું. ઇ. સ. ૧૮૯૫માં ઇટલિ, જર્મનિ ને ઑસ્ટ્રિઆએ Triple Alliance—ત્રિપક્ષ કરાર કર્યો હતો તેથી બધાં રાજ્યો પોતાનાં જમીન ઉપરનાં ને

દરિયાઈ લશ્કરો વધારતાં ગયાં. ઇ. સ. ૧૯૦૪માં ઇંગ્લંડ ને ફ્રાંસ કરાર કરી સમજી ગયાં. રશિઆ ને ફ્રાંસ તો ક્યારનાં યે એક થઇ ગયાં હતાં. ઇ. સ. ૧૯૦૭માં ઇંગ્લંડે રશિઆ સાથે કરાર કર્યો ને ઇરાનમાં ને અફ્ઘાનીસ્તાનમાં પરસ્પર વગની વ્હેંચણી કરી દીધી. બાલ્કન પ્રદેશોમાં ગ્રીસે ક્રીટ દબાવ્યું. બલ્ગેરિઆ ને સર્વિઆ સ્વતંત્ર થયાં—રશિઆની તેમને ખાનગી મદદ હતી. ઑસ્ટ્રિઆએ બૉઝ્નિઆ ને હર્ઝેગોવિના દબાવ્યાં. આવી રીતે તુર્કી નબળું પડતું ગયું. જર્મનિએ તેની સાથે મૈત્રી કરી. ઇ. સ. ૧૯૧૦થી તે ઠેઠ ઇ. સ. ૧૯૧૩ સુધી બાલ્કન રાજ્યો તુર્કી વિરુદ્ધ ને અંદર અંદર લડ્યાં; પણ તેમની લડાઇથી બીજાં રાજ્યો તટસ્થ રહ્યાં. ઇ. સ. ૧૯૦૪માં રશિઆ ને જાપાન વચ્ચે લડાઈ સળગી ઉઠી; ઇંગ્લંડે જાપાન સાથે મૈત્રીનો કરાર કર્યો, પણ જાપાન એકલું લડ્યું; રશિઆ હારી ગયું; તેથી પૅસિફિક મહાસાગરમાં જાપાનનું બળ વધ્યું. જર્મનિ આફ્રિકામાં, પૅસિફિક મહાસાગરમાં, ને ચીનમાં જમીન ઉપર જમીન મેળવતું હતું ને અમેરિકામાં, ને તુર્કીમાં પોતાની વગ સ્થાપ્યે જતું હતું. ઇ. સ. ૧૯૧૪ સુધીમાં યૂરોપની સ્થિતિ આવા પ્રકારની હતી—એક તરફ જર્મનિ, ઑસ્ટ્રિઆ, ઇટલિ ને તુર્કી, બીજી તરફ ઇંગ્લંડ, ફ્રાંસ, રશિઆ, ને જાપાન, ને વચમાં બાલ્કન પ્રદેશો, અમેરિકાનાં સંસ્થાનો, ને ઇરાન ને ચીન જેવાં નબળાં રાજ્યો.

**મંત્રિમંડળો, ઇ. સ. ૧૯૦૧–૧૪**—વિક્ટોરિઆના મરણ વખતે ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન લૉર્ડ સેલિસ્‌બ્યુરિ હતો ને કૉંઝર્વેઇટિવો પ્રધાનપદે હતા. સેલિસ્‌બ્યુરિ પછી બાલ્ફર મુખ્ય મંત્રી થયો, ઇ. સ. ૧૯૦૨. કૉંઝર્વેઇટિવો ઠેઠ ઇ. સ. ૧૯૦૬ સુધી સત્તા ઉપર રહ્યા. ત્યાર પછી નવી વરણી—Election—થઈ. તેમાં લિબરલો ફાવ્યા તેથી તેઓ મંત્રીપદે આવ્યા ને તેમનો સરદાર—Henry Campebell Bannermann મુખ્ય મંત્રી થયો. તે ઇ. સ. ૧૯૦૮માં મરી ગયો તેથી ઍસ્‌ક્વિથ—Asquith—(મૃત્યુ, ઇ. સ. ૧૯૨૮) મુખ્ય પ્રધાન થયો. ઇ. સ. ૧૯૧૪માં જ્યારે મહાવિગ્રહ ફાટી નીકળ્યો ત્યારે લિબરલો કારભાર ઉપર હતા ને ઍસ્‌ક્વિથ મુખ્ય પ્રધાન હતો.

**આંતર કારભાર, ઇ. સ. ૧૯૦૧–૧૪**—આ વખતની મુખ્ય હકીકતો જ આપણે અહિ જોઈશું. વૃદ્ધ માણસોને પ્રજાને કે સરકારી ખર્ચે વર્ષાસનો આપવામાં આવ્યાં ને સર્વ પ્રજાને માટે વીમાની યોજના નક્કી કરવામાં આવી. વધતા જતા ખર્ચને પહોંચી વળવા હવે સાહુકારો ઉપર નવા કરો પડયા. ઇ. સ. ૧૯૦૯માં લૉઈડ જ્યૉર્જ Lloyd George ખજાનચી હતો. તેણે જમીનદારો ઉપર સખ્ત કર મૂકયો. હાઉસ ઑફ લૉર્ડઝે તે કરને ઉડાડી મૂકયો. લિબરલોએ રાજીનામું આપ્યું. નવી વરણી થઈ. તેમાં તેઓ ફાવ્યા. વળી અમીરો સામા થયા; વળી લિબરલો ફાવ્યા; અમીરો હવે નમ્યા ને તેઓએ લૉઈડ જ્યૉર્જના બજેટને પ્રસાર થવા દીધું. ઍસ્કિવિથે હવે અમીરોની નાણા ઉપરની સત્તા કમી કરી. ઇ. સ. ૧૯૧૧ના પાર્લમેંટ ઍકટથી પાર્લમેંટ સાત વર્ષને બદલે પાંચ વર્ષ પછી બરખાસ્ત થવી જોઈએ, નાણાની બાબતમાં લૉર્ડઝને કોઈ સત્તા ન રહે, અને બે વર્ષો સુધી જો લૉર્ડઝ દરખાસ્ત મંજૂર ન કરે તો તે દરખાસ્ત ધારારૂપે જાય એમ નક્કી થયું. જોસફ ચૅમ્બર્લેઇને (મૃત્યુ, જુલાઇ, ઇ. સ. ૧૯૧૪) બ્રિટિશ સામ્રાજ્યમાં બનતા માલને સામ્રાજ્યમાં ઉત્તેજન મળવું જોઈએ એવું આ વખતે જાહેર કર્યું. બ્રિટિશ મુત્સદ્દીઓ હવે ધીમે ધીમે Free Trade નિરાબાધ વેપારની પદ્ધતિને મૂકી દેતા હતા. જોસફ ચેમ્બર્લેઇનની યોજના Imperial Preference કહેવાય છે.

**બ્રિટિશ સામ્રાજ્ય, ઇ. સ. ૧૯૦૧–૧૪**—મહારાણી વિક્ટોરિઆના મરણ અગાઉ ઑસ્ટ્રેલિઆનાં સંસ્થાનો એક થઈ ગયાં હતાં. ઇ.સ.૧૯૦૭માં ન્યૂઝીલૅંડના સંસ્થાનને સ્વરાજ્ય આપવામાં આવ્યું. બે વર્ષો પછી હિંદમાં પણ મોર્લેએ ને મિંટોએ સુધારાઓ દાખલ કર્યા. દક્ષિણ આફ્રિકાનાં જુદાં જુદાં સંસ્થાનો પણ એકત્રિત થયાં. બધાં સંસ્થાનોએ ઇંગ્લંડના નૌકાસૈન્યને અમુક મદદ કરવા વચનો આપ્યાં. બ્રિટિશ સામ્રાજ્યનો ચિંતાજનક ભાગ ખાસ કરી આયર્લંડ કહી શકાય. તે પ્રદેશમાં બે પક્ષો હતા–(૧) હોમરૂલરો–રેડમન્ડ–Redmond તેમનો મુખી હતો. (૨) રિપબ્લિકનો અથવા સિનફીન–Sinn Fein–ના અનુયાયીઓ; તેમને

ઈંગ્લંડથી છૂટા થવું હતું ને કેઈસમેંટ, પીઅર્સ, દ વાલેરા ને કૉનૉલિ તેમના આગેવાનો હતા. લિબરલોએ ઇ. સ. ૧૯૧૪માં લડાઈ અગાઉ આયર્લેંડને "હોમરૂલ"–સામ્રાજ્યમાં સ્વરાજ્ય આપવાની હિંમત કરી; પણ લડાઈ જાહેર થવાથી તમામ વસ્તુસ્થિતિ ફરી ગઈ. અલ્સ્ટરનો આગેવાન સર એડ્વર્ડ કાર્સન આ બંને પક્ષોથી વિરુદ્ધ હતો ને તે યુનિઅનિસ્ટોનો મુખી હતો.

**Labour–કામદારવર્ગ ને સ્ત્રીઓ**—સ્ત્રીઓ દરેક રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં હવે ભાગ લેતી થઈ. સ્ત્રીઓ પાર્લમેંટમાં પણ બેસી શકે ને તેમને ચુંટણીનો પણ અધિકાર મળવો જોઈએ એ પ્રવૃત્તિ દેશમાં ફેલાઈ. મિસિસ પૅંખર્સ્ટ–Pankhurst–નામની સ્ત્રી આ વર્ગની મુખી હતી ને તેનું મંડળ પ્રજાને ને કારભારીઓને બારીઓના કાચ તોડી ને એવાં તોફાનો કરી પ્રજાને ને કારભારીઓને સતાવતું. કામદારવર્ગ હવે વધારે વગવાળો થયો. પાર્લમેંટમાં તેમના પતિનિધિઓની સંખ્યા દર ચુંટણી વખતે વધ્યે જતી હતી. રાજ્યતંત્ર પોતાના હાથમાં લેવું એ લેબરપક્ષનો મુખ્ય મુદ્દો હતો.

**મહાયુદ્ધ, ઇ. સ. ૧૯૧૪–૧૯**—વી(એ)નાની સુલેહ પછી હંગરિ, પોલંડ વગેરે દેશો પોતાની ગુમાવેલી સ્વતંત્રતા પાછી મેળવવા ઇચ્છતા હતા; ઓગણીસમી સદીમાં ચારેય ખંડોમાં રાષ્ટ્રીય ભાવનાના પવન ફુંકાતા હતા ને તેમાં તુર્કી જેવા નબળા દેશનું સામ્રાજ્ય વીંખાઈ ગયું હતું. ઇ. સ. ૧૮૭૧ની હાર પછી ફ્રાંસ જર્મનિ ઉપર વેર લેવા તનમનાટ કરી રહ્યું હતું જર્મનિને પોતાની વધતી જતી પ્રજાના વસવાટ માટે ને વધતા જતા વેપારરોજગારનાં નવાં બજારો માટે સંસ્થાનો ને નવા લાભો જોઈતા હતા. રશિઆને તુર્કી, ઇરાન ને અફઘાનીસ્તાનનાં જુનાં રાજ્યો ઉપર સત્તા જોઈતી હતી. યૂરોપનાં બધાં રાજ્યોમાં મોટાં મોટાં કારખાનાંઓમાં દારુગોળો તૈયાર થતો હતો. ઘણી યુનિવ્હર્સિટિના પ્રોફેસરો છચોક પોતાના વિદ્યાર્થીઓને ને સમાજને યુદ્ધની તૈયારીઓ કરવાનો પોકાર કરી રહ્યા હતા. ઑસ્ટ્રિઆ–હંગરિના મહારાજ્યની પ્રજાઓને સ્વતંત્ર થવું હતું. ચોતરફ નૈકાબળ, જમીનનું લશ્કર, વેપાર, હુન્નરઉદ્યોગ, વિજ્ઞાન,

વગેરેમાં પ્રજાઓ ને રાષ્ટ્રો વચ્ચે તીવ્ર હરીફાઈ ચાલી રહી હતી; દેશદેશનાં વર્તમાનપત્રોમાં પણ એ જ મત જાહેર કરવામાં આવતો હતો. જેમ દરિયામાં છૂપાઈ રહેલો વડનાવલ કોઈ વખતે પણ બહાર પ્રકાશ્યા વગર રહેતો નથી, જેમ શાંત દેખાતો જ્વાળામુખી પર્વત કોઈક વાર ફાટી નીકળ્યા વગર રહેતો નથી, જેમ રાખમાં છૂપાઈ રહેલો અગ્નિ કોઈક વાર દાવાનળરૂપે ફેલાયા વગર રહેતો નથી, તેમ યૂરોપનાં રાજ્યોની આ પરસ્પર હરીફાઈનો છૂપો અગ્નિ કોઈક વાર ભયાનક દાવાનળરૂપે પ્રકટયા વગર નહિ રહે એમ બધા વિચારવંત માણસો સારી રીતે સમજતા હતા. ઘાસની ગંજીઓને સળગતાં કેટલી વાર લાગે છે? તેને માત્ર એક તણખાની જ જરૂર હોય છે. ઇ. સ. ૧૯૧૪ના જુનની ૨૮મી તારીખે બૉઝિનઆના મુખ્ય શહેર સેરાજેવો–Serajevo મુકામે સર્વિઆના એક માણસને હાથે ઑસ્ટ્રિઆના પાટવી કુંવર–Archduke ફ્રાંસિસ ફ્ર્ડિનન્ડ ને તેની સ્ત્રીનાં ખુન થયાં. ઑસ્ટ્રિઆએ ખુનની જવાબદારી ખુન કરનાર ઉપર જ નહિ મૂકતાં સર્વિઆની સરકારના શિર ઉપર નાંખી. સર્વિઆને રશિઆની મદદ હતી તો ઑસ્ટ્રિઆને જર્મનિની મદદ હતી. ઑસ્ટ્રિઆના વયોવૃદ્ધ શહેનશાહે સર્વિઆના રાજા પાસેથી કેટલીએક સમજુતીઓ ને નવા હક્કો માંગ્યા. સર્વિઆએ ના પાડી. ઑસ્ટ્રિઆએ સરહદ ઉપર લશ્કરો મોકલ્યાં. રશિઆએ સર્વિઆને મદદ આપવા વચન આપ્યું. જર્મનિ ઑસ્ટ્રિઆના પડખામાં રહ્યું. રશિઆને ફ્રાંસે મદદ કરી; જર્મનિએ પોતાનાં લશ્કરો બેલ્જિઅમની અંદર થઈ પૅરિસ ઉપર રવાનાં કર્યાં. બેલ્જિઅમની સ્વતંત્રતા જાળવી રાખવાનું આ રાજ્યોએ કબૂલ કર્યું હતું; રાજકારણ ખાતર વચનનો ભંગ થયો; બેલ્જિઅમમાં જર્મન લશ્કરો દાખલ થાય તે ઇંગ્લંડને કેમ પરવડે? અંગ્રેજ સરકારે વાંધો ઉઠાવ્યો. જર્મનિએ વાંધાનો ઇનકાર કર્યો એટલે ઇંગ્લંડ પણ લડાઈમાં ઉતર્યું, ઑગસ્ટ, ઇ. સ. ૧૯૧૪. ઇટલિ થોડા વખત માટે અલગ રહ્યું; પણ આગલા કરારનો ભંગ કરી તેની સરકાર મિત્રરાજ્યો સાથે ભળી, મે, ઇ. સ. ૧૯૧૫. તુર્કીએ જર્મનિ સાથે ઝંપલાવ્યું. બલ્ગેરિઆ જર્મનિ સાથે મળ્યું. ત્યાર પછી તો ઘણાંખરાં રાજ્યો મિત્રરાજ્યોના પક્ષમાં મળી ગયાં, જેમકે રૂમેનિઆ, મૉન્ટેનેગ્રો,

ગ્રીસ, પોર્ચુગલ, અમેરિકાનાં સંસ્થાનો, સિઆમ, ચીન, જાપાન, વગેરે, કારણકે જેમ જેમ લડાઈ લંબાતી ગઈ તેમ તેમ બ્રિટિશ દરિયાઈ બળને પરિણામે જર્મનિને ખોરાકી મળી નહિ ને તેથી તેની સબમરીનોના બળે તટસ્થ રાજ્યોના વેપારને ઘણું નુકસાન પહોંચાડ્યું.

આ મહાયુદ્ધમાં નાનાં મોટાં થઈને કુલ ચોવીસ રાજ્યો જર્મનિ, ઑસ્ટ્રિઆ-હંગરિ, તુર્કી ને બલ્ગેરિઆ સામે લડાઈમાં ઉતર્યાં; તેમાં કુલ ૫,૯૧,૭૬,૮૦૦ સિપાઈઓ લડ્યા; ૩,૩૫,૦૦૦૦૦ માણસો ઘાયલ થયા; ૭૭,૮૧,૦૦૦ માણસો માર્યા ગયા, અને ૭૦,૮૦,૫૦૦ માણસો કેદ થયા કે ગુમ થયા.

**યુગપલટો**—મહાયુદ્ધની થોડીક હકીકત તો આ ઇતિહાસમાં આવવી જોઈએ, કારણ કે તે હકીકત વાંચવાથી આપણને ઘણું શીખવાનું મળે છે. દુનિયાના ઇતિહાસમાં આવું મહાભારત યુદ્ધ કદિ થયું નથી. જુની યુદ્ધકળા આ મહાભારત સંગ્રામમાં નાશ પામી ને નવી યુદ્ધકળાનો જન્મ થયો. લડાઈનાં મેદાનો ઉપર ખોદેલી ખાઈઓમાં રહેતા સિપાઈઓ પાછળ બધાં-રાજા રાણીથી માંડી નાનામાં નાનું બાળક પણ-લડાઈનાં સાધનો તૈયાર કરવામાં રોકાયાં. અર્થશાસ્ત્રીઓ, વિજ્ઞાનીઓ, કવિઓ, લેખકો, વર્તમાનપત્રોના અધિપતિઓ, વિદ્યાર્થીઓ, ઠુંઠાં, લંગડાં, આંધળાં કે રોગી માણસો, બધાં સૌસૌની શક્તિ પ્રમાણે લડાઈનું જ કામ કરતાં. તેઓ પોતાની સરકારો કહે તેમ ખાતાં, પીતાં, પહેરતાં, રહેતાં, બોલતાં, લખતાં, વાંચતાં, મુસાફરી કરતાં, અને કામ કરતાં. દરેક ઉમરલાયક ને સશક્ત માણસ સિપાઈ થયો. દરેક સ્ત્રી ને દરેક બાળક ઘેર રહી રાષ્ટ્રના કહેવા પ્રમાણે મદદ કરતાં. મહાભારત સંગ્રામમાં અર્થશાસ્ત્ર, રાજ્યનીતિશાસ્ત્ર, વિજ્ઞાન, વગેરે દરેક અભ્યાસમાં મોટું પરિવર્તન થઈ ગયું. પચાસ વર્ષોની સુલેહના વખતમાં જે ન થઈ શકત તે ચાર વર્ષની નજીવી મુદ્દતમાં થઈ શક્યું. ઉપરાંત યૂરોપ એશિઆ, આફ્રિકા, ને અમેરિકાની તમામ વસ્તુસ્થિતિ ફરી ગઈ. જેમ કુરુક્ષેત્રના યુદ્ધ પછી દ્વાપરયુગ ઉતર્યો ને કળિયુગ બેઠો તેમ આ મહાભારત સંગ્રામ પછી દુનિયાની સંસ્કૃતિએ પણ જુના યુગમાંથી નવા યુગમાં પ્રવેશ કર્યો.

હવે આપણે આ દાવાનળનો ટૂંકો ખ્યાલ આપીએ.

**મહાયુદ્ધ. ફ્રાંસ ને બેલ્જિઅમ, ઇ. સ. ૧૯૧૪-૧૬**—જર્મનિએ એક સાથે ૩,૧૦૦૦૦૦ માણસો બેલ્જિઅમ સામે મોકલ્યા; બેલ્જિઅમ પાસે બે લાખનું લશ્કર તૈયાર હતું; ટૂંક મુદ્દતમાં દુનિયામાં પણ નહિ હોય એવા મજબુત કિલ્લાઓ એક પછી એક જર્મનિએ સર કર્યા. ઇંગ્લંડથી સર જૉન ફ્રેંચ ૬૬,૦૦૦ માણસોનું નાનકડું લશ્કર લઈ પૅરિસ બચાવવા ગયો. પૅરિસ ને જર્મન્ લશ્કર વચ્ચે એના ઉપર જર્મનો તુટી પડયા; જર્મનિની તોપોએ કેર વર્તાવ્યો; અંગ્રેજોએ પૂંઠ પકડી; દરમ્યાન જર્મન સરદાર ફ્રેંચો સામો વળ્યો; આ તેની ભૂલ હતી; તુરત જ ફ્રેંચોએ જર્મનોને અટકાવ્યા; માર્ન-Marne નદી ઉપર ચાર દિવસ સૂધી જંગ મચ્યો; જર્મનો Aisne-નદી ઉપર આવી અટકી ગયા. ત્યાં બંને પક્ષો સામસામી ખાઈઓ ખોદી ચાર વર્ષો સૂધી પડી રહ્યા. આ ખાઈઓ સ્વિટ્ઝર્લંડની સરહદ ઉપરથી તે ઠેઠ ઉત્તરના દરિયા કિનારા સૂધી આવી રહી હતી. બેલ્જિઅમ ને ફ્રાંસનો ઉત્તર ભાગ જર્મનિના પંજામાં આવી ગયા ને ત્યાં તેના સરદારોએ કાળો કેર વર્તાવ્યો. જર્મનોએ Ypresને લેવું હતું, કારણ કે ત્યાંથી તેઓ સુખેથી બ્રિટિશ ચૅનલના ટાપુઓ ઉપર ને કૅલે ઉપર જઈ શકે એમ હતું; તેથી યેપ્રે પાસે ત્રણ અઠવાડીઆં સૂધી લડાઈ ચાલી; પણ તેમાં અંગ્રેજોની ફત્તેહ થઈ, ઇ. સ. ૧૯૧૪-૧૫. આ રણક્ષેત્ર ઉપર જર્મનોએ નવાં નવાં અસ્ત્રો ને શસ્ત્રો વાપર્યાં; તેમાં માણસોને મૂર્ચ્છામાં નાંખનારો એક વાયુ-Gas-પણ હતો. મિત્રરાજ્યોએ આ નવાં મારક સાધનો સામે રક્ષણના યોગ્ય ઉપાયો લીધા.

**રશિઆની હાર**—પૂર્વમાં રશિઆના ઝારે પૂર્વ પ્રશિઆ ઉપર ચડાઈ કરી; પણ ટાનેનબુર્ક-Tannenburg-પાસે જર્મન સરદાર હિન્ડનબુર્કે તે લશ્કરને સમૂળગું કાપી નાંખ્યું. વૉરસૉના લશ્કર સામે પણ જર્મનોએ સારો બચાવ કર્યો. ઑસ્ટ્રિઆના ગૅલિશિઆના પ્રાંત ઉપરની રશિઆની ચડાઈ પણ ઝાઝા વખત સૂધી ટકી નહિ; ઇ. સ. ૧૯૧૪. ઇ. સ. ૧૯૧૫ના ઊનાળામાં જર્મન સરદાર ફૉન મેકેન્સેન-Von Meckensen-રશિઆ ઉપર ચડયો, વૉરસૉમાં દાખલ થયો, ઝારના

લશ્કરને તોપોના મારાથી ઉડાડી દીધું, ને સો સો ગાઉ સુધી એક કોસ્સાક–રશિઅન–સિપાઈ ઉભવા પણ પામ્યો નહિ. ઝાર પાસે માણસોની અખૂટ ભરતી હતી પણ તેની પાસે દારુગોળો નહોતો ને દારુગોળા વગર બહાદુરમાં બહાદુર સિપાઈઓ પણ શું કરી શકે? રશિઆને દારુગોળો કેમ પહોંચાડવો એ મોટો સવાલ થઈ પડ્યો. ઉત્તર તરફ તો જર્મનિનું દરિયાઈ સૈન્ય હતું. દક્ષિણે ડાર્ડેનેલ્સથી દારુગોળો પહોંચે ખરો; પણ ત્યાં તુર્કી હતું ને તુર્કી જર્મનિનું મિત્ર હતું. રશિઆનો બચાવ અશક્ય હતો.

**ગૅલિપોલિ**—ઈંગ્લંડથી સર જૉન હૅમિલ્ટન સવા લાખ માણસો લઈ ગૅલિપોલિ–Gallipoli–ના દ્વીપકલ્પ ઉપર ઉપડ્યો પણ તુર્કીને સૂચના મળી ગઈ હતી ને ત્યાંની સરકારે જર્મન મદદથી બચાવકામો તૈયાર કરી લીધાં હતાં; તેથી હૅમિલ્ટન એકદમ નિષ્ફળ ગયો ને છેવટે ત્યાંથી તેને પાછું વળવું પડયું. આ ચડાઈમાં ઑસ્ટ્રેલિઆનાં ને ન્યૂઝીલૅંડનાં લશ્કરોએ ભાગ લીધો હતો.

**સર્વિઆ**—સર્વિઆ તો મરણતોલ થઈ ગયું હતું. બલગેરિઆ જ્યારે જર્મનિ સાથે ભળ્યું ત્યારે મિત્રરાજ્યોએ ગ્રીક બંદર સૅલોનિકા–Salonica–નો કબજો કર્યો ને ત્યાંથી દુશ્મનોને કબજામાં રાખ્યા.

**કુત–અલ–આરા**—ઈરાનના અખાતમાંથી જનરલ ટાઉનશેન્ડે બગદાદ ઉપર ચડાઈ કરી પણ કુટ–Kut–આગળ તુર્કીને શરણ થવું પડ્યું, ઈ સ. ૧૯૧૬–૧૭. રશિઆના લશ્કરે ઉત્તરમાં જો આ વખતે એર્ઝુરમ સર કર્યું ન હોત તો ટાઉનશેન્ડને ઘણી મુશ્કેલી પડત.

**ઈંગ્લંડની તૈયારી**—દરમ્યાન ઈંગ્લંડમાં લૉર્ડ કિચનર ફરજીયાત ધોરણથી લાખોનું લશ્કર તૈયાર કરતો હતો, લૉઈડ જ્યોર્જ હજારો કારખાનાંઓમાં દારુગોળો તૈયાર કરાવતો હતો ને કૉન્ઝર્વેટિવો લિબરલોને મંત્રિમંડળમાં દાખલ થઈ મદદ કરતા હતા. કામદારપક્ષના આગેવાનો પણ વગર વિરોધે લડાઈના કામમાં રોકાયા. બ્રિટિશ સામ્રાજ્યના તમામ ભાગોમાંથી હજારો સૈનિકો મહાયુદ્ધમાં લડવા નીકળી પડ્યા. ઈ. સ. ૧૯૧૬ના

જુનમાં લૉર્ડ કિચનર જ્યારે રશિઆ જતો હતો ત્યારે રસ્તામાં તેની સ્ટીમર જર્મન સુરંગ સાથે અથડાવાથી તે ડૂબી મુવો.

**વેર્દૂં Verdun**—ઇ. સ. ૧૯૧૬માં જર્મનોએ અસંખ્ય માણસોના ભોગે વેર્દૂંના કિલ્લાઓ કબજે કર્યા, તો સોમ–Somme–નદી ઉપર અંગ્રેજોએ ને ફ્રેંચોએ જર્મનોએ કબજે કરેલો મુલક લઈ લીધો.

**રૂમૅનિઆની હાર**—પૂર્વમાં રશિઅન સરદાર બ્રુસિલૉફે ઑસ્ટ્રિઆને હરાવ્યું, પણ હિંડનબુર્કે નવા શત્રુ રૂમૅનિઆનાં લશ્કરોનો સજ્જડ દાટ કાઢી નાંખ્યો.

**લૉઇડ જ્યૉર્જ મુખ્ય પ્રધાન**—ઇંગ્લંડમાં આ હારોથી મોટો કોલાહલ થઈ રહ્યો; લૉઇડ જ્યૉર્જ ને ઍસ્કિવથ લડી પડ્યા; પરિણામે લૉઇડ જ્યૉર્જ મુખ્ય પ્રધાન બન્યો.

**દરિયાઈ લડાઈ. જટલૅંડ, મે–જુન, ઇ. સ. ૧૯૧૬. અમેરિકા લડાઈમાં દાખલ**—બંને પક્ષોનાં લશ્કરો ચોતરફ જમીન ઉપર યુદ્ધ કરતાં હતાં ત્યારે તેમના કાફલાઓ તો શાંત પડી રહ્યા હતા. મિત્રરાજ્યોના કાફલાઓ વેપારનું ને કિનારાઓનું રક્ષણ કરતા હતા. ઇંગ્લંડનું નૌકાસૈન્ય ડોવર પાસે ને ઉત્તરમાં ઑર્કનિના ટાપુ પાસે વ્હેંચાઈ ગયું હતું ને ત્યાંથી જર્મન નૌકાસૈન્ય ઉપર પાકો પ્હેરો રાખતું હતું. બંને પક્ષો દરિયામાં સુરંગ નાંખતા ને વહાણોને ઉડાડી દેતા, પરસ્પર વેપારની જણસો કબજે કરતા ને એક બીજાને ભૂખે મારવાની કોશીશ કરતા. ઇ. સ ૧૯૧૬ના મે માસની છેલ્લી તારીખે જર્મન કાફલો બ્રિટિશ કાફલા સામો થયો; બ્રિટિશ સરદાર જેલિકો જર્મન કાફલામાં સપડાઈ જાત પણ કુનેહથી તેણે દુશ્મનોને ઘેરી લીધા; સાંજ પડતાં તે તેમની પાછળ પડી શક્યો નહિ; જર્મનો નાસી ગયા; પણ ત્યાર પછી તેઓ કીલ–બંદરથી કદિ બહાર નીકળ્યા નહિ. મિત્રરાજ્યોએ તેમની સબમરીનોનો પણ નાશ કર્યો–એમ્ડન–Emden–નામની સબમરીને આપણે ત્યાં મદ્રાસ ઉપર થોડીક સેકન્ડો સુધી તોપોનો મારો ચલાવ્યો હતો. ચિલિ પાસે જર્મનિને એક દરિયાઈ ફત્તેહ મળી પણ તે જ કાફલો ફૉકલૅંડના ટાપુઓ આગળ દરિયાને તળીએ પહોંચ્યો એટલે જર્મનિનું દરિયાઈ બળ ઓછું થઈ

ગયું. જર્મનિની સબમરીનો વગર સૂચનાએ ગમે તે સ્ટીમરોને હવે ડૂબાડવા માંડી—દાખલા તરીકે *Lusitania* નામની અમેરિકાની સ્ટીમર આવી રીતે ડૂબેલી. આવાં કૃત્યોથી અમેરિકા ઘણું ચીડાયું ને પ્રેસિડેંટ વિલ્સનની આગેવાની નીચે લડાઈમાં દાખલ થયું. આ વેળા સબમરીનોને રક્ષણ આપતી જગ્યાઓનો—દાખલા તરીકે ઝીબ્રુગ ને ઑસ્ટેંડનો—અંગ્રેજોએ કબજો લીધો, ઇ. સ. ૧૯૧૭.

**રશિઆમાં રાજ્યપલટો, ઇ. સ. ૧૯૧૯**—જર્મનિએ રશિઆને જે જબરદસ્ત ફટકાઓ માર્યા હતા તેની અસર હવે જણાવા લાગી. દેશમાં ભૂખમરો વધવા લાગ્યો. ઝારના અમલની પોલ ખુલ્લી થઈ ગઈ. લોકોએ બળવો કર્યો. સિપાઇઓ લોકોના થયા. મધ્યમ વર્ગના પ્રતિનિધિઓ પહેલાં સત્તા ઉપર આવ્યા. ઝાર પદભ્રષ્ટ થયો. પણ લેનિન ને ટ્રૅાસ્કિની આગેવાની નીચે રાજ્યસત્તાવાદી—Socialists—ઓએ બીજો બળવો કર્યો; ઝારને ને તેના કુટુંબને મારી નાંખવામાં આવ્યાં; ને સોવિએટ—Soviet—નો અમલ શરૂ થયો, માર્ચ-નવેંબર, ૧૯૧૭. તેઓએ ઇ. સ. ૧૯૧૮ના માર્ચમાં જર્મનિ સાથે સુલેહ કરી.

**ઇટલિની હાર, ઇ. સ. ૧૯૧૯**—ઇ. સ. ૧૯૧૭માં ઇટલિનો વારો આવ્યો. જર્મનોએ ઇટલિનાં લશ્કરોને ઉત્તર ઇટલિમાં સખ્ત હાર આપી.

**વિમાનોનું બળ**—આ લડાઈમાં બંને પક્ષોએ હવાઈ લશ્કરને એકદમ સુધારી દીધું. જર્મનિથી વિમાનો ઉપર વિમાનો ઇંગ્લંડનાં શહેરો ઉપર ઊંચે ઉભાં રહી બૉંબ વગેરે ફેંકી લોકોને સતાવતા. વિમાનોથી દરિયા ને જમીન ઉપર કાફલાઓને ને લશ્કરોને અનેક પ્રકારની મદદ મળતી.

**જર્મનિમાં રાજપલટો**—ઇંગ્લંડમાં લૉઈડ જ્યૉર્જ મુખ્ય પ્રધાન હતો; ફ્રાંસમાં Clemenceau કલમેનસ્યૂ પ્રમુખ હતો; ઇટલિમાં મુખ્ય સત્તા Mussolini મુસ્સોલિનિના હાથમાં આવી; બધે સ્થળે એક માણસના હાથમાં દેશની તમામ સત્તા આવી રહી. જર્મનિના લોકો ચાર વર્ષોની લડાઈથી કંટાળી ગયા; કાઇઝરની પોલ જાહેર થઈ ગઈ. ત્યાં પણ

રશિઆનો ચેપ લાગ્યો. ઇ. સ. ૧૯૧૮ના નવ્હેંબરમાં લોકોએ બળવો કર્યો; કાઇઝરનું કુટુંબ પદભ્રષ્ટ થયું; તે ને જર્મનિના બીજા નાના મોટા રાજાઓ પણ રાજ્યો છોડી ગયા; દેશમાં એક મહાજનસત્તાક રાજ્ય–Republic–સ્થાપવામાં આવ્યું; તે નવા રાજ્યે મિત્રરાજ્યોની સાથે સુલેહ કરી.

**જર્મન સંસ્થાનો**—મિત્રરાજ્યોએ જર્મનિનાં તમામ સંસ્થાનો એક પછી એક તાબે કર્યાં, જેમકે ટોગોલૅંડ, કામરૂન, પશ્ચિમ ને પૂર્વ આફ્રિકા, સામોઆ, બિઝમાર્ક આર્ચિપેલેગો, સિંગટાઉ, વગેરે.

**મિત્રરાજ્યોની ફત્તેહ, ઇ. સ. ૧૯૧૮, નવેંબર**—ઇ. સ. ૧૯૧૮ના માર્ચ, એપ્રિલ, ને મે મહિનાઓમાં જર્મન સરદાર લુડેન્ડૉર્ફે ત્રણ વાર અંગ્રેજોને કૅલે તરફ, આમીન્સ તરફ, ને પૅરિસ તરફ ભગાડી મૂક્યા ને જે જમીન અંગ્રેજોને લેતાં ત્રણ વર્ષો લાગ્યાં હતાં તે જ જમીન તેમને ત્રણ દિવસોમાં છોડી દેવી પડી; પણ ઉપર કહ્યું તેમ ખુદ જર્મનિમાં હારનો ગર્ભ પાકી ગયો હતો. મિત્રરાજ્યોનાં બધાં લશ્કરોની સરદારી ઝનરલ ફ્રૉચ–Foch–ને આપવામાં આવી. પ્રેસિડેન્ટ વિલ્સને અમેરિકાથી દસ લાખ માણસ મોકલ્યા. જર્મન લશ્કરો પૅરિસ ઉપર દોડી આવતાં હતાં તે જોઈ ફ્રૉચે તેમને બીજી બાજૂ ઉપર રોકયાં; તુરત માઇલોના માઇલોની આખી હાર ઉપર જર્મનોને રોકવામાં આવ્યા ને ત્રણ માસમાં તો તેઓ મિત્રરાજ્યોનો બધો પ્રદેશ છોડી ચાલ્યા ગયા.

સૅલોનિકાથી બલ્ગેરિઆ ઉપર ચડાઈ લઈ જવામાં આવી; બલ્ગેરિઅનો હારી ગયા. સર સ્ટૅન્લિ મૉડ–Maude–બગદાદમાં દાખલ થયો; તુર્કી શરણ થયું. ઑસ્ટ્રિઆનો શહેનશાહ ફ્રાંસિસ ઇ. સ. ૧૯૧૬માં મરી ગયો; તેની જુદી જુદી પ્રજાઓ સ્વતંત્ર થઈ; તેનું લશ્કર પણ હારી ગયું; આવી રીતે મિત્રરાજ્યોની ચોમેર ફત્તેહ થઈ.*

**રાજપલટો; રાજ્યપલટો; ને પ્રજાપલટો; નવી દુનિયા**—હવે વર્સાઇલ મુકામે સુલેહ થઈ, ઑક્ટોબર, ઇ. સ. ૧૯૧૯. લૉઇડ જ્યૉર્જ,

*"Above men there is a moral law and above warfare peace." General Foch.

કલમેન્સ્યૂ, નિટ્ટિ, ને પ્રેસિડેંટ વિલ્સન આ સમાધાનીમાં મુખ્ય હતા. કાઇઝર દેશપાર થયો; તેના બીજા સહકારી રાજાઓ પણ દેશપાર થયા. ફ્રાંસને આલ્સેસ ને લૉરૅનના પ્રાંતો પાછા મળ્યા; જર્મનિના કાફલાને ડૂબાડી દેવામાં આવ્યો; તેનાં લશ્કરોને ઘટાડી નાંખવામાં આવ્યાં. પોલંડ, ઝેકોસ્લૉવાકિઆ, જ્યુગોસ્લાવિઆ, હંગરિ, ને ઑસ્ટ્રિઆનાં નવાં રાજ્યો ઉભાં કરવામાં આવ્યાં; ઇટલિને ટ્રીસ્ટનો પ્રાંત મળ્યો; ઑસ્ટ્રિઆ-હંગરિનું સામ્રાજ્ય વીંખાઈ ગયું; ડેન્માર્કને શ્લેશ્વિક મળ્યું; જર્મનિનાં સંસ્થાનો લઈ લેવામાં આવ્યાં કિયાઉ-ચાઉ-Kiaochow જાપાનને, પૅસિફિકના ટાપુઓ ઑસ્ટ્રેલિઆને, ને પૂર્વ ને પશ્ચિમ આફ્રિકા દક્ષિણ આફ્રિકાને મળ્યાં. રૂમેનિઆને ટ્રાન્સસિલ્વાનિઆ મળ્યું; ગ્રીસને એશિઆ માઇનૅારમાં થોડીક જમીન મળી; ફ્રાંસે સિરિઆ લીધું; ઇંગ્લંડે પેલૅસ્ટિન ને મેસોપોટેમિઆ-ઇરાક લીધાં. જર્મનિએ મોટો દંડ ભરવાનું ઠર્યું. નાનાંમોટાં રાજ્યોનું એક આંતરરાષ્ટ્રીય રાજ્યમંડળ-League of Nations-થયું. તેમાં પ્રેસિડેંટ વિલ્સન ખાસ મુખી હતો. Mandatory Statesની નવી યોજના પણ થઈ ને દુશ્મનો પાસેથી જે જે દેશોને મિત્રરાજ્યોએ લીધા તે માટે તેણે પોતાની બાહેધરી આ લીગને આપી.

રશિઆની જુની સલ્તનતના પણ કટકાઓ થઈ ગયા. બિસ્સેરેબિઆ રૂમૅનિઆએ લીધું; ફિન્લૅંડ, લિટ્વિઆ, લિથોનિઆ, ઇસ્ટ્રિઆ ને યૂક્રેઇનિનાં નોખાં રાજ્યો થયાં. રશિઆની સરકારે ઇરાન, ચીન ને અફ્ઘાનીસ્તાન ઉપરના જુના હક્કો જતા કર્યા. જ્યૉર્જિઆ, આર્મિનિઆ, વગેરે પ્રદેશોમાં મહાજનસત્તાક રાજ્યો ઉભાં થયા. ચીનમાં પણ જુની શાહેનશાહત નાશ પામી. તુર્કીએ ઇસ્તંબૂલથી અંગોરા રાજધાની કરી, સુલતાનને કાઢી મૂક્યો, ને મહાજનસત્તાક રાજ્ય સ્થાપ્યું; સુલતાને ખલીફાનો હોદ્દો છોડી દીધો; મુસ્તફા કમાલ આ નવા રાજ્યનો મુખી થયો.

લડાઈ હવે ન થાય તે માટે લીગ ઑવ્ નેશન્સ ખાસ પ્રયત્નો કરે છે; ભવિષ્ય અચોક્કસ છે.

**આયર્લંડ. આફ્રિકા**—ઇ. સ. ૧૯૧૬માં આયર્લંડે ઇંગ્લંડ સામે બળવો કર્યો. લડાઈ પછી આયર્લંડને "સ્વરાજ્ય" આપવામાં આવ્યું પણ

અલ્સ્ટરને તેનાથી છૂટું રાખવામાં આવ્યું ને તેને જુદી પાર્લમેંટ આપવામાં આવી. દક્ષિણ આફ્રિકામાં પણ દ વેટ વગેરેએ બંડ ઉઠાવ્યું હતું.

**મંત્રિમંડળો, ઇ. સ. ૧૯૧૯-૨૯**—લડાઈ પૂરી થઈ રહ્યા પછી ઇંગ્લંડમાં નવી વરણી થઈ; લૉઈડ જ્યૉર્જના પક્ષકારો–Coaltionists–બહુમતિએ પાર્લમેંટમાં આવ્યા. તેથી તે પોતે મુખ્ય પ્રધાન તરીકે ચાલુ રહ્યો. તેણે ઇ. સ. ૧૯૧૮માં મતદારોની સંખ્યામાં વધારો કર્યો ને ત્રીસ વર્ષની ને તેથી મોટી સ્ત્રીઓને પણ તે હક્ક આપ્યો. લૉઈડ જ્યૉર્જે ઇ. સ. ૧૯૨૨ના ઑકટોબરમાં રાજીનામું આપ્યું. કૉન્ઝર્વેઇટિવોની બહુમતિ હતી તેથી તેમનો મુખી બૉનર લૉ–Bonar Law–ને તેના મરણ પછી Stanly Baldwin–બૉલ્ડ્વિન મુખ્ય પ્રધાનો થયા. આ પ્રધાનમંડળે ઇ. સ. ૧૯૨૪માં જગાતના વિષય ઉપર રાજીનામું આપ્યું. લિબરલો, કૉન્ઝર્વેઇટિવો, કામદારપક્ષ, એ ત્રણેયમાં એક પક્ષ બહુમતિએ પાર્લમેંટમાં દાખલ થઈ શકયો નહિ તેથી કામદારપક્ષનો આગેવાન રૅમ્સે મેક્ડોનલ્ડ–Ramsay Macdonald–મુખ્ય મંત્રી થયો, જાન્યુઆરિ, ઇ. સ. ૧૯૨૪. તેમને લિબરલોની મદદ હતી એટલે જ તેઓ રાજ્યતંત્ર ચલાવી શકયા. પણ રશિઆ સાથેના વર્તનમાં તેમના હરીફોએ દેશમાં ખોટી ધાંધળ મચાવી તેથી દસ મહિનામાં તો મૅક્ડોનલ્ડે રાજીનામું આપ્યું ને બૉલ્ડ્વિન વળી મુખ્ય પ્રધાન થયો, ઇ. સ. ૧૯૨૫.

કૉન્ઝર્વેઇટિવો હમણાં સુધી ઇંગ્લંડના કારભાર ઉપર હતા. ઇ. સ. ૧૯૨૯ના જુન માસમાં ઇંગ્લંડમાં ફરીથી વરણી-Election થઈ. તેમાં કૉન્ઝર્વેઇટિવો બહુમતિએ પાર્લમેંટમાં દાખલ થઇ શકયા નહિ. કામદારવર્ગના પ્રતિનિધિઓ અત્યાર સુધી અલ્પ સંખ્યામાં પાર્લમેંટમાં હતા પણ તેમનું બળ દર વર્ષ વધતું જતું હતું. નવી પાર્લમેંટમાં તેમની બહુમતિ થઈ તેથી રાજાએ તેમના આગેવાન રૅમસે મૅકડોનલ્ડ–Ramsay Macdonald–ને પ્રધાનપદ આપ્યું ને અત્યારે ઇંગ્લંડનું ને તેના સામ્રાજ્યનું મુખીપણું આ કામદારપક્ષના હાથમાં છે. જેમ નાની વીરડીમાંથી થોડું પાણી બહાર આવી રસ્તામાં જુદાં જુદાં પાણી લેતું

જાય છે ને પછી તે પાણી મોટી નદીને રૂપે વહે છે તેમ ઓગણીસમી સદીના ઉત્તરાર્દ્ધમાં જે કામદારપક્ષ તરફથી માત્ર બે ચાર પ્રતિનિધિઓ પાર્લમેંટમાં બેસતા ને જેમનાં અજ્ઞાન, બીનઅનુભવીપણું, ને સંકુચિત દૃષ્ટિ તરફ લોકો હસતા તે કામદારપક્ષ માત્ર ચાળીસ વર્ષોના ગાળામાં બ્રિટિશ પ્રજાની બહુમતિનો સત્કાર મેળવી શક્યો, ને જીંદગીભરના પુરુષકારથી, ખાનદાનીથી, ને સામ્રાજ્યના જુદા જુદા ભાગોમાં જુદી જુદી જાતની સેવાઓ કર્યા પછી પણ જે સત્તા મુત્સદ્દીઓને નથી મળતી તે સત્તા, એક વાર મજૂરી કરનારાઓ, પણ કાળક્રમે ખંતથી, સાહસથી, બુદ્ધિથી, ચાતુર્યથી, ને અનુભવથી દેશના ને સામ્રાજ્યના ગહનમાં ગહન વિષયોથી પરિચિત થએલા, તદ્દન નવા માણસોના હાથમાં આવી. જગત્‌ની પરિસ્થિતિમાં જે ક્રાંતિ મહાસંગ્રામ પછી થઈ ગઈ હતી તે ક્રાંતિનું પહેલું લક્ષણ બ્રિટિશ રાજ્યના કારભારમાં હવે આવી ગયું ને તે સાથે બ્રિટિશ રાજ્યનીતિ, સમાજ, આર્થિક વ્યવહાર, વગેરે દરેક વિષયમાં પણ ક્રાંતિનો સિદ્ધાંત પેસી ગયો; છતાં ખૂબી તો એ છે કે હજુ પણ જુની સંસ્થાઓ ઇંગ્લંડમાં ચાલુ રહી શકી છે ને તેમના પ્રત્યે લોકોનો આદર નાશ પામ્યો નથી.

---

# બ્રિટિશ રાજ્યતંત્ર.

**રાજ્યવહિવટની સામાન્ય સંસ્થાઓ** :—દરેક સુવ્યવસ્થિત અને પ્રગતિશીલ રાજ્યમાં ત્રણ પ્રકારની સંસ્થાઓ જોવામાં આવશે. (૧) કાયદાઓ કરતી સંસ્થાઓ, જેને આપણે ધારાસભા Legislatures કહીશું. (૨) કાયદાઓને વસ્તુસ્થિતિને લાગુ કરતી સંસ્થાઓ, જેને આપણે અદાલતો, ન્યાયમંદિરો, કે Courts કહીએ છીએ અને (૩) Executive, કાયદાઓનો, ધારાધોરણોનો, અને નિયમોનો વહિવટ કરતી સંસ્થાઓ, જેને આપણે વહિવટી સંસ્થાઓ કહીશું.

**બ્રિટિશ રાજ્યતંત્ર** :—રાજ્યતંત્રના પાયા હંમેશાં ઊંડા હોય છે. કાયદાઓ, સનદો, નિયમો, રાજાપ્રજા વચ્ચે અથવા પ્રજાનાં જુદાં જુદાં અંગો વચ્ચેના કરારો, વગેરે રાજ્યતંત્રના મુખ્ય પાયાઓ કહી શકાય. આ પાયાઓ ઉપર બધી ઈમારતનું ચણતર કરવામાં આવે છે. કોઈ પણ રાજ્યતંત્ર એકદમ ઉત્પન્ન કરી શકાતું નથી. રાજ્યતંત્રના વિકાસ માટે વર્ષોનાં વર્ષો જોઈએ છીએ. માત્ર કાયદાઓ ને નિયમો પ્રમાણે રાજ્યનો વહિવટ ચાલતો નથી. અમલદારો કાયદાઓનો ને નિયમોનો પોતાની બુદ્ધિ પ્રમાણે અમલ કરે છે તેથી રાજ્યતંત્રનો વિકાસ અમલદારોની આપખુશી ઉપર આધાર રાખે છે. એક વખતના અમલદારની આપખુશી ત્યાર પછીના અમલદારને દૃષ્ટાંતરૂપે કામ લાગે છે અને અમલદારોના ને રાજ્યતંત્રનાં બીજાં અંગોના અનુભવો કાળક્રમે રૂઢીરૂપે રાજ્યતંત્રમાં દાખલ થઈ જાય છે. ઘણી વાર આ રૂઢીઓ, આ દૃષ્ટાંતો, ને આ અનુભવો કાયદાઓ ને નિયમો કરતાં પણ વધારે માન્ય ગણાય છે અને રાષ્ટ્રનો વહિવટ આવા અણલખ્યા અનુભવો ઉપર વર્ષો સુધી ચાલ્યો જાય છે.

બ્રિટિશ રાજ્યતંત્ર આવા અણલખ્યા unwritten અનુભવો ઉપર ઘણે ભાગે ચાલે છે. રાજ્યતંત્ર પ્રજાને જવાબદાર હોવું જોઈએ એ સિદ્ધાંતને ઇંગ્લંડનો કોઈ માનવી હવે તુચ્છકારતો નથી. પણ એ સિદ્ધાંતને પાર્લમેન્ટે કોઈ કાયદારૂપે પ્રસાર કર્યો નથી. રાજ્યતંત્ર પ્રધાનમંડળ મારફત ચાલવું

જોઈએ અને પ્રધાનમંડળના માણસો હાઉસ ઑફ કૉમન્સમાં બહુમતિ ધરાવતા પક્ષના માણસો હોવા જોઈએ, તથા તે પ્રધાનમંડળનો મુખ્ય પુરુષ મુખ્ય પ્રધાન તરીકે ગણાવો જોઈએ તે સૂત્ર પાર્લમેન્ટે કોઈ કાયદામાં જણાવ્યું નથી; છતાં અત્યારે આ સૂત્ર કાયદા કરતાં પણ વધારે માન્ય ગણાય છે. અહિં તો માત્ર બે દાખલાઓ આપવામાં આવ્યા છે. પણ આખા બ્રિટિશ રાજ્યતંત્રમાં અનુભવને વધારે માન અપાય છે અને તેથી જ એમ કહેવાય છે કે બ્રિટિશ રાજ્યતંત્ર કોઈ કાળે અમુક તારીખે ઉત્પન્ન થયું નથી પણ તેનો કાળક્રમે વિકાસ થયો છે અને બ્રિટિશ રાજ્યતંત્ર લિખિત નથી પણ તે રાજ્યતંત્ર અલિખિત છે અને તેમાં જ તેના વિકાસની ખરી ચાવી રહેલી છે. બ્રિટિશ રાજ્યતંત્ર પ્રજામતને અનુસરતું રાજ્યતંત્ર છે. આ બાબત નીચે વધારે સ્પષ્ટ કરવામાં આવી છે.

**તાજ**—ઇંગ્લંડના રાજ્યતંત્રનો અધિષ્ઠાતા તાજ છે. ઈંગ્લંડનું તાજ આખા સામ્રાજ્યમાં સાર્વભૌમ સત્તા ધરાવે છે. સામ્રાજ્યની બધી પ્રજાઓ તાજની–ઇંગ્લંડના રાજાની પ્રજાઓ ગણાય છે. તાજની સત્તા સાર્વભૌમ સંસ્થાની સત્તાઓ જેટલી છે. તાજની સંમતિ વગર કોઈ કાયદો થઈ શકે નહિ; તાજને નામે જ સામ્રાજ્ય લડાઈ જાહેર કરી શકે અથવા કોલકરારો કરી શકે. અદાલતોમાં ન્યાય તાજને નામે અપાય છે. બધા રાજ્યતંત્રની સર્વોપરિ સત્તા તાજ પાસે રહે છે. સિક્કાઓ તાજને નામે પડે છે. ગુન્હેગારોને સજાની માફી માત્ર તાજ આપી શકે છે, બીજી કોઈ સંસ્થા નહિ. લાયક લોકોને માનચાંદ આપવાની સત્તા પણ તાજ પાસે રહે છે. પાર્લમેન્ટને બોલાવવાની ને તેને બરખાસ્ત કરવાની સત્તા તાજની પાસે રહે છે. ટૂંકામાં તાજ અથવા રાજા કે રાણી ઈંગ્લંડમાં કુલ સત્તા ધરાવે છે.

આ બધી સત્તા અત્યારે તાજ પોતે બજાવી શકતું નથી; એ સત્તા રાજાના પ્રધાનો અત્યારે ભોગવે છે. આખા દેશનું ને સામ્રાજ્યનું રાજ્યતંત્ર રાજાને નામે રાજાના પ્રધાનો ચલાવે છે; છતાં રાજા તદ્દન નિરર્થક સત્તાધારી તો નથી. દેશના ને સામ્રાજ્યના આંતર કારભારમાં રાજા હજુ પણ સારી સત્તા ધરાવે છે ને વહિવટની ઘણી નાનીસૂની બાબતોમાં પણ રાજા

દરમ્યાન થાય છે. પ્રથમ તો રાજા મુખ્ય પ્રધાનની પસંદગી કરવામાં ખરી સત્તા વાપરી શકે છે. બીજું, પ્રધાનો ગમે તેટલા ફરે પણ રાજા તો એકનો એક રહે છે. તેથી રાજાનો અનુભવ પ્રધાનો કરતાં વધારે હોય છે ને તે કારણથી રાજા કારભારની બાબતો વિષે પ્રધાનોને યોગ્ય સલાહ આપી શકે છે. પરદેશ સાથેના વ્યવહારમાં રાજા પ્રધાનોને ખાસ સલાહ આપી શકે છે, કારણ કે બીજા દેશોના રાજાઓ સાથે ઇંગ્લંડનો રાજા સમાન ભાવે પત્રવ્યવહાર કરી શકે છે ને તેમની સાથે તેનો સંબંધ પણ વધારે પાકો હોય છે. છતાં રાજાને હંમેશાં પ્રધાનોને, પાર્લમેન્ટને, ને પ્રજા-મતને વશ રહેવું પડે છે. આમાં ખરી રીતે તો રાજાને સારૂં છે, કારણ કે રાજ્યકારભારનો જશ–અપજશ પ્રધાનોને શિર રહે છે અને રાજાની સત્તા ઓછી થઈ છે તો તે સાથે જ રાજાની જવાબદારી ને રાજાની ચિંતાઓ પણ ઘણી ઓછી થઈ ગઈ છે. ઇંગ્લંડના રાજ્યતંત્રના પારિભાષિકમાં એક સર્વમાન્ય વાક્ય હવે ઘર કરી ગયું છે—The King can do no wrong—રાજા કોઈ ખોટું કામ કરતો નથી. રાજા રાજ્યકીય ખોટું નથી કરતો; દેશનાં રાજ્યકીય અનિષ્ટો માટે રાજાને હવે જવાબદાર ગણવામાં આવતો નથી; પણ તેથી રાજા કાયદાની ઉપરવટ થઈને કોઈ ખોટું કામ કરી શકે નહિ.

**King-in-Council**—પહેલાં ઇંગ્લંડના રાજા પાસે એક મોટું મંત્રિમંડળ રહેતું; કાળક્રમે આ મંત્રિમંડળની તમામ સત્તાઓ હવે પાર્લમેંટના પ્રધાનમંડળ–Cabinet પાસે ચાલી ગઈ છે; છતાં આ જુના મંત્રિમંડળ પાસે હજુ કેટલીક નામની સત્તા રહી ગઈ છે. તે સત્તા અત્યારે રાજાને નામે પ્રધાનમંડળ વાપરે છે. બધાં જાહેરનામાંઓ ને વટહુકમો આ કાઉંસિલ મારફત કાઢવામાં આવે છે. જ્યારે જ્યારે રાજા નવી પાર્લમેંટને બોલાવે છે ત્યારે હમેશાં તે હુકમ આ કાઉંસિલ મારફત કરવામાં આવે છે. નવો રાજા ગાદીએ આવે છે ત્યારે સારૂં રાજ્ય કરવાના સોગંદ તે આ કાઉંસિલમાં લે છે. પ્રધાનો, બિશપો, શેરિફો, વગેરે મોટા મોટા અમલદારો પોતાની નીમણોકો થયા પછી રાજાને વફાદાર રહી નોકરી કરવાનું વચન આ કાઉંસિલમાં લે છે. પાર્લમેંટ પોતે આ કાઉંસિલને નિયમો કરવાની, સ્થાનિક

મંડળોના ઉપર હુકમો મોકલવાની, પરવાનાઓ આપવાની, તપાસણી કરવાની, ને એવી પરચુરણ સત્તાઓ આપે છે. કેટલાક વહિવટી કામો કાઢતી વખતે કાઉંસિલના મુખ્ય અમલદાર–ક્લાર્ક–Clerk–ની સહી લેવી પડે છે.

આવી રીતે આ કાઉંસિલ હજુ પણ કેટલુંક અગત્યનું કામ કરે છે.

**પ્રધાનમંડળ–Cabinet**—ઉપર કહ્યું તેમ ઇંગ્લંડનો રાજા પહેલાં રાજ્યકારભારમાં પ્રધાનમંડળની સલાહ પૂછતો. આ મંડળ Curia Regis કહેવાતું. આ કાઉંસિલ સ્ટુઅર્ટ રાજાઓના વખત સુધી ટકી. સ્ટુઅર્ટ વંશના રાજાઓને એ સભાના સભાસદોની મોટી સંખ્યાથી કંટાળો આવતાં તેમણે એમની બધાની સલાહ પૂછવી બંધ કરી પણ તેમાંથી થોડાએક અનુભવી ને વિશ્વાસુ માણસોને માત્ર ખરા કારભાર માટે તેઓ પોતાની પાસે બોલાવતા. બીજા ચાર્લ્સના વખતમાં પ્રિવિ કાઉંસિલને પ્રધાનમંડળ તરીકે ગણવાનો ચાલ બંધ થયો ને દેશના કારભાર માટે જુદા માણસોને વિશ્વાસમાં લેવામાં આવ્યા. પણ હજુ આ નવા પ્રધાનો પોતાના કારભાર માટે પ્રજાને કે પાર્લમેંટને જવાબદાર નહોતા. ઇ. સ. ૧૬૮૮માં જેઇમ્સ પદભ્રષ્ટ થયો ને વિલિઅમ ને મેઇરિ રાજારાણી થયાં ત્યારે કારભારી મંડળ પાર્લમેંટને જવાબદાર રહેવું જોઈએ એમ કેટલાએક અંગ્રેજ મુત્સદ્દીઓ માનવા લાગ્યા ને વૉલ્પોલ, મોટો પિટ્ ને નાનો પિટ્, વગેરે પ્રજામતને વશ રહી દેશનો કારભાર કરવા લાગ્યા. પહેલો જ્યૉર્જ અંગ્રેજી ભાષા સમજી શકતો નહિ તેથી તેણે કારભારીમંડળના પ્રમુખસ્થાને બેસવાનું બંધ કર્યું. તેના પછીના રાજાઓએ આ રૂઢી ચાલુ રાખી. પરિણામે કારભારીમંડળની બેઠકોમાં રાજાની પ્રત્યક્ષ હાજરી બંધ થઈ ગઈ અને કારભારનું બધું નાનું મોટું કામકાજ પ્રધાનો પોતે ઉપાડવા માંડયા. આ વખત દરમ્યાન દેશમાં બે મોટા રાજ્યકીય પક્ષો પડ્યા–વ્હિગ ને ટોરિ. પ્રધાનો આ બેમાંથી કોઈ એક પક્ષમાં રહેતા ને પોતાના પક્ષના સિદ્ધાંતો પ્રમાણે કારભારનાં મુખ્ય સૂત્રો નક્કી કરતા. કાળક્રમે આમાંથી જવાબદાર રાજ્યતંત્ર વિકાસ પામ્યું. એ જવાબદાર રાજ્યતંત્રનો મુખ્ય આત્મા કૅબિનેટ છે.

**જવાબદાર રાજ્યતંત્ર એટલે?**—કૅબિનેટ અથવા પ્રધાનમંડળનો વિચાર આપણે કરીએ તે અગાઉ જવાબદાર રાજ્યતંત્રનો ખરો અર્થ

સમજવાની ખાસ જરૂર છે. જવાબદાર રાજ્યતંત્ર એટલે પ્રધાનમંડળ લોકમતને અનુસરીને કારભાર કરે તેવું રાજ્યતંત્ર. હવે પ્રધાનમંડળ લોકમતને બે રીતે અનુસરી શકે—અથવા તો સમાજ પ્રધાનમંડળ ઉપર બે રીતે નિયમ રાખી શકે. પ્રધાનોની રાજ્યનીતિ ને લોકમત એ બંને વચ્ચે જ્યારે ભેદ માલમ પડે ત્યારે પ્રધાનો પોતાની નોકરીઓનું રાજીનામું આપી દે, અને રાજા બીજા પ્રધાનોને નીમે. હવે પ્રધાનોને રાજીનામું આપી દેવાની ફરજ લોકોની વતી પાર્લમેંટમાં અથવા વધારે સ્પષ્ટ કહીએ તો હાઉસ ઑફ કૉમન્સમાં બેસતા લોકોના પ્રતિનિધિઓ પાડી શકે, અથવા લોકો કે પ્રજા પોતે સીધી રીતે પ્રધાનોને રાજીનામું આપવાની ફરજ પાડી શકે. ઇંગ્લંડમાં બંને રીતે જવાબદાર રાજ્યતંત્રનો અમલ કરાવી શકાય છે. પણ જો પ્રજા સીધી પ્રધાનોને રાજીનામું આપવાની અથવા પોતાના વિચાર પ્રમાણે કારભાર કરવાની ફરજ હંમેશાં પાડે તો કારભાર ઘણો બગડી જાય તેથી પ્રજા સીધી જવાબદારી પ્રધાનો પાસેથી વારંવાર માંગતી નથી; એ જવાબદારી પ્રજા હાઉસ ઑફ કૉમન્સમાં બેસતા પોતાના પ્રતિનિધિઓ મારફત પ્રધાનો પાસેથી હરહંમેશ માંગે છે અને તે પ્રતિનિધિઓ પ્રજામતને હાઉસ ઑફ કૉમન્સમાં બરોબર રજુ કરવા બંધાયા છે.

**કૅબિનેટનો કારભાર**—કૅબિનેટ અથવા પ્રધાનમંડળ મારફત ચાલતો ઇંગ્લંડનો કારભાર ખાસ જુદા જ પ્રકારનો છે. ઇંગ્લંડમાં અત્યારે ખાસ ત્રણ રાજ્યકીય પક્ષો છે-લિબરલ, કૉંઝર્વેઇટિવ, ને લેઇબર. કૅબિનેટના પ્રધાનો હંમેશાં, વિના અપવાદે, ને દરેક બાબતમાં, એક જ પક્ષના હોવા જોઈએ. કારભારની વીગતો પરત્વે તેમના વચ્ચે મતભેદ હોઈ શકે; પણ કારભારનાં મૂળ સૂત્રો ઉપર તો તેઓ બધા એકમત રહેવા જોઈએ. કારભાર ઉપર આવતાં અગાઉ આ લોકો પોતાના વિચારો પ્રજાસમક્ષ મૂકે છે અને પ્રજાને વચન આપે છે કે જો અમો બહુમતિએ હાઉસ ઑફ કૉમન્સમાં ચુંટાઈને જઈશું તો અમે જાહેર કરેલા અમારા પક્ષના પેગામ પ્રમાણે અમે દેશનો કારભાર ચલાવશું. પ્રજાને જો આ પેગામ ગમે તો બહુમતિએ એ પક્ષને હાઉસ ઑફ કૉમન્સમાં મોકલે. જે પક્ષ બહુમતિએ હાઉસ ઑફ કૉમન્સમાં

જાય તે પક્ષના આગેવાનો કારભારની તમામ જવાબદારી રાજા પાસેથી સંભાળી લે છે અને જ્યાં સુધી તેઓ કારભાર ઉપર હોય છે, હાઉસ ઑફ્ કૉમન્સમાં તેમની બહુમતિ રહે છે, ને પ્રજામત પણ તેમને અનુકૂળ હોય છે ત્યાં સુધી તેઓ કારભારની તમામ જવાબદારી પોતાને શિર ટકાવી રાખે છે, પોતાના પક્ષના સિદ્ધાંતો પ્રમાણે ને પોતે અગાઉ પ્રજાસમક્ષ મૂકેલા કાર્યક્રમ પ્રમાણે ધારાઓ ઘડે છે, પરદેશો સાથે વ્યવહાર રાખે છે, અને ખાતાંઓ સંભાળે છે. બધા પ્રધાનો એક સાથે કારભાર ઉપર આવે છે ને એક સાથે કારભાર ઉપરથી ખસી જાય છે. દરેક પ્રધાન પોતાના બીજા સાથીઓ સાથે સહકાર કરવા બંધાયો હોય છે. દરેકની જવાબદારી બે જાતની હોય છે, વ્યકિતગત Several, ને સમસ્તમંડળગત Collective. કોઈ પ્રધાન પક્ષના સિદ્ધાંતોને છોડી દે, પોતાના સાથીઓને સહકાર આપે નહિ, બોલે કાંઈ ને વર્તે કાંઈ, પોતાના પક્ષની સંમતિ વગર અથવા તેની વિરુદ્ધ કોઈ નવો કાર્યક્રમ ગોઠવે, અથવા પોતાના જ ખાતા વિષે હાઉસ ઑફ્ કૉમન્સમાં નિંદાત્મક ઠરાવ પસાર થયો હોય, તો તેને એકદમ પોતાના હોદ્દાનું રાજીનામું આપી દેવું પડે છે. પ્રધાનમંડળના બધા સભાસદો કોઇ આગેવાનને તાબે રહેવા માટે બંધાએલા હોય છે. તેઓ પોતે રાજા સાથે પ્રધાનમંડળની વતી કાંઈ વાટાઘાટ કરી શકે નહિ; તમામ વાટાઘાટો માત્ર આ પ્રમુખ કે મુખ્ય પ્રધાન મારફત જ થવી જોઈએ.

કૅબિનેટમાં ૨૦–૨૨ કારભારીઓ બેસે છે પણ તેનું ખરૂં કામકાજ તો ચાર પાંચ મુખીઓના હાથમાં હોય છે. પહેલાં તો કૅબિનેટના કામકાજની કશી નોંધ રાખવામાં આવતી નહિ. પણ ગયા મહાયુદ્ધને વખતે લૉઇડ જ્યૉર્જ જ્યારે બંને પક્ષોના પ્રધાનમંડળ–Coalition Ministry–નો મુખ્ય પ્રધાન હતો ત્યારથી કૅબિનેટના કામકાજની નોંધ રાખવાનો ચાલ થયો ને કૅબિનેટ માટે એક જુદી ઑફિસ ખોલવામાં આવી. એ ચાલ હજુ પણ ચાલુ છે. પ્રથમ કૅબિનેટમાં થતા કામકાજનો કોઈ હેવાલ પણ રાખવામાં આવતો નહિ તે સંબંધી જે હકીકતો આપણે જાણવી હોય તે બ્રિટિશ મુત્સદ્દીઓનાં જીવનચરિત્રો, તેમનાં પ્રસિદ્ધ થએલાં પત્રો, વગેરે ઉપરથી આપણે જાણી શકતા; બીજી કોઈ રીતે નહિ. પણ હવે તે માટે સેક્રેટરિઅટ અથવા ઑફિસ રાખવામાં આવી છે.

**મુખ્ય પ્રધાન**—કૅબિનેટ અથવા પ્રધાનમંડળનો મુખી મુખ્ય પ્રધાન Primo Minister કહેવાય છે. આ હોદ્દો પ્રથમ બ્રિટિશ રાજ્યતંત્રમાં નહોતો પણ ઇ. સ. ૧૯૦૫ની સાલથી તે હોદ્દો ધોરણસર થઈ ગયો છે. તે અગાઉ લોકો ને પાર્લમેંટ પ્રધાનમંડળના આગેવાનને મુખ્ય પ્રધાન કહેતા પણ રાજ્યતંત્રની પરિભાષામાં એ નામ દાખલ થયું નહોતું. મુખ્ય પ્રધાન ઇંગ્લંડનો ખરો કારભારી કહી શકાય. રાજાની તમામ સત્તા તે પોતે વાપરે છે. કારભારની દરેક બાબત વિષે રાજા તેની સલ્લાહ મુજબ વર્તે છે. બ્રિટિશ સલ્તનતના મોટા મોટા હોદ્દાઓ તે પોતે ભરે છે. કારભારી મંડળમાં કેને દાખલ કરવો, કેને દાખલ ન કરવો, તે તેની મુનસફીની વાત છે. હાઉસ ઑફ્ કૉમન્સની આગેવાની Leadership તેના હાથમાં રહે છે. સરકારી કામકાજની બધી માહીતી તે પાર્લમેંટને આપે છે. રાજાને કારભારી મંડળના કામકાજની અને તેના અભિપ્રાયોની ખબર તે જ આપી શકે છે. તે રાજાને જવાબદાર હોય છે તો તે જ સાથે પાર્લમેંટને ને પ્રજાને પણ જવાબદાર હોય છે. મુખ્ય પ્રધાનની પસંદગી કરવાનો અધિકાર રાજાનો ગણાય છે પણ એ પસંદગી કરતી વખતે રાજાએ શક્તિ, આગેવાની, પ્રજાનો વિશ્વાસ, કારભાર જેના હાથમાં હોય તે પક્ષના માણસોનું તેના તરફ વલણ, એ બધું જોવું પડે છે. હવે એક આચાર પડી ગયો છે કે બનતાં સૂધી મુખ્ય પ્રધાન હાઉસ ઑફ્ કૉમન્સમાં બેસતો હોવો જોઈએ. આ કારણથી ઇંગ્લંડના ભલા ભલા મુત્સદ્દીઓ નિવૃત્ત થતાં સૂધી હાઉસ ઑફ્ લૉર્ડ્ઝમાં જવા ઇચ્છતા નથી. મુખ્ય પ્રધાન જ્યાં સૂધી પ્રજાનો ને હાઉસ ઑફ્ કૉમન્સનો વિશ્વાસ ભોગવતો હોય ત્યાં સૂધી તેની સત્તા રાજાથી પણ વધારે હોય છે અને તે ગમે તેવાં અનુભવી ને પાકી વયનાં રાજારાણીને પણ દબાવી શકે છે. ગ્લૅડ્સન રાણી વિક્ટોરિઆને ખૂબ દબાવતો. પણ એક વાર પ્રજાને કે હાઉસ ઑફ્ કૉમન્સને તેના ઉપરથી વિશ્વાસ ઉડી ગયો એટલે એક વારનો મુખ્ય પ્રધાન પાર્લમેંટના ગમે તે સાધારણ સભાસદ જેવો થઈ જાય છે. અત્યારે લૉઇડ જ્યૉર્જની આવી સ્થિતિ છે! મુખ્ય પ્રધાન જો કારભારની બાજી ફેરવી નાંખે તો કારભારીમંડળમાંથી તેને ખસી જવું પડે છે અથવા

રાજીનામું આપી દેવું પડે છે. મુખ્ય પ્રધાન અને બીજા કારભારીઓ બીજી બાબતો પરત્વે સરખા છે પણ કારભારીમંડળનું પ્રમુખસ્થાન તેની પાસે રહે છે તેથી તેટલા પૂરતી તેની સત્તા વિશેષ છે એમ કહી શકાય. આવી રીતે મુખ્ય પ્રધાન રાજાનો ધુરંધર સલાહકાર ને પ્રથમ અમલદાર છે, કારભારીમંડળનો પ્રમુખ છે, દેશના કોઈ એક રાજ્યકીય પક્ષનો આગેવાન છે, અને હાઉસ ઑફ્ કૉમન્સની કે હાઉસ ઑફ્ લૉર્ડ્ઝની આગેવાની ધરાવે છે; ઉપરાંત, તેની પાસે કોઈ એક ખાતું પણ રહે છે. તેને રહેવા માટે સરકારી મકાન મળે છે. મુખ્ય પ્રધાનનું માન કાંઈ જેવું તેવું નથી. રાજા, રાણી, પાટવી કુંવર, રાજકુટુંબનાં માણસો, ને યૉર્કના આર્ચબિશપ પછી તેની ખુરસી પડે છે. મુખ્ય પ્રધાન તરીકે તે પગાર લેતો નથી પણ સાધારણ રીતે તે First Lord of the Treasury નો હોદ્દો લે છે ને તે હોદ્દાનો પગાર તેને મળે છે. જો તે આ હોદ્દો ન લે તો તે બીજું કોઈ ખાતું સંભાળે છે ને તે ખાતાના મુખ્ય અધિકારીને મળતો પગાર તેને મળે છે.

ઉપર તાજ, તેની કાઉંસિલ, કારભારીમંડળ, ને મુખ્ય પ્રધાન, એટલાં બ્રિટિશ રાજ્યતંત્રનાં અંગો આપણે જોઈ ગયા. હવે આપણે પાર્લમેંટ જોઈએ.

**પાર્લમેંટ**—રાજા ને પાર્લમેંટ દેશમાં સાર્વભૌમ સત્તા ધરાવે છે ને તેઓ એકમત થતાં ગમે તે કાયદો રદ કરી શકે છે ને ગમે તે કાયદો પ્રસાર કરી શકે છે. ઇંગ્લંડના કારભારનું તમામ કામકાજ પાર્લમેંટ તાબે રહે છે. કોઈ પણ કાયદો પાર્લમેંટની સંમતિ વગર પ્રસાર થઈ શકે નહિ. રાજાને પણ પાર્લમેંટના કાયદાઓ પ્રમાણે વર્તવું જોઈએ. પાર્લમેંટનાં મુખ્ય કર્તવ્યો નીચે આપ્યાં છે.

**પાર્લમેંટનાં કર્તવ્યો**—પાર્લમેંટ દેશના કારભાર ઉપર વિચાર deliberation–કરી શકે છે, તે વિષે ઠરાવો–Resolutions–પ્રસાર કરી શકે છે, પ્રધાનોને નિન્દી Censure–શકે છે, રાજાની સંમતિથી કાયદાઓ કરે છે, કારભારી મંડળને ને રાજાને નાણું આપે છે, પ્રજા ઉપર

કર નાંખી શકે છે, ગમે તે પ્રધાનના ઉપર કામ ચલાવી શકે છે, અને કારભારીઓને સવાલો ને ઉપપ્રશ્નો પૂછી કારભાર વિષે ખબર મેળવી શકે છે.



પાલમેંટ હાઉસ

પાર્લમેંટના બે વિભાગો છે—હાઉસ ઑફ્ કૉમન્સ, ને હાઉસ ઑફ્ લૉર્ડ્ઝ.

**હાઉસ ઑફ્ કૉમન્સ**—દર પાંચ વર્ષે નવું હાઉસ ઑફ્ કૉમન્સ થવું જ જોઈએ; પણ હાઉસની મુદત દરમ્યાન ગમે ત્યારે રાજા કારભારી-મંડળની સલાહ પ્રમાણે અથવા આપખુશીથી નવી વરણી-Election-કરવાનો હુકમ આપી શકે છે. પાર્લમેંટને બરખાસ્ત કરવાનો, બોલાવવાનો ને રજા આપવાનો અધિકાર રાજાને કે તાજને હોય છે પણ એ અધિકાર હવે તાજ માત્ર કારભારીમંડળની સલાહ પ્રમાણે વાપરી શકે છે. તેથી વિરુદ્ધ ને આપમુખત્યારીથી ભાગ્યે જ હવે તે અધિકાર તાજથી ઉપયોગમાં લઈ શકાય.

રાજા દરેક કાઉન્ટિ-પરગણા-ના શેરિફ્ને ને કસબા કે શહેર-Borough-બરોના મેયરને હુકમ Writ-મોકલે છે ને વરણી કરવાનો

હુકમ આપે છે. આ માટે ઇંગ્લંડ, સ્કૉટ્લૅંડ, વેઇલ્સ, ને ઉત્તર આયર્લંડના લગભગ ૬૦૦ વિભાગો પાડી નાંખવામાં આવ્યા છે. આવો દરેક વિભાગ મતદારમંડળ–Constituency–કહેવાય છે ને તેને એક પ્રતિનિધિ મોકલવાનો હક્ક આપવામાં આવ્યો છે. કેટલાક વિભાગો બે પ્રતિનિધિઓ મોકલી શકે છે. દરેક વિભાગમાં રાજ્યકીય પક્ષો–લિબરલ, કૉન્ઝર્વેઇટિવ, ને લેઇબર અથવા સોસ્યલિસ્ટ પક્ષો–નાં મંડળો હોય છે ને તે મંડળો પોતાના પ્રતિનિધિઓનાં નામો ધોરણસર શેરિફને ને મેયરને મોકલે છે. જો એક જ નામ મૂકવામાં આવે તો વરણી થતી નથી. જો વધારે નામો મૂકવામાં આવે તો વરણી થાય છે ને જે ઉમેદવાર બહુમતિ મેળવે છે તે ચુંટાય છે.

દેવાળીઆઓ, ચિત્તભ્રમના રોગવાળાઓ, ને ઇંગ્લંડના ચર્ચના ક્લર્જિઓ પાર્લમેન્ટમાં બેસી શકતા નથી. ચુંટણીમાં આવનાર ઉમેદવાર પાસેથી અમુક રકમ અનામત લેવામાં આવે છે ને જો તે અમુક મતો ન મેળવી શકે તો અનામત મૂકેલી રકમ રાષ્ટ્ર જપ્ત કરે છે. લેભાગુઓ ચુંટણીમાં ન ઉભા રહે તે માટે આ નિયમ કરવામાં આવ્યો છે. સગીર વયનાં સ્ત્રીપુરુષો, દેવાળીઆઓ, ને ચિત્તભ્રમથી પીડાતા લોકો માત્ર મત આપી શકતા નથી; તેમના સિવાય લગભગ બધાં સ્ત્રીપુરુષો અત્યારે મત આપી શકે છે.

વરણી માટે સાધારણ રીતે આખા દેશમાં એક જ દિવસ રાખવામાં આવે છે. તે દિવસે મતદારો Polling Station નિયત કરી રાખેલી જગ્યાએ જઈ પોતાનો મત કોઈ ન જુવે તેમ સરકારે આપેલા કાગળ ઉપર નોંધી આવે છે. પછી આગળથી નીમાએલા અમલદારો શેરિફની કે મેયરની હાજરીમાં મતોનાં કાગળીઆંની પેટીઓ ઉઘાડે છે, મતો ગણી કાઢે છે ને બહુમતિ મેળવનાર ઉમેદવારને પ્રતિનિધિ તરીકે જાહેર કરે છે. હાઉસ ઑફ કૉમન્સમાં અત્યારે આવી રીતે કુલ ૬૭૦ સભ્યો ચુંટાઈને આવે છે. સાધારણ રીતે દર ૭૦,૦૦૦ માણસોદીઠ એક પ્રતિનિધિ ત્યાં બેસે છે. જ્યારે ચુંટણીનું કામ ખલ્લાસ થાય છે ત્યારે રાજા બધાને–કૉમન્સને ને લૉર્ડ્ઝને–હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં બોલાવે છે ને પોતાનું ભાષણ તેમના બધા સમક્ષ વાંચે છે.

**હાઉસ ઑફ લૉર્ડઝ**—હવે આપણે પાર્લમેંટનું ત્રીજું અંગ-હાઉસ ઑફ લૉર્ડઝ લઈએ. આ સંસ્થા ઘણી જુની સંસ્થા છે. તે પ્રથમ ઘણી વગવાળી ને જોરાવર સંસ્થા હતી. આ સંસ્થામાં અત્યારે નીચે પ્રમાણે લોકો બેસે છે:—

(૧) ઇંગ્લંડ, સ્કૉટ્લૅંડ, ને આયર્લેંડના ટેમ્પોરલ અમીરો, લગભગ ૭૦૦. તેઓ Duke ડ્યૂક, Marquess-માર્ક્વેસ, Earl અર્લ, Viscount-વાઇકાઉન્ટ, ને Baron બૅરનના ચડતાઉતરતા વર્ગોમાં આવી જાય છે. આ લોકોની જગ્યા વંશપરંપરા ચાલી આવે છે અથવા રાજાએ તેમને નવેસર તે જગ્યા વંશપરંપરા આપેલી હોય છે.

(૨) ચર્ચના પ્રતિનિધિઓ-Spiritual Peers.

(૩) અપીલો સાંભળવા જીંદગીભર બેસતા ચાર ન્યાયાધીશો-Lords of Appeal in Ordinary.

**સ્પીકર,Speaker. Lord Chanceller,લૉર્ડ ચેન્સેલર.**-રાજા પોતાનું ભાષણ કૉમન્સ ને લૉર્ડઝની સંયુક્ત સભા સમક્ષ વાંચી રહે છે ત્યારે બંને નોખા પડી જાય છે ને પોતપોતાના સભાગૃહમાં ચાલ્યા જાય છે. પછી કૉમન્સ લોકો પોતાનો પ્રમુખ-સ્પીકર પસંદ કરે છે ને રાજાની સંમતિ મેળવ્યા પછી તે પ્રમુખ કામકાજ શરૂ કરે છે. હાઉસ ઑફ લૉર્ડઝનો પ્રમુખ લૉર્ડ ચેન્સેલ્લર કહેવાય છે. પ્રમુખ અથવા સ્પીકરની સત્તા ને તેનો હોદ્દો ઘણાં અગત્યનાં ગણાય છે. સ્પીકર ઉપર કૉમન્સની સ્વતંત્રતાનો આધાર રહે છે. સાધારણ રીતે સ્પીકરની ખુરસી કાયમ રહે છે ને બધા રાજ્યકીય પક્ષો સ્પીકરનાં તટસ્થતા, નિષ્પક્ષપાતીપણા અને પ્રામાણિકપણા ઉપર વિચાર કરી, કોઇ બીનઅનુભવી ને અજાણ્યા માણસને તે અગત્યની ખુરસી ઉપર બેસાડતા નથી. કૉમન્સમાં જે ભાષણો થાય છે તે બધાં સ્પીકરને સંબોધીને કરવામાં આવે છે. સ્પીકર સભામાં સુલેહશાંતિ જાળવે છે, કૉમન્સના નિયમો પ્રમાણે ચર્ચાઓ કરવા દે છે. કોઈ સભ્ય નિયમથી બહાર જાય તો તેને નિયમમાં લાવે છે, અનિયમિત ઠરાવો, વગેરેને ચર્ચાબહાર ઠરાવે છે, સુલેહશાંતિનો ભંગ કરનાર સભ્યને શિક્ષા કરે છે, અને રાજા પાસેથી હાઉસ ઑફ કૉમન્સના

હકકોનું સંરક્ષણુ માંગે છે. સ્પીકરના કામકાજને સરળ કરવા માટે ખાસ એક ઑફિસ રાખવામાં આવે છે. કોઈ પણુ મુત્સદ્દો પૈસા સંબંધી છે કે નહિ તે જાહેર કરવાની સત્તા સ્પીકર એકલો ભોગવે છે ને તેનો મત બંધનકર્તા ગણાય છે.

**પાર્લમેંટનું કામકાજ**—પાર્લમેંટ રાત્રે પોણા ત્રણ વાગ્યાને સુમારે બેસે છે ને ફેબ્રુઆરિથી ડિસેંબર મહિનાઓ સુધી મળે છે, જોકે એ મુદ્દત દરમ્યાન ઇસ્ટર, વસંતઋતુ, વગેરેના દિવસોએ રજા પાળવામાં આવે છે. પ્રથમ સવાલોના જવાબો આપવામાં આવે છે. ત્યાર પછી કાયદાઓ કરવાનું કામકાજ હાથમાં લેવામાં આવે છે.

**બિલ્લ**—કાયદાઓ બે પ્રકારે કરવામાં આવે છે. પાર્લમેન્ટ જે કાયદાઓ જાહેર પ્રજા માટે ઘડે છે તે કાયદાઓ સાધારણુ જાહેર કાયદાઓ Ordinary Public Bills કહેવાય છે. જે કાયદાઓ સ્થાનિક ઉપયોગના હોય છે અથવા અમુક વર્ગ માટે કરવામાં આવે છે તે કાયદાઓ Private Bills ખાનગી કાયદાઓ કહેવાય છે, જેમકે ક્યાંક રેલ્વે કરવા માટે. કોઈ સભ્ય પોતાની જવાબદારી ઉપર કાયદો કરાવવા ઇચ્છે તે–Private Member's Bill કહેવાય છે. પાર્લમેન્ટના કોઈ પણ વિભાગમાં કૉમન્સમાં કે લૉર્ડઝમાં મુત્સદ્દો દાખલ થઈ શકે છે ને મુત્સદ્દો પ્રધાન-મંડળ તરફથી કે ગમે તે સભ્ય તરફથી દાખલ થઈ શકે છે. જે મુત્સદ્દાને પસંદગી આપવામાં આવે છે તે પહેલી વાર તે વિભાગમાં વંચાય છે. આ વખતે કોઈ ચર્ચા થતી નથી. ત્યાર પછી તે [illegible] છપાય છે. અમુક વખત પછી તે બીજી વાર વંચાય છે. [illegible] વખતે મુત્સદ્દાના સામાન્ય સિદ્ધાંતો માત્ર ચર્ચાય છે; તેની વીગતો તપાસવામાં આવતી નથી. જો હાઉસ એ વખતે પોતાની પસંદગી બતાવે તો તે મુત્સદ્દાનું ત્રીજી વાર વાંચન થઈ શકે છે પણ તે અગાઉ સમગ્ર સભા તરફથી તેની તપાસ કરવા એક સમિતિ નીમાય છે. આ સમિતિ હાઉસને પોતાનું નિવેદન –Report–કરે છે. આ વખતે હાઉસ કે સભામાં મુત્સદ્દા ઉપર સુધારો–વધારો થઈ શકે છે. ત્યાર પછી તેનું ત્રીજું ને છેલ્લું વાંચન થાય છે.

આ વખતે મુત્સદ્દાનો દરેક શબ્દ સભામાં ચર્ચાય છે ને તે ઉપર વીગતવાર ચર્ચા થાય છે. જો મુત્સદ્દો આ છેલ્લી કસોટીમાંથી પ્રસાર થાય તો પછી સભાએ તેને સંમતિ આપી છે એમ સમજાવું જોઈએ. આવી રીતે એક હાઉસમાંથી પ્રસાર થએલો મુત્સદ્દો બીજા હાઉસ પાસે જાય છે અને ત્યાં પણ તેનું ત્રણ વાર વાંચન થાય છે. છેલ્લા વાંચન વખતે જો બીજા હાઉસે મુત્સદ્દાને સંમતિ આપી હોય તો તે મુત્સદ્દો રાજા પાસે જાય છે ને રાજાની સહી થતાં તે કાયદો ગણાય છે. જે કોઈ મુત્સદ્દો હાઉસ ઑફ કૉમન્સે પ્રસાર કર્યો હોય પણ જેને હાઉસ ઑફ લૉર્ડ્ઝ બે વર્ષો સુધી સંમતિ ન આપી હોય તે મુત્સદ્દો ખુશીથી રાજા પાસે જઈ શકે છે ને જો રાજા તેને સંમતિ આપે તો હાઉસ ઑફ લૉર્ડ્ઝનો વિરોધ હોય છતાં તે કાયદો થઈ શકે છે. Private Bills-ખાનગી મુત્સદ્દાઓ માટે પાર્લમેંટ એક ખાસ સમિતિ નીમે છે ને જો તે સમિતિમાંથી મુત્સદ્દો પ્રસાર થાય તો પછી પાર્લમેંટ તેને હાથમાં લે છે; પણ આમાં ઘણું ખર્ચ થાય છે.

**બજેટ**—બધા ખાતાના મુખ્ય અમલદારો પોતાનાં ખાતાંને જોઈતા પૈસાના હેવાલો ત્રીજુરીના અમલદારને મોકલે છે ને તે અમલદાર એ બધા હેવાલો ઉપરથી ખર્ચનો અંદાજ કાઢે છે. ખર્ચ કાઢવા માટે જોઈતાં નાણાં કેવી રીતે ઉપજાવવાં એનો પણ અંદાજ નીકળે છે. પછી બંને બજેટના રૂપમાં હાઉસ ઑફ કૉમન્સ પાસે મૂકાય છે. આ વખતે હાઉસ ઑફ કૉમન્સ સ્પીકરને રજા આપે છે ને નવો પ્રમુખ ચુંટાઈ બધા સભ્યો સમિતિમાં ગોઠવાઈ જાય છે. ત્યાર પછી તે ઉપર ચર્ચા ચાલે છે. જેવી રીતે સામાન્ય મુત્સદ્દાઓ ત્રણ વાર દરેક સભામાં વંચાય છે તેવી રીતે બજેટના મુદ્દાઓવાળું ફિનૅન્સબિલ નાણાંનો મુત્સદ્દો પણ દરેક સભામાં ત્રણ વાંચનોમાંથી પ્રસાર થાય છે ને પછી રાજાની સંમતિ મળતાં તે કાયદો થાય છે. ખર્ચપૂરતું નાણું કેમ મેળવવું તે માટે હાઉસ ઑફ કૉમન્સ ખાસ બેઠક કરે છે ને એ બેઠકમાં તેને ખાસ નામ Committee of Ways and Means આપવામાં આવે છે. હાઉસ ઑફ લૉર્ડ્ઝ હાઉસ ઑફ કૉમન્સ વિરુદ્ધ જાય તો આ નાણાંને લગતો મુત્સદ્દો પરબારો

રાજા પાસે સંમતિ માટે લઈ જવામાં આવે છે ને હાઉસ ઑફ્ લૉર્ડઝનો વિરોધ તદ્દન નિરર્થક થઈ જાય છે. કોઇ પણ મુત્સદ્દો નાણાને લગતો છે કે કેમ તે જાહેર કરવાની છેવટની સત્તા હાઉસ ઑફ્ કૉમન્સના સ્પીકરને આપવામાં આવી છે તે આપણે ઉપર જોઇ ગયા છીએ. હાઉસ ઑફ્ લૉર્ડઝની સત્તાઓ ઉપર આવડો મોટો કાપ ઇ. સ. ૧૯૧૧ના કાયદાથી મૂકવામાં આવ્યો હતો.

અત્યારે બ્રિટિશ સરકાર લગભગ કરોડ ૮૨,૫૦,૦૦૦,૦૦ પૌંડ દર વર્ષ પ્રજા પાસેથી ઉઘરાવે છે. હવે પાર્લમેંટ આવડી મોટી રકમ એક-સામટી કારભારીમંડળના હાથમાં મૂકી દેતી નથી અને તે રકમમાંથી ગમે તેમ ખર્ચ કરવાની સત્તા આપી દેતી નથી. જે જે કાર્ય માટે કારભારી-મંડળ પાર્લમેંટ પાસે ખર્ચ માંગે છે તે દરેક કાર્ય માટે પાર્લમેંટ જુદું ખર્ચ આપે છે ને તે ખર્ચ અંદાજમાં બતાવેલા મુદ્દા માટે જ થવું જોઈએ એમ પાર્લમેંટ હુકમ કરે છે. આ કાર્ય Appropriation કહેવાય છે. પાર્લમેંટે બતાવેલા મુદ્દા પ્રમાણે ખર્ચ કરવામાં આવ્યું છે કે કેમ તે પાર્લ-મેંટ તરફથી નીમાએલી એકાઉન્ટ કમિટિ તપાસે છે ને કોઈ ભૂલ પકડાઈ જતાં તે વિષેની ખબર તે સંસ્થા તુરત પાર્લમેંટને આપે છે.

કારભારીમંડળ માત્ર ખર્ચ માંગી શકે છે, કોઈ પાર્લમેંટનો સભ્ય કારભારીમંડળ એટલે તાજની પરવાનગી વગર ખર્ચ માંગી શકતો નથી. પાર્લમેંટના સભ્યો ખર્ચ ઘટાડી શકે, પણ તેઓ ખર્ચ વધારી શકે નહિ, તેમ તેઓ ખર્ચ માંગી શકે પણ નહિ.

**હાઉસ ઑફ્ લૉર્ડઝ ન્યાયસભા તરીકે**—હાઉસ ઑફ્ કૉમન્સની ને હાઉસ ઑફ્ લૉર્ડઝની સત્તાઓ આપણે ઉપર જોઈ. પણ હાઉસ ઑફ્ લૉર્ડઝ પાસે એક ખાસ જુની સત્તા હજુ રહેવા દેવામાં આવી છે. હાઉસ ઑફ્ લૉર્ડઝ કોઈ વાર અદાલતનું કામ કરે છે. આ કામ બે જાતનું છે.—(૧) તે સભા પ્રાથમિક ફરિયાદ સાંભળી શકે છે—Original Jurisdiction ને (૨) તે સભા અપીલ સાંભળી શકે છે. પહેલી સત્તા પ્રમાણે તે અત્યારે જે અમીરો ઉપર રાજદ્રોહનો ને ફોજદારી

ગુન્હાનો આરોપ મૂકવામાં આવ્યો હોય છે તે અમીરો સામેની ફરિયાદો સાંભળે છે. ઉપરાંત હાઉસ ઑફ કૉમન્સ તરફથી જે લોકો ઉપર ફરિયાદી કરવામાં આવી હોય તે લોકોનું કામ પણ હાઉસ ઑફ લૉર્ડઝમાં ચાલે છે—દાખલા તરીકે બકિંગહામ જેવા રાજાના પ્રધાનો ઉપર હાઉસ ઑફ કૉમન્સે હાઉસ ઑફ લૉર્ડઝમાં કામ ચલાવ્યું હતું ને તે જ પ્રમાણે વૉરન હેસ્ટિંગ્સના કારભાર માટે હાઉસ ઑફ કૉમન્સે હાઉસ ઑફ લૉર્ડઝમાં તેના ઉપર કામ ચલાવ્યું હતું. હાઉસ ઑફ લૉર્ડઝ અપીલ સાંભળી શકે ને તે ઉપર યોગ્ય ફેસલો આપી શકે તે માટે હવે તેમાં ચાર ન્યાયાધીશો જીંદગીભર બેસે છે ને અપીલોનો નીકાલ તેમની સલાહ પ્રમાણે કરવામાં આવે છે.

**હાઉસ ઑફ લૉર્ડઝનું ખરૂં પ્રયોજન**—ઉપરના વિવેચન ઉપરથી એટલું તો જણાઈ ગયું હશે કે બ્રિટિશ રાજ્યતંત્રમાં ખરી સત્તા તો હાઉસ ઑફ કૉમન્સ ભોગવે છે, અને હાઉસ ઑફ લૉર્ડઝ ઘણી ઓછી સત્તા વાપરી શકે છે. દેશના ખરા આગેવાનો અત્યારે હાઉસ ઑફ કૉમન્સમાં બેસે છે. સામ્રાજ્યના વ્યવહારનાં મુખ્ય સૂત્રો અત્યારે હાઉસ ઑફ કૉમન્સમાં નક્કી થાય છે. પ્રજા હાઉસ ઑફ કૉમન્સ ઉપર પોતાના વિચારોના અમલની જવાબદારી મૂકે છે. રાજાની દૃષ્ટિ હાઉસ ઑફ કૉમન્સ ઉપર વધારે ઠરે છે. આખું સામ્રાજ્ય હાઉસ ઑફ કૉમન્સના ઉપર અત્યારે નજર ઠેરવે છે. છતાં હાઉસ ઑફ લૉર્ડઝ તદ્દન નિરર્થક નથી. મોટા મોટા લશ્કરી અમલદારો, સામ્રાજ્યના જુદા જુદા ભાગોના ગવ્હર્નરો ને ગવ્હર્નર જનરલો, વગેરે હાઉસ ઑફ લૉર્ડઝમાં જગ્યાઓ મેળવે છે ને તેમનો વહિવટી અનુભવ પાર્લમેંટને જુદે જુદે વખતે ઘણો ઉપયોગી થઈ પડે છે. હાઉસ ઑફ લૉર્ડઝ અત્યારે ઇંગ્લંડના રાજ્યતંત્રમાં બહુ અગત્યની સત્તા ધરાવતું નથી તે ખરૂં છે; પણ તેની પાસે કાયદાઓમાં સુધારાઓ કરાવવાની, ઉતાવળથી જે કાયદાઓ હાથમાં લેવામાં આવ્યા હોય તેમને ઢીલમાં નાંખવાની, અને રાજ્યતંત્ર ઉપર દૃષ્ટિપાત કરવાની સત્તાઓ હજુ છે ને તે સત્તાઓનો બુદ્ધિપૂર્વક ઉપયોગ જો કરવામાં આવે તો તેમાં રાષ્ટ્રને લાભ જ છે. ઉપરાંત જે લોકો હાઉસ ઑફ કૉમન્સમાં ચુંટાઈ શક્યા ન

હોય, જેઓ ગરીબ, વૃદ્ધ, પણ અનુભવી હોય તેમને તે સભામાં નીમવામાં આવે છે ને પ્રજા તેમનાં અનુભવનો ને બુદ્ધિનો લાભ લઈ શકે છે.

**રાજ્યકીય પક્ષો**—ઇંગ્લંડનો ને તેના સામ્રાજ્યનો તમામ કારભાર તેના રાજ્યકીય પક્ષો ઉપર આધાર રાખે છે. ઇલિઝબેથના વખતથી એ પક્ષો ચાલ્યા આવે છે તે આપણે ઉપર જોઈ ગયા છીએ. અત્યારે ઇંગ્લંડમાં ત્રણ રાજ્યકીય પક્ષો–Political Parties–મુખ્ય ગણાવી શકાય–(૧) કૉંઝર્વેઇટિવ (૨) લિબરલ (૩) સોશ્યલિસ્ટ. દરેક મતદાર આ ત્રણમાંથી એક પક્ષનો હોય છે. દરેક પક્ષ ગામેગામ, શહેરે શહેર, તાલુકે તાલુકે, ને પ્રાંતે પ્રાંતે, પોતાનાં મંડળો સ્થાપે છે અને નાણું ઉઘરાવી, વર્તમાનપત્રો, માસિકો, ત્રૈમાસિકો, વગેરે દ્વારા, ને ભાષણો દ્વારા, પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરે છે અને પ્રજાને પોતાનામાં ભેળવવા તજવીજ કરે છે. કૉંઝર્વેઇટિવો વેપારરોજગારનું રક્ષણ માંગે છે, સામ્રાજ્યને વધારવા ઇચ્છે છે, તાજને ને હાઉસ ઑફ લૉર્ડઝને રાખવા ધારે છે, અને આર્થિક બાબતોમાં રાષ્ટ્રની દરમ્યાનગીરી ઇચ્છતા નથી. લિબરલો સામ્રાજ્યના ભાગો તરફ વિશેષ સહાનુભૂતિ બતાવે છે, તાજનું ને હાઉસ ઑફ લૉર્ડઝનું માત્ર સમયપૂરતું રક્ષણ ઇચ્છે છે, વેપારરોજગારમાં રક્ષણ નહિ પણ નિરાબાધ છૂટી ટકાવી રાખવા ઇચ્છે છે, અને ઉદ્યમો માટે વ્યક્તિસ્વતંત્રતા ઇચ્છે છે. સોશ્યલિસ્ટો આર્થિક બાબતમાં રાષ્ટ્રીય નિયમ ઇચ્છે છે, મૂડીદારોની માલમત્તા ઉપર કાપ મૂકી ગરીબોનો કરનો બોજો ઓછો કરવા ધારે છે, દરેક આર્થિક વ્યવહારમાં રાષ્ટ્રના હસ્તક્ષેપ–Interference–ને વધાવી લે છે, હાઉસ ઑફ લૉર્ડઝ તથા તાજની સત્તા તરફ માનથી જોતા નથી, સામ્રાજ્ય તરફ સ્હેજ બેદરકારી બતાવે છે, ધર્મની બાબતમાં બેપરવા રહે છે, અને ગરીબશ્રીમંતોના ભેદો જેમ બને તેમ વ્હેલા દૂર થાય તેમ જોવા ઇચ્છે છે.

**રાજ્યનો વહિવટ. અમલદારવર્ગ**—કારભારીમંડળ પાર્લમેંટના અથવા વધારે સ્પષ્ટતાથી લખવામાં આવે તો પાર્લમેન્ટના સભ્યોમાં બહુમતિવાળા પક્ષની એક સમિતિ છે. એ મંડળના સભાસદો રાજાની વતી જુદાં જુદાં ખાતાંના મુખ્ય પ્રધાનો તરીકે કામ કરે છે પણ તેઓ

જ્યાં સુધી પાર્લમેંટનો વિશ્વાસ ધરાવતા હોય છે ત્યાં સુધી માત્ર કારભાર ઉપર રહે છે ને તે વિશ્વાસ તેઓ ગુમાવી બેસે છે ત્યારે તેઓ સત્તા ઉપરથી એકદમ ખસી જાય છે. તેઓ સત્તા ઉપર જ્યારે હોય છે ત્યારે દેશનાં બધાં ખાતાં સંભાળી લે છે પણ સત્તાભ્રષ્ટ થતાં તે ખાતાંનો કારભાર તેઓ પોતાના વિરોધીઓને સોંપી દે છે. કારભારીમંડળના સભાસદો આવી રીતે આવે છે ને જાય છે પણ દેશનો કારભાર તો હરહંમેશ ચાલવો જોઈએ, તેમાં કોઈ દિવસ વિક્ષેપ પડવો જોઈએ નહિ. કારભારીમંડળના સભાસદો પોતાની સત્તા વખતે બધાં ખાતાંના ઉપયોગ માટે સામાન્ય નિયમો કે સિદ્ધાંતો નક્કી કરે છે ને ખાતાંના અમલદારો તે પ્રમાણે વર્તે છે. આ ખાતાંના અમલદારોને પોતાનાં ખાતાંનો વર્ષોનો અનુભવ હોય છે ને તે અનુભવનો લાભ તેઓ રાજીખુશીથી કારભારીમંડળને આપે છે. કારભારીમંડળનો દરેક સભાસદ સાધારણ રીતે એકેક ખાતું પોતાની પાસે રાખે છે. એ ખાતામાં ઇંગ્લંડની સિવિલ સર્વિસના ને તાબેદારી સર્વિસના અમલદારો કાયમ નોકરી કરતા હોય છે. કારભારીમંડળ ફરી જાય છે. કારભારીમંડળ "લિબરલ" પક્ષનું હોય, કે "કૉંઝરવેઇટિવ" પક્ષનું હોય, કે" "સોસ્યલિસ્ટ" પક્ષનું હોય છે–તે મંડળ વારંવાર બદલાતું જાય છે; પણ આ લોકો તો હરહંમેશ ખાતાંમાં નોકરી કર્યે જાય છે ને તેમના પગારો, પેન્શનો, વગેરે તેમને નિયમ પ્રમાણે મળ્યે જાય છે. તેઓ ગમે તે રાજ્યકીય પક્ષના હોય; પણ જ્યાં સુધી તેઓ નિયમસર નોકરી ઉઠાવે ત્યાં સુધી તેમને બીલકુલ કનેડવામાં આવતા નથી. આ કારણથી બ્રિટિશ સામ્રાજ્યનો કારભાર અસ્ખલિત ચાલ્યો જાય છે. અનુભવી અમલદારો બીનઅનુભવી, પણ પ્રજામતને અનુસરીને વર્તવા બંધાએલા, કારભારીઓને સલાહ આપે છે ને તે જ સાથે પ્રજામત પ્રમાણે કારભાર કરતા કારભારીમંડળના સભાસદોના વિચારો પ્રમાણે પોતપોતાનાં ખાતાંઓનો વહિવટ તેઓ કરે છે. દરેક ખાતામાં Permanent Secretary કાયમ સેક્રેટરિ હોય છે. તે ખાતાનો મુખી ગણાય છે. તેની ઉપર Under Secretary of State હોય છે. તે કારભારીમંડળનો સભ્ય હોય છે. આ માણસ કારભારીમંડળ સાથે બદલાય છે, પાર્લમેંટનો સભ્ય હોય છે અને હાઉસ

ઑફ્ કૉમન્સ કે હાઉસ ઑફ્ લૉર્ડ્ઝ એ બેમાંથી એક સભામાં બેસે છે. તેના ઉપર મુખ્ય સેક્રેટરિ હોય છે. તે પણ પાર્લમેંટનો સભ્ય ને કારભારીમંડળમાં બેસનારો છે. કાયમનો સેક્રેટરિ પાર્લમેંટમાં બેસી શકતો નથી; તે કારભારીમંડળનો સભાસદ હોતો નથી; ને તે ઉત્તરોત્તર ચડતો ચડતો છેવટે કાયમ સેક્રેટરિના હોદ્દા ઉપર આવેલો હોય છે. ખાતાના અમલદારો તેની નીચે કામ કરે છે ને તેમાંનો કોઈ પાર્લમેંટમાં બેસતો નથી. બ્રિટિશ રાજ્યતંત્ર ઉપર એક ગ્રંથ લખનાર કોઈ વિદ્વાન્ કહેતો ગયો છે તેમ It is not the business of a Cabinet Minister to work his department. His business is to see that it is properiy worked.

નીચે બ્રિટિશ કારભારનાં મુખ્ય ખાતાં જણાવવામાં આવ્યાં છે.

**૧. તીજોરી ખાતું—The Treasury.** આ ખાતા ઉપર સામાન્ય રીતે મુખ્ય પ્રધાન બેસે છે ને તેના હોદ્દાનું નામ First Lord of the Treasury હોય છે. પણ ખાતાનું ખરૂં કામકાજ તો Chancellor of the Exchequer ખજાનચી કરે છે. આ ખજાનચીને મદદ કરવા માટે જે અમલદાર રાખવામાં આવે છે તે Finance Secrétary to the Treasury કહેવાય છે ને એ બંને જણા કૅબિનેટમાં બેસે છે. તીજોરીખાતાના કાયમ ને વડા અમલદારનો હોદ્દો આ બંને હોદ્દાઓ પછી આવે છે. ખજાનચીનું કામકાજ ઘણું અગત્યનું કામ ગણાય છે. ઈંગ્લંડના તમામ નાણાવ્યવહાર માટે તીજોરીખાતું જવાબદાર ગણાય છે.

**૨. રાષ્ટ્રના સેક્રેટરિઓ—Secretaries of State.** તીજોરી પછી રાષ્ટ્રના જુદા જુદા સેક્રેટરિઓ આવે છે. અત્યારે આવા સાત સેક્રેટરિઓ નીમાય છે ને તેમને સાત જુદાં જુદાં ખાતાંઓ સોંપવામાં આવે છે. (૧) આંતર કારભાર માટે–Home Office (૨) Foreign Office, પરરાજ્યો સાથેના વ્યવહાર માટે (૩) War Office-યુદ્ધ માટે (૪) Dominions and Colonial Office–સ્વરાજ ભોગવતાં સંસ્થાનો અને તાબેદાર સંસ્થાનો માટે (૫) India Office

હિન્દુસ્તાન માટે (૬) Air Force–વિમાનો માટે. (૭) Scottish Office, સ્કૉટ્લૅંડ માટે.

આ ખાતાંઓનાં નામો તેમનાં કર્તવ્યોને એકદમ સૂચવે છે એટલે તે ઉપર વધારે લખવાની જરૂર નથી,

**Admiralty–દરિયાઈ લશ્કરખાતું**—જેમ જમીનના લશ્કર માટે જુદું ખાતું હોય છે તેમ દરિયાઈ લશ્કર માટે એક જુદું ખાતું રાખવામાં આવ્યું છે. તેનો મુખી First Lord of the Admiralty કહેવાય છે.

૩. **Board of Trade**—વેપાર માટે જે ખાતું રાખવામાં આવ્યું છે તે Board of Trade કહેવાય છે ને તેનો પ્રમુખ–President કારભારીમંડળનો એક સભ્ય હોય છે.

૪. **Ministry of Education**—કેળવણીખાતાનો પ્રધાન કારભારીમંડળમાંથી નીમાય છે.

૫. **Ministry of Health**—આરોગ્યખાતું હજુ હમણાં જ ખોલવામાં આવ્યું છે ને તેના મુખ્ય અમલદારની નીમણોક કારભારી-મંડળમાંથી થાય છે. આ ખાતું દર વર્ષે બે કરોડ પૌંડનું ખર્ચ કરે છે ને તેમાં ૪૦૦૦ માણસો કામ કરે છે.

૬. **ખેતીખાતું ને માછીખાતું**—ઇંગ્લંડમાં ખેતી બહુ થતી નથી છતાં તે માટે પણ જુદું ખાતું કરવામાં આવ્યું છે અને તેની નીચે માછીના ઉદ્યમને મૂકવામાં આવ્યો છે. આ ખાતાનો પ્રમુખ કારભારી-મંડળનો એકાદ માણસ હોય છે.

૭. **જાહેર બાંધકામખાતું**—રસ્તાઓ, રાજમહેલો, વગેરે ઉપર આ ખાતું નજર રાખે છે ને તે માટે કારભારીમંડળમાંથી એક પ્રધાન કોઈ વાર નીમાય છે.

૮. **લૅંકેસ્ટરની ડચિનો ચૅન્સેલર**—લૅંકેસ્ટરમાં આવેલાં રાજાનાં જમીનો અને જંગલો, તથા તેમના મ્હેસુલ માટે જે જુદો અધિકારી નીમાય

છે તે લૅંકેસ્ટરની ડચિનો ચૅન્સલર કહેવાય છે. તે ઘણી વાર કારભારી મંડળ–કૅબિનેટને કોઈ સભાસદ હોય છે પણ વસ્તુતઃ તે રાજાનો નોકર ગણાય છે. રાજાનું તમામ ખર્ચ લૅંકેસ્ટરની ડચિના ઉત્પન્નમાંથી ને પાર્લમેંટે તેને આપેલી રકમ Civil Listમાંથી કાઢવામાં આવે છે.

**૯. પેન્શન માટે પ્રધાન**—આ પ્રધાન ૧૮૦૦૦ માણસોનો ઉપરી હોય છે અને તે દર વર્ષ છ કરોડ પાઉન્ડ જુદા જુદા લોકોને પેન્શનો આપવામાં ખર્ચે છે. આ ખાતું લડાઈ દરમ્યાન ખોલવામાં આવેલું.

**૧૦. કામદારવર્ગ માટે પ્રધાન**—ઈંગ્લંડમાં કામદારવર્ગનું બળ રોજ રોજ વધતું જાય છે, અને બેકારી, હડતાળો, વગેરે માટે ખાસ લક્ષ અપાય છે. એ સઘળું કામ આ ખાતું કરે છે.

**૧૧. પોસ્ટ ઑફિસ**—ડાક, તાર, ને ટેલિફોન આ ખાતા પાસે રહે છે ને પોસ્ટમાસ્તર જનરલ કૅબિનેટમાં બેસે છે. ઉપરાંત આ ખાતું સરકાર તરફથી વૃદ્ધ ને અશક્ત માણસોને પેન્શનો આપે છે.

**અદાલતો**—રાજા ને પાર્લમેંટ કાયદાઓ કરે છે; અમલદારો તે કાયદાઓનો અમલ કરે છે ને કાયદાઓને લાગુ પાડવાનું અથવા ન્યાય આપવાનું કામ અદાલતો કરે છે. નાના ગુન્હાઓ સામે નાની પોલિસ અદાલતો ન્યાય કરે છે. જો ગુન્હો મોટો હોય તો તેઓ ક્વાર્ટર સેશન Quarter Session નામની અદાલતોમાં તેનો ન્યાય કરાવવાનું કહે છે. આ અદાલતો પ્રાંતો ને મોટાં શહેરો માટે હોય છે. પ્રાંતોના મૅજિસ્ટ્રેટો કાઉન્ટિ County Magistrates મૅજિસ્ટ્રેટો કહેવાય છે ને શહેરના મૅજિસ્ટ્રેટો Recorders રેકર્ડરો કહેવાય છે. આ અદાલતોમાં કોઈ વાર પંચ–Jury–થી, તો કોઈ વાર પંચ વગર, કામ ચલાવવામાં આવે છે. જો ગુન્હો ગંભીર પ્રકારનો હોય તો લંડનની અથવા એસાઇઝ Assize માટે નિયત થએલા કોઇ શહેરમાં બેસતી હાય કોર્ટ ઑફ જસ્ટિસ High Court of Justice વડી અદાલતમાં કામ ચલાવવામાં આવે છે. હાય કૅાર્ટના ન્યાયાધીશોની નીમણોક લૅાર્ડ ચેન્સેલર કરે છે. હાય કોર્ટના ફેંસલા સામે લંડનની ફોજદારી અપીલની

અદાલત–Court of Criminal Appealમાં અપીલ થઇ શકે છે. પંચમાં બાર જણાઓ હોય છે.

શકમંદ મરણ થયું હોય તો તેનો પ્રાથમિક ન્યાય કૉરોનર Coroner આપે છે, પણ કૉરોનરને પંચની મદદ લેવી પડે છે.

ઉપર તો આપણે ઇંગ્લંડની ફોજદારી અદાલતો જોઇ. હવે આપણે તે દેશની દિવાની અદાલતો જોઇએ. નાના દિવાની દાવાઓ કાઉન્ટિ કોર્ટોમાં ચૂકાવાય છે અને આ અદાલતોમાં પણ પાંચ માણસોના પંચની મદદ લેવામાં આવે છે; પણ તે માટે દાવાની રકમ પાંચ પાઉંડથી નીચે હોવી જોઇએ નહિ. કાઉન્ટિ કોર્ટના ફેસલા સામે વડી અદાલત–હાય કોર્ટમાં અપીલ નોંધાવી શકાય છે.

હાય કોર્ટ દિવાની ને ફોજદારી સત્તા ધરાવે છે. હાય કોર્ટના દિવાની વિભાગમાં ત્રણ જાતની અદાલતો છે—(૧) King's Bench Division, જ્યાં કેટલાક દિવાની ને ફોજદારી દાવાઓ ને ફરિયાદો આવે છે. (૨) Chancery Division, જ્યાં મીલકતના દાવાઓ નોંધાય છે ને (૩) Probate, Divorce, and Admiralty Division, જ્યાં વારસાના, ધણી-ધણીઆણી વચ્ચે ફારકતીના, ને દરિયા ઉપર ફરતાં વહાણો, સ્ટીમરો, વગેરે ઉપર થતા કિસ્સાઓ ઉપર દાવાઓ નોંધાય છે. હાય કોર્ટના ફેસલા સામે Court of Appeal અપીલની અદાલતમાં અપીલ થઇ શકે છે ને અપીલની અદાલત સામે હાઉસ ઑફ લૉર્ડ્ઝની અપીલની અદાલતમાં અપીલ નોંધાવી શકાય છે.

આ અદાલતો સિવાય પ્રિવિ કાઉન્સિલની કમિટિની એક જુદી અદાલત રાખવામાં આવી છે. આ અદાલત કેટલાંક સંસ્થાનોની ને હિંદની અદાલતોના ફેસલાઓ સામે અપીલો સાંભળે છે ને ઉપરાંત કેટલીક ધાર્મિક બાબતોના દાવાઓ પણ ત્યાં નોંધાય છે.

**સ્થાનિક સ્વરાજ્ય**—હવે આપણે ઇંગ્લંડનું સ્થાનિક સ્વરાજ્ય લઇએ. સ્થાનિક સ્વરાજ્ય–Local self-government–નો નાનામાં નાનો વિભાગ Parish પૅરિશ છે. ત્યાર પછી કાઉન્ટિ–પ્રાંત આવે છે.

પણ ઇંગ્લંડમાં પૅરિશ અથવા નાનાં ગામડાંઓ ને કાઉન્ટિ કે પ્રાંતો અત્યારે બહુ અગત્ય ધરાવતાં નથી. સો અંગ્રેજોમાં એંસી અંગ્રેજો શહેરોમાં વસે છે. તેથી સ્થાનિક સ્વરાજ્યમાં શહેરનો વહિવટ ખાસ અગત્ય ધરાવે છે. શહેરનો વહિવટ કરતી સંસ્થાના સભાસદો Aldermen અથવા Councillors કહેવાય છે ને તેનો પ્રમુખ મેયર અથવા લૉર્ડ મેયર Lord Mayor કહેવાય છે. શહેરનો વહિવટ કરનારી સંસ્થા Town Council કહેવાય છે ને તેના સભાસદોનો ત્રીજો ભાગ દર ત્રણ વર્ષે નવો ચુંટાય છે. પરિણામે વરણી દર વર્ષ થાય છે. કાઉન્સિલરો શહેરનો વહિવટ કરવા માટે એક નાની સમિતિ નીમે છે ને મેયર પસંદ કરે છે. આ મેયર ને નાની સમિતિ આખા શહેરનો વહિવટ કરે છે. એ વહિવટ પાર્લમેંટે તેમને આપેલી સત્તાઓ પ્રમાણે થવો જોઈએ. શહેરોનો વહિવટ હવે રોજરોજ ઘણો મુશ્કેલ ને વીગતવાર થતો જાય છે તેથી તે કામકાજ જુદાં જુદાં ખાતાં માટે જુદી જુદી Standing Committees કાયમ સમિતિઓ મારફત ને પગારદાર અમલદારો મારફત કરવામાં આવે છે. પૅરિશ, કાઉન્ટિ, ને મોટાં શહેરો ઉપરાંત નાનાં શહેરો ને તાલુકા–Rural Areas–માટે પણ આવી વ્યવસ્થા રાખવામાં આવી છે. સ્થાનિક સ્વરાજ્ય ઉપર દેખરેખ રાખવાની સત્તા Ministry of Health આરોગ્યના પ્રધાનને આપવામાં આવે છે. પહેલાં આ દેખરેખ Local Government Board સ્થાનિક સ્વરાજ્યનું બોર્ડ રાખતું.

સ્થાનિક સ્વરાજ્યનું કેટલુંક કેળવણી વગેરેનું ખર્ચ મધ્યવર્તી સરકાર ને સ્થાનિક સરકાર બંને ભોગવે છે; લોકો તે માટે કર વેરા આપે છે; ઉપરાંત કરજ કરીને કેટલુંક ખર્ચ કાઢવામાં આવે છે.

**કેળવણી, આરોગ્ય, બેકારી–Unemployment, કામદારો માટે કાયદાઓ**—ઇંગ્લંડમાં ને સ્કૉટ્લૅંડમાં પ્રાથમિક કેળવણી મફત અપાય છે. દેશની જુદી જુદી ધાર્મિક સંસ્થાઓ પણ પોતાને ખર્ચે બહુ સારી નિશાળો ચલાવે છે. માધ્યમિક કેળવણી ને ઉચ્ચ શિક્ષણ માટે પણ સરકાર તરફથી સારી મદદ મળે છે. આરોગ્યની સંભાળ રાખવા

માટે ખાસ પ્રધાન હવે નીમાય છે તે આપણે જોઈ ગયા. કામદારો માટેના પ્રધાનનું ખાતું બેકાર લોકોને ને વૃદ્ધ લોકોને મદદ આપે છે ને ખાણો, કારખાનાં, બદરો વગેરે ઠેકાણે કામ કરતા કામદારોની સલામતી ઉપર દેખરેખ રાખે છે; તે ઉપરાંત કામદારો ને તેમના શેઠીઆઓ વચ્ચે તકરારોની સમાધાની માટે તેઓ જવાબદાર રહે છે ને તે જવાબદારી બરોબર બજાવવા માટે ખાસ અમલદારો રોકે છે.

**બ્રિટિશ સામ્રાજ્ય**—ઉપર આપણે બ્રિટિશ ટાપુઓનો વહિવટ જોયો. પણ બ્રિટિશ રાજા ને પાર્લમેંટ બ્રિટિશ ટાપુઓ ઉપર જ નહિ પણ દુનિયાના બીજા દેશો ઉપર પણ અત્યારે અમલ કરે છે. આ બ્રિટિશ સામ્રાજયમાં કરોડ ૪૬,૩૦,૦૦૦૦૦ માણુસો વસે છે ને તેમાં માત્ર સાત કરોડ ગોરાઓ છે. આ સામ્રાજયમાં જુદી જુદી નાની મોટી સરકારોનાં રાજયો આવેલાં છે. તે બધાંનો વહિવટ કેમ ચાલે છે અથવા તે બધાં કયાં કયાં છે તે તપાસવાની અહિં જરૂર નથી. પણ તેમાંની મુખ્ય સરકારો અહિં આપવામાં આવી છે.

(૧) પહેલાં તો ઇંગ્લંડ, સ્કૉટ્‌લૅંડ ને ઉત્તર આયર્લંડ આવે છે. તેમનું રાજયતંત્ર આપણે ઉપર જોઈ ગયા.

(૨) પછી સ્વરાજય ભોગવતાં સંસ્થાનો આવે છે. તેમનાં નામો અહિં આપ્યાં છેઃ—કૅનેડા, ન્યૂફાઉન્ડલૅંડ, ઑસ્ટ્રેલિઆ, દક્ષિણ આફ્રિકા, ન્યૂઝીલૅંડ, ને આઇરિશ ફ્રી સ્ટેઇટ–Irish Free State. આ સંસ્થાનો સ્વરાજય ભોગવે છે ને ઇંગ્લંડની સરકાર તેમના વહિવટમા સામાન્ય રીતે દરમ્યાન થતી નથી. આ સંસ્થાનોમાં ઇંગ્લંડની સરકાર ગવ્હર્નર ઝનરલો મોકલે છે પણ એ ગવ્હર્નર ઝનરલો સંસ્થાનોની પાર્લમેંટોના કહ્યા મુજબ અમલ કરે છે. કૅનેડાના, ને ઑસ્ટ્રેલિઆના જુદા જુદા વિભાગો માટે જુદાં ને લગભગ સ્વતંત્ર રાજ્ય-તંત્રો છે ને તેમનો વહિવટ ગવ્હર્નરો ને તેમના પ્રધાનો કરે છે. આ સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો Dominions ડુમિનિઅનો કહેવાય છે.

(૩) ડુમિનિઅનો પછી હિન્દુસ્તાન દેશ આવવો જોઈએ. તે કાળક્રમે ડુમિનિઅન થશે; છતાં અત્યારે આપણે ડુમિનિઅનના કેટલાક અધિકારો ભોગવીએ છીએ, જેમકે હિંદી સરકાર આંતરરાષ્ટ્રીય મંડળો International Institutionsમાં ને Imperial Conference–સામ્રાજયની પરિષદ્‌માં ડુમિનિઅનોની માફક પ્રતિનિધિઓ મોકલે છે ને તેઓ ડુમિનિઅનોના પ્રતિનિધિઓ જેટલા અધિકારો ભોગવે છે.

(૪) હિન્દુસ્તાન પછી Crown Colonies તાબેદાર સંસ્થાનો આવે છે, જેમકે સીલોન, જિબ્રાલ્ટર, હૉંગકૉંગ, ફીજી, જામેઇકા. આ સંસ્થાનોની સરકારો બ્રિટિશ સરકારની સીધી તાબેદારી ભોગવે છે અને તેમને કાયદાઓ કરવાની ને રાજ્યકારભાર કરવાની સ્વતંત્રતા બહુ આપવામાં આવી નથી, જો કે કેટલેક ઠેકાણે–જેમકે સીલોનમાં, ધારાસભા હોય છે ખરી.

(૫) **રક્ષિત દેશો Protectorates**—તાબેદાર સંસ્થાનો પછી રક્ષિત પ્રદેશો આવે છે. આ દેશોના આંતર કારભારમાં બ્રિટિશ સરકાર બહુ દરમ્યાન નથી થતી પણ તેમનો પરદેશ સાથેનો વ્યવહાર બ્રિટિશ સરકાર સંભાળે છે ને તેટલાપૂરતી તેમના આંતર કારભારમાં પણ તે દરમ્યાનગીરી કરે છે. ઇજિપ્ત પ્રથમ આ વિભાગમાં આવી જતું; હાલ સુદાન આ વિભાગમાં આવે છે.

(૬) છેવટે Mandated Territories એટલે ઇંગ્લંડની જામીનગીરી ઉપર જેમનું રાજ્યતંત્ર ચાલે છે તેવા દેશો આવે છે. આ પ્રદેશોને હમણાં જ એટલે કે ગયા મહાયુદ્ધ પછી જ ઇંગ્લંડની સરકારને League of Nations-લીગ ઑફ નેશન્સ તરફથી સોંપવામાં આવ્યા છે. ઇંગ્લડની સરકાર આ પ્રદેશોના રાજ્યકારભાર માટે તે લીગને જવાબદારી ધરાવે છે ને તે પ્રદેશોમાં ઇંગ્લંડના સામ્રાજ્યના ડુમિનિઅનોની સરકારોને અપાએલા પ્રદેશો પણ આવી જાય છે. આવી રીતે સુપ્રત થએલા પ્રદેશોમાં ઇંગ્લંડ પેલેસ્ટાઇન ને મેસોપોટેમિઆ માટે, દક્ષિણ આફ્રિકા જર્મન સાઉથ-વેસ્ટ આફ્રિકા માટે, ને ઑસ્ટ્રેલિઆ ને ન્યૂઝીલૅંડ પૅસિફિક મહાસાગરમાં આવેલા કેટલાક (જર્મન) ટાપુઓ માટે, જવાબદાર થયાં છે.

આવું સામ્રાજ્ય દુનિયાના ઇતિહાસમાં હજુ સૂધી થયું નથી. વસતિ, રાજ્યકીય સંસ્થાઓ, હવામાન, પેદાશ, આયાત ને નિકાસ, વેપાર, ગમે તે દૃષ્ટિએ તે સામ્રાજ્યનો વિચાર કરવામાં આવે, તો તેમાં એક લક્ષણ ખાસ સ્પષ્ટ થઈ શકે છે–તે લક્ષણ તેની વિવિધતાનું છે. આ સામ્રાજ્ય ટકી રહે તે માટે ઇંગ્લંડના લોકોએ નીચેની બાબતો ખાસ લક્ષમાં રાખવી જોઈએ:–સામ્રાજ્યના લોકોમાં સંતોષ રહેવો જોઈએ; સામ્રાજ્યના ભાગો સાથે ઇંગ્લંડનો વ્યવહાર અસ્ખલિત રહે તે માટે રેલ્વે, સ્ટીમરો, ને વિમાનોના ધોરી રસ્તાઓનો કબજો ઇંગ્લંડના કબજામાં રહેવો જોઈએ; સામ્રાજ્યના પ્રદેશોની આર્થિક સ્થિતિ સુધરવી જોઈએ; સામ્રાજ્યના પ્રદેશો દુનિયાના જે ભાગમાં હોય તે ભાગનાં પર રાજ્યો સાથે મિત્રતા રહેવી જોઈએ, અથવા તેમની સામે યુદ્ધ કરવાનો પ્રસંગ આવે ત્યારે ફતેહ માટે પૂરી તૈયારી હોવી જોઈએ; અને છેવટે ખાસ તો, ઇંગ્લંડના લોકોમાં સામ્રાજ્ય માટે અભિમાન, ને સામ્રાજ્યનો વહિવટ કરવાની ને તે ઉપર નજર રાખવાની ખાસ શક્તિ, હોવાં જોઈએ. હિન્દુસ્તાન એ સામ્રાજ્યનો ખાસ અગત્યનો પ્રદેશ ગણાય છે ને ઇંગ્લંડની અત્યારની વગ હિન્દુસ્તાન દેશ સાથેના તેના નિકટ પરિચયને આભારી છે.

# ઇતિવાક્યો

દરેક દેશને મુશ્કેલીઓ હોય છે. મુશ્કેલીઓ વગરનો કયો નસીબદાર દેશ હશે? ઇંગ્લંડને પણ અનેક મુશ્કેલીઓ નડી છે પણ એ તમામ મુશ્કેલીઓની પાર થઈ તેણે પોતાને માટે પ્રથમ પદ મેળવ્યું છે. ઇંગ્લંડમાં પ્રથમ નાનાં નાનાં રાજ્યો હતાં. તેઓ ઘણાં વર્ષો પછી એક છત્ર નીચે મૂકાયાં. ઇંગ્લંડ એક છત્ર નીચે આવ્યું ત્યારે તેને સ્કૉટ્લૅંડથી અને ફ્રાંસથી બીક રહેતી. સ્કૉટ્લૅંડ સાથે ઇંગ્લંડે એકભાવ સાધ્યો અને ફ્રાંસને દબાણમાં રાખ્યું. એ સિદ્ધ કરતાં ઇંગ્લંડે સૈકડો વર્ષો લીધાં. દરમ્યાન દેશમાં સુવ્યવસ્થિત ને લોકમતને અનુકૂળ રાજ્યવ્યવસ્થા સ્થપાઈ, રાજ્યકીય વિકાસને અનુકૂળ આર્થિક સંસ્થાઓ થઈ અને સાહિત્ય વગેરેનો ઉદય પણ તે પ્રમાણે થયો. ત્યાર પછી બ્રિટિશ લોકો દુનિયાની પ્રજામાં આગેવાની લેના થયા ને સ્પેઇન, ફ્રાંસ, ને જર્મનિ સાથે હરીફાઇમાં પાર પડ્યા. ઇંગ્લંડે રાજાની કડકાઇને ને જોહુકુમીને દાબમાં રાખ્યાં. તેણે આયર્લૅંડના સવાલનો હમણાં જ સંતોષકારક નીકાલ આણ્યો છે. અત્યારે તેના આંતર કાર્યવાહમાં, સામ્રાજ્યના વ્યવહારમાં, ને આંતરરાષ્ટ્રીયના સંબંધોમાં મોટું પરિવર્તન ચાલી રહ્યું છે ઇંગ્લંડની પ્રજામાં સ્વમાન, નિડરપણું, કુનેહ, અને વ્યવહાર કુશળતા છે તેના આગેવાનોમાં મહત્ત્વાકાંક્ષાઓ છે; તેનું રાજ્યતંત્ર પ્રગતિશીલ છે; તેની સમાજઘટના પ્રગતિને અનુકૂળ છે; તે કારણોથી આ નવી વિટંબનાઓને પણ બ્રિટિશ લોકો પાર પાડી દેશે એમ તેના ઇતિહાસના દરેક અભ્યાસીને વિશ્વાસ રહે છે. માત્ર એટલી જ ઇચ્છા રહે કે જેમ ભૂતકાળમાં ઇંગ્લંડમાં બર્ક ને ફૉક્સ જેવા સમર્થ, પારકાને દુઃખે દાઝનારા, પરગજુ, અને સ્વતંત્રતાપ્રિય મુત્સદ્દીઓ થઈ ગયા, તેમ ભવિષ્યમાં પણ બ્રિટિશ ટાપુઓના પુત્રો સ્વતંત્રતાપ્રિય, આપખુદ અમલનો તિરસ્કાર કરનારા, ને હંમેશાં પ્રગતિને ચાહનારા થાય. યુગેયુગના ઇતિહાસના પૃષ્ઠો ઉપર જે પ્રજા આ દૃષ્ટાંતો મૂકતી જશે તે પ્રજા અમર રહી જશે.

બે હજાર વર્ષો અગાઉ દુનિયામાં રોમ શહેરનું સામ્રાજ્ય બ્રિટિશ સામ્રાજ્ય જેટલું મોટું નહિ તો તેટલું વિવિધ તો હતું જ. તે સામ્રાજ્ય છસો વર્ષો સુધી અખંડ રહ્યું હતું. તે તૂટી ગયું તે પછી પણ તેની કીર્તિ ને તેનું નામ લગભગ એક હજાર વર્ષો સુધી ચાલ્યાં આવ્યાં. એ સામ્રાજ્યનાં યશોગાન રોમના કવિઓએ, મુત્સદ્દીઓએ, ને વક્તાઓએ ખૂબ કર્યાં છે. રોમ શહેરે પ્રવર્તાવેલ એક પ્રજાજનની–Citizenship–ને એકચક્રી રાજ્યની ભાવના, તેણે આપેલ સુલેહશાંતિની યાદગીરીઓ, તેના ઇજિનિઅરોએ બાંધેલાં ધોરી રસ્તાઓ ને નહેરો, રોમની અદાલતોએ આપેલો ન્યાય, રોમના ધર્મશાસ્ત્રી (Jurists)ઓએ પ્રવર્તાવેલાં ધર્મશાસ્ત્રો, અને રોમ શહેરે સ્થળે સ્થળે ટકાવી રાખેલી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ, ટૂંકામાં રોમ શહેરના સામ્રાજ્યનો વાદ યૂરોપની, પશ્ચિમ એશિઆની, ને ઉત્તર આફ્રિકાની પ્રજાઓનાં જીવનમાં ઊંડું મૂળ ઘાલી ગયો હતો. બ્રિટિશ સામ્રાજ્યે તેમાં વસતી જુદી જુદી પ્રજાઓને સ્થાનિક સ્વરાજ્યના, જવાબદાર રાજ્યતંત્રના, વ્યવસ્થિત રાજ્યતંત્રના, વ્યક્તિગત સ્વતંત્રતાના, અને પ્રગતિશીલ કારભારના પાઠો શીખવ્યા છે. ઇંગ્લંડની પાર્લમેન્ટ સમસ્ત દુનિયાની પાર્લમેન્ટોની જનની–Mother of Parliaments–ને સ્થાને મૂકાય છે. તેથી ઇંગ્લંડના ઇતિહાસનો દરેક અભ્યાસી એટલી આશા તો રાખી શકે કે તે સામ્રાજ્યની કીર્તિ રોમના જેટલી થાય, તેનાં સ્મરણો રોમનાં જેટલાં હોય, તેને હાથે સામ્રાજ્યની જુદી જુદી પ્રજાઓ સામ્રાજ્યના પ્રજાજનોના જેટલી સમાન ભાવનાઓ વિચારે, તેના પ્રજાજનોની માણસાઈ–Individuality–નો વિકાસ થાય, તેનું રક્ષણ થાય, ને તેનાં યશોગાન અત્યારે, ને ભવિષ્યમાં પણ, રોમનાં જેટલાં જ ગવાય.

**સમાપ્તિ**—બ્રિટિશ લોકોનો ઇતિહાસ હવે આપણે પૂરો કર્યો છે. બ્રિટિશ સામ્રાજ્ય ને રોમ શહેરના સામ્રાજ્ય ઉપર હમણાં જ આપણે ઉપર થોડું એક કહી ગયા. ઇંગ્લંડના સાહિત્યમાં હજુ કોઈ સામ્રાજ્યવાદી સાહિત્યકાર થઈ ગયો નથી એટલી દીલગીરી છે. તેથી આપણે રોમ શહેરના સામ્રાજ્યની ભાવનાઓનાં યશોગાન ગાઈ જનારા કવિઓનાં કાવ્યો

તરફ દૃષ્ટિ કરવી પડશે અને તેમણે કલ્પેલા રોમના કર્તવ્યના ભાવને આપણે બ્રિટિશ ઇતિહાસને લાગુ કરવો પડશેઃ—

Then battles over the world shall cease,
Harsh times shall mellow into peace,
Then Vesta, Faith, Quirinus, Joined
With brother Remus, rule mankind,
Grim iron bolt and massy bar
Shall close the dreadful gates of War.

અથવા

Fealty, peace itself, and honour, and the ancient
Moral awe, the long-forgotten virtue,
Now dares to return, it approaches its horn
Full of blessing.

# સાલવારી અને માર્ગદર્શક વિષયો

## ખંડ ૧લો

ઇ. સ. પૂર્વે, ૧૦૦૦—પ્રાચીન બ્રિટનોનો વસવાટ, કેલ્ટ લોકોનો વસવાટ, બંનેનું સંમિશ્રણ.

ઇ. સ. પૂર્વે, ૫૫–૫૪—જુલિઅસ સીઝરની સવારી.

ઇ. સ. ૪૩—રોમના રાજ્યની સ્થાપના, કોટકિલ્લાઓ, રોમનાં સંસ્થાનો, રસ્તાઓ; શહેરો, વેપાર, રોમની સંસ્કૃતિનો પ્રચાર, સરહદોનો બચાવ; નિશાળો; લૅટિન ભાષા; ખ્રિસ્તી પંથ.

ઇ. સ. ૪૦૭—રોમના રાજ્યનો નાશ.

ઇ. સ. ૪૪૯—સ્કૉટ્લૅંડના પિક્ટ લોકોની ને આયર્લંડથી સ્કૉટ લોકોની સવારીઓ. કેન્ટમાં જ્યૂટ Jute લોકોનો વસવાટ.

ઇ. સ. ૪૫૦—સસ્સેક્સ, વેસ્સેક્સ, એસ્સેક્સ, ઈસ્ટ ઍંગ્લિઆ, ને નૉર્થ-અંગ્લિઆમાં ઍંગ્લ લોકોનો ને સૅક્સન લોકોનો વસવાટ. રોમની સંસ્કૃતિનો ને ખ્રિસ્તી પંથનો વિનાશ. બ્રિટનોનું વેઇલ્સ, કૉર્નવૉલ, ને સ્ટ્રૅથ્ક્લાઇડમાં ભરાઈ જવું.

ઇ. સ. ૬૨૦—નૉર્થ અંગ્લિઆનું સાર્વભૌમ રાજ્ય.

ઇ. સ. ૭૨૦—મર્શિઆનું સાર્વભૌમ રાજ્ય.

ઇ. સ. ૮૨૦—વેસ્સેક્સની સાર્વભૌમ સત્તા. રોમન કૅથૉલિક પંથનો ફરી પ્રચાર.

ઇ. સ. ૮૦૦–૮૭૦—ડેઇન લોકોની સવારીઓ.

ઇ. સ. ૮૭૧–૯૦૦—**આલ્ફ્રેડ રાજાનો અમલ.**

ઇ. સ. ૮૭૧–૮૯૨—ડેઇન લોકો સાથે લડાઈઓ; કરાર; સુધારાઓ; લશ્કર; નૌકાબળ; રાજ્યખર્ચનો બંદોબસ્ત; કારીગરોને ને પંડિતોને ઉત્તેજન; લૅટિન સાહિત્યનું ભાષાંતર; નિશાળોની સ્થાપના; અદાલતો; કાયદાઓનું એકીકરણ; ચર્ચનો બંદોબસ્ત.

ઇ. સ. ૯૦૦–૧૦૧૧—**સૅક્સન રાજાનો અમલ.** એડ્વર્ડ; એથલસ્ટાન; એડ્ગર, ઍથલ્રેડ.

**ઇ. સ. ૧૦૧૧-૧૦૪૨—ડેનિશ રાજાઓનો અમલ.** સ્વેઇન; કૅન્યૂટ; એડ્વર્ડ ધ કન્ફેસ્સર.

**ઇ. સ. ૧૦૪૨-૧૦૬૬—એડ્વર્ડ ધ કન્ફેસ્સર.** નૉર્મન લોકોની વગ. નૉર્મંડિના વિલિઅમની ગાદી માટે ખટપટ. ગૉડ્વિનની પુત્રીનું રાજા સાથે લગ્ન; ગૉડ્વિનની સત્તા. ગૉડ્વિનના પુત્રો. હેરૉલ્ડ વેસ્સેક્સનો મુખ્ય અધિકારી; રાજાનું મરણ; વિલિઅમની સવારી; હેરૉલ્ડના ભાઇઓની ખટપટ.

**ઇ. સ. ૧૦૬૬—**હેરૉલ્ડની હાર. તેનું માર્યા જવું. નૉર્મનોની ફત્તેહ.

## નૉર્મન રાજાઓ.

**ઇ. સ. ૧૦૬૬-૧૦૮૭—વિલિઅમ ધિ કૉન્કરર.** સૅક્સનોનાં બંડો; નવી રાજ્યવ્યવસ્થાઃ-ફ્યૂડલ સિસ્ટમઃ-જમીનની વ્હેંચણી; જુદા જુદા ભાગોમાં નવા નૉર્મન અમીરોનો વસવાટ; વફાદારીના સોગંદ; કોટકિલ્લાઓ; વસતિપત્રક; કડક અમલ.

**ઇ. સ. ૧૦૮૭-૧૧૦૦—વિલિઅમ રૂફસ.** રાજાના ભાઈ રૉબર્ટ સાથે યુદ્ધ ને કરાર. ક્રૂઝેડના સંગ્રામની શરૂઆત. એન્સેલમ સાથે તકરારો.

**ઇ. સ. ૧૧૦૦-૧૧૩૫—પહેલા હેન્રિનો અમલ.** રૉબર્ટ સાથે યુદ્ધ ને કરાર; નૉર્મંડિ તાબે, ઇ. સ. ૧૧૦૬. એન્સેલમ સાથે તકરારો. રાજા તરફથી ચાર્ટર અથવા હક્કપત્ર; કાયદાઓનો સુધારો; અદાલતોની નવી વ્યવસ્થા; કુંવરનું ડૂબી જવું; રાજાનું મરણ. રાજપુત્રી મટિલ્ડા ગાદીની વારસ. વિલિઅમ કૉંકરરના ભાણેજ સ્ટિવ્હનનું સિંહાસન ઉપર બેસવું.

**ઇ. સ. ૧૧૩૫-૫૪—સ્ટિવ્હનનો અમલ.** ખુનામરકી. મટિલ્ડાના પક્ષકારોની સવારીઓ ને તેમનાં બંડો.

**ઇ. સ. ૧૧૪૧—**રાજાનું કેદ થવું.
મટિલ્ડાનો ખરાબ કારભાર. મટિલ્ડાના પુત્ર હેન્રિ સાથે કરાર. સ્ટિવ્હનનું મરણ.

## પ્લૅન્ટેજેનેટ વંશ.

**ઇ. સ. ૧૧૫૪-૮૯—બીજા હેન્રિનો અમલ.** તેની સત્તાઃ-ઇંગ્લંડમાં; નૉર્મંડિમાં ને મેઇનમાં; અંજૂમાં ને ટૂરેઇનમાં; એક્વિટેઇનમાં;

બ્રિટનમાં. સુધારાઓ:—કરપદ્ધતિ; નવી લશ્કરી વ્યવસ્થા; અદાલતોની ને કાયદાઓની એકસરખી વ્યવસ્થા; બેકેટ સાથે તકરાર.

ઇ. સ. ૧૧૭૦—બેકેટનું ખૂન.

ઇ. સ. ૧૧૭૧—આયરલૅંડનો બળવો. રાજાનો વિજય.

ઇ. સ. ૧૧૭૩—રાજપુત્રોનાં બંડ.

ઇ. સ. ૧૧૮૯—રાજાનું મરણ.

ઇ. સ. ૧૧૮૯-૯૯—**રિચર્ડ.** જેરુસલેમ ઉપર સવારી.

ઇ. સ. ૧૧૯૨—જેરુસલેમના સુલતાન સાથે કરાર. લૉંગચૅમ્પનો ઇંગ્લંડનો વહિવટ. રાજાના ભાઈ જૉનની ખટપટ.

ઇ. સ. ૧૧૯૪—જૉનની હાર ને રિચર્ડ ફરી રાજસત્તા ઉપર.

ઇ. સ. ૧૧૯૯-૧૨૧૬—**રાજા જૉન.**

ઇ. સ. ૧૧૯૯—અંજૂ, ટૂરેઇન, ને મેઇનના પ્રાંતોનું નુકસાન.

ઇ. સ. ૧૨૦૪—નૉર્મંડિનું નુકસાન.

ઇ. સ. ૧૨૦૫-૧૩—લૅન્ગ્ટન આર્ચબિશપની પદવી ઉપર. જૉન ને પોપ વચ્ચે તકરાર. જૉનનું નમવું.

ઇ. સ. ૧૨૧૩-૧૫—બૅરનોનું બંડ.

ઇ. સ. ૧૨૧'—બૅરનોની ફત્તેહ. મૅગ્ના ચાર્ટા ઉપર જૉનની સહી. ફ્રેંચ રાજકુંવર લૂઇની સવારી.

ઇ. સ. ૧૨૧૬—રાજાનું મરણ.

ઇ. સ. ૧૨૧૬-૭૨—**ત્રીજો હેન્રિ.**

ઇ. સ. ૧૨૧૬-૨૭—સગીર રાજા. પેમ્બ્રોકનો કારભાર.

ઇ. સ. ૧૨૨૭—રાજા કુલમુખત્યાર. પરદેશીઓની વગ. બૅરનોનાં બંડો. પોપ સાથે સંધિ.

ઇ. સ. ૧૨૫૮—ઑક્સફર્ડની શરતો.

ઇ. સ. ૧૨૬૧—સાઇમનનું ઇંગ્લંડ પાછું આવવું.

ઇ. સ. ૧૨૬૪—રાજા ને રાજપુત્ર કેદ.

ઇ. સ. ૧૨૬૫—સાઇમનની પાર્લમેંટ. સાઇમનની હાર. તેનું મરણ.

ઇ. સ. ૧૨૭૨—રાજાનું મરણ.

ઇ. સ. ૧૨૭૨-૧૩૦૭—**પહેલો એડ્વર્ડ.**
ઇ. સ. ૧૨૮૭—વેઇલ્સના લેવૂલિનની હાર. વેઇલ્સની જીત. તેનો બંદોબસ્ત.
ઇ. સ. ૧૨૮૨-૮૩—પ્રિન્સ ઑફ્ વેઇલ્સ.
ઇ. સ. ૧૨૯૦—સ્કૉટ્લૅંડની ગાદી માટે ખટપટ. જૉન બેલિઅલ રાજા.
ઇ. સ. ૧૨૯૫—પહેલી પાર્લમેંટ. પાર્લમેંટ ને રાજા. લોકમાન્ય અમલ.
ઇ. સ. ૧૨૯૬—એડ્વર્ડની સ્કૉટ્લૅંડ ઉપર સવારી. ફત્તેહ.
ઇ. સ. ૧૨૯૭—વિલિઅમ વૉલ્લેસની સ્ટર્લિંગ બ્રિજ પાસે ફત્તેહ.
ઇ. સ. ૧૨૯૮—વૉલ્લેસની હાર. તેનો શિરચ્છેદ.
ઇ. સ. ૧૩૦૬—રૉબર્ટ બ્રૂસ સ્કૉટ લોકોનો રાજા.
ઇ. સ. ૧૩૦૭-૨૭—**બીજો એડ્વર્ડ.**
ઇ. સ. ૧૩૧૪—બૅનૉક્બર્ન પાસે અંગ્રેજ પરાજય.
ઇ. સ. ૧૩૨૪—બ્રૂસનું મરણ. રાજા ને બૅરનો વચ્ચે તકરાર. ગેઇવ્સ્ટનનો શિરચ્છેદ.
ઇ. સ. ૧૩૨૭—રાજાનું ખુન.
ઇ. સ. ૧૩૨૭-૭૭—**ત્રીજો એડ્વર્ડ.**
ઇ. સ. ૧૩૩૮—ફ્રાંસ સામે સો વર્ષોના વિગ્રહની શરૂઆત.
ઇ. સ. ૧૩૪૬—ક્રેસિની લડાઈ; અંગ્રેજોનો વિજય.
ઇ. સ. ૧૩૪૯—ઇંગ્લંડમાં મહામારીનો રોગ.
ઇ. સ. ૧૩૫૬—પોઇતીર્સની લડાઈ; બ્લૅક પ્રિન્સની ફત્તેહ; ફ્રેંચ રાજા જૉન કેદ.
ઇ. સ. ૧૩૬૦—બ્રેટિગ્નિની સુલેહ.
ઇ. સ. ૧૩૬૦-૭૬—અંગ્રેજોની હારો, ફ્રાંસમાં ને સ્પેઇનમાં.
ઇ. સ. ૧૩૭૭—વિક્લિફ્નો પોપ સામે વિરોધ. લોલ્લોર્ડોની સ્થાપના.
ઇ. સ. ૧૩૭૭-૯૯—**બીજો રિચર્ડ.**
ઇ. સ. ૧૩૮૧—ખેડુતોનું બંડ. ટાયલરનું ખુન; રિચર્ડની સમયસૂચકતા. રિચર્ડ ને બૅરનો. રિચર્ડ ને લોલ્લાર્ડો; લૅંકેસ્ટરની ખટપટ.
ઇ. સ. ૧૩૯૯—રિચર્ડ કેદ. ખુન. બૉલિંગ્બ્રોક રાજા.

## લૅંકેસ્ટર વંશ.

**ઇ. સ. ૧૩૯૯-૧૪૧૩—ચોથો હેન્‌રિ.**

ઇ. સ. ૧૩૯૯—ડગ્લસ અને પર્સિનાં બંડો.

ઇ. સ. ૧૪૦૩—પર્સિની હાર. સ્કૉટ્ટ હાર.

ઇ. સ. ૧૪૧૩—રાજાનું મરણ.

**ઇ. સ. ૧૪૧૩-૧૪૨૨—પાંચમો હેન્‌રિ.** ફ્રાંસ સામે ફરી લડાઈ.

ઇ. સ. ૧૪૧૫—એગિનકૉર્ટની લડાઈ.

ઇ. સ. ૧૪૨૦—હેન્‌રિને ફ્રાંસની ગાદીનું વચન.

ઇ. સ. ૧૪૨૨—હેન્‌રિનું મરણ.

**ઇ. સ. ૧૪૨૨-૬૧—છઠ્ઠો હેન્‌રિ.**

ઇ. સ. ૧૪૨૯—જોન ઑફ્ આર્કનો ઉદય. આર્‌લીઆંનો ઘેરો.

ઇ. સ. ૧૪૩૧—જોનને દેહાંતની સજા. હેન્‌રિનો પૅરિસ મુકામે રાજ્યાભિષેક.

ઇ. સ. ૧૪૫૩—રિચર્ડ, ડ્યૂક ઑફ્ યૉર્ક,ની ખટપટ. અર્લ ઑફ્ વૉર્રિકનો ઉદય.

ઇ. સ. ૧૪૫૯—યૉર્ક ને વૉર્રિકનાં બંડ. બંને દેશપાર.

ઇ. સ. ૧૪૬૦—વૉર્રિકની ફત્તેહ. વેઇક્ફીલ્ડ પાસે યૉર્કનું માર્યા જવું; વૉર્રિકની હાર, સેઇન્ટ આલ્બન્સ પાસે.

ઇ. સ. ૧૪૬૧—ટાઉન્ટનની લડાઈ. રાજકુમાર એડ્‌વર્ડ રાજા. હેન્‌રિનું ફ્રાંસ નાસી જવું.

ઇ. સ. ૧૪૬૫—એડ્‌વર્ડ ને વૉર્રિક વચ્ચે કુસંપ.

ઇ. સ. ૧૪૬૯—એડ્‌વર્ડનું ફ્રાંસ નાસી જવું.

ઇ. સ. ૧૪૭૧—બાર્નેટની લડાઈ. ટ્યુક્સ્બ્યુરિની લડાઈ. એડ્‌વર્ડની ફત્તેહ. હેન્‌રિનું ખુન. એડ્‌વર્ડનું મરણ.

**ઇ. સ. ૧૪૬૧-૧૪૭૧—ચોથો એડ્‌વર્ડ.**

**ઇ. સ. ૧૪૭૧-૮૫—ત્રીજો રિચર્ડ.** ભત્રીજાઓનાં ખુન.

ઇ. સ. ૧૪૮૫—હેન્‌રિ ટ્યૂડરની સવારી. બૉસ્‌વર્થફીલ્ડનું યુદ્ધ. રિચર્ડનું માર્યા જવું.

**સાહિત્યઃ કળા**—ચૉસર, ઇ. સ. ૧૩૩૫-૧૪૦૦. મૅલોરિ, ઇ. સ.

૧૪૦૦–૧૪૭૧. નૉર્મેન્ડિનું સ્થાપત્ય. રિનેઇસૉન્સ–સંસ્કૃતિનો પુનર્જન્મ.

---

## ઇ. સ. ૧૪૮૫–૧૬૦૩. ટ્યૂડર વંશ.

ઇ. સ. ૧૪૮૫–૧૫૦૯—**સાતમો હેન્‌રિ.**

ઇ. સ. ૧૪૮૯—લૅમ્બર્ટ સિમ્નેલનું બંડ. સ્ટાર ચેઇંબરની સ્થાપના.

ઇ. સ. ૧૪૯૭–૯૯—પેરૂકિનનું બંડ. ભૂમધ્ય સમુદ્રમાં ને ઉત્તર સમુદ્રમાં ઇંગ્લંડની વગ. હૉલ્લૅંડ સાથે વેપારનો કરાર. રાજકુંવરોનાં ને રાજકુંવરીઓનાં યૂરોપના દરબારોમાં લગ્નો.

ઇ. સ. ૧૫૦૯–૪૭—**આઠમો હેન્‌રિ.**

ઇ. સ. ૧૫૧૩—Battle of the Spurs.

ઇ. સ. ૧૫૨૦—ફીલ્ડ ઑવ્ ધ ક્લૉથ ઑવ્ ગોલ્ડ. હેન્‌રિનો ફ્રાંસના રાજા ફ્રાંસિસ સાથે મેળાપ અને પાંચમા ચાર્લ્સ સાથે મિત્રભાવ. રાણી કૅથરેઇનનો સવાલ.

ઇ. સ. ૧૫૨૯—વૂલ્ઝી સત્તાભ્રષ્ટ. વૂલ્ઝીની રાજ્યનીતિઃ–સુલેહ; ઇંગ્લંડનું યૂરોપમાં વજન; કેળવણી; તેની અભિલાષાઓ. **રેફૉર્મેશન.**

ઇ. સ. ૧૫૧૯—લ્યૂથરનો પોપ સામે વિરોધ.

ઇ. સ. ૧૫૩૨—ઍનબોલીન સાથે લગ્ન.

ઇ. સ. ૧૫૩૫—હેન્‌રિ ને પોપ વચ્ચે તકરાર.

ઇ. સ. ૧૫૨૯–૪૭—પાર્લમેન્ટના પોપ સામેના કાયદાઓ. Pilgrimage of Grace. મઠોની મીલકત ખાલસા.

ઇ. સ. ૧૫૪૦—ક્રૉમ્‌વેલને દેહાંતદંડ. તેની રાજ્યનીતિઃ–રોમના ચર્ચથી ઇંગ્લંડની સ્વતંત્રતા.

ઇ. સ. ૧૫૪૨—સૉલ્વેમૉસ્સ પાસે સ્કૉટ્ રાજાની હાર.

ઇ. સ. ૧૫૪૭—રાજાનું મરણ. તેની રાણીઓઃ–કૅથેરિન; ઍનબોલીન; જેઇન સીમર; ઍન ઑવ્ ક્લીવ્ઝ; કૅથરિન હૉવર્ડ; કૅથેરિન પાર.

ઇ. સ. ૧૫૪૭–૫૩—**છઠ્ઠો એડ્વર્ડ.**

ઇ. સ. ૧૫૪૭–૪૯—સોમરસેટનો કારભાર. ઉદાર રાજ્યનીતિ.

ઇ. સ. ૧૫૫૧—સોમરસેટને દેહાંતદંડ.

ઇ. સ. ૧૫૪૯-૫૩—નર્ધમ્બરલૅંડનો કારભાર. પ્રોટેસ્ટંટ ઝનુન. લેઇડિ જેઇન ગ્રેનો કિસ્સો.

ઇ. સ. ૧૫૫૩—લેઇડિ જેઇન ગ્રેને દેહાંતદંડ. નર્ધમ્બરલૅંડને દેહાંતદંડ.

ઇ. સ. ૧૫૫૩—રાજાનું મરણ.

ઇ. સ. ૧૫૫૩-૫૮—રાણી મેઇરિ.

ઇ. સ. ૧૫૫૪—મેઇરિનું ફિલિપ સાથે લગ્ન.

ઇ. સ. ૧૫૫૫—લેઇટિમર ને રિડ્લીને દેહાંતદંડ; ક્રૅન્મરને દેહાંતદંડ. કૅથૉલિક પથની સ્થાપના.

ઇ. સ. ૧૫૫૮—કૅલેનું નુકસાન.

ઇ. સ. ૧૫૫૮-૧૬૦૩—રાણી ઇલિઝબેથ.

ઇ. સ. ૧૫૫૯—Act of Supremacy. Act of Uniformity. નવા ચર્ચની વ્યવસ્થા.

ઇ. સ. ૧૫૬૪—ફ્રાંસ સાથે મિત્રતા.

ઇ. સ. ૧૫૮૭—સ્કૉટ્ લોકોની રાણી મેઇરિને દેહાંતદંડ.

ઇ. સ. ૧૫૮૮—આર્માડાનો પરાજય.

ઇ. સ. ૧૫૯૬—અંગ્રેજો કાડિઝમાં.

ઇ. સ. ૧૫૯૯—એસ્સેક્સ આયરલૅંડમાં.

ઇ. સ. ૧૬૦૦—ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની સ્થાપના.

ઇ. સ. ૧૬૦૧—આયરલૅંડમાં શાંતિ.

ઇ. સ. ૧૬૦૩—રાણીનું મરણ.

સાહિત્ય; શોધખોળ; વેપારરોજગાર:—બેન જૉનસન્; બેઇકન; રૅલે; શેઇક્સ્પિઅર; સ્પેન્સર. નાવિકો—ડ્રેઇક; ફ્રૉબિશર; હૉકિન્સ; હૉવર્ડ.

## પ્રશ્નો

"The Chief faults of Henry VIII was his "monstrous selfishness". Examine, in the light of this statement, his relations with (a) his ministers, (b) his parliaments, (c) the church.

What were the means employed by Henry VII to secure the throne to himself and his family and to strengthen the power of the crown ?

Describe the relations between England and Spain since the marriage of Mary and Philip II in 1554 to the defeat of the Spanish Armada in 1588. What were the results of the success of England in this struggle ?

Describe the literary, commercial, and sea-faring activities of the English people in the reign of Elizabeth.

What were the claims of Henry VII to the throne of England ? Explain the various measures by which he sought to make the power of the English crown absolute.

"Elizabeth found the kingdom divided and weak; she left it united and strong". Explain this remark with reference to her difficulties and achievements.

How do you account for the despotic power which the Tudor sovereigns were allowed to exercise ?

Give a brief sketch of the attitude of the different Tudor sovereigns to the Reformation.

Why does the Tudor period indicate the dawn of a new era ?

What induced Philip of Spain to think of an invasion of England ? To what do you attribute the defeat of the Armada ? What were the great results of the defeat ?

What were the characteristics common to the Tudor sovereigns ? How do you account for the fact that in the Tudor period the House of Commons increased very much in power and importance ?

How will you show that Elizabeth's reign forms one of the most brilliant periods in English history ?

Why was the Reformation received so well in England ? How did Henry VIII break the papal power ? How was the Reformed Church finally established in England ?

---

# ખંડ ત્રીજો

## સ્ટુઅર્ટ વંશ.

**ઇ. સ. ૧૬૦૩-૨૫—પહેલો જેઇમ્સ.**

ઇ. સ. ૧૬૦૩—બાય પ્લૉટ. મેઇન પ્લૉટ.

ઇ. સ. ૧૬૦૪—હૅમ્પ્ટન કૉર્ટ કૉન્ફરન્સ.

ઇ. સ. ૧૬૦૫—ગનપાઉડર પ્લૉટ.

ઇ. સ. ૧૬૧૧—બાઇબલનું ભાષાંતર. પહેલી પાર્લમેંટને રજા.

ઇ. સ. ૧૬૧૪—Addled Parliament.

ઇ. સ. ૧૬૧૬—રૉબર્ટ કાર બરતરફ.

ઇ. સ. ૧૬૧૮—રૅલેને દેહાંતદંડ. બોહેમિઆમાં બંડ. ત્રીસ વર્ષોના સંગ્રામની શરૂઆત.

ઇ. સ. ૧૬૨૦—અમેરિકામાં ઇંગ્લંડના વસવાટની શરૂઆત. Pilgrim Fathers.

ઇ. સ. ૧૬૨૧—નવી પાર્લમેંટ. સ્પેઇન કુંવરી સાથે પાટવી કુંવરના લગ્ન માટે ખટપટ.

ઇ. સ. ૧૬૨૨—પાર્લમેંટને રજા.

ઇ. સ. ૧૬૨૪—નવી પાર્લમેંટ.

ઇ. સ. ૧૬૨૫—રાજાનું મરણ.
ઇશ્વિરદત્ત હક્ક; જેઇમ્સની પાર્લમેંટ સાથે તકરારો.

**ઇ. સ. ૧૬૨૫-૪૯—પહેલો ચાર્લ્સ.**

ઇ. સ. ૧૬૨૫—સ્પેઇન સામે લડાઇ.

ઇ. સ. ૧૬૨૬—ફ્રાંસના પ્રોટેસ્ટંટો સામે ફ્રાંસ સાથે મિત્રતા. અંગ્રેજ હાર. બીજી પાર્લમેંટ.

ઇ સ. ૧૬૨૮—બકિંગહૅમનું ખુન. Petition of Right. ત્રીજી પાર્લમેંટ.

ઇ. સ. ૧૬૨૯—પાર્લમેંટને રજા. ઇલિઅટ કેદ.

ઇ. સ. ૧૬૩૩—રાજાના આપખુદ અમલનો આરંભ. લૉડની ચર્ચની વ્યવસ્થા. વેન્ટવર્થ આયર્લૅંડમાં. "Thorough"

ઇ. સ. ૧૬૩૪—શિપમનિ ટૅક્સ.

ઈ. સ. ૧૬૩૬—હૅમ્પડનનો વિરોધ.

ઇ. સ. ૧૬૩૭—સ્કૉટ્લૅંડનું લૉડની ધર્મવ્યવસ્થા સામે બંડ. Solemn League and Covenant.

ઇ. સ. ૧૬૩૯—First Bishops' War. લૉંગ પાર્લમેંટની બેઠક.

ઈ. સ. ૧૬૪૦—સ્ટ્રૅફ્ફોર્ડને દેહાંતદંડ. લૉડ કેદમાં. Grand Remonstrace.

ઈ. સ. ૧૬૪૨—ચાર્લ્સ પાર્લમેન્ટમાં. યુદ્ધની શરૂઆત. એડ્જહિલ્લનું યુદ્ધ. રાજા ઑાક્સફૉર્ડમાં.

ઈ. સ. ૧૬૪૩—ન્યૂ બેરિની લડાઈ.

ઇ. સ. ૧૬૪૪—માર્સ્ટનમૂરની લડાઈ. સ્કૉટ્ લોકો રાજા સામે. ક્રૉમ્વેલ્લની ફત્તેહ. Self-denying Ordinance. નવું લશ્કર.

ઈ. સ. ૧૬૪૫—નેઇઝ્બિની લડાઈ. રાજાની હાર.

ઇ. સ. ૧૬૪૭—રાજાનું તાબે થવું. Independents. રાજા વાઇટના ટાપુમાં કેદ.

ઈ. સ. ૧૬૪૮—પ્રેસ્ટનની લડાઈ. સ્કૉટ્ લોકોની હાર. Pride's Purge. The Rump.

ઇ. સ. ૧૬૪૯—રાજા ઉપર કામ. તેનો શિરચ્છેદ.

ઈ. સ. ૧૬૪૯-૫૮—ક્રૉમ્વેલ્લ.

ઇ. સ. ૧૬૪૯—આયર્લૅંડ ઉપર વિજય. આયર્ટનની ફત્તેહ.

ઈ. સ. ૧૬૫૦—ડન્બારની લડાઈ. કુંવર ચાર્લ્સની હાર. બ્લેઇકની ચૅનલમાં ફત્તેહ. ડચ પરાજય.

ઇ. સ. ૧૬૫૧—વૉર્સેસ્ટરની લડાઈ. કુંવર ચાર્લ્સની બીજી હાર. સ્કૉટ્ લોકો ઉપર ક્રૉમ્વેલ્લની ફત્તેહ. ક્રૉમ્વેલ્લ પ્રોટેક્ટર.

ઇ. સ. ૧૬૫૩—રંપ બરતરફ. બૅર્બોન્સ પાર્લમેન્ટ. નવું રાજ્યતંત્ર.

ઇ. સ. ૧૬૫૪—ડચ લોકો ઉપર ફત્તેહ.

ઇ. સ. ૧૬૫૫—જામેઇકાનો કબજો. ક્રૉમ્વેલ્લ કુલ મુખત્યાર.

ઇ. સ. ૧૬૫૭—ડંકર્કનો કબજો. ફ્રેંચો સાથે મિત્રતા ને સ્પેઇન સામે યુદ્ધ.

ઈ. સ. ૧૬૫૮—છેલ્લી પાર્લમેન્ટને રજા. ક્રૉમ્વેલ્લનું મરણ.

ઈ. સ. ૧૬૫૮-૬૦—**રિચર્ડ ક્રૉમ્વેલ.** લૅમ્બર્ટ ને મન્ક.
ઇ. સ. ૧૬૫૯—રંપ પાર્લમેન્ટનું ફરી મળવું.
ઇ. સ. ૧૬૬૦—બીજા ચાર્લ્સને નિમંત્રણ.
સાહિત્ય. મિલ્ટન; બનિઅન.
ઈ. સ. ૧૬૬૦-૮૦—**બીજો ચાર્લ્સ.**
ઇ. સ. ૧૬૬૦-૬૭—ક્લૅરંડનનો કારભાર. ક્લૅરંડન કોડ.
ઇ. સ. ૧૬૬૧—Corporation Act.
ઇ. સ. ૧૬૬૨—Act of Uniformity.
ઇ. સ. ૧૬૬૪—Conventicle Act.
ઇ. સ. ૧૬૬૫—Five Mile Act.
ઇ. સ. ૧૬૬૫-૬૭—ડચ વિગ્રહ, લોસ્ટૉફ્ટ આગળ અંગ્રેજ વિજય. ચૅથમ ઉપર તોપોનો મારો. અંગ્રેજ ગભરાટ. લંડનમાં ભયંકર આગ.
ઈ. સ. ૧૬૬૮—ટેમ્પલનો ત્રિપક્ષ કરાર.
ઈ. સ. ૧૬૭૦-૭૪—કબાલનો કારભાર.
ઇ. સ. ૧૬૭૦—ડોવરનો ગુપ્ત કરાર.
ઇ. સ. ૧૬૭૨—Declaration of Indulgence. હૉલંડ સામે વિગ્રહ.
ઇ. સ. ૧૬૭૩—Test Act.
ઈ. સ. ૧૬૭૪—હૉલંડ સાથે મિત્રતા. ડૅનબિ મુખ્ય પ્રધાન.
ઈ. સ. ૧૬૭૮—ટાઇટસ ઓએટિસનું ધતીંગ. પોપિશ પ્લૉટ.
ઈ. સ. ૧૬૭૯—શેઇફ્ટ્સ્બ્યુરિની આગેવાની. નવી પાર્લમેન્ટ. હેબિઅસ કૉર્પસ ઍક્ટ. Exclusion Bill. વ્હિગ ને ટોરિ પક્ષો.
ઇ. સ. ૧૬૮૦—બીજી વ્હિગ પાર્લમેન્ટ.
ઈ. સ. ૧૬૮૧—ઑક્સફૅર્ડ પાર્લમેન્ટ. આપખુદ અમલની શરૂઆત.
ઇ. સ. ૧૬૮૩—રાય હાઉસ પ્લૉટ. વ્હિગ પરાજય.
ઇ. સ. ૧૬૮૫—રાજાનું મરણ.
**સાયન્સ; સાહિત્ય; કળા**::—ડ્રાયડન; ન્યૂટન; વર્તમાનપત્રો; રેન; પેપિસ; બૉઇલ; રૅાયલ સોસાયટિ.
ઇ. સ. ૧૬૮૫-૮૮—**બીજો જેઇમ્સ.**

ઇ. સ. ૧૬૮૫—આરૂગાઇલિનું બંડ. મન્મથની સવારી. સેજમૂરની લડાઈ. જેઇમ્સનો લોખંડી ન્યાય. મન્મથને દેહાંતદંડ. ટેસ્ટ ઍક્ટ રદ.

ઇ. સ. ૧૬૮૭—હાય કમિશન કોર્ટની ફરી સ્થાપના.

ઇ. સ. ૧૬૮૭—Declaration of Indulgence. યુનિવ્હર્સિટિમાં ને કૉલેજોમાં કૅથૉલિક નીતિ. સાત બિશપો ઉપર કામ.

ઇ. સ. ૧૬૮૮—વિલિઅમ ને મેઇરિને નિમંત્રણ; જેઇમ્સ પદભ્રષ્ટ.

**ઇ. સ. ૧૬૮૯–૧૭૦૨—વિલિઅમ ત્રીજો ને મેઇરિ.**

ઇ. સ. ૧૬૮૯—Bill of Rights. કિલિક્રાંકીની લડાઈ. આયર્લંડમાં બંડ. લંડનડેરિનો ઘેરો. ઑગ્ઝબર્ગના લીગનો વિગ્રહ શરૂ.

ઇ. સ. ૧૬૯૦—બૉઇનની લડાઈ. આયર્લંડના બંડની શાંતિ. બાચિહેડનું નૌકાયુદ્ધ. અંગ્રેજ પરાજય.

ઇ. સ. ૧૬૯૨—લાહોગનું નૌકાયુદ્ધ. અંગ્રેજ વિજય. ગ્લૅન્કોનો વધ. સ્ટાઇનિકર્ક પાસે અંગ્રેજ હાર.

ઇ. સ. ૧૬૯૪—ઇંગ્લંડની બૅંક. મેઇરિનું મરણ. વ્હિગ મંત્રિમંડળ.

ઇ. સ. ૧૬૯૫—નૉમ્સ વિલિઅમના કબજામાં.

ઇ. સ. ૧૬૯૭—રિઝવિકનો કરાર.

ઇ. સ. ૧૬૯૮—ડેરિઅન કંપનિનું પ્રકરણ. First Partition Treaty.

ઇ. સ. ૧૬૯૯—Second Partition Treaty.

ઇ. સ. ૧૭૦૦—સ્પેઇનના ચાર્લ્સનું મરણ.

ઇ. સ. ૧૭૦૧—ઍક્ટ ઑફ સેટલ્મેન્ટ. ગાદીના વારસાનો નિર્ણય.

ઇ. સ. ૧૭૦૨—વિલિઅમનું મરણ.

વિલિઅમનું ચારિત્ર. લૂઇની રાજ્યનીતિ. પાર્લમેન્ટની વધતી જતી વગ. ઇંગ્લંડનું યૂરોપમાં દરમ્યાન થવું. વ્હિગ ને ટોરિ પક્ષો. સ્પેઇનની ગાદી.

**ઇ. સ. ૧૭૦૨–૧૪—ઍન.**

ઇ. સ. ૧૭૦૨–૧૭૧૩—સ્પેઇનની ગાદી માટેનો વિગ્રહ. લડાઇનાં ક્ષેત્રો—ઇટલિ, નેધરલૅંડઝ, જર્મનિ, સ્પેઇન, ભૂમધ્ય સમુદ્ર.

ઇ. સ. ૧૭૦૪—જિબ્રાલ્ટરનો અંગ્રેજ કબજો. બ્લેનહીમ પાસે અંગ્રેજ ફત્તેહ.

ઇ. સ. ૧૭૦૬—રામિલ્લિઝ પાસે અંગ્રેજ ફત્તેહ.

ઈ. સ. ૧૭૦૭—સ્કૉટ્લૅંડ સાથે એકીનો કરાર.
ઇ. સ. ૧૭૦૮—આઉડનાર્ડની ફત્તેહ.
ઇ. સ. ૧૭૦૯—માલ્પાકવેટની ફત્તેહ. સૅશવરેલ ઉપર કામ.
ઇ. સ. ૧૭૧૦—ગૉડોલ્ફિન ને વ્હિગ લોકો સત્તાભ્રષ્ટ. હાર્લીનો કારભાર.
ઈ. સ. ૧૭૧૪—યૂટ્રેક્ટનો કરાર. ઍનનું મરણ.

માર્લ્બરો ને તેની સ્ત્રી. મિસિસ મૅશમ; ઍનનો સ્વભાવ. બૉલિંગ્બ્રોકની રાજ્યનીતિ. સ્પેઇનના સામ્રાજ્યનો વિનાશ. સાહિત્ય—સ્ટીલ; ડેફો; ઍડિસન; સ્વિફ્ટ; પોપ; જૉન્સન.

## પ્રશ્નો

Show how Oliver Cromwell rose into power. Analyse his system of government.

Mention some of the unconstitutional measures of James II and show how they led to the Revolution of 1688.

State the causes of Charles II's popularity at the beginning of his reign. Why did he grow unpopular after a few years ?

Why did William III accept the crown of England ? How far was he supported by the English people in his foreign policy ?

Who were the chief advisers of Charles I ? What influence did they exercise over his policy and with what result ?

What do you understand by Parliamentary government ? Say how William III was the first sovereign to work it successfully ?

What do you know of the character of James I ? What made him qrarrel with his Parliament ?

How did Cromwell come to power after the execution of Charles I ? Give a brief sketch of his home and foreign policy.

Who were the Puritans ? What part did they play

in the religious and political history of England in the days of Cromwell and Charles II ?

Describe the domestic and foreign policy of William III. Why is he considered a great statesman ?

What were the relations of Charles I with his Parliaments ? Compare them with those of Charles II with his Parliaments.

What were the effects of the Revolution of 1688 on (a) the standing army, (b) appointment of ministers, (c) position of judges ?

Why was it necessary to bring about the union of England and Scotland (1707) ? How did it affect each of them ?

What was the position of England on the continent in the reign of Charles II ? How far was the king responsible for it ?

What do you think of Cromwell as a *man* and as a *ruler* ?

How will you show that William III was a great statesman ? Account for his unpopularity and also for the increase in the strength and power of Parliament in the reign.

"Never had a sovereign a higher notion of his dignity, never was any less qualified to sustain it." Justify this remark about James I.

State why the Restoration was received with great joy. How do you account for the subsequent unpopularity of Charles II ?

---

## ખંડ ૪થો

## હૅનોવર વંશ

ઇ. સ. ૧૭૧૮–૨૭—પહેલો જ્યૉર્જ.

ઇ. સ. ૧૭૧૪–૧૬—સ્ટૅનહોપ ને ટાઉન્ડ્શેન્ડનો કારભાર.

ઇ. સ. ૧૭૧૫—પ્રિટેન્ડરની સવારી. શેરિફ્મૂરની ને પ્રેસ્ટનની લડાઈઓ.

ઇ. સ. ૧૭૧૬—સેપ્ટેનિઅલ ઍક્ટ. વેસ્ટમિન્સ્ટરનો કરાર.

ઇ. સ. ૧૭૧૭—ત્રિપક્ષ કરાર—ફ્રાંસ, ઈંગ્લંડ, ને હૉલંડ વચ્ચે મૈત્રી. સંડરલૅંડ સત્તા ઉપર.

ઇ. સ. ૧૭૧૮—ઑસ્ટ્રિઆ સાથે મૈત્રી બિંગની સ્પેઇન ઉપર ફત્તેહ.

ઈ. સ. ૧૭૧૯—Peerage Bill.

ઈ. સ. ૧૭૨૦—સાઉથ સી કંપનિની નાદારી. વૉલ્પોલની સત્તાનો ઉદય. કાર્ટેરેટની રાજ્યનીતિ.

ઇ. સ. ૧૭૨૫—વિએનાના કરારો. ઑસ્ટ્રિઆની ગાદી માટે ખટપટો.

ઇ. સ. ૧૭૨૭—રાજાનું મરણ.
વ્હિગ અમીરોની સત્તા; રાજાનું ચારિત્ર. મંત્રિમંડળ-કૅબિનેટ-નો ઉદય વ્હિગ મંત્રીઓનો નાણાનો કારભાર. વૉલ્પોલની રાજ્યનીતિ.

ઇ. સ. ૧૭૨૫-૬૦—**બીજો જ્યૉર્જ.** રાણી કૅરોલિનની સત્તા.

ઇ. સ. ૧૭૨૧-૪૨—વૉલ્પોલનો કારભારઃ—સુલેહ; રાષ્ટ્રીય કરજમાં ઘટાડો; Sinking Fund; પરદેશ સાથે વેપારની છૂટ; દાણ ને જગાતમાં સુધારાઓ; કૅબિનેટનો વિકાસ.

ઇ. સ. ૧૭૨૯—સેવિલ્લનો કરાર.

ઇ. સ. ૧૭૩૧—વિએનાનો બીજો કરાર.

ઈ. સ. ૧૭૩૮—રાણીનું મરણ.

ઈ. સ. ૧૭૩૯—સ્પેઇન સામે લડાઈ. જેનકિન્સનું પ્રકરણ.

ઈ. સ. ૧૭૪૧—નવી પાર્લમેન્ટ. વૉલ્પોલની સત્તાનો નાશ.

ઈ. સ. ૧૭૪૨-૪૪—કાર્ટરેટનો કારભાર. યૂરોપમાં દરમ્યાનગીરી.

ઈ. સ. ૧૭૪૩—ડેટિન્જનની લડાઇ. ફ્રેંચ પરાજય.

ઈ. સ. ૧૭૪૪-૪૮—ઑસ્ટ્રિઆની ગાદીનો વિગ્રહ.

ઈ. સ. ૧૭૪૫—બીજા પ્રિટન્ડરની સવારી. પ્રેસ્ટનપૅન્સ પાસે તેની ફત્તેહ. કુલોડનની લડાઇમાં અંગ્રેજ ફત્તેહ. ફૉન્તેનોય પાસે અંગ્રેજ પરાજય.

ઈ. સ. ૧૭૪૬—હિંદમાં ડૂપ્લેનું રાજકારણ. પહેલો કર્ણાટક વિગ્રહ.

ઈ. સ. ૧૭૪૮—એલાશાપેલ્લનું તહ.

ઈ. સ. ૧૭૪૫-૪૬—પેલ્હામોનો નબળો કારભાર. અમેરિકામાં ફ્રાંસ ને ઈગ્લંડ વચ્ચે વિગ્રહ. સાત વર્ષોના વિગ્રહનાં પગરણ.

ઇ. સ. ૧૭૫૪—પેલ્હામનું મરણ. ન્યૂકૅસલનો કારભાર.

ઇ. સ. ૧૭૫૬–૬૧—મોટા પિટ્ટનો કારભાર. ન્યૂકૅસલનું રાજીનામું.

ઇ. સ. ૧૭૬૦—રાજાનું મરણ.

## અંગ્રેજ સામ્રાજ્ય. મુસાફરો.

ઇ. સ. ૧૪૯૭—કૅબો ઉત્તર અમેરિકામાં.

ઇ. સ. ૧૫૮?—ગિલ્બર્ટ ન્યૂ ફાઉન્ડલૅંડમાં.

## અમેરિકાનો વસવાટ.

## રાજાના પ્રયાસોથી.

ઇ. સ. ૧૫૮૫—રેલેનો પ્રવાસ, વર્જિનિઆમાં.

ઇ. સ. ૧૬૦૭—વર્જિનિઆમાં વસાહત. મેઇરિલૅંડમાં વસાહત. કૅરોલિના. જ્યૉર્જિઆ.

## પ્યુરિટનોનાં વસાવેલાં સંસ્થાનો.

ઇ. સ. ૧૬૨૦—ન્યૂપ્લિમાઉથ.

ઇ. સ. ૧૬૩૦—મૅસૅચ્યુસેટ્સ.

ઇ. સ. ૧૬૩૩—કૉનેક્ટિકટ ને ન્યૂહૅવન. રોડ ટાપુ.

## પ્રજાનાં જીતેલાં.

ઇ. સ. ૧૬૫૫—જમેઇકાની જીત.

ઇ. સ. ૧૬૬૧—ન્યૂયૉર્ક ને ન્યૂજર્સિ ડચ પાસેથી તાબે.

ઇ. સ. ૧૬૮૨—પેનસિલ્વાનિઆ, પેને વસાવેલું.

## હિંદુસ્તાન.

ઇ. સ. ૧૬૦૦—ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની સ્થાપના,

ઇ. સ. ૧૬૧૨—સુરતમાં કોઠી.

ઇ. સ. ૧૬૩૯—મદ્રાસમાં કંપની.

ઇ. સ. ૧૬૬૮–૬૯—મુંબઈનો પટ્ટો

ઇ. સ. ૧૭૧૭—ફરૂખસિઅરનું ફરમાન,

ઇ. સ. ૧૭૪૪–૪૮—પહેલો કર્ણાટક વિગ્રહ,

ઇ. સ. ૧૭૫૮–૫૪—બીજો કર્ણાટક વિગ્રહ, આરની; કાવેરીપાક; અર્કાટ.

ઇ. સ. ૧૭૫૮–૬૩—ત્રીજો કર્ણાટક વિગ્રહ. વાંદિવાશ. પોંદિચેરી.

ઈ. સ. ૧૭૫૭—પ્લાસીનું યુદ્ધ; કંપનિની બંગાળામાં સર્વોપરિ સત્તા,
ઈ. સ. ૧૭૬૦—વાંદિવાશનું યુદ્ધ. કંપનિની કર્ણાટકમાં સર્વોપરિ સત્તા,
ઈ. સ. ૧૭૬૪—બકસરનું યુદ્ધ. શાહઆલમ ને શુજા-ઉદ-દવલા ઉપર ફત્તેહ.
ઈ. સ. ૧૭૬૫—બંગાળા ને બિહારની દીવાની કંપનિને-અલ્લાહાબાદનો કરાર.
ઈ. સ. ૧૭૫૧—આર્કાટનો ઘેરો. બીજો કર્ણાટક વિગ્રહ.
ઈ. સ. ૧૭૫૬-૬૩—સાત વર્ષોનો વિગ્રહ. Seven Years War.
ઈ. સ. ૧૭૫૬—બિંગનો માયનૉર્કા આગળ પરાજય. સિરાજ-ઉદ-દૌલાની કલકત્તાની સવારી. બ્લૅક હોલ ઑફ કલકત્તા.
ઈ. સ. ૧૭૫૭—કંબરલૅંડનો યૂરોપમાં પરાજય. ફ્રેડરિકની ફત્તેહ-પ્લાસીની લડાઈ. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની બંગાળામાં ફત્તેહ.
ઈ. સ. ૧૭૫૮—કૅનેડામાં વૂલ્ફની લૂઈબુર્ગ પાસે ફત્તેહ.
ઈ. સ. ૧૭૫૯—લૅગૉસ બે ને કિવબ્રૂરોં બે આગળ અંગ્રેજોનો દરિયાઈ વિજય. જર્મનિમાં ફ્રેડરિકનો વિજય-પરાજય. ક્વીબેક આગળ વૂલ્ફની ફત્તેહ.
ઈ. સ. ૧૭૬૦—રાજાનું મરણ. મોંટ્રિઅલ કબજે. કૅનેડા ખાલસા. વાંદિવાશ આગળ કૂટની ફત્તેહ.
ઇ. સ. ૧૭૬૧—પિટ્ પદભ્રષ્ટ. પોંડિચેરી ખાલસા.
ઈ. સ. ૧૭૬૨—સ્પેઇન સામે લડાઈ. મૅનિલા કબજે.
ઈ. સ. ૧૭૬૩—પૅરિસનો કરાર. લડાઈનાં કારણો. પૅરિસના કરારનાં પરિણામો. **પિટ્નો કારભાર:** (૧) ૧૭૫૬-૫૭. (૨) ૧૭૫૭-૬૧. તેની રાજ્યનીતિ-ફ્રેંચ સામ્રાજ્ય ને વેપારને તોડવાં; યૂરોપનાં રાજ્યોને ફ્રાંસ સામે મદદ કરવી; અંગ્રેજ સામ્રાજ્ય ને વેપાર જમાવવાં.

**સાહિત્ય—**બૉલિંગ્બ્રોક; લૉક; ચેસ્ટરફીલ્ડ; વોલ્પોલ; મેથડિસ્ટ પ્રવૃત્તિ. વેઝલી; વ્હિટ્ફીલ્ડ;

**ઈ. સ. ૧૭૬૦-૧૮૨૦—ત્રીજો જ્યૉર્જ.**

## કારભારો

ઇ. સ. ૧૭૬૦-૬૧—પિટ્.
ઈ. સ. ૧૭૬૧-૬૩—બ્યૂટ.

ઇ. સ. ૧૭૬૩-૬૫—બેડ્ફૉર્ડ ને ગ્રૅનવિલ્લ.
ઇ. સ. ૧૭૬૫-૬૬—રૉકિંગ્હૅમ.
ઇ. સ. ૧૭૬૬-૬૮—મોટો પિટ્.
ઈ. સ. ૧૭૬૮-૭૦—ગ્રૅફ્ટન.
ઈ. સ. ૧૭૭૦-૮૨—લૉર્ડ નૉર્થ.
ઈ. સ. ૧૭૮૨—૮૩—રૉકિંગ્હૅમ ને શેલ્બર્ન.
ઇ. સ. ૧૭૮૩—ફૉક્સ ને લૉર્ડ નૉર્થ.
ઇ. સ. ૧૭૮૩-૧૮૦૧—નાનો પિટ્.
ઇ. સ. ૧૮૦૧-૨—ઍડિંગ્ટન.
ઇ. સ. ૧૮૦૨-૬—નાનો પિટ્.
ઇ. સ. ૧૮૦૬-૧૮૦૭—ફૉક્સ, ગ્રૅનવિલ્લ ને પૉર્ટ્લૅંડ.
ઇ. સ. ૧૮૦૭-૧૨—પર્સિવલ ને પૉર્ટ્લૅંડ.
ઈ. સ. ૧૮૧૨-૨૦—લિવરપૂલ.
ઇ. સ. ૧૮૨૦—રાજાનું મરણ.

## અમેરિકાનો સવાલ.

અમેરિકાનાં સંસ્થાનોનો વહિવટ; પૅરિસના તહથી બદલાએલી સ્થિતિ; બચાવનું ખર્ચ; વેપાર ઉપર અંકુશ.

ઈ. સ. ૧૭૬૫—ગ્રૅનવિલ્લે પ્રસાર કરેલો સ્ટૅંપ ઍક્ટ.
ઈ. સ. ૧૭૬૬—રૉકિંગ્હૅમને હાથે સ્ટૅંપ ઍક્ટ રદ. ઇંગ્લંડના સાર્વભૌમપણાનો ઠરાવ.
ઈ. સ. ૧૭૬૭—ટાઉનશેન્ડની ચા ને કાચી ઉપર જગાતો. અમેરિકામાં બ્રિટિશ માલનો બહિષ્કાર.
ઈ. સ. ૧૭૭૦—નૉર્થે રદ કરેલી જગાતો. ચા ઉપર જગાત ચાલુ. બૉસ્ટનમાં તોફાન.
ઈ. સ. ૧૭૭૩—બૉસ્ટનમાં તોફાનો ચાલુ. બૉસ્ટનને શિક્ષા.
ઈ. સ. ૧૭૭૪—મૅસૅચ્યુસેટસના હક્કો રદ. ફિલાડેલ્ફિઆમાં કૉંગ્રેસ્સ.
ઈ. સ. ૧૭૭૫—લૅક્સિંગ્ટનની લડાઈ ને ગેઇજની હાર.
ઈ. સ. ૧૭૭૬—સંસ્થાનોનું સ્વતંત્ર જાહેર થવું. બંકરહિલ્લની લડાઇ ને લૉર્ડ હોની ફત્તેહ. બ્રૂકલીન પાસે અમેરિકન હાર.

ઈ. સ. ૧૭૭૭—સારાટોગા પાસે અંગ્રેજ સરદાર બરગૉઇનની હાર.
ઈ. સ. ૧૭૭૮-૮૦—ફ્રાંસ ને સ્પેઈન, ને પછી હૉલ્લંડનું લડાઇમાં ઉતરવું.
ઇ. સ. ૧૭૮૦—સેઇન્ટ વિન્સેન્ટ આગળ અંગ્રેજ નૌકાબળની ફત્તેહ.
ઇ. સ. ૧૭૮૧—યૉર્કટાઉન પાસે કૉર્નવૉલ્લિસની હાર.
ઇ. સ. ૧૭૮૩—વર્સાઇલની સુલેહ. સંસ્થાનોની સ્વતંત્રતા.

## હિંદુસ્તાન, ઇ. સ. ૧૭૬૫-૯૮.

ઇ. સ. ૧૭૭૨-૮૫—વૉરૅન હેસ્ટિંગ્સનો કારભાર.
ઇ. સ. ૧૭૭૩—રેગ્યુલેઇટિંગ ઍક્ટ.
ઇ. સ. ૧૭૭૮-૮૨—પહેલો મરાઠા વિગ્રહ.
ઈ. સ. ૧૭૭૮-૮૪—હૈદરઅલી ને ટિપુ સામે વિગ્રહ.
ઇ. સ. ૧૭૮૪—પિટ્ટનો કાયદો.
ઇ. સ. ૧૭૮૫-૯૩—કૉર્નવૉલ્લિસનો કારભાર.
ઇ. સ. ૧૭૯૩—ટિપુ સામે લડાઈ.
ઇ. સ. ૧૭૯૩-૯૮—શૉરનો શાંત કારભાર.

## આંતર કારભારોના મુખ્ય બનાવો, ઇ. સ. ૧૭૬૦-૯૨.

ઇ. સ. ૧૭૬૩-૬૪—વિલ્કિઝનો પ્રશ્ન.
ઇ. સ. ૧૭૬૫—રાજાની પહેલી માંદગી.
ઇ. સ. ૧૭૬૮-૭૦—મિડ્લસેક્સની ચુંટણીનું પ્રકરણ.
ઇ. સ. ૧૭૭૩—રેગ્યુલેઇટિંગ ઍક્ટ.
ઇ. સ. ૧૭૮૦—લૉર્ડ ગૉર્ડનની આગેવાની નીચે બંડ.
ઇ. સ. ૧૭૮૨—ગ્રૅટનની આગેવાની નીચે આયર્લંડને સ્વતંત્રતા. પાર્લમેંટનો સુધારો.
ઇ. સ. ૧૭૮૩-૮૪—ફૉક્સનાં ને પિટ્ટનાં ઇન્ડિઆ બિલ્લો.
ઈ. સ ૧૭૮૭—ફ્રાંસ સાથે વેપારનો કરાર. સુલેહભરી ને કરકસરી રાજ્યનીતિ.
ઈ. સ. ૧૭૮૮—રાજાની બીજી માંદગી.

## ઇંગ્લંડ ને ફ્રાંસ, ૧૭૮૯-૧૮૧૫.

ઈ. સ. ૧૭૮૯—ફ્રાંસમાં રાજ્યવિપ્લવ—Revolution.
ઈ. સ. ૧૭૯૦—ફ્રાંસમાં નિયંત્રિત રાજસત્તાની સ્થાપના.

ઈ. સ. ૧૭૯૧—બર્કનું પુસ્તક-French Revolution-બહાર પડ્યું. ફ્રેંચ રાજારાણીનું નાસી જવું. તેઓ કેદ. તેમની ઑસ્ટ્રિઆ ને પ્રશિઆ સાથે ખટપટો. વ્હિગોમાં તડ.

ઈ. સ. ૧૭૯૨—ફ્રેંચો, ને ઑસ્ટ્રિઆ ને પ્રશિઆના રાજાઓ વચ્ચે લડાઈ. વાલ્મી પાસે જર્મન હાર.

ઈ. સ. ૧૭૯૩—ફ્રાંસમાં હત્યાકાંડ. રાજારાણીને દેહાંતદંડ. મહાજનસત્તાક રાજ્ય-Republic-ની સ્થાપના. યૂરોપ ને ઇંગ્લંડ ફ્રાંસ સામે. "ડાયરેક્ટરેઇટ"નું રાજ્યતંત્ર.મિત્રરાજ્યોની હારો.The First Coalition.

ઇ. સ. ૧૭૯૪—હૉલ્લંડ ને ફ્રાંસ વચ્ચે સમાધાની.

ઇ. સ. ૧૭૯૫—સ્પેઇન ને પ્રશિઆ સાથે ફ્રેંચ સમાધાની.

ઇ. સ. ૧૭૯૬—ઑસ્ટ્રિઆ સાથે ફ્રાંસની સમાધાની.

ઇ. સ. ૧૭૯૭—નેપોલિઅનની સત્તાનો ઉદય. સેઈન્ટ વિન્સેંટ પાસે અંગ્રેજ નૌકાબળની ફત્તેહ.

**નેપોલિઅન, ઇ. સ. ૧૭૯૭–૧૮૧૫.**

ઇ. સ. ૧૭૯૮—નેપોલિઅન ઇજિપ્તમાં. અબૂકિર અખાતમાં નેલ્સનનો વિજય.

ઈ. સ. ૧૭૯૯—ટિપુનો પરાજય. એકરનો સિમથે કરેલો બચાવ. નેપોલિઅનની સિરિઆમાં નિરાશા. નેપોલિઅન First Consul તરીકે. ઍલેક્ઝાન્ડ્રિઆ પાસે અંગ્રેજ ફત્તેહ.

ઑસ્ટ્રિઆ ને રશિઆ નેપોલિઅન સામે. The Second Coalition.

ઇ. સ. ૧૮૦૦—ઑસ્ટ્રિઆની ને ઝારની નેપોલિઅન સાથે સમાધાની. યૂરોપનાં દરિયાઈ રાજ્યો ઇંગ્લંડ સામે. કોપનહેગન પાસે નેલ્સનનો વિજય. રશિઆ ને ઇંગ્લંડ વચ્ચે સમાધાની.

ઇ. સ. ૧૮૦૨—આમીન્સનું તહ.

પિટ્ટનો કડક આંતર કારભાર. પરદેશીઓ સામે; સભાઓ સામે; હેબિઅસ કૉર્પસ મોકુફ.

**આયર્લંડ, ઇ. સ. ૧૭૮૪-૧૮૦૧.**

ઇ. સ. ૧૭૯૫—ફિટ્ઝવિલિઅમનો કારભાર. કૅથૉલિકો સાથે સમાધાનીના માર્ગો.

ઇ. સ. ૧૭૯૬—ફ્રેંચોની મદદ.
ઇ. સ. ૧૭૯૭—ડચ લોકોની મદદ.
ઇ. સ. ૧૭૯૮—આયર્લંડમાં બંડ. વિનિગર હિલ્ને વેક્સફૉર્ડની લડાઇઓ.
ઇ. સ. ૧૮૦૦—આયર્લંડ ને ઇંગ્લંડ એક રાજ્ય તરીકે. પિટ્નો કાયદો.
ઇ. સ. ૧૮૦૧—પિટ્નું રાજીનામું.

## નેપોલિઅન સામે ફરી યુદ્ધ, ૧૮૦૩–૧૮૦૯.

ઇ. સ. ૧૮૦૩—વિગ્રહની શરૂઆત.
ઇ. સ. ૧૮૦૪—નેપોલિઅનનો "એંપરર" તરીકે અભિષેક; ઇંગ્લંડ ઉપર સવારીની તૈયારીઓ.
ઇ. સ. ૧૮૦૫—સ્પેઇન ને ફ્રાંસ વચ્ચે મૈત્રી. ટ્રફાલ્ગર પાસે નેલ્સનનો વિજય. નેલ્સનનું મૃત્યુ. ઑસ્ટ્રિઆ ને રશિઆ સાથે અંગ્રેજ કરાર. Third Coaliton. ઉલ્મ ને આઉસ્ટરલિટ્સની નેપોલિઅનની અપ્રતિમ ફત્તેહો ને ઑસ્ટ્રિઆની ભયંકર હારો. નેપોલિઅન વીએનામાં.
ઇ. સ. ૧૮૦૬—પ્રશિઆની આઉરસ્ટાટ ને જેના પાસે ભયંકર હારો. પિટ્નું મરણ.
ઇ. સ. ૧૮૦૭—ટિલ્સિટ મુકામે ઝાર ને નેપોલિઅન વચ્ચે કરાર. Confederation of the Rhine. બર્લીનથી નેપોલિઅનનાં બ્રિટિશ વેપાર સામે જાહેરનામાં. ઇંગ્લંડ ઉપર પહેરો. યૂરોપ નેપોલિઅનને શરણે.
ઇ. સ. ૧૮૦૮—સ્પેઇનમાં નેપોલિઅનનો ભાઈ જોસફ રાજા. ઇંગ્લંડનો નેપોલિઅનને જવાબ–Orders in Council. સ્પેઇનમાં બંડ.

## સ્પેઇનમાં વિગ્રહ, ૧૮૦૮–૧૮૧૩.

ઇ. સ. ૧૮૦૮—વિમીરોની લડાઈ. સર જૉન મૂરની તૈયારીઓ.
ઇ. સ. ૧૮૦૯—કોરુન્નાની લડાઈ. વેલિંગ્ટનનો ટાલાવેરા પાસે વિજય.
ઇ. સ. ૧૮૧૦—અંગ્રેજો પોર્ચુગલમાં. અંગ્રેજો સ્પેઇન ઉપર.
ઇ. સ. ૧૮૧૧—આલ્મેદા સર. અલબેઉરા પાસે અંગ્રેજ ફત્તેહ.
ઇ. સ. ૧૮૧૨—સાલામાંકા પાસે અંગ્રેજ ફત્તેહ.
ઇ. સ. ૧૮૧૩—ઉત્તર સ્પેઇનમાંથી ફ્રેંચ લશ્કરનું ચાલ્યા જવું. વિટ્ટોરિઆની લડાઈ. અંગ્રેજો ફ્રાંસમાં.

ઇ. સ. ૧૮૧૯—બૅંયોં ઉપર સવારી. તૂલૂઝ સર.

**નેપોલિઅન ને યૂરોપ, ઇ. સ. ૧૮૦૯–૧૫.**

ઈ. સ. ૧૮૦૯—ઑસ્ટ્રિઆની વાગ્રામ પાસે હાર. પ્રશિઆની તૈયારી.

ઈ. સ. ૧૮૧૧—નેપોલિઅન ને ઝાર વચ્ચે બંદરો વિષે મતભેદ.

ઇ. સ. ૧૮૧૨—મૉસ્કો ઉપર નેપોલિઅનની અજબ સવારી. પ્રશિઆ, સ્વિડન, ઑસ્ટ્રિઆ, ને બીજાં રાજ્યો નેપોલિઅન સામે.

ઇ. સ. ૧૮૧૩—નેપોલિઅનની લાઇપિઝિક પાસે ભયંકર હાર.

ઈ. સ. ૧૮૧૪—નેપોલિઅન શરણે ને એલ્બામાં દેશપાર. ફ્રાંસમાં લૂઈનું રાજ્ય.

ઇ. સ. ૧૮૧૫—નેપોલિઅન ફરી ફ્રાંસમાં. વૉટર્લૂની લડાઈ. નેપોલિઅન હેલેનામાં દેશપાર. વિએનાનું તહ.

**અમેરિકા સામે યુદ્ધ, ઇ. સ. ૧૮૧૨–૧૪.**

**હિંદુસ્તાન,** ઇ. સ. ૧૭૯૮–૧૮૨૩.

ઈ. સ. ૧૭૯૮–૧૮૦૫—વેલેસ્લીનો કારભાર, કંપનિ સાર્વભૌમ; કર્ણાટક, તાંજોર, સુરત, કટક, બાલાસોર, દિલ્હી, આગ્રા, રોહિલખંડ, ગોરખપુર ખાલસા.

ઇ. સ. ૧૮૦૨—વસઇનો કરાર.

ઈ. સ. ૧૮૦૩–૧૮૦૪—મરાઠાઓ સામે વિગ્રહો.

ઈ. સ. ૧૮૦૯—અમૃતસરનો કરાર. નાભા જેવાં સિખ રાજ્યો ઉપર સત્તા મિન્ટોનો કારભાર,

ઈ. સ. ૧૮૧૬—ગુર્ખા વિગ્રહ, કુમાઊન, ગઢવાલ, ખાલસા,

ઇ. સ. ૧૮૧૭–૧૮૧૮—ચોથો મરાઠા વિગ્રહ. મહારાષ્ટ્ર ખાલસા, રજપુત રાજાઓ સાથે નવા કરારો. હેસ્ટિંગ્સનો કારભાર.

**ઔદ્યોગિક ક્રાંતિ–Industrial Revolution.**

ઈ. સ. ૧૭૬૬—કાંતવાના નવા સંચાઓના શોધની શરૂઆત.

ઇ. સ. ૧૭૬૯—સ્ટીમ ઇંજિનની શોધ.

ઈ. સ. ૧૭૮૫—વણાટકામના સંચાઓની શોધની શરૂઆત.

સુતર ને ઊનના કાપડનાં કારખાનાં. લોઢાનાં કારખાનાં. લોકોનો કારખાનાંવાળાં શહેરોમાં જમાવ. યૉર્કશિઅર, લૅંકેશિઅર, ને પશ્ચિમનાં શહેરો ને બંદરોનો વિકાસ. મજૂરોની સ્થિતિ. તેમનું રક્ષણ. નવા

વેપારીઓ. કારખાનાંના માલીકો. નવું અર્થશાસ્ત્ર-ઍડમ સ્મિથનો ગ્રંથ-Wealth of Nations, ૧૭૭૬. માલ્થસ. રિકાર્ડો. દેશાવર સાથે વધતો જતો વેપાર. વધતી જતી આબાદી. ખોરાકની તંગી. મજૂરોનાં તોફાનો. સાર્વજનિક જમીનની થોડા લોકોએ કરેલી ખરીદી. ખેડુતોની નુકસાની. ગરીબોની બેકારી. પરિણામો—પાર્લમેંટના સુધારા માટે પોકારો; ક્રાંતિના ઉપાયોની સૂચનાઓ; રૅડિકલ પક્ષનો જન્મ. બૅંકો.

**નવું સાહિત્ય; કળા**—વર્ડ્ઝવર્થ; સ્કૉટ; કૉલરિજ; શેલી; કીટ્સ; ગોલ્ડસ્મિથ; ફીલ્ડિંગ; જેઇન ઑસ્ટિન; બર્ક; ગિબન; રેનોલ્ડ્સ; ઑસ્ટ્રેલિઆમાં કૂકનો પ્રવાસ. Evangelists.

**આંતર બનાવો.**

**ઇ. સ. ૧૮૦૭**—ગુલામી બંધ.

**ઇ. સ. ૧૮૧૯–૨૦**—સુલેહનો ભંગ. Six Acts. Cato Street Conspiracy.

**ઇ. સ. ૧૮૨૦–૩૦—ચોથો જ્યૉર્જ.**

**કારભારો.**

**ઇ. સ. ૧૮૧૦–૨૭**—લૉર્ડ લિવરપૂલ.

**ઇ. સ. ૧૮૨૭**—ગૉડ્રિક.

**ઇ. સ. ૧૮૨૮–૩૦**—ડ્યૂક ઑફ વેલ્લિંગ્ટન.

**ઇ. સ. ૧૮૩૦**—રાજાનું મરણ.

**મુખ્ય બનાવો.**

**ઇ. સ. ૧૮૨૨**—કાયદાઓમાં પીલના સુધારાઓ.

**ઇ. સ. ૧૮૨૩**—હસ્કિસ્સનના આર્થિક સુધારાઓ.

**ઇ. સ. ૧૮૨૨–૨૭**—કૅનિંગનો પરદેશ સાથેના વ્યહવાર. અમેરિકા; પોર્ચુગલ; સ્પેઇન; ગ્રીસ. નેવેરિનોની લડાઈ.

**ઇ. સ. ૧૮૨૮**—ટેસ્ટ અને કૉર્પોરેશન કાયદાઓ રદ.

**ઇ. સ. ૧૮૨૯**—કૅથૉલિકોને છૂટ. આયર્લૅંડમાં શાંતિ. કૅનિંગની રાજ્યનીતિ.

**ઇ. સ. ૧૮૩૦–૩૭—ચોથો વિલિઅમ.**

**કારભારો.**

**ઇ. સ. ૧૮૩૦**—વેલ્લિંગ્ટન.

ઇ. સ. ૧૮૩૦-૩૪—અર્લ ગ્રે.
ઇ. સ. ૧૮૩૪—લૉર્ડ મેલ્બૉર્ન.
ઇ. સ. ૧૮૩૪-૩૫—સર રૉબર્ટ પીલ.
ઇ. સ. ૧૮૩૫-૩૭—લૉર્ડ મેલ્બૉર્ન.

### બનાવો.

ઇ. સ. ૧૮૩૦—ફ્રાંસમાં લૂઈ ફિલિપિની સત્તાની સ્થાપના.

ઇ. સ. ૧૮૩૨—હાઉસ ઑફ્ કૉમન્સનો સુધારો. Reform Bill. બેલ્જિઅમ સ્વતંત્ર. પામર્સ્ટનની રાજ્યનીતિ, સ્પેઇનમાં, પોર્ચુગલમાં, તુર્કીમાં, ઇજિપ્તમાં, ને પોલંડમાં.

ઇ. સ. ૧૮૩૪—Poor Law.

ઇ. સ. ૧૮૩૫—સ્થાનિક સ્વરાજ્યનો કાયદો.

ઇ. સ. ૧૮૩૭—રાજાનું મરણ.

### હિંદુસ્તાન, ઇ. સ. ૧૮૨૩-૩૭.

ઇ. સ. ૧૮૨૬—પહેલો બ્રહ્મી વિગ્રહ. આસામ, આરાકાન, ને તિનાસરિમ ખાલસા. ગવ્હર્નર જનરલ, ઍમ્હર્સ્ટ.

ઇ. સ. ૧૮૨૯-૩૫—બેન્ટિન્કનો કારભાર. રણજિતસિંહ, ભાવલપુરના નવાબ ને સિંધના અમીરો સાથે સુલેહો. મ્હૈસુરમાં બ્રિટિશ રાજ્યતંત્ર. કાચાર ને કૂર્ગ ખાલસા.

**સમાજસત્તાવાદી-Socialist લેખકો**—ટૉમ પેઇન, રૉબર્ટ ઓવન, ફ્રાંસિસ પ્લેઇસ. **ચાર્ટિસ્ટ લોકોનો ઉદય**-તેમના ૭ મુદ્દાઓ:- દરેક માણસને મતનો અધિકાર, ગુપ્ત રીતે મત આપવાની છૂટ, એકસરખાં મતદારમંડળો, વાર્ષિક પાર્લમેંટો, પાર્લમેંટના સભ્યોને પગાર, માલધારીપણાથી મતદાર હોવાના ધારાને રદ કરવાનું. તેમની જુદી જુદી અરજીઓ, ઇ. સ. ૧૮૩૯, ૧૮૪૨, ૧૮૪૮.

### પ્રશ્નો

What was the nature of the rivalry between England and France during the 18th century? What part did the elder Pitt play in the struggle?

